આ મંદિરની પાસે બે માળની ધર્મશાળામાં પં. શ્રીમોતીવિજયજીનો જ્ઞાનભંડાર છે.

૪. થાવરિયા બજારમાં બાબાસાહેબના નામથી ઓળખાતું શ્રીઆદીશ્વર ભગવાનનું બાવન જિનાલયયુક્ત શિખરબંધી મંદિર છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા રાા હાથ ઊંચી છે. તેમના આસન ઉપર સં. ૧૮૮૬ નો લેખ છે. મૂળનાયકની આસપાસ શ્રીશાંતિનાથ અને શ્રીમહાવીરસ્વામીની ૧ાા હાથ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમાઓ છે. મંદિરના પાછલા ભાગમાં દાદાજીની છત્રી છે. આ મંદિર ભટ્ટારકગચ્છીય શ્રીકસ્તુરચંદજીએ બંધાવ્યું છે. મંદિરના આગલા ભાગમાં ધર્મશાળા છે.

૫. ઉપર્યુક્ત મંદિરની પાસે શ્રીપૂજ ગંભીરચંદજીએ સં. ૧૮૫૦ લગભગમાં બંધાવેલું મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીચંદ્રપ્રભસ્વામીની ૧ાા હાથ પ્રમાણ પ્રતિમા વિરાજમાન છે, સિવાય ગૌતમસ્વામીની એક ધાતુમૂર્તિ પણ છે.

૬. એ જ બજારમાં ગુગરિયાના મંદિરથી ઓળખાતું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા ૧ાા હાથ ઊંચી છે અને તેની આસપાસ રહેલી શ્રીઆદિનાથ ભગવાનની બંને મૂર્તિઓ પણ ૧ાા હાથ ઊંચી છે. શ્રીસંઘે સં. ૧૮૯૨ લગભગમાં આ મંદિર બંધાવ્યું છે.

૭. ઘાટી પર ખરતરગચ્છીય શ્રીલાલચંદજી યતિએ બંધાવેલું શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા રાા હાથ ઊંચી છે. આ મંદિરનો કેટલોક ભાગ જીર્ણ થયેલો છે.

૮. ઉપર્યુક્ત મંદિરની પાસે શ્રીશાંતિનાથ ભગવાનનું બાવન જિનાલય મંદિર શિખરબંધી છે. શ્રીઅગરજી યતિએ આ મંદિર બંધાવેલું હોવાથી અગરજીના મંદિર તરીકે ઓળખાય છે તેમાં મૂળનાયકની પ્રતિમા ૨ હાથ ઊંચી છે. મંદિરની સામેના ચોકમાં ચૌમુખી સમવસરણ છે, તેમાં ચારે દિશામાં એકેક મૂર્તિ સ્થાપન કરેલી છે. આ સિવાય વીશવિહરમાન જિનપટ્ટ, નંદીશ્વર દ્વીપપટ્ટ, સત્તરિયસ જિનપટ્ટ, ચોવીશ યક્ષ-યક્ષિણી પટ્ટ વગેરે પટ્ટો આ મંદિરમાં વિદ્યમાન છે. સં. ૧૬૦૦ લગભગમાં આ મંદિર બંધાવેલું કહેવાય છે.

૯. એ જ બજારમાં શ્રીમોતીલાલજીના મંદિરથી અને શ્રીમલ્લિનાથ ભગવાનના નામે ઓળખાતું શિખરબંધી મંદિર છે. અત્યારે મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાન વિરાજમાન છે એટલે અગાઉ શ્રીમલ્લિનાથ ભગવાન મૂળનાયક હશે એમ તેની પ્રસિદ્ધિ ઉપરથી લાગે છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા ૨ા હાથ ઊંચી છે, અને બંને તરફ શ્રીપાર્શ્વ-નાથ ભગવાનની મૂર્તિઓ પ્રતિષ્ઠિત છે. મંદિરમાં સં. ૧૬૫૨ નો લેખ વિદ્યમાન છે.

મંદિરની બહાર આવેલી એક છત્રીમાં સં. ૧૬૫૨ ના લેખવાળી શ્રીઅજિતનાથ ભગવાનની ૫ ફીટ ઊંચી અને બીજી છત્રીમાં સં. ૧૭૦૧ ના લેખવાળી શ્રીમહાવીરપ્રભુની ૫ ફીટ ઊંચી તેમજ સં. ૧૮૯૩ ના લેખવાળી શ્યામવર્ણી શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ૧ હાથ ઊંચી છે. જિનાલયની પાછળ બગીચો છે.

૧૦. હનુમાન કુંડીની પાછળ શ્રીઆદીશ્વર ભગવાનનું ઘર દેરાસર છે. આ મંદિર કરમચંદજી યતિના મંદિરથી ઓળખાય છે.

૧૧. તમાકુ બજારમાં તળાવના કિનારે આવેલા વિશાળ બગીચામાં શ્રીચંદ્રપ્રભુનું શિખરબંધી મંદિર દિવાન બહાદુર શેઠ કેશરીચંદજીએ સં. ૧૯૫૨ માં બંધાવ્યું છે. મૂળનાયકની મૂર્તિ સપરિકર છે અને શ્રીપાર્શ્વનાથ ભગવાનની એક પ્રતિમા પ્રાચીન છે. મંદિરનો મંડપ વિશાળ છે અને પચરંગી લાદીઓથી ભૂમિકા જડેલી છે. આ મંદિરમાં સુખડની ગુરુમૂર્તિ ૧ વિદ્યમાન છે.

૧૨. ઉપર્યુક્ત મંદિર પાસે કોટાવાળાની પેઢીમાં શ્રીઆદીશ્વર ભગવાનનું ઘર દેરાસર છે. આમાં પાનાની ૧ મૂર્તિ વિરાજમાન છે.

★

## ૧૭૧. બિબડોદ

( કોઠા નંબર : ૩૧૪૫ )

રતલામથી ૬ માઈલ અને સાગોદિયાથી પશ્ચિમ તરફ રા માઈલ દૂર બિબડોદ નામે ગામ છે. આ સ્થળે જૈનોનું પ્રાચીન તીર્થ વિદ્યમાન છે. વિશાળ વંડામાં ૫ દેરાસરો યુક્ત સોધશિખરી મંદિર સં. ૧૩૦૦ લગભગમાં બનેલું જણાય છે. આને શ્રીકેશરિયાનાથજીનું મંદિર પણ કહે છે.

મધ્યના મોટા જિનાલયમાં શ્રીઋષભદેવ ભગવાનની ૧। હાથ મોટી પ્રતિમા બિરાજમાન છે. આ પ્રતિમા વેળુની બનેલી છે, જેના ઉપર લેપ કરેલો છે, બહારના ભાગમાં શ્યામવર્ણી ૨ કાઉસગ્ગિયા પ્રતિમાઓ અને ૬ પદ્માસનસ્થ જિનમૂર્તિઓ બિરાજમાન છે. બધીયે મૂર્તિઓ પ્રાચીન જણાય છે. પાછલા ભાગના ૨ દેરાસરોમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન અને આગલા ભાગના દેરાસરોમાં શ્રીચંદ્રપ્રભસ્વામી વગેરેની શ્વેતવર્ણી જિનપ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે.

આ મંદિર પાસે એક ખંડિત કિલ્લો વિદ્યમાન છે. યાત્રીઓ માટે એક જૈન ધર્મશાળા છે. પ્રતિવર્ષ પોષ વદિ ૧૦ થી અમાવાસ્યા સુધી મેળો ભરાય છે. અહીં એક પણ જૈનની વસ્તી નથી.



## ૧૭૨. સાગોદિયા

( કોઠા નંબર : ૩૧૪૬ )

રતલામથી ૪ માઈલ દૂર સાગોદિયા નામે ગામ છે. આ ગામથી ૧ માઈલ દૂર જૈન શ્વેતાંબરોના તીર્થધામથી ખ્યાત એક શ્રીઋષભદેવ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રાચીન પ્રતિમા ૨ હાથ ઊંચી છે. બીજી નાની–મોટી ૭ પ્રતિમાઓ સાથે ૨ મૂર્તિઓ અધિષ્ઠાયક દેવતાઓની છે.

મંદિરની પાસે યાત્રીઓ માટે ધર્મશાળા બનાવેલી છે. તેની પાસે નાનો બગીચો પણ છે. પ્રતિવર્ષ કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાના દિવસે અહીં મેળા ભરાય છે. આ સ્થળે જૈનોની વસ્તી નથી.



## ૧૭૩. સેમલિયા

( કોઠા નંબર : ૩૧૪૮ )

નામલી રેલ્વે સ્ટેશનથી ૨ માઈલ દૂર સેમલિયા નામે પ્રાચીન ગામ છે. અહીં ૬૦ જૈન શ્વેતાંબરોની વસ્તી છે. ૧ ઉપાશ્રય, ૧ જૈન ધર્મશાળા, ૧ પુસ્તકભંડાર અને ૧ સુંદર જિનમંદિર તીર્થરૂપ મનાય છે.

ત્રિશિખરી આ જિનમંદિરમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની શ્યામવર્ણી પ્રાચીન પ્રતિમા ૩ હાથ ઊંચી વેળુની બનેલી છે. મૂળનાયકની બંને તરફ શ્રીશાંતિનાથ અને શ્રીકુંથુનાથ ભગવાનની ત્રણ–ત્રણ ફીટ ઊંચી પ્રતિમાઓ બિરાજમાન છે, તેના ઉપર સં. ૧૫૪૩ ના લેખો વિદ્યમાન છે. લગભગ એ જ સમયમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયેલો છે.

આ મંદિર કોણે, ક્યારે બંધાવ્યું એ જાણવાને કશું સાધન નથી, પરંતુ કિંવદંતી એવી છે કે, કોઈ સમર્થ યતિ કોઈ સ્થળેથી આ મંદિરને ઉપાડી અહીં લઈ આવ્યા છે. આનો જીર્ણોદ્ધાર થતી વખતે પ્રાચીન ભાગને સમૂળો નષ્ટ કરવામાં આવ્યો છે પરંતુ મંડપમાં પ્રાચીન સમયના માત્ર ૪ થાંભલાઓ વિદ્યમાન રહેલા છે એ ઉપરથી અનુમાન થાય છે કે, આ મંદિર ૧૨ મી શતાબ્દીથી પ્રાચીન નથી. અહીં ભાદરવા સુદિ ૨ ના દિવસે મેળો ભરાય છે.



# ૧૭૪. રીંગણોદ

( કોલમ નંબર : ૩૧૮૪-૩૧૮૫ )

જાવરા સ્ટેશનથી અગર ઢોઢર સ્ટેશનથી ૬ માઈલના અંતરે રીંગણોદ ગામ વસેલું છે. આનું પ્રાચીન નામ ઇંગલપુરપત્તન હતું એમ કહેવાય છે.

અહીં પ્રાચીન સમયમાં ૯ શિખરબંધી મંદિર હતાં, જે 'નવવસહી' નામે પ્રસિદ્ધ હતાં. અત્યારે તો એ મંદિરોના કોરણીદાર પથ્થરો અને શિખર વગેરેનાં અવશેષો તેમજ મકાનો, વાવડીઓ અને બીજાં દેવાલયોના ખંડિયેરો છ માઈલના વિસ્તારવાળી જમીન ઉપર પથરાયેલાં પડયાં છે. આ ઉપરથી લાગે છે કે પ્રાચીન સમયમાં આ એક વિશાળ નગર હતું, જે ૩-૪ કોશ ભૂમિ ઉપર આબાદ હતું. અહીંનાં પ્રાચીન જૈન મંદિરોનું સમર્થન, મળી આવેલી પ્રાચીન મૂર્તિઓ ઉપરથી પણ મળે છે.

અહીંના ગુંઝારપુરામાં આવેલા એક હજામના મકાનના માટીના ઓટલામાંથી સં. ૧૯૭૨ માં શ્રીનેમિનાથ ભગવાન આદિની ૫ જિન મૂર્તિઓ અને ૧ પદ્માવતી દેવીની મૂર્તિઓ મળી આવી હતી.

આ મૂર્તિઓ માટે નવું જિનમંદિર બાંધવાનો વિચાર થતાં દેવાસના નરેશ સદાશિવરાવ પંવારે ગામની બહાર ઉત્તર દિશાનું વિશાળ મેદાન અર્પણ કર્યું, તે પછી શિખરબંધી મંદિર બાંધવામાં આવ્યું છે.

૧. આ મંદિરમાં મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની ૨ ફીટ ઊંચી વેળુની બનેલી પ્રતિમા બિરાજમાન છે, જે ઉપર્યુક્ત મળી આવેલી પ્રતિમાઓ પૈકીની છે. તેની આસપાસ શ્રીસુપાર્શ્વનાથ, શ્રીશાંતિનાથ અને શ્રીશીતલનાથ ભગવાનની ૨ ફીટ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમાઓ વિરાજમાન છે. આ બધી મૂર્તિઓને સં. ૧૯૮૨ માં પધરાવવામાં આવી છે.

આ મૂર્તિઓ પૈકી શ્રીસુપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા ઉપર સં. ૧૨૧૯ નો સ્પષ્ટ લેખ વિદ્યમાન છે અને બીજી મૂર્તિઓ પણ શિલ્પદૃષ્ટિએ તત્કાલીન સમયની છે.

વળી, અહીંના એક માટીના ઢગલામાંથી શ્રીચંદ્રપ્રભસ્વામીના ખંડિત પરિકરનો નીચેનો ભાગ મળી આવ્યો છે તે સરકારી કચેરીમાં સુરક્ષિત છે. એ અવશેષમાં વચ્ચે લક્ષ્મીદેવી, તેની બંને પડખે હાથીઓ અને તે પછી ૨ દેવતાઓની મૂર્તિઓ કોરેલી છે. નીચેના ભાગમાં આ પ્રકારે લેખ વિદ્યમાન છે:—

"॥ संवत् १२२५ वर्षे आषाढादि ९ रवौ श्रीमालीय सा० लोहडांगज सा० वच्छ भा० हीरुपुत्रेण केल्हा पाल्हा पाबासा बाहित्थेन श्रीचंद्रप्रभबिंबं कारितं प्रतिष्ठितं श्रीचैत्रकगच्छे श्रीगुणचंद्रसूरिशिष्यैः श्रीरविप्रभसूरिभिः भद्रमस्तु संघस्य ॥"

૨. અહીં એક ઉપાશ્રય છે, જે ૮૦૦ વર્ષ જૂનો હોવાનું કહેવાય છે. એ હકીકતને શિલાલેખનું સમર્થન પણ મળે છે. આ ઉપાશ્રયમાં પથ્થરોથી બાંધેલું ભોંયરું છે, અને તેની નીચે બીજું ભોંયરું પણ છે. ઉપલા ભોંયરાના એક પાટડા ઉપર આ પ્રકારે લેખ ઉત્કીર્ણ છે:—

"संवत् १२९६ भाद्रवा शुक्लपंचमीघटितः पुत्रदत्त सा० रतन जिनरूपसूरि प्रतिष्ठा कारिता ॥"

—સં. ૧૨૯૬ માં પુત્રદત્ત અને રતન શેઠે આ ભોંયરું બનાવ્યું જેની પ્રતિષ્ઠા શ્રીજિનરૂપસૂરિએ કરી.

આ ઉપાશ્રયના એક ભાગમાં ઘૂમટબંધી શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર શ્રીમાલીઓએ બંધાવેલું છે. આમાં મૂળનાયક સહસ્રફણા પાર્શ્વનાથની ૧l હાથ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમા બિરાજમાન છે.

ઉપર્યુક્ત શિલાલેખીય સામગ્રી ઉપરથી સમજાય છે કે, ૧૨-૧૩ મી શતાબ્દીમાં અહીં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હતી અને ૧૫ મી શતાબ્દી સુધી મોટાં જિનાલયો વિદ્યમાન હતાં પરંતુ મુસ્લિમકાળમાં આ નગર આક્રમણને ભોગ બન્યું ત્યારે જિનાલયો નામશેષ બન્યાં અને જૈન વસ્તી ઘટી ગઈ.

આજે અહીં ૧૨૫ મૂર્તિપૂજક જૈનોની વસ્તી છે. ૨ ધર્મશાળાઓ અને ઉપર્યુક્ત ૨ જૈનમંદિરો માત્ર વિદ્યમાન છે.



## ૨૭૫. મંદસોર

### ( કોઠા નંબર : ૩૧૮૮-૩૧૯૫ )

મંદસોરનું પ્રાચીન નામ દશપુર. દશપુર એટલે દશ મહોલ્લાઓનું બનેલું નગર, જેમાં એકેક મહોલ્લો વિશાળ પુર–નગર જેવો હતો. જૈન ગ્રંથોથી જણાય છે કે, ભગવાન મહાવીરના સમયમાં સિંધુ–સૌવીર દેશના વીતભયપુરપત્તનના ઉદાયન રાજા પાસે ચંદનનિર્મિત શ્રીમહાવીર ભગવાનની પ્રતિમા હતી. આ પ્રતિમા જીવંતસ્વામીની હતી.[1] ઉદાયન અને તેની પત્ની પ્રભાવતી એ પ્રતિમાની પૂજા કરતાં હતાં. પ્રભાવતીના મરણ પછી એ પ્રતિમાની પૂજા કરવાનું કામ દેવદત્તા નામની દાસીને સોંપવામાં આવ્યું. દેવદત્તા ઉજ્જૈનીના રાજા ચંડપ્રદ્યોતના પ્રેમમાં પડી અને ચંડપ્રદ્યોત એ પ્રતિમાના સ્થળે બીજી પ્રતિમા મૂકીને મૂળ પ્રતિમા લઈને નાઠો. આ ચોરીની ખબર પડતાં ઉદાયને દશ રાજાઓની સાથે તેનો પીછો કરી હરાવ્યો અને તેને પકડી લીધો. પાછા ફરતાં ચોમાસું બેસવાથી ઉદાયન રાજાએ જંગલમાં પડાવ નાખ્યો. સાથેના દશ રાજાઓ પણ માટીના કિલ્લા બાંધીને રહ્યા, એ ઉપરથી તેનું નામ ' દશપુર ' પાડવામાં આવ્યું.[2] ઉદાયન રાજા પોતે જૈન હોવાથી સાંવત્સરિક ( પર્યુષણા ) પર્વના દિવસે ચંડપ્રદ્યોતે ઉપવાસ કરવાથી પોતાનો સ્વધર્મી જાણીને તેને છોડી મૂક્યો. એ જીવંતસ્વામીની મૂર્તિને ઉદાયન ઉપાડી શક્યો નહિ, આથી એ મૂર્તિને દશપુરમાં જિનમંદિર બંધાવી સ્થાપન કરવામાં આવી. એ પછી ચંડપ્રદ્યોતે આ ગામ જિનમંદિરના નિભાવખર્ચ માટે અર્પણ કરી ઉજ્જૈન ગયો. એ પછી એ મંદિર માટે ૧૨૦૦ ગામ ભેટ કરવામાં આવ્યાં હતાં.[3] પાછળથી ચંડપ્રદ્યોતે ભાયલસ્વામી ગઢ વસાવી, તેમાં એક મોટું જિન મંદિર બંધાવી એ મૂર્તિની સ્થાપના કરી હતી.

કોઈ સમયે પશ્ચિમ માળવાની રાજધાની અહીં હતી અને માલવગણના પ્રધાન નગર તરીકે આની ખ્યાતિ હતી. સંભવત: વૈશાલીના વિનાશ વખતે જે લિચ્છવીગણ અહીં આવીને રહ્યો તે જ માલવગણ નામે ઓળખાયો હોય, એવી સંભાવના છે.

દશપુરનો સૌથી પહેલો શિલાલેખીય ઉલ્લેખ શકવંશીય નહપાન રાજાના નાશિકવાળા અભિલેખમાં મળે છે. જૈન ગ્રંથોમાં નહપાન ભૃગુકચ્છનો રાજા હતો એમ જણાવ્યું છે. ઇતિહાસમાં એનો સમય વિક્રમની બીજી શતાબ્દીનો પ્રારંભકાળ બતાવ્યો છે.

દશપુરમાં જીવંતસ્વામી પ્રતિમા હોવાનો જૈન ગ્રંથોમાં ઉલ્લેખ મળે છે તે ઉપર્યુક્ત રાજા ઉદાયને પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિ વિશે જ છે. એ મૂર્તિને પાછળથી વિદિશા ભેલ્સામાં મૂકવામાં આવી. તેથી વિદિશામાં પણ જીવંતસ્વામીની મૂર્તિ હોવાનો ઉલ્લેખ જૈન ગ્રંથો કરે છે. આર્ય રક્ષિતસૂરિનો આ ભૂમિમાં વીર નિ. સં. ૫૨૨ માં જન્મ થયો હતો. તોષલીપુત્ર નામના જૈનાચાર્યે તેમને અહીં દીક્ષા આપી, જે દીક્ષા ભગવાન મહાવીરના શાસનમાં શિષ્યનિષ્ફેટિકા તરીકે પ્રસિદ્ધ છે. આર્ય રક્ષિતસૂરિ એક યુગપ્રવર્તક પુરુષ હતા. તેમને શાસનના કઠોર નિયમનો મંદ કરવા પડ્યાં હતાં. તેમણે સમયની સ્થિતિને ધ્યાનમાં લઈ એક પાત્ર સાથે માત્રક ( નાનું પાત્ર ) રાખવાનો આદેશ કર્યો, સાધ્વીઓને આલોચના દેવાનો અધિકાર રદ્દ કર્યો અને અધ્યાપક વિન્ધ્યની પ્રાર્થનાથી ધર્મકથાનુયોગ, ચરણાનુયોગ, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ એ ચાર અનુયોગોને અલગ અલગ કર્યા.[4]

---

૧. तया य सामी जीवति, ताहे गोसीसमहं पडिम महाहिमवंताओ करेत्ता ।– સં. ૭૩૩માં શ્રીજિનદાસગણિએ રચેલી ' આવશ્યકચૂર્ણિ 'ની ७७४ની નિર્યુક્તિ ઉપરની ચૂર્ણિ–પૃ૦ ૩૯૭–૪૦૧

૨. निवाके य से अको कओ दासीपतिआ उदायणरण्णो, पच्छा णियगणयरं पहाविओ, पडिमा नेच्छइ, अन्तरा वासेण उवद्दो ठिओ, ताहे उक्खंदभयेण दस वि रायाणो धूलीपागारे करेत्ता ठिया......ताहे तं दसपुरं जायं ।–શ્રીહરિભદ્રસૂરિકૃત ' આવશ્યક વૃત્તિ ' પૃ૦ ૨૯૯–૩૦૦

૩. प्रद्योतोऽपि वीतभयप्रतिमायै विशुद्धधीः । शासनेन दशपुरं दत्त्वाऽवन्तिपुरीमगात् ॥६०४॥
अन्येद्युर्विदिशां गत्वा, भायलस्वामिनामकम् । देवकीयं पुरं चक्रे, नान्यथा धरणोदितम् ॥६०५॥
विद्युन्मालीकृतायै तु, प्रतिमायै महीपतिः । प्रददौ द्वादशग्रामसहस्रान् शासनेन सः ॥६०६॥
—શ્રીહેમચંદ્રસૂરિરચિત–ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત–પર્વ–૧૦, સર્ગ: ૨

૪. " આવશ્યક નિર્યુક્તિ " ગાથા: ૨૪૨

આ બધી પ્રવૃત્તિઓનું મુખ્ય સ્થાન દશપુર–મંદસોર હતું. મંદસોરમાં જ વીર નિ. સં. ૫૯૨ માં આ ચાર અનુયોગનો વિભાગ કર્યો તે 'બીજી આગમ વાચના' તરીકે પ્રસિદ્ધિ પામ્યો. આર્યરક્ષિતસૂરિએ "અનુયોગદ્વારસૂત્ર"ની સંકલના પણ કરી હતી. આ હકીકત ઉપરથી જૈનોના કેંદ્રધામ તરીકે મંદસોરનું તત્કાલીન મહત્ત્વ કેવું હશે એની કલ્પના કરવી મુશ્કેલ નથી.

આર્યરક્ષિતસૂરિએ અહીંના તત્કાલીન રાજાને પ્રતિબોધ કરી જૈનધર્મી બનાવ્યો હતો. તેમનો સ્વર્ગવાસ સંભવતઃ દશપુરમાં જ વીર નિ. સં. ૫૯૭ માં થયો. વીર નિ. સં. ૫૮૪ વર્ષે સ્પૃષ્ટ કર્મ પ્રરૂપનાર સ્થવિર ગોષ્ઠામાહિલથી અબદ્ધિક નામના સાતમા નિહ્નવના સિદ્ધાંતની સ્થાપના મંદસોરમાં જ થઈ હતી.[5]

માંડવગઢના સંગ્રામ સોની મંત્રીએ અહીં એક જૈન મંદિર પંદરમી શતાબ્દીમાં બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે.

આજે અહીં ૭૦૦ જૈનોની વસ્તી છે, ૬ ઉપાશ્રયો અને ૪ ધર્મશાળાઓ છે. કુલ ૮ મંદિરો અહીં વિદ્યમાન છે. ખલચીપુરના શ્રીપાર્શ્વનાથના જૈન દેવળની ભીંતમાં ચણેલી દ્વારપાળોની પ્રતિમા ગુપ્તકાલીન હોવાનું તજ્જ્ઞોનું મંતવ્ય છે. અહીંના ખાનપુરા સદરબજારમાં આવેલું શ્રીપાર્શ્વનાથનું ઘર દેરાસર 'પદ્માવતીના દેરાસર' તરીકે ઓળખાય છે. આમાં પદ્માવતીની પ્રાચીન પ્રતિમા વિદ્યમાન છે. અહીંના ટેકરાઓ તથા પ્રાચીન ખંડિયેરોની શોધ કરવામાં આવે તો જૈનોના ઇતિહાસમાં મહત્ત્વપૂર્ણ પ્રકરણનો ઉમેરો થવાનો સંભવ છે.

અહીંથી ૪ માઈલ દૂર આવેલ સોંદની ગામમાં યશોધર્માએ રોપેલો કીર્તિસ્તંભ વિદ્યમાન છે.

દશાર્ણપુર :

આ દશપુરની પાસે જ દશાર્ણપુર નામે નગર હતું. દશાર્ણપુરની ઉત્તર–પૂર્વમાં દશાર્ણકૂટ નામે પર્વત હતો, જેનું બીજું નામ ગજાગ્રપદ અથવા ઇંદ્રપદ હતું. 'બૃહત્કલ્પસૂત્ર'માં દશાર્ણકૂટનું વર્ણન છે. ચારે તરફ આવેલાં ગામોથી આ પર્વત ઘેરાયેલો હતો. ભગવાન મહાવીરે દશાર્ણભદ્ર રાજાને આ સ્થળે દીક્ષા આપી હતી. આર્ય મહાગિરિએ આ સ્થળે તપશ્ચર્યા કરી હતી. આજે આ તીર્થભૂમિ લોકોને અજ્ઞાત છે.



## ૧૭૬. મગસી

( કોઠા નંબર : ૩૨૦૦ )

મગસી સ્ટેશનથી ના ફર્લાંગ દૂર મગસી નામે ગામ છે. આ તીર્થ કેટલું પ્રાચીન છે એ સંબંધે જાણવાને કોઈ સાધન નથી પરંતુ કહે છે કે આજે જે સ્થળે મંદિર છે તે સ્થાનેથી મળી આવેલા એક પ્રાચીન ભોંયરામાંથી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા નીકળી આવી હતી, તે મૂળ સ્થાને આજે આરસનો ચોતરો બનેલો છે અને એ જગા ઉપર વિશાળ મંદિર બંધાવવામાં આવ્યું છે. આ મંદિર કોણે બંધાવ્યું એ સંબંધી 'વીરવંશાવલી'કાર કહે છે–"સોની સંગ્રામે સં. ૧૪૭૨ માં મગસી પાર્શ્વનાથનો બિંબપ્રાસાદ સ્થાપ્યો." આ સંગ્રામ સોની વઢિયાર દેશના લોલાડા ગામના રહેવાસી હતા. તે માંડવગઢ ગયા અને વેપારથી સંપત્તિ ને કીર્તિ મેળવ્યાં. તેમની કુશળતા જોઈ ગયાસુદ્દીન બાદશાહે તેમને મંત્રી તરીકે નીમ્યા હતા. તેમણે અનેક ધાર્મિક કાર્યોમાં પોતાની સંપત્તિનો છૂટે હાથે ઉપયોગ કર્યો હતો, જેના પરિણામે કેટલાક ગ્રંથભંડારો અને ૧ મગસીમાં પાર્શ્વનાથ, ૨ માંડવગઢમાં શ્રીસુપાર્શ્વનાથ, ૩ મંદસોર, ૪ બ્રહ્મમંડલ, ૫ સામલિયા, ૬ ધાર, ૭ નગર, ૮ ખેડા, ૯ ચંદ્રાઉલી વગેરેમાં મળીને કુલ ૧૭ જિનમંદિરો બંધાવ્યાં હતાં.

સં. ૧૭૭૮ ના પોષ વદિ ૧૩ ના દિવસે નરસિંહદાસે આ તીર્થની યાત્રા કરી 'મગસીમંડન–પાર્શ્વનાથસ્તવન'ની રચના કરી છે. તેમાં આ મંદિર શ્વેતાંબર શ્રાવકે બંધાવ્યાની હકીકત આપી છે.[6]

---

૫. ગેરા ય ગોટ્ઠમાહિલ પુટ્ઠમપુટ્ઠં પરૂર્વિંતિ ॥—"આવશ્યકનિર્યુક્તિ" ગાથા. ૨૩૭.

૬. જુઓ : "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૫, અંક : ૨.

હાટબજારમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની એક બાજુએ ચિંતામણિ પાર્શ્વનાથ અને બીજી બાજુએ શ્રીનેમનાથ ભગવાનની શ્યામ મૂર્તિ છે. મૂળ મંદિરમાં બે પ્રાચીન પ્રતિમાઓ દશમા સૈકાની છે ને બીજી મૂર્તિઓ ઉપર સં. ૧૫૪૨ ના લેખો વિદ્યમાન છે. મૂળ મંદિરની ચારે બાજુએ મળીને કુલ ૪૨ દેવકુલિકાઓ છે. મંદિરની આગળ એક ચૌમુખ દેવળ છે, તેની આગળ રાયણવૃક્ષ છે. દેરીમાં પાર્શ્વનાથ ભગવાનનાં પગલાં છે.

મંદિરની પાછળ આવેલા બગીચામાં પાંચ દેરીઓ છે, જેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન, શ્રીઅભયદેવસૂરિ અને દાદાજી વગેરેનાં પગલાં પધરાવેલાં છે. અહીં ૫૦ જૈનોની વસ્તી અને ૨ ધર્મશાળાઓ છે.



## ૧૭૭. તાલનપુર

(કોઠા નંબર : ૩૨૨૫-૩૨૨૬)

દાહોદ સ્ટેશનથી ૭૩ માઈલ અને કુકસીથી ૨ માઈલ દૂર તાલનપુર નામે પ્રાચીન તીર્થસ્થળ છે. એનું પ્રાચીન નામ તુંગિયાપત્તન અથવા તારણપુર. સોળમી શતાબ્દીના આરંભમાં અહીં સારી આબાદી હતી એથી જ શ્રીપરમદેવાચાર્યનું ચતુર્માસ અહીં થયું હતું અને તેમણે આ સ્થળે 'શ્રીમહાવીર જિનશ્રાદ્ધકુલક' નામનો ગ્રંથ લખ્યો હતો, તેની પુષ્પિકામાં આ પ્રકારે ઉલ્લેખ કરેલો છે:—

"सं० १५२८ वर्षे आश्विनसिते ५ तिथौ तुंगियापत्तने लिखितमिदं श्री**महावीरजिनश्राद्धकुलकं परमदेवार्येण** स्वपरपठनार्थम् ॥"

૧. સં. ૧૯૧૬ માં અહીંના એક ખેતરના ભોંયરામાંથી ૨૫ જિનપ્રતિમાઓ નીકળી હતી. કુકસી જૈનસંઘે સં. ૧૯૫૦ માં શિખરબંધી મંદિર બંધાવ્યું, જેમાં એ મૂર્તિઓ પધરાવવામાં આવી. આ પ્રતિમાઓ ઉપર લેખ નથી પરંતુ એની રચનાપદ્ધતિ ઉપરથી આ પ્રતિમાઓ વિક્રમની છઠ્ઠી-સાતમી શતાબ્દીની માલમ પડે છે. મૂળનાયક શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાન ઉપર આ પ્રકારે લેખ છે:—

"स्वस्ति श्रीपार्श्वजिनप्रसादात् संवत् १०२२ वर्षे मासे फाल्गुने सुदिपक्षे ५ गुरुवारे श्रीमान् श्रेष्ठिसुराजराज्ये प्रतिष्ठितं श्री**बप्पभट्टिसूरिभिः तुंगोयापत्तने** ॥"

૨. બીજું મંદિર શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી છે. સં. ૧૯૦૩ માં એનો જીર્ણોદ્ધાર થયો છે. મૂળનાયકની જમણી તરફથી ચોથી પ્રતિમાના આસન ઉપર સં. ૬૧૨ નો લેખ આ પ્રકારે વાંચવામાં આવ્યો છે:—

"संवत् ६१२ वर्षे शुभचैत्रमासे शुक्ले च पंचम्यां तिथौ भौमवासरे श्री**मंडपदुर्गे** मध्यभागे **तारापुर**स्थितपार्श्वनाथप्रासादे, गगनचुंबी-(बि)शिखरे श्रीचंद्रप्रभबिंबस्य प्रतिष्ठा कार्या प्रतिष्ठाकर्ता च धनकुबेर शा० चंद्रसिंहस्य भार्या जमुनापुत्रश्रेयोर्थे प्र० जगच्चंद्रसूरिभिः ॥"

આ શિલાલેખથી આ મૂર્તિ માંડવગઢની પાસેના તારાપુરની હોવાનું જણાય છે, જે તત્કાલીન જૈનોની સ્થિતિ ઉપર પ્રકાશ પાડે છે. અહીં કાર્તિકી ૧૫ અને ચૈત્રી ૧૫ ના રોજ મેળા ભરાય છે.

આ ગામની ચારે બાજુના ભૂમિપ્રદેશ ઉપર લગભગ બબ્બે માઇલ સુધી જિનાલયો અને મકાનોના સુંદર નકસીદાર પથ્થરો નીકળી આવે છે, જેનાથી આ સ્થળની પૂર્વકાલીન આબાદીનું અનુમાન કરી શકાય છે. અહીંની ગોખડા વાવડી અને તળાવનો ઘાટ એની પ્રાચીન સમૃદ્ધિનું ભાન કરાવી રહ્યો છે.

અહીં જૈનોનું એકે ઘર નથી, પણ ૨ માઈલ દૂર આવેલા કુકસીમાં ૩૫૦ જૈનોની વસ્તી છે. ૪ ઉપાશ્રયો અને ૨ ધર્મશાળા છે, એમાં ૬ જિનાલયો છે. તેમાંનું શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૩૧૭ માં બંધાવેલું મનાય છે.



# ૧૭૮. ખાચરોદ

( કોઠા નંબર : ૩૨૫૨-૩૨૬૦ )

ખાચરોદ કસ્બાનું મુખ્ય શહેર ખાચરોદ છે. આ શહેરના બે વિભાગો છે. એક જૂનું શહેર અને બીજું નવું શહેર. બંને વિભાગો એક બીજા સાથે મળી ગયેલા છે.

સં. ૧૩૩૯ ના પોષ વદિ ૧૨ ને મંગળવારે ખયરોડ ગામમાં 'સંઘાચારભાષ્ય' નામક ગ્રંથની પ્રતિ લખવામાં આવ્યાની એક પ્રશસ્તિપુષ્પિકા મળે છે.[1] આ પુષ્પિકામાં ઉલ્લેખેલ ખયરોડ ગામ એ જ ખાચરોદ હોવાનો સંભવ છે. જો એમ હોય તો આ ગામ ૧૪ મા સૈકા પહેલાંનું માની શકાય.

અહીં શ્વેતાંબર મૂર્તિપૂજકોનાં લગભગ ૧૮૫ ઘરો છે. ૪ ઉપાશ્રય, ૩ પૌષધશાળાઓ અને ૯ જિનમંદિરો વિદ્યમાન છે.

૧. શીતલામાતાના વાસમાં શ્રીસુવિધિનાથ ભગવાનનું શિખરબંધી પ્રાચીન મંદિર છે, જેનો સં. ૧૯૪૦ માં શ્રીવિજયરાજેન્દ્રસૂરિના ઉપદેશથી જીર્ણોદ્ધાર થયેલો છે. મૂળગભારામાં મૂળનાયકની શ્વેતવર્ણી પ્રતિમા ૨ા હાથ ઊંચી છે અને તેની આજુબાજુએ શ્રીઆદિનાથ અને શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાઓ બિરાજમાન છે.

૨. કબડિયાના વાસમાં યતિ રામાજીનું ઘર-દેરાસર છે, જેનો સં. ૧૯૫૧ માં શ્રાવિકા કસ્તુરબાઈએ જીર્ણોદ્ધાર કરાવી સં. ૧૯૫૫ માં પુનઃ પ્રતિષ્ઠા કરાવી છે, એ સમયે મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૧ાા હાથ ઊંચી પ્રતિમા બિરાજમાન કરેલી છે, તેની બંને તરફ શ્રીપાર્શ્વનાથની મૂર્તિઓ ૧ાા-૧ાા હાથ પ્રમાણની પ્રતિષ્ઠિત છે.

૩. મજાજીના વાસમાં યતિ મોતીચંદજીએ બંધાવેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે, મૂળનાયકની પ્રતિમા ૨ ફીટ ઊંચી છે. તેની બંને તરફની મૂર્તિઓ ૧-૧ ફૂટની ઊંચી છે.

૪. ચૌહાણોના વાસમાં યતિ રોડજીએ બંધાવેલું ઘર દેરાસર હતું, જેનો સં. ૧૯૫૧ માં જીર્ણોદ્ધાર કરાવતાં શિખરબંધી બાંધવામાં આવ્યું છે. તેમાં મૂળનાયક શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની ૨૨ ઇંચની સુંદર પ્રતિમા વિરાજમાન છે અને તેની બંને તરફ શ્રીસુપાર્શ્વનાથ અને શ્રીચંદ્રપ્રભ જિનેશ્વરની ૧૪-૧૪ ઇંચની પ્રતિમાઓ પધરાવેલી છે.

૫. લીંબડાવાસમાં યતિ ભેરજીએ બંધાવેલા જિનાલયનો સં. ૧૯૬૬ માં જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો ત્યારે તેને શિખરબંધી બાંધવામાં આવ્યું છે. તેમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૨ ફીટ ઊંચી પ્રતિમા બિરાજમાન છે જ્યારે તેની બંને તરફ શ્રીચંદ્રપ્રભ અને શ્રીપાર્શ્વનાથની ૧ા-૧ા ફૂટ ઊંચી પ્રતિમાઓ પધરાવેલી છે.

૬. બાડીપુરામાં યતિ રામચંદ્રજીએ બંધાવેલું શિખરબંધી મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની ૨ાા ફીટ ઊંચી પ્રતિમા છે. તેની આસપાસ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાઓ ૧ાા-૧ાા ફૂટ ઊંચી શ્વેતવર્ણી છે.

૭. બજારના નાકા પર યતિ શ્રીરૂપચંદજીએ બંધાવેલા ઘર દેરાસરનો સં. ૧૯૬૨ માં જીર્ણોદ્ધાર કરાવતાં તેને શિખરબંધી બંધાવવામાં આવ્યું છે. આ મંદિરની સં. ૧૯૭૪ માં ફરીથી પ્રતિષ્ઠા કરેલી છે. તેમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની ૩ ફીટ ઊંચી શ્યામવર્ણી પ્રતિમા બિરાજમાન છે. તેની એક તરફ શ્રીસંભવનાથની પાષાણમયી શ્વેત પ્રતિમા છે અને બીજી તરફ શ્રીનેમિનાથ ભગવાનની ધાતુપ્રતિમા ૧ાા ફૂટ ઊંચી છે. મંડપમાં એક તરફ શ્રીપાર્શ્વનાથની ૩ાા ફીટ ઊંચી પ્રતિમા છે અને બીજી તરફ ૩ાા ફીટની એક પ્રતિમા પધરાવેલી છે.

૮. જૂના શહેરમાં ભટેવરા જૈનોનું શ્રીઋષભદેવ ભગવાનનું ઘર દેરાસર પ્રાચીન છે. મૂળનાયકની ૧ાા હાથ ઊંચી સુંદર પ્રતિમા બદામી વર્ણની છે, તેના આસન ઉપર આ પ્રકારે લેખ છે:—

"संवत् १५४३ वर्षे मासोत्तममासे अगहन सुदि ३ सोमवासरे श्रीआदिनाथबिंबं कारापितं प्रतिष्ठितं च मेरुविजयेन खाचरोदपत्तने शुभं भवतु ॥"

---

૧. 'જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ' પૃ૦ : ૧૨૯.

૯. ઉપર્યુક્ત મંદિરની પાસે જ માલવી જૈનોનું ઘર દેરાસર છે. જ્યારે આ જૂના શહેરમાં જૈનોની ખૂબ વસ્તી હતી ત્યારે સૌથી પહેલું આ મંદિર બાંધવામાં આવેલું. આમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા બિરાજમાન છે. મૂળનાયક ઉપર આ પ્રકારે લેખ છે:—

"संवत् १५४४ वर्षे वैशाख सुदि ३ मंगलवासरे भट्टारक श्रीजिनप्रभसूरिप्रतिष्ठितं श्रीखाचरोदवास्तव्यमालवीसंघेन श्रीपार्श्वनाथबिंबं स्थापितं ॥"

બજારમાં રાજશિલાની પાસે શ્રીવિજયરાજેન્દ્રસૂરિનું સમાધિમંદિર છે. અહીંનાં મંદિરોનો જીર્ણોદ્ધાર શ્રીવિજયરાજેન્દ્રસૂરિના ઉપદેશને આભારી છે.

★

## ૧૭૯. ઉજ્જૈન

(કોઠા નંબર : ૩૨૭૪-૩૨૯૩)

ભારતની સાત પુરાણી નગરીઓમાં ઉજ્જૈની એક મુખ્ય નગરી છે અને ક્ષિપ્રા નદીને કાંઠે વસેલી છે. એનું પ્રાચીન નામ અવંતિકા. પુષ્પકરંડિની અને વિશાળા એવાં પણ એનાં પુરાતન નામો મળે છે.

માલવાની પ્રાચીન રાજધાનીનું આ નગર દક્ષિણાપથના મુખ્ય નગર તરીકે પંકાતું હતું. અહીંના બોધિકો જેમનો ઉલ્લેખ 'મહાભારત' અને જૈન ગ્રંથો કરે છે, તેઓ ઉજ્જૈનીના નિવાસીઓને ભગાડી લઈ જતા હતા. ચીની યાત્રી હુએનસાંગ જ્યારે માલવામાં આવ્યો ત્યારે માલવા વિદ્યાનું કેંદ્ર હતું. ઇ. સ. ની સાતમી-આઠમી શતાબ્દી સુધી માલવા અવંતિના નામે ઓળખાતો હતો. અવંતિને બદલે ઉજ્જૈન નામ કોણે પાડ્યું એ સંબંધે શ્રીદયાશંકર દુબે પોતાના "ભારતકે તીર્થ"માં આ પ્રમાણે જણાવે છે:–

"અવંતિકામાં રાજા સુધન્વા રાજ્ય કરતો હતો, તે જૈન ધર્માવલંબી હતો. તેના સમયમાં અવંતિકા એક વિશાળ નગરી હતી. તેણે આનું પ્રાચીન નામ પરિવર્તન કરીને ઉજ્જૈન નામ રાખ્યું, ત્યારથી આ નગર ઉજ્જૈન નામે વિખ્યાત થયું, રાજા સુધન્વાના સમયમાં આ નગર જૈનોનું એક પ્રધાન કેંદ્ર બની ગયું હતું."

ઉજ્જૈન શબ્દમાંથી જેવો જૈનત્વનો ગૂંજતો ધ્વનિ સંભળાય છે તેવો અવંતિ શબ્દમાંથી પણ ફલિત થાય છે. એ વિશે જણાવીએ તે પહેલાં એના પ્રાચીન ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરીએ તોયે જૈનધર્મના કેંદ્ર તરીકેની પરંપરાની સાબિતી મળી આવે.

ભગવાન મહાવીરના સમયે ચંડપ્રદ્યોત અહીંનો રાજા હતો, તે જૈનધર્મી હતો. તેણે રાજા ઉદ્દાયન પાસેની જીવંતસ્વામીની મૂર્તિને લઈ આવવા માટે તેને સ્થાને બીજી મૂર્તિ મૂકવા એક નવી ચંદનનિર્મિત મૂર્તિ બનાવી હતી. તે મૂર્તિ પાછળથી ઉજ્જૈનમાં જ હતી, જેની યાત્રા માટે લોકો આવતા હતા. કંઈક સમય પછી અશોકનો પુત્ર કુણાલ અહીંનો સુબેદાર હતો. કુણાલ પછી તેનો પુત્ર સંપ્રતિ અહીંનો શાસક થયો, એના સમયમાં આર્ય સુહસ્તિસૂરિ જીવંતસ્વામી પ્રતિમાનાં દર્શન કરવા અહીં આવ્યા હતા. તેમણે સંપ્રતિને જૈનધર્મી બનાવ્યો. સંપ્રતિએ જૈનધર્મના વિકાસમાં ભારે ફાળો આપ્યો છે એની ઇતિહાસ શાખ પૂરે છે.[1]

આચાર્ય સ્કંદરુદ્ર, આ. ભદ્રગુપ્ત, આર્ય રક્ષિતસૂરિ, આર્ય આષાઢ આદિ આચાર્યોએ અહીં વિહાર કરી જૈનધર્મના ઉપદેશની ધારા વહેતી રાખી હતી. એ પછી વિક્રમ સંવતની શરૂઆત પહેલાં આર્ય કાલકસૂરિએ ગર્દભિલ્લને સિંહાસનથી ઉતારીને તેના સ્થાને શકસ્તાનના શાહીઓને સ્થાપ્યા હતા. એ પછી વિક્રમાદિત્યે અહીંનું રાજ્ય સ્થાપ્યું. વિક્રમસંવ-

---

૧. अज्जसुहत्थागमणं दट्ठुं सरणं च पुव्वजाइए । पावयणम्मि य भत्ती, तो जातो संपतीरण्णो ॥—બૃહત્કલ્પભાષ્ય–ગાથા : ૩૨૭૭–તેની ટીકામાં ક્ષેમકીર્તિ (વિ. સં. ૧૩૩૨) જણાવે છે કે—जीवन्तस्वामिप्रतिमायाश्च रथयात्राप्रवृत्तिः ... ॥ બૃહત્કલ્પસૂત્ર, ભાષ્ય, ભા. ૩, પૃ. ૯૧૭–૧૮.

ત્યારની પ્રવૃત્તિ શ્રીકાલકાચાર્યની સુકૃપાનું જ ફળ હતું. શ્રીસિદ્ધસેન દિવાકર વિક્રમાદિત્યનું બિરુદ મેળવનાર રાજવીની સભાના એક વિદ્વદ્રત્ન હતા.

આ નગરીની પ્રસિદ્ધિ આવી અનેક ઘટનાઓને આભારી છે પરંતુ વિશેષ ઉલ્લેખનીય ઘટના, જેના કારણે આ નગરી જૈન તીર્થ રૂપે ગવાઈ છે તે અવંતિસુકુમાલનું સ્મારક છે. આર્ય સુહસ્તિસૂરિએ અહીંના અવંતિપાર્શ્વનાથ તીર્થની સ્થાપના કરી, જે વિશે જૈન ગ્રંથોમાં આ પ્રમાણે હકીકત મળે છે:

આર્ય સુહસ્તિસૂરિ ઉજ્જૈન આવ્યા ત્યારે ભદ્રા શેઠાણીના પુત્ર અંવતિસુકુમાલે નલિનીગુલ્મ વિમાનનું વર્ણન સાંભળ્યું ને તેને જાતિસ્મરણ જ્ઞાન થઈ આવ્યું. સૂરિજી પાસે પ્રતિબોધ પામી તેમણે દીક્ષા લીધી પરંતુ સાધુસામાચારીને ચિરકાળ પાળવાને અશક્તિમાન હોવાથી તેમણે ગુરુ પાસેથી અનશન કરવાની આજ્ઞા મેળવી. તેમણે જંગલમાં 'કંથારિકા કુડુંગ' પાસે અનશન લઈ તપશ્ચર્યા આદરી. કાયોત્સર્ગસ્થ આ ધ્યાની મુનિના શરીરને શિયાળિયાં ધીમે ધીમે ફોલી ખાઈ ગયાં.

આ કરુણ ઘટનાથી વૈરાગ્ય પામી ભદ્રા માતા અને અંવતિસુકુમાલની બત્રીશ રાણીઓ પૈકીની એક સગર્ભા હતી, તેને છોડીને બધાંએ દીક્ષા લીધી. સગર્ભા રાણીએ મહાકાલ નામના પુત્રને જન્મ આપ્યો. તેણે શ્રીઆર્ય સુહસ્તિસૂરિના ઉપદેશથી વીરનિર્વાણ સંવત્ ૨૫૦ લગભગમાં ક્ષિપ્રાના કાંઠે પિતાના સ્મારકરૂપે શ્રીઅવંતિપાર્શ્વનાથનું ગગનચુંબી વિશાળ મંદિર બંધાવ્યું, જે 'મહાકાલ મંદિર'ના બીજા નામથી પણ ઓળખાતું હતું. આ જૈન મંદિર પુષ્યમિત્રના સમયમાં મહાદેવના મંદિરમાં પરિવર્તન પામ્યું. શ્રીસિદ્ધસેન દિવાકરે એ મંદિરમાંથી શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી અને તેમના ઉપદેશથી એ મંદિરનો જીર્ણોદ્ધાર થયો.

આ ઘટનાનો પ્રાચીન એવા શ્વેતાંબર આગમોથી લઈને ચૂર્ણિઓ, ટીકાઓ, પ્રબંધો અને કથાઓમાં થોડા ફેરફાર સાથે એકસરખો ઉલ્લેખ મળે છે. એ પ્રાચીન ગ્રંથો અને અદ્યતન સ્થિતિના અવલોકન સ્વરૂપ તુલનાત્મક દૃષ્ટિએ ડૉ. શાર્લોટે ક્રાઉઝે "વિક્રમ સ્મૃતિ ગ્રંથ"માં 'જૈન સાહિત્ય ઔર મહાકાલ મંદિર' શીર્ષક લેખમાં જે પ્રમાણો આપી ફલિતાર્થ ઘટાવે છે એનો સાર અહીં આપવો ઉપયુક્ત ગણાશે.

પ્રાચીન એવા 'સંથારયપઈણ્ણય' નામના જૈન ગ્રંથમાં એ ઘટનાનો ઉલ્લેખ આ પ્રકારે છે:—

" उज्जेणीनयरीए, अवंतिनामेण विस्सुओ आसी । पाओवगमनिवन्नो, सुसाणमज्झम्मि एगंतो ॥
तिन्नि रयणीए खइओ, भल्लुंकी रुट्ठिया विकड्ढंती । सोत्ति तह खज्जमाणो, पडिवन्नो उत्तमं अट्ठं ॥"

—ઉજ્જૈની નગરીમાં અવંતિ નામે વિખ્યાત પુરુષ હતો. તેણે સ્મશાનમાં એકાંત સ્થળે સમાધિમરણ અંગીકાર કર્યું. રુષ્ટ શિયાળણીએ અવંતિને ત્રણ રાત સુધી ચૂંથી નાખીને ખાધો. આ પ્રમાણે ભક્ષિત હોવા છતાં તેણે ઉત્તમાર્થ પ્રાપ્ત કર્યો.

આ હકીકતના અનુસંધાનમાં 'મરણસમાહિપઈણ્ણય' માં ઉલ્લેખ છે કે—

" मरणम्मि जस्स मुक्कं, सुकुसुमगन्धोदयं च देवेहिं । अज्जवि गंधवई सा, तं च कुडंगीसरट्ठाणं ॥"

—તેમના મરણ સમયે દેવતાઓએ ઉત્તમ ફૂલ અને સુગંધિત પાણી વરસાવ્યું. આજે પણ તે ગંધવતી નદી અને કુડંગીસરનું સ્થાન વિદ્યમાન છે.

ઉપર્યુક્ત ગંધવતી અને આ નામનો ઘાટ ક્ષિપ્રાના પ્રવાહની પૂર્વ દિશામાં અવંતી પાર્શ્વનાથના જૈન મંદિર પાસે આજે વિદ્યમાન છે. આ ગ્રંથની 'ચૂર્ણિ' માં જણાવ્યું છે કે—

" तीसे पुत्तो तत्थ देवकुलं करोति, तं इयाणिं महाकालं जातं । लोकेणं परिग्गहितं ॥ "

—તેના પુત્રે ત્યાં દેવમંદિર બંધાવ્યું તે હવે મહાકાલ બની ગયું. અન્યધર્મીઓએ તે ગ્રહણ કર્યું.

આ મહાકાલે બંધાવેલા જિનમંદિરને શૈવોએ ગ્રહણ કર્યું ત્યારે વિક્રમાદિત્યના સમકાલીન સિદ્ધસેન દિવાકરે

ત્યાં સ્થાપેલા શિવલિંગમાંથી એ રાજાની સમક્ષ શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી અને એ જૈન તીર્થનો ઉદ્ધાર કરાવ્યો.[૨] શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં રાજાએ આ મંદિરને કેટલાંક ગામો આપ્યાં ને તેનું શાસનપત્ર લખી આપ્યાની હકીકત આ રીતે આપી છે :—

"ततश्च गोहृदमण्डले च सांबद्राप्रभृतिग्रामाणामेकोनविंशतिं, चित्रकूटमण्डले वसाडप्रभृतिग्रामाणां चतुरशीतिं, तथा धुंटारसी-प्रभृतिग्रामाणां चतुर्विंशतिं, मोहडवासकमण्डले ईसरोडाप्रभृतिग्रामाणां षट्पञ्चाशतं श्रीकुडुंगेश्वर-ऋषभदेवाय शासनेन स्वनिःश्रेयसार्थमदात्। ततः शासनपट्टिकां 'श्रीमदुज्जयिन्यां, संवत् १ चैत्र सुदी १, गुरौ, भाटदेशीयमहाक्षपटलिकपरमार्हतश्वेताम्बरोपासकब्राह्मणगौतमसुत-कात्यायनेन राजाऽलेखयत् ॥"

—એ પછી રાજાએ પોતાના કલ્યાણ માટે કુડુંગેશ્વર ઋષભદેવને શાસનદ્વારા ગોહ્રદમંડલમાં સાંબદ્રા આદિ ૯૧ ગામો, ચિત્રકૂટમંડલમાં વસાડ આદિ ૮૪ ગામો, ધુંટારસી આદિ ૨૪ ગામો અને મોહડવાસકમંડલમાં ઈસરોડા આદિ ૫૬ ગામો સમર્પણ કર્યાં. પછી રાજાએ શાસનપટ્ટિકા, ઉજ્જૈનમાં ચૈત્ર શુકલા પ્રતિપદા સંવત્ ૧ ગુરુવારના દિવસે ભાટદેશનિવાસી મહાક્ષપટલિક પરમશ્રાવક, શ્વેતાંબર મતના અનુયાયી બ્રાહ્મણ ગૌતમપુત્ર કાત્યાયન દ્વારા લખાવી.

આ ઉપરથી નક્કી થાય છે કે પહેલી સદીમાં આ એક શ્વેતાંબર જૈનોનું મુખ્ય તીર્થધામ હતું.

પુરાણોમાં જણાવેલ 'કુડુંગેશ્વર મહાદેવ'નું મંદિર આજે પણ ગંધવતી ઘાટના સિંહપુરી નામે પ્રસિદ્ધ સ્થળમાં છે. તે શિખરયુક્ત નાનું એક ઓરડાનું મંદિર છે. તેમાં દરવાજાથી લઈને સામેની ભીંત સુધી એક પંક્તિમાં ત્રણ લિંગ સ્થાપન કરેલાં છે. ડાબી દીવાલની ઉપર ખૂણામાં એક સાડા પાંચ ફીટ ઊંચો અને દોઢ ફૂટ પહોળો શિલાપટ્ટ ચોડેલો છે, જેના પર ઉત્કીર્ણ નાની નાની મૂર્તિઓ ચોરાસીની સંખ્યામાં નથી અને એ મહાદેવની પણ નથી. ઉપરથી નીચે સુધી ગણતાં એ મૂર્તિઓની ૨૦–૨૧ પંક્તિઓ છે. શિલાપટ્ટનો નીચેનો કિનારો જીર્ણ થઈ ગયો છે. સૌથી નીચેની પંક્તિ અથવા લેખ વગેરે વિદ્યમાન હોવો જોઈએ. ઉપરની ૯ અને નીચેથી ઉપરની ૯ પંક્તિઓમાં ૯–૯ નાની મૂર્તિઓ વિરાજમાન છે, મધ્યની બે પંક્તિઓમાં માત્ર ૩–૪ મૂર્તિઓ છે, જેનાથી ઘેરાયેલી એક મોટી મૂર્તિ શિલાપટ્ટના કેંદ્રસ્થળમાં વિરાજે છે. આ મૂર્તિના માથે એક પાંચ–સાત ફણાવાળા સર્પની આકૃતિઓ જોવાય છે. આ રીતે મૂર્તિઓની સંખ્યા ૧૭૫ અથવા ૨૧ પંક્તિઓ હોય તો ૧૮૪ ગણાય. બધી પદ્માસનાસીન અને શિલ્પશાસ્ત્રના નિયમ મુજબ સિદ્ધ અથવા તીર્થંકરની મૂર્તિઓ છે. મધ્યમાં રહેલી મોટી મૂર્તિ તીર્થંકર શ્રીસુપાર્શ્વ અથવા શ્રીપાર્શ્વનાથની જણાય છે.

આવા શિલાપટ્ટો જૈન મંદિરોમાં આજે પણ મળી આવે છે. આ શિલાપટ્ટને અવંતિસુકુમાલ મુનિના સમાધિસ્તૂપનો અવશેષ માનવામાં બીજી હરકત નથી.

વસ્તુતઃ ઈસ્વી. પૂર્વે કોઈ સમયમાં ગંધવતીની પાસે વર્તમાન સિંહપુરીમાં અવંતિસુકુમાલ મુનિનું સ્મારક મંદિર વિદ્યમાન હતું, જેમાં અવંતિસુકુમાલ મુનિનો સ્તૂપ અને તેમાં શ્રીપાર્શ્વનાથની એક પ્રતિમા સ્થાપન કરી હતી. આસ-પાસ સ્મશાન ભૂમિ અને જંગલ હોવાથી જૈનોએ મૂર્તિની પૂજાસેવાની ઉપેક્ષા કરી. સ્તૂપ ખંડિત થયો અને મંદિર ઉજ્જડ પડી રહ્યું તેમાં હિંદુઓએ સ્મશાનના અધિષ્ઠાતાના ઉપલક્ષમાં એક લિંગ સ્થાપન કર્યું. તીર્થંકર પ્રતિમા લુપ્ત થઈ ગઈ, મંદિર હિંદુમંદિર બન્યું. સ્થાનના આધારે તે કુડંગીસર અથવા કુડંગેશ્વર અથવા ગહન જંગલના ઇશ્વર એ નામે પ્રચલિત થયું. આ કુડંગેશ્વર મહાદેવના મંદિરમાં કોઈ એક ઉદાર વિચારવાળા વિક્રમાદિત્યની ઉપાધિ ધારણ કરનાર વિક્રમ કે ગુપ્ત સમ્રાટના સમયમાં અને તેમની ઉપસ્થિતિમાં શ્રીસિદ્ધસેન દિવાકરનું આગમન અને પ્રાચીન પાર્શ્વનાથની પ્રતિમાનો પ્રાદુર્ભાવ—ચમત્કારિક રીતે કે પ્રાકૃતિક રીતે થયો. ઉક્ત પ્રતિમા કુડુંગેશ્વર પાર્શ્વનાથના નામે પુનઃ પ્રતિષ્ઠિત થઈને જૈન તીર્થનું કેંદ્ર બની, જેની ઉપાસના માટે કેટલાંક ગામ આપવામાં આવ્યાં. એ પછી ઉક્ત મંદિર હિંદુઓના હાથમાં ચાલ્યું ગયું.

શ્રીમાનતુંગસૂરિએ ઉજ્જૈનીના વૃદ્ધ ભોજને 'ભક્તામરસ્તોત્ર'ની રચના દ્વારા ચમત્કૃત કર્યો હતો. વૃદ્ધ ભોજનો સમય વિક્રમનો સાતમો સૈકો મનાય છે.

---

૨. 'વિધિકૌમુદી' પૃ. ૧૬૫.

વિદ્યાપ્રિય પરમારવંશી મુંજ અને ભોજના સમય ( ૧૦–૧૧ મી સદી )માં જૈનાચાર્યોએ અહીં સારો પ્રભાવ પાથર્યો હતો. ભોજના સમયમાં શોભન મુનિએ પોતાના ભાઈ કવીશ્વર ધનપાલને પરમાર્હત બનાવ્યો હતો, જૈન બન્યા પછી તેમણે ‘તિલકમંજરી’ વગેરે ગ્રંથોની રચના કરી હતી. શ્રીશાંતિસૂરિએ તેનું સંશોધન કર્યું હતું. તેમની જ પ્રાર્થનાથી શાંતિસૂરિએ માળવામાં વિહાર કરી ભોજરાજાની સભાના ૮૪ વાદીઓને જીતી લઈ ભોજરાજે તેમને વાદિ-વેતાલનું બિરૂદ આપ્યું હતું અને ભોજરાજના તરફથી શરત પ્રમાણે ૮૪ લાખ માળવી રૂપિયા મેળવ્યા હતા. માળવાના ૧ લાખના ગુજરાત દેશના ૧૫ હજાર થતા હોવાથી ભોજે તે હિસાબે ૧૨૬૦૦૦૦ ગૂર્જર દેશના રૂપિયા[1] શાંતિસૂરિને અર્પણ કર્યા હતા, જેમાંથી ૧૨ લાખ ત્યાંના જૈન દેરાસરો માટે ખરચાવ્યા અને બાકીના ૬૦ હજાર થરાદ નગરમાં મોકલાવ્યા અને તે રૂપિયાથી થરાદના આદિનાથના મંદિરમાં મૂળનાયકની ડાબી બાજુમાં દેરી અને રથ કરાવ્યા હતા.

એ સમયમાં સૂરાચાર્યે પણ ભોજરાજની સભામાં વાદીઓને જીત્યા હતા. ભોજે બનાવેલા વ્યાકરણમાંથી તેમણે ભૂલો બતાવીને માલવીય પંડિતોની મશ્કરી કરી હતી. આથી ભોજ તેમના ઉપર ભારે ગુસ્સે થયો હતો અને તેમને સભામાં બોલાવી કઠોર દંડ કરવાનો હતો, પણ તે પહેલાં જ કવિ ધનપાલે તેમને ગુપ્ત રીતે માર્ગ દેખાડી ગુજરાત પહોંચાડી દીધા હતા.

એ પછી પણ જૈનાચાર્યોએ આ પ્રદેશમાં વિહાર ચાલુ રાખ્યો હતો પરંતુ પાછળના કાળમાં ત્યાંથી જૈનોની વસ્તી ઘટવા માંડી. એ પ્રાચીન કાળનું ઉજ્જૈન હાલના ઉજ્જૈનથી ૨ માઈલ દૂર હતું. આજે અહીં ૧૨૦૦ જેટલા જૈનોની વસ્તી છે. ૪ ઉપાશ્રય, ૧ ધર્મશાળા અને ૨૦ જેટલાં જૈન મંદિરો છે. તેમાં અવંતિપાર્શ્વનાથના મંદિરમાંની મૂર્તિ પ્રાચીન સમયની છે. તેના કારણે આજે પણ આ સ્થળ તીર્થરૂપે ગણાય છે.



## ૧૮૦. ભેલસા

( કોઠા નંબર : ૩૩૦૬ )

ભેલસા સ્ટેશનથી ૧ માઈલ દૂર ભેલસા નામે ગામ ભોપાલ રાજ્યમાં સાંચી પાસે આવેલું છે. આ ગામની પ્રાચીનતા અહીંથી મળી આવેલા ઘણા સ્તૂપોના અવશેષોથી સિદ્ધ થાય છે. ડૉ. ભાંડારકર ભેલસા–તામ્રપત્રનો આધાર આપી વિદિશાને હાલના ભેલસા તરીકે ઓળખાવે છે.[2]

જૈન સાહિત્યમાંથી આ હકીકતને સમર્થન કરતી વિગતો મળે છે તેનો સાર એ છે કે, જૈનોના પ્રાચીન આર્ય ક્ષેત્રોમાં ઉલ્લેખેલા દશાર્ણ દેશની રાજધાનીનું નગર વિદિશા હતું. મહાકવિ કાલિદાસે ‘મેઘદૂત’માં એનું સમર્થન કર્યું છે, ભરહુતના શિલાલેખોમાંથી પણ વિદિશાનો ઉલ્લેખ મળે છે. આ નગરી વિદિશા–વેત્રવતી ( બેતવા ) નદીના કાંઠે વસેલી હતી. તેમાં ભગવાન મહાવીરની ગોશીર્ષ ચંદનથી બનાવેલી જીવંતસ્વામીની પ્રતિમા હોવાથી વિદિશા જૈન તીર્થરૂપે પ્રસિદ્ધિ પામી હતી. આર્ય મહાગિરિ અને આર્યસુહસ્તિસૂરિ આ પ્રતિમાના દર્શન નિમિત્તે અહીં પધાર્યા હતા.

આ વિદિશાની પાસે જ ભગવાન મહાવીરના સમકાલીન ઉજ્જૈનીના ચંડપ્રદ્યોતે ભાયલસ્વામી નામના વણિકના નામ ઉપરથી ભાઇલસ્વામીપુર વસાવ્યું હતું. વિક્રમની ચૌદમી સદીમાં થયેલા શ્રીજિનપ્રભસૂરિએ ‘વિવિધતીર્થકલ્પ’ ( પૃ૦ ૮૬ )માં ભગવાન મહાવીરના તીર્થનામોમાં ભાઇલસ્વામીગઢનો ઉલ્લેખ આ પ્રકારે કર્યો છે:—

‘ भाइलस्वामिगढे देवाधिदेवः । ’

આ રીતે ભગવાન મહાવીરની પ્રતિમા વિદિશામાં અને ભાઈલસ્વામીગઢમાં ઉલ્લેખવાનું કારણ એ સમજાય છે કે, ભાઈલસ્વામીગઢ વિદિશાનો એક ભાગ કે પરું હોય, અને વિદિશાના ભાઇલસ્વામીગઢમાં એ પ્રતિમા અધિષ્ઠિત દેવમંદિર હોવું જોઈએ.

---

૧. આ હકીકત એ વખતે માલવા અને ગુજરાતનાં નાણાંનો બદલો (exchange) સૂચવે છે.
૨. Dr. Bhandarkar, Progress Report, western cercle part II, P. 59.

ઉપર્યુક્ત જીવંતસ્વામીની મૂર્તિ અહીં ક્યાંથી આવી અને તેનો મહિમા કેમ ગવાયો એ વિશે શ્રીજિનદાસ મહત્તર 'આવશ્યક ચૂર્ણિ' (વિ. સં. ૭૩૩)માં, શ્રી હરિભદ્રસૂરિ 'આવશ્યકવૃત્તિ'માં અને શ્રીહેમચંદ્રાચાર્ય 'ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત' પર્વ : ૧૦, સર્ગ : ૧૧માં જે હકીકત જણાવે છે તેનો સાર આ છે.

વિદ્યુન્માલી નામના દેવે મહાહિમવંત પર્વતમાંથી ગોશીર્ષ ચંદન લાવી ભગવાન મહાવીરની પ્રતિમા ભરાવી હતી. એ પ્રતિમા ભાઇલસ્વામી નામના વણિકના હાથમાં આવી. એ વણિક પાસેથી વીતભયપત્તનના રાજા ઉદાયન અને તેની રાણી પ્રભાવતીએ આ પ્રતિમાને પ્રાપ્ત કરી. પ્રભાવતી આ પ્રતિમાનું સદા પૂજન કરતી હતી. જ્યારે તે દેવલોક પામી ત્યારે તેની કુબ્જા દાસી દેવાનંદાને એ પ્રતિમાની પૂજા વગેરેની સારસંભાળનું કામ સોંપવામાં આવ્યું.

ભાગ્યયોગે સુવર્ણગુટિકાના પ્રયોગથી કુબ્જા દાસી રૂપવતી બની ગઇ અને ઉજ્જૈનીના રાજા ચંડપ્રદ્યોત પર મુગ્ધ બની, તેની સાથે પરણવાની ઇચ્છા દર્શાવતો સંદેશ મોકલ્યો. ચંડપ્રદ્યોતે તે વિદ્યુન્માલીએ બનાવેલી પ્રતિમા સાથે લઇને આવવાની શરત મૂકી. થયેલી ગોઠવણ અનુસાર ચંડપ્રદ્યોત શ્રીખંડ વૃક્ષની તેના જેવી જ એક જીવંતસ્વામી પ્રતિમા બનાવી સાથે લાવ્યો અને તે મૂળ પ્રતિમાને બદલે મૂકીને દેવાનંદા સાથે નાઠો પણ તરત જ ઉદાયનને તેની ખબર પડતાં તે પ્રદ્યોતની પાછળ પડ્યો. દશપુર પાસે ઉદાયન અને પ્રદ્યોત વચ્ચે યુદ્ધ થયું અને દશ રાજાઓની સહાયથી ઉદાયને પ્રદ્યોતને હરાવ્યો. ઉદાયને એ મૂળ પ્રતિમાને ઉઠાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ દેવતા તરફથી સૂચન મળ્યું કે, વીતભયપત્તનનો પાંશુથી નાશ થવાનો હોવાથી એ પ્રતિમા ઉઠાવી શકાશે નહિ. વર્ષાકાળ નજીક આવતાં તેમણે જે સ્થળે છાવણી નાખી તે સ્થળે માટીનો કિલ્લો બંધાવી નગર વસાવ્યું; જેમાં ઉદાયન સાથે દશ રાજાઓ પણ રોકાયા. એ દશ રાજાઓ ઉપરથી એ નગરનું નામ દશપુર પડ્યું, જે હાલ મંદસોર નામે ઓળખાય છે. પછી તો ઉદાયને પર્યુષણાના સંવત્સરી ક્ષમાપનાના દિવસે જૈન ધર્માવલંબી પ્રદ્યોતને ક્ષમા આપી.

ઉદાયનના ગયા પછી પ્રદ્યોતે એ જીવંતસ્વામી પ્રતિમાના પૂજન-અર્ચન માટે દાનપત્રથી દશપુર ગામ સમર્પણ કર્યું અને પછીથી વિદિશા આવીને તેણે બાર હજાર ગામનું દાનપત્ર પણ લખી આપ્યું. પ્રદ્યોત અને દેવાનંદાએ એ મૂર્તિનું પૂજન કરવા માટે વિદિશાના શ્રીમંત વણિક ભાયલસ્વામીને એ પ્રતિમા આપી અને એ ભાયલસ્વામીના નામ ઉપરથી પ્રદ્યોતે ભાયલસ્વામીપુર વસાવી આપ્યું.[૩]

સમ્રાટ સંપ્રતિના સમય સુધી આ પ્રતિમા વિદિશામાં જ હતી. અને તેની રથયાત્રા કાઢવામાં આવતી હતી. વિદિશામાં સંપ્રતિએ મહેલ બંધાવેલો હતો, જ્યાંથી તેણે આર્યસુહસ્તિસૂરિનાં દર્શન કર્યા પછી તેને જાતિસ્મરણ થયું હતું.[૪]

'આવશ્યક નિર્યુક્તિ'માં ઉલ્લેખ છે કે, આર્ય મહાગિરિ, આર્ય સુહસ્તિસૂરિ અને શ્રેષ્ઠી વસુભૂતિ પાટલીપુત્રથી વિદિશા—વિદિશા, ઉજ્જૈની અને એલકચ્છમાં રહેલી જીવંતસ્વામી પ્રતિમાના વંદનાર્થે આવ્યા હતા.

આ ઉપરથી જણાય છે કે, વિદિશાની જેમ ઉજ્જૈનીમાં અને એલકચ્છ-દશાર્ણપુર-એરછમાં પણ જીવંતસ્વામીની પ્રતિમાઓ હતી.

'બૃહત્કલ્પચૂર્ણિ'માં[૫] 'બૃહત્કલ્પસૂત્ર ભાષ્ય'ની ટીકામાં[૬] અને 'વસુદેવહિંડી'[૭] માં ઉલ્લેખ છે કે ઉજ્જૈનીમાં જીવંત-સ્વામીની મૂર્તિના વંદન નિમિત્તે આર્ય સુહસ્તિસૂરિ અને આર્યા સુવ્રતા નામનાં ગણિની આવ્યાં હતાં.

---

૩. "प्रद्योतोऽपि वीतभयप्रतिमार्थे विशुद्धधीः । शासनेन दशपुरं दत्त्वाऽवन्तिपुरीमगात् ॥६०४॥
अन्येद्युर्विदिशां गत्वा भायलस्वामिनामकम् । देवकीयं पुरं चक्रे नान्यथा धरणोदितम् ॥६०५॥
विद्युन्मालीकृतायै तु प्रतिमायै महीपतिः । प्रददौ द्वादशग्रामसहस्रान् शासनेन च ॥६०६॥"

૪. "अण्णया आयरिया वतीदिसं जियपडिम वंदिया गता । तत्थ रहाणुजाते रण्णो घरं रहोवरि अचति । सपातरण्णा ओलोयणगएण अज्ज-सुहत्थी दिट्ठो । जातीसरणं जात ॥"—'નિશીથચૂર્ણિ'

૫. "इतो य अज्जसुहत्थी उज्जेणिं जियपडिमं वंदओ आगओ ॥—'બૃહત્કલ્પચૂર્ણિ'

૬. 'जीवस्वामिप्रतिमावन्दनार्थमुज्जयिन्यामार्यसुहस्तिन आगमनम् ॥" — બૃહત્કલ્પસૂત્ર-ભાષ્યગાથા-૩૨૭૭ ઉપરની ટીકા, પુસ્તક : ૩, પૃ૦ ૯૧૭-૧૮.

૭. "ततो सा आसासिया वीसत्था तेण सत्थेण समं उज्जेणिं वच्चइ । तेण य सत्थेण समं बहुसिस्सणिपरिवारा जिणवयणपारगा सुव्वया नाम गणिणी जीवंतसामिवंदिया ॥"— વસુદેવહિંડી, ભા. ૧, પૃ૦ ૬૧.

આજે આ ત્રણે સ્થાનોમાંથી ક્યાંઈ જીવંતસ્વામીની મૂર્તિ નથી, જેથી જીવંતસ્વામીની મૂર્તિરચના વિશે ખ્યાલ આવી શકે, પરંતુ હાલમાં જ વડોદરા પાસેના અકોટા ગામથી એક જીવંતસ્વામીના ઉલ્લેખવાળી પ્રતિમા મળી આવી છે, જે ઈ. સ. ના ૫૫૦ માં ભરાઈ હોવાનું અનુમાન કરતાં શ્રીઉમાકાંત શાહે 'જીવંતસ્વામી'ના ઈતિહાસ અને રચના વિશે ગવેષણા પૂર્વક પ્રકાશ પાડ્યો છે[૮]

આપણી સામે રહેલો જીવંતસ્વામી પ્રતિમાનો આ નમૂનો ઉપર્યુક્ત મૂર્તિની રચના વિશે શાસ્ત્રીય પરંપરાનો ખ્યાલ આપે છે કે, જીવંતસ્વામીની મૂર્તિઓ રાજકુમારને યોગ્ય અલંકારોથી સુશોભિત બનાવવામાં આવતી, વિદ્યુન્માલીએ બનાવેલી મૂર્તિ અલંકાર સહિત હોવાનો પુરાવો શ્રીહેમચંદ્રસૂરિ ('ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' પર્વ : ૧૦, પૃ. ૧૪૯) આ પ્રકારે આપે છે:—

> "विद्युन्माल्यपि तस्याज्ञामुरीकृत्य स्त्वरः । क्षत्रियकुंडग्रामेऽस्मामपश्यत् प्रतिमास्थितान् ॥३८९॥
>
> गत्वा महाहिमवति, छित्वा गोशीर्षचन्दम् । अस्मन्मूर्ति तथादृष्टां, सालङ्कारां चकार सः ॥३८०॥

શ્રીઉમાકાંત શાહે પોતાની હકીકતની શાસ્ત્રીય પરંપરા સિદ્ધ કરતાં ઉપર્યુક્ત વિદ્યુન્માલીકૃત જીવંતસ્વામીની પ્રતિમા ઈ. સ. પૂર્વે ૫૬૧ ની આસપાસ બની હોવાનું અનુમાન તારવ્યું છે.

આ રીતે પુરાતત્ત્વના પ્રત્યક્ષ પુરાવાનું શાસ્ત્રીય સમર્થન મેળવતી આ પરંપરાને જોતાં ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બનેલી જીવંતસ્વામી પ્રતિમાનો ઈતિહાસ જૈનોના મૂર્તિપૂજા અને મૂર્તિશાસ્ત્ર રચનામાં અગત્યનો ફાળો નોંધાવે છે, એ આપણે ભૂલવું ન જોઈએ.

આજે અહીં ૧૦૫ જૈન શ્વેતાંબરોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને શ્રીમુનિસુવ્રતસ્વામીનું શિખરબંધી મંદિર વિદ્યમાન છે. આ મંદિર અહીંના શ્રીસંઘે સં. ૧૮૮૯ લગભગમાં બંધાવેલું છે. તેમાં ૪ પાષાણની અને ૫ ધાતુની પ્રતિમાઓ છે.

## ઉદયગિરિ :

વિદિશા (ભેલસા)થી ૪ માઈલ દૂર ઉદયગિરિ નામે પહાડી છે. તેમાં ૨૦ ગુફાઓ બનેલી છે. તે પૈકી પહેલી અને છેલ્લી ગુફાઓ તો આજે પણ જૈન ગુફાઓ તરીકે ઓળખાય છે. વીસમી ગુફામાં આર્ય ભદ્રશાખાના મુનિ શંકરભદ્રે ગુપ્ત સંવત્ ૧૦૬ માં ભગવાન શ્રીપાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી હતી, જેનો શિલાલેખ આ પ્રકારે મળી આવે છે:—

"(१) नमः सिद्धेभ्यः ॥

श्रीसंयुतानां गुणतोयधीनां, गुप्तान्वयानां नृपसत्तमानां । (२) राज्ये कुलस्याभिविवर्द्धमाने, षड्भिर्युतैर्वर्षशतेथ मासे ॥ सुकार्तिके बहुलदिनेथ पंचमे,(३)गुहामुखे स्फुटविकटोत्कटामिमां । जितद्विषो जिनवरपार्श्वसंज्ञिकां, जिनाकृतिं शमदमवान(४)चीकरत् ॥ आचार्यभद्रान्वयभूषणस्य, शिष्यो ह्यसावार्यकुलोद्भवस्य । आचार्यगो(५)शर्म्ममुनेस्सुतोस्तु, पद्मावतावश्वपतेर्भटस्य ॥ परैरजेयस्य रिपुघ्नमानिनस्ससंघिल(६)स्येत्यभिविश्रुतो भुवि । स्वसंज्ञया शंकरनामशब्दितो, विधानयुक्तं यतिमार्गमास्थितः ॥ (७) स उत्तराणां सदृशे कुरूणां, उदग्दिशादेशवरे प्रसूतः । (८) क्षयाय कर्मारिगणस्य धीमान्, यदत्र पुण्यं तदपाससर्ज ॥"[९]

—ભદ્રાર્યશાખા અને ભદ્રાર્યકુલમાં આર્ય ગોશર્મ થયા; જે પદ્માવત અશ્વસૈન્યના માલિક, મહાસુભટ, સુવીર, શત્રુને હંફાવનાર, ટેકિલા અને જનસમૂહમાં માન્ય હતા. તેમના પુત્ર તેમજ શિષ્ય મુનિ શંકરે આ ગુફામાં ગુપ્ત-સંવત્ ૧૦૬ માં ભગવાન પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી.

## રથાવર્તગિરિ : કુંજરાવર્તગિરિ :

વિદિશા (ભેલસા)ની પાસે રથાવર્ત અને કુંજરાવર્ત નામના બે પર્વતો એક બીજાને નજીક છે. જૈનોના તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામેલા રથાવર્તગિરિ ઉપર આર્ય વજ્રસ્વામી ૫૦૦ શિષ્યોના પરિવાર સાથે પધાર્યા હતા અને કુંજરા-

૮. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧૭, અંક : ૫–૬.

૯. ફ્લીટ—'ગુપ્ત અભિલેખ' પૃ. ૨૫૦.

વર્ત પર્વત ઉપર વજ્રસ્વામીનું નિર્વાણ વિ. સં. ૧૧૪ માં થયું, એથી એ પર્વત પણ તીર્થરૂપે પ્રસિદ્ધિ પામ્યો. 'મહાભારત'માં 'રથાવર્ત' અને 'રામાયણ'માં કુંજરાવર્તગિરિનો ઉલ્લેખ છે.



## ૧૮૧. અમીઝરા

(કોઠા નંબર : ૩૩૨૭)

મહુ સ્ટેશનથી ૫૦ માઈલ દૂર ગ્વાલિયર રાજ્યના જિલ્લાનું અમીઝરા નામે કસબાતી શહેર છે. અગાઉ અહીં રાઠોડોનું રાજ્ય હતું ત્યારે એ કુંદનપુર નામે ઓળખાતું રાજધાનીનું નગર હતું. રાઠોડોના સમયનો કિલ્લો આજે ખંડિયેર હાલતમાં વિદ્યમાન છે. જ્યારે અંગ્રેજોએ અહીં છાવણી નાખી ત્યારે અહીંના રાઠોડ રાજાએ તેને બાળી નાખી આથી અંગ્રેજોએ એ રાજાના આખાયે કુટુંબને મારી નાખ્યું અને કુંદનપુરને બેહાલ બનાવી મૂક્યું. એ પછી આ શહેર સિંધિયા નરેશના કબજામાં આવતાં ફરીથી આબાદ થયું અને તેનું મૂળ નામ અમીઝરા કાયમ રાખવામાં આવ્યું. આ નામ અહીંના જૈન મંદિરમાં રહેલી અમીઝરા પાર્શ્વનાથની મૂર્તિના નામ ઉપરથી પાડવામાં આવેલું છે.

આજે અહીં ૧૨ જૈન શ્વેતાંબરોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૧ જૈન મંદિર વિદ્યમાન છે. શહેરની મધ્યમાં આવેલા આ શિખરબંધી મંદિરમાં મૂળનાયક અમીઝરા પાર્શ્વનાથની શ્વેતવર્ણી ૩ હાથની ઊંચી પ્રતિમા છે. તેના ઉપર આ પ્રકારે લેખ છે:—

"संवत् १५४८ माघकृष्णे तृतीयातिथौ भौमवासरे श्रीपार्श्वनाथबिंबं प्रतिष्ठितं प्रतिष्ठाकर्ता श्रीविजयसोमसूरिभिः(रिः) श्रीकुंदनपुरनगरे श्रीरस्तु ॥"

આ મંદિરમાં એક ભોંયરું છે તે ૩૬ હાથ ચોરસ પ્રમાણનું છે. મંદિરમાં પાષાણની કુલ ૬ અને ધાતુની ૨ મૂર્તિઓ વિદ્યમાન છે આ સ્થળ તીર્થરૂપ ગણાય છે.



## ૧૮૨. ભોપાવર

(કોઠા નંબર : ૩૩૨૮)

સેમનગર સ્ટેશનથી વાહનમાર્ગે ૪૦ માઈલ દૂર રાજગઢ છે અને ત્યાંથી દક્ષિણ દિશામાં ૫ માઈલ દૂર ભોપાવર નામનું જૈન તીર્થધામ મધ્યભારતમાં આવેલું છે મહી નદીના કાંઠા ઉપર જ આ ગામ વસ્યું છે. આ ભોપાવરને કેટલાક પ્રાચીન કાળનું 'ભોજકટ નગર' માને છે પણ એ સાચું નથી. મુનિરાજ શ્રીજંબૂવિજયજી પોતાના 'ભોજકટ' શીર્ષક લેખમાં 'ભોજકટ'નું સ્થાન નિશ્ચિત કરતાં આ પ્રમાણે જણાવે છે:[1]—"એટલું નક્કી જ છે કે ભોજકટ વિદર્ભનું પાટનગર હોવાથી વિદર્ભ દેશ કે જે અત્યારે વરાડના નામથી ઓળખાય છે તેમાં જ ભોજકટનું સ્થાન હોવું જોઈએ.... માળવામાં રાજગઢની દક્ષિણે પાંચ માઈલ દૂર આવેલા 'ભોપાવર' તીર્થને કિંવા કચ્છમાં આવેલા ભુજ પ્રદેશને ભોજકટ માનવામાં આવે તેનો કશો અર્થ નથી કેમકે તે વિદર્ભની બહાર છે ... વરાડમાં ઉમરાવતીથી પશ્ચિમે આઠ માઈલ દૂર ભાતકુલી નામે (લગભગ ૨૦/૪૦ પૂર્વ રેખાંશ ઉપર) એક પ્રાચીન ગામ છે. અહીં પ્રાચીન કિલ્લો પણ છે. વરાડના લોકો આ ગામને જ 'ભોજકટ' માને છે. અહીં રુક્મિનું એક મંદિર પણ છે. તેથી પણ આ માન્યતાને પુષ્ટિ મળે છે. વળી, કુંડિનપુરથી[2] પણ આ ગામ લગભગ ૩૭ માઈલ કરતાં વધારે દૂર નથી. એટલે રુક્મિ કૃષ્ણ સાથે લડવા માટે કુંડિનપુરથી

---

૧. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧૫ : અંક : ૧૦.

૨. એજન : વર્ષ : ૧૫ : અંક : ૬–૭–૮.

નીકળીને આટલે દૂર આવ્યો હોય અને પછી પરાજય થવાને લીધે પોતાને ગામ કુંડિનપુર પાછા ન ફરતાં ત્યાં જ ભોજકટ નગર વસાવીને રહ્યો હોય એ સર્વથા બનવાજોગ છે." આના પુરાવામાં તેમણે એક તામ્રપત્રનો ઉતારો પણ આપ્યો છે.

આ હકીકતથી એટલું નિશ્ચિત થાય છે કે ભોપાવર એ પ્રાચીન ભોજકટ નથી, અલબત્ત, ભોપાવર પ્રાચીન સ્થળ હોય એમાં સંદેહ નથી, કેમકે ખોદકામ કરતાં પ્રાચીન કાળનાં અવશેષો અહીંથી મળી આવે છે અને તેથી આ સ્થળનો નિર્ણય કરવો સંશોધનની દૃષ્ટિએ જરૂરી બને છે.

ભોપાવરમાં આજે તો જૈનોનું એકે ઘર નથી પણ લગભગ ૭૫ વર્ષો પહેલાં અહીં જૈનોની સારી વસ્તી હોવાનું કહેવાય છે. અહીં ૧ જૈન ધર્મશાળા અને ૧ જૈન મંદિર છે.

અહીં શ્રીશાંતિનાથ ભગવાનનું સુંદર શિખરબંધી વિશાળ કોટયુક્ત મંદિર વિદ્યમાન છે. મૂળનાયકની પ્રતિમા ૧૨ ફીટ ઊંચી, ભવ્ય અને તેજસ્વી છે. બંને હાથ નીચે દેવીઓની પ્રતિમાઓ છે. મૂળનાયકની બંને બાજુએ શ્રીશાંતિનાથ અને શ્રીચંદ્રપ્રભની મૂર્તિઓ બિરાજમાન છે, જ્યારે બહારના ભાગમાં શ્રીશીતલનાથ ભગવાનની પ્રતિષ્ઠા હાલમાં જ કરવામાં આવી છે. ઉપરના ભાગમાં શ્રીચંદ્રપ્રભુ અને મહાવીરસ્વામીની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત છે. ઉપરાંત, શ્રીગૌતમસ્વામી, શ્રીજંબૂસ્વામી અને શ્રીઆત્મારામજી મહારાજની મૂર્તિઓ પણ તેમાં વિદ્યમાન છે.

સભામંડપ અને શિખરમાં કાચનું કામ હમણાં જ કરવામાં આવ્યું છે તેથી આખુંયે મંદિર મનોહર લાગે છે

દેરાસરની નીચેના ભાગમાં પ્રાચીનકાળનું જૈન મંદિર દટાયેલું હોય એમ એના દેખાતા શિખરભાગ ઉપરથી માલૂમ પડે છે. આ ઉપરથી પણ આ તીર્થ પ્રાચીન હોવાની ખાતરી થાય છે. વિદ્વાનોએ આ વિશે શોધ કરવાની જરૂર છે.

માગશર વદિ ૧૦ના દિવસે અહીં મેળો ભરાય છે. એમાં આવતા હરેક વર્ણના લોકો આ મંદિરની મૂર્તિને 'ખમણદેવ'ને નામે ઓળખે છે અને ભક્તિભાવથી નૈવેદ્ય ચડાવે છે.



## ૧૮૩. માંડવગઢ

( કોઠા નંબર : ૩૩૪૨ )

મહુ સ્ટેશનથી ૫૫ માઈલ દૂર માંડવગઢ નામે તીર્થસ્થળ છે. પ્રકૃતિને પરમપ્રિય માલવાનો અતિપ્રાચીન અને દુર્જય દુર્ગ માંડવગઢ કોણે બંધાવ્યો એ વિશેની જુદી જુદી દંતકથાઓ પ્રચલિત છે. મંડુ નામના લુહારને પારસમણિ મળ્યો અને તે દ્વારા તેણે લોઢામાંથી સોનું બનાવવા માંડયું ત્યારે તેના રક્ષણ માટે આ કિલ્લો બંધાવ્યો. વસ્તુતઃ માળવાના કોઇ સમર્થ રાજાએ પરદેશીઓનાં આક્રમણ ખાળવા આ સ્થળે મજબૂત કિલ્લો બંધાવ્યો હશે. આ કિલ્લાનો આકાર માંડવાની માફક હોવાથી તેનું નામ માંડવગઢ પડયું હોય એ બનવાજોગ છે. આ કિલ્લો ભારતવર્ષમાં અજોડ, ભવ્ય અને અજેય દુર્ગ તરીકે નામાંકિત છે. ફિરસ્તા કહે છે—"બચાવ ગણતરીએ તો માંડવગઢ જગતભરમાં વધુમાં વધુ અજાયબ કિલ્લો છે." એ કિલ્લાને દશ સિંહદ્વાર ને ચાર ગુપ્તદ્વાર હતાં. કિલ્લામાં જળાશયો, ખેતરો, મંદિરો, ધર્મશાળાઓ, મહેલો, રમણીય ઇમારતો અને બગીચા હતા, દરિયાની સપાટીથી એક હજાર હાથ ઊંચે આવેલો ને ૪૪ માઈલના વિસ્તારને પોતામાં સમાવી દે એવા સુંદર સ્થળનું આકર્ષણ કોને ન હોય! એથી જ પ્રતીહાર, પરમાર, સોલંકી, મુસ્લિમો અને મરાઠાઓએ તેના ઉપર અધિકાર કર્યો હતો.

નવમી શતાબ્દીથી પહેલાં તેના ઇતિહાસ ઉપર વિશેષ પ્રકાશ નાખવામાં આવ્યો નથી તોપણ કનોજના પ્રતીહારોના સમયમાં તેનું ભાગ્ય ખીલી ઊઠયું હોય એમ જણાય છે.

ધારના વિદ્યાપ્રેમી રાજા ભોજરાજે (ઈ. સ. ૧૦૧૦–૧૦૫૫) માંડવમાં એક સંસ્કૃત વિદ્યાલયની સ્થાપના કરી હતી. તેરમી શતાબ્દીમાં માંડવગઢ એના ઉન્નત ઐશ્વર્યની ચરમ સીમા પર હતું. એ સમયે અહીં સાત લાખની વસ્તી હતી.

ઈ. સ. ની તેરમી સદીના મધ્યભાગમાં જ્યારે જયવર્મદેવ અથવા જયસિંહ ( તૃતીય ) રાજા રાજ્ય કરતો હતો ત્યારે તેનો મંત્રી પૃથ્વીધર(પેથડ) શ્રાવક બાહોશ સેનાપતિ, કુશળ રાજનીતિજ્ઞ અને ચારિત્રસંપન્ન પુરુષવર હતો. તેણે રાજ્યને ઉન્નત બનાવવામાં અગ્રણી ભાગ ભજવ્યો હતો. તેની ધાકથી કોઈ દુશ્મન માંડવગઢનું નામ લઈ શકતો નહોતો. એ જેવો રાજનીતિજ્ઞ હતો તેવો જ ધર્મશીલ હતો. એના સમયમાં માંડવગઢમાં ૩૦૦ જિનમંદિરો હતાં. એ પ્રત્યેક મંદિર ઉપર પેથડશાહે સોનાના કળશ ચડાવ્યા હતા, તેમજ અઢાર લાખ રૂપિયા ખરચીને 'શત્રુંજયાવતાર' નામે ૭૨ જિનાલયવાળું ભવ્ય નવું મંદિર બંધાવ્યું હતું. તેણે ભવ્ય સંઘો કાઢયા તેમાં પણ અઢળક સંપત્તિ વાપરી હતી. ૭૨ હજારનું દ્રવ્ય વાપરી આખા નગરને શણગારી મહોત્સવપૂર્વક શ્રીધર્મઘોષસૂરિનો માંડવગઢમાં પ્રવેશ કરાવ્યો હતો. કરોડો રૂપિયાનો ખરચ કરી ઓંકારપુર, તારાપુર, દર્ભાવતી ( ડભોઈ ), ધારાનગરી, નાગપુર ( નાગોર ), વડોદરા, કરેડા, ચંદ્રાવતી, ચિતોડ, ચારૂપ, ઇન્દ્રપુર ( ઈદોર ), વામનસ્થલી ( વથલી ), જયપુર, ઉજ્જૈન, જાલંધર, ( જાલોર ), પ્રતિષ્ઠાનપુર ( પૈઠણ ), વર્ધમાનનગર ( વઢવાણ ), હસ્તિનાપુર, જીર્ણદુર્ગ ( જૂનાગઢ ), ધવલપુર ( ધોળકા ) દેવગિરિ ( દોલતાબાદ ) વગેરે ૮૪ ગામોમાં તેણે જિનમંદિરો બંધાવ્યાં હતાં. સાત સરસ્વતીભંડારો પણ સ્થાપન કરાવ્યા હતા. તેનું વસ્ત્ર માથે ઓઢવાથી રોગીઓના રોગો પણ તેના બ્રહ્મચર્યના પ્રભાવે કેટલેક પ્રસંગે નાબૂદ થયા હતા, એવી સાત્ત્વિક વૃત્તિનું તેજ એનામાં હતું.

પૃથ્વીધર પછી માંડવગઢના મંત્રીપદે તેનો પુત્ર ઝાંઝણ આવ્યો. એ પણ પિતા જેવો જ પરાક્રમમાં અજોડ હતો. કુશળ રાજનીતિજ્ઞ હોવા ઉપરાંત ધર્મવીર હતો. સં. ૧૩૪૯માં કરોડો રૂપિયાના ખરચે તેણે શત્રુંજયનો ભવ્ય સંઘ કાઢયો હતો. કરેડામાં સાત માળનું ભવ્ય મંદિર બંધાવ્યું હતું. ઝાંઝણના છ પુત્રો—ચાહડ, બાહડ, દેહડ, પદ્મસિંહ, આલ્હરાજ અને પહુ રાજ્યમાં મંત્રીપદે અને ઊંચા અધિકારપદે હતા. તેમણે સ્થાપત્ય અને સાહિત્યમાં મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે. એકંદરે ઝાંઝણના વંશજોએ સં. ૧૪૯૨ સુધી એટલે હોશંગ બાદશાહના સમય સુધી અધિકારો ભોગવ્યા હતા.

દરમ્યાન સં. ૧૩૦૫માં અલ્લાઉદ્દીન ખિલજીએ આ ગઢ પર અધિકાર કર્યો અને તે પછી હોશંગ બાદશાહ અને તેના સાળા મહમ્મુદ ખિલજી ( સં. ૧૪૯૨–૧૫૨૫ ) એ માંડવને સંસ્કૃતિ, શિલ્પકળા, વૈભવ અને શક્તિનું સુંદર કેંદ્ર બનાવી દીધું. તેમના દિવાન ચંદાશાહ નામે શ્રેષ્ઠી હતા. તેમણે રાજકીય ગૌરવ સાથે જૈનધર્મની મહત્તા પણ વધારી હતી. તેમણે ચાર લાખ રૂપિયાના ખરચે ૭૨ જિનમંદિરો અને ૩૬ દીવાદાંડીઓ બંધાવી હતી.

તેમના જ સમયમાં મંડન નામના વિદ્વાન શ્રેષ્ઠી ઉપમંત્રી હતા. તેમણે 'મંડન' શબ્દાન્તવાળા ભિન્ન ભિન્ન વિષયના કેટલાયે ગ્રંથો લખેલા આજે ઉપલબ્ધ છે. જેવા કે–૧ સારસ્વત મંડન, ૨ કાવ્યમંડન, ૩ ચંપૂમંડન, ૪ કાદંબરીમંડન, ૫ ચંદ્રવિજય, ૬ અલંકારમંડન, ૭ શૃંગારમંડન, ૮ સંગીતમંડન, ૯ ઉપસર્ગમંડન. આ સિવાય 'કવિકલ્પદ્રુમ સ્કંધ' અને 'પ્રાસાદમંડન' ગ્રંથો પણ એમના રચેલા કહેવાય છે.

આ સમયમાં ઓશવાલ શ્રેષ્ઠી સંગ્રામસિંહ સોની ખજાનચીના અધિકારપદે હતા. તેમણે મહમ્મુદ ખિલજીને રાણા કુંભા અને દક્ષિણમાં નિઝામ સાથે થયેલા સંગ્રામમાં મદદ કરી યશઃકીર્તિ અપાવી હતી. રાણા કુંભા ઉપર મેળવેલા વિજયની યાદગીરીમાં તેણે માંડવગઢમાં સાત માળનું 'કીર્તિમંદિર' બંધાવ્યું હતું. સંગ્રામસિંહ કેવળ રાજદ્વારી પુરુષ નહોતા, પરંતુ તેઓ નામાંકિત વિદ્વાન પણ હતા. તેમણે સં. ૧૫૦૨ માં 'બુદ્ધિસાગર' નામનો અતિઉપયોગી ગ્રંથ રચ્યો છે. તેમણે આઠ હજાર સુવર્ણ મહોરોનો વ્યય કરી જુદા જુદા સ્થળે જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા અને સુવર્ણાક્ષરે આગમો લખાવ્યાં હતાં, તેથી રાજાએ તેમનું રાજદરબારમાં સન્માન કર્યું હતું.

મહમ્મદ ખિલજી પછી તેનો પુત્ર ગયાસુદ્દીન બાદશાહ ( સં. ૧૫૨૫–૧૫૫૬ ) માંડવગઢની ગાદીએ આવ્યો ત્યારે તેના દિવાનપદે શ્રેષ્ઠી જીવણ અને મેઘરાજ નામના જૈન ઓશવાળો હતા અને ઉપમંત્રી ગોપાલ નામે શ્રાવક હતો. ગોપાલ જબરો તિરંદાજ હોવા સાથે ધર્મવીર શ્રેષ્ઠી હતો. તેણે માંડવગઢથી તારાપુર જતાં રસ્તામાં સૂર્યકુંડ સં. ૧૫૪૨ ના માગશર સુદિ ૭ને રવિવારે બંધાવ્યો હતો તથા સં. ૧૫૫૧ના વૈશાખ સુદિ ૬ને શુક્રવારે તારાપુરમાં એક જિનમંદિર બંધાવ્યું હતું, તેમાં સુપાર્શ્વનાથની પ્રતિમા પધરાવી હતી. તે કુંડ અને મંદિર આજે પણ શિલાલેખ સાથે મોજુદ છે.[1]

૧. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૧૩, અંક ૧–૩.

એ સમયમાં શ્રેષ્ઠી જાવડશાહે એક લાખ દ્રવ્ય ખરચીને શ્રીસુમતિસાધુસૂરિનો પ્રવેશમહોત્સવ કરાવ્યો હતો અને શ્રીઆદિનાથ, શ્રીશાંતિનાથ, શ્રીનેમિનાથ, શ્રીપાર્શ્વનાથ અને શ્રીમહાવીરસ્વામી એ પાંચ પ્રભુનાં વિશાળ જિનાલયો માંડવગઢમાં બંધાવી ૧૧ લાખ દ્રવ્યનો વ્યય કર્યો હતો. તેમણે ૧૧ શેર સુવર્ણની અને ૨૨ શેર રૂપાની પ્રતિમા ભરાવી હતી. ઉદારતા અને સંપત્તિના કારણે તેઓ 'શ્રીમાલભૂપાલ' અને 'લઘુશાલિભદ્ર'ના બિરુદોથી પંકાતા હતા. ગયાસુદ્દીન બાદશાહ તેમને પોતાના ભાઈ જેટલું માન આપતો હતો.

સં. ૧૫૬૮ની એક હાથપોથીની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે-મેઘરાજ શ્રેષ્ઠીએ અહીં કિલ્લા ઉપર ઊંચું મંદિર બંધાવી, તેમાં વિશાળ બિંબની પ્રતિષ્ઠા કરી હતી.[2]

એ પછી નાસિરુદ્દીન ખિલજી (સં. ૧૫૫૬-૧૫૬૭)ના મંત્રી તરીકે પુંજરાજ અને મુંજરાજ નામના જૈન શ્રેષ્ઠીઓ હતા. એમના સમયમાં ગદ્ધાશાહ અને ભેંસાશાહ નામના વણિક શ્રેષ્ઠીઓએ ધોળકાના વેપારીઓ ઉપર એક પ્રસંગે એવી છાપ પાડી કે જેથી તેમને 'શાહ' પદ છોડી દેવાનું કબૂલવું પડયું. માંડવગઢમાં આજે પણ એ દાનવીરોની મહેલાતો ઊભી છે. તેમની હવેલી આગળ ૧૪૦૦ સ્ફટિકનાં બિંબો ભંડાર્યાની વાત આજે પણ સંભળાય છે.

સં. ૧૬૭૪માં બાદશાહ જહાંગીર માંડવગઢ આવ્યો અને વિજયદેવસૂરિની તપશ્ચર્યાથી મુગ્ધ બની જઈ તેમને 'જહાંગીરી મહાતપા'નું બિરુદ આપ્યું હતું.

આ સિવાય શેઠ જેઠાશાહ અને બીજા અનેક શ્રેષ્ઠીઓએ રાજકીય અને સામાજિક કાર્યો કરી ભારે ખ્યાતિ મેળવી હતી.

આ રીતે માંડવગઢ જ્યારે ઉન્નતિના શિખરે હતું ત્યારે ૩૦૦ જિનમંદિરો અને એક લાખ જૈનોનાં ઘરોની વસ્તી હતી, જેમાં સાત લાખ જૈનો વસતા હતા. એ બધામાં એવો સંપ હતો કે કોઈ નવો જૈન ત્યાં વસવા માટે આવતો ત્યારે તેને ઘર દીઠ સુવર્ણમહોર અને એક ઈંટ અપાતી જેથી એક જ દિવસમાં પોતાને રહેવાનું સુંદર મકાન અને લક્ષાધિપતિ બની જતો. આ ઉપરથી એમ લાગે છે કે માંડવગઢમાં લક્ષાધિપતિથી ઓછો સંપન્ન કોઈ જૈન વસતો નહોતો.

"માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ; ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ."

કવીશ્વર ઋષભદાસનું આ પદ્ય માંડવગઢમાં સુપાર્શ્વનાથના પ્રસિદ્ધ તીર્થ તરીકે ગવાયું છે, તે આજે તો માત્ર સ્મરણરૂપ બની રહ્યું છે. આજે એ મંદિર કે બિંબનો પત્તો નથી. માંડવગઢની એક શ્રીસુપાર્શ્વનાથની ધાતુમૂર્તિ બુરહાનપુરના મંદિરમાં છે. તે સંભવ છે કે, આ પદ્યમાં સ્મરણ કરેલા સુપાર્શ્વનાથની હોય.

આજે માત્ર એક શાંતિનાથ ભગવાનનું મંદિર વિદ્યમાન છે. મંદિર નીચા ઘાટનું અને રમણીય છે. ભમતીની રચના સુંદર છે. તેમાં ગોખલાના આકારની દેરીઓ છે. તેમાંથી મૂર્તિઓ ઉત્થાપન કરી લીધેલી હોય એવાં ચિહ્નો જણાય છે. મંદિરમાં એક મોટું ભોંયરું છે પરંતુ તેમાં ઊતરવું મુશ્કેલ છે. ઊતરનારને ઉપદ્રવ થાય એમ કહેવાય છે. મંદિર પ્રાચીન હોવાથી ભીંતો વગેરેમાં ફાટો પડી ગઈ છે. મૂળનાયકની પદ્માસનાસીન મૂર્તિ ધાતુની છે. તેની ઊંચાઈ ૨૪" ઈંચ છે. માંડવગઢના વિધ્વંસ બાદ સં. ૧૮૫૨ સુધી આ મૂર્તિનો પત્તો નહોતો. આ મૂર્તિ એક ભીલને હાથ આવતાં ત્યાંના શ્રાવકોએ તેની પાસેથી મેળવીને સં. ૧૮૯૯માં આ મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે. તેના ઉપર સં. ૧૫૪૭નો સંગ્રામ સોનીના વંશજોએ ભરાવ્યાનો લેખ છે, તે આ પ્રકારે છે—

"सं० १५४७ महासुदि १३ रवौ श्रीमंडणसोनीज्ञातीय श्रेष्ठी अर्जुनसुत श्रे० गोवलभार्या हर्षु........सुत पारिष मांडणभार्या श्राविका लीली सो........मांदराजभार्या हरषा विहवादे द्वि० भाकलतादे पुत्र २ सो० टोडरमल्ल सोनी कृष्णदास पुत्री बाइ हर्षाई परिवारस ॥"

ઉપર્યુક્ત મંદિરની સામે એક રસ્તો લાલ મહેલ તરફ જાય છે તે માર્ગે બે ફર્લાંગ પર રસ્તાની ડાબી બાજુએ એક ખંડિયેર મકાન નજરે પડે છે તે અસલ જૈન મંદિર હોવાનું સૂચવે છે. મૂળગભારો, સભામંડપ, ઘુમટ અને

2. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ : ૧૦, અંક : ૭ માં "પિસ્તાળીસ આગમો લખનાર બે ભાઈઓની પ્રશસ્તિ" શીર્ષક લેખ.

જાળી વગેરે ખંડિત અવસ્થામાં છે. એની આસપાસ વિશાળ ચોક છે. તેમાં મૂર્તિ નથી પરંતુ મૂર્તિ સ્થાપન કર્યાનાં ચિહ્નો છે.

માંડવગઢથી એકાદ માઈલ દૂર મલિક મુગિસની એક મસ્જિદ છે. તેમાં થોડા ફેરફાર સિવાય થાંભલા વગેરે બધાં નિશાનો જૈન મંદિરનાં જણાય છે. બીજાં જાળીમસ્જિદ વગેરે મકાનો પણ મુસ્લિમકાળમાં જૈન મંદિરોમાંથી પરિવર્તિત કરવામાં આવેલાં હોય એવાં પ્રમાણો મળે છે.

તેરમા સૈકાથી લઈને સત્તરમા સૈકાની માંડવગઢના શ્રેષ્ઠીઓએ ભરાવેલી મૂર્તિઓ માંડવગઢ અને બીજે સ્થાને આજે પણ મોજુદ છે.

ચડતી પછી પડતીના અચલ નિયમનું ભાન કરાવતું આ માંડવગઢ પોતાના ઉજ્જવળ યશોદેહે ઇતિહાસના પૃષ્ઠોમાં અક્ષર બનેલું છે.

તારાપુર :

માંડવગઢથી ૨ માઈલ દૂર તારાપુર નામનો દરવાજો છે. ત્યાંથી ૨ા–૩ ગાઉ દૂર તારાપુર નામે ગામ છે. ત્યાં જવાનો માર્ગ વિષમ છે. સીધો પહાડ ઊતરીને ત્યાં જવાય છે. ત્યાં શ્રીસુપાર્શ્વનાથનું મંદિર છે. અત્યારે એ મંદિરમાં મૂર્તિ નથી પણ મંદિર સાબુત ઊભું છે. તારાપુરના મંદિરની જૂનામાં જૂની પ્રતિમા આજે કુક્સી પાસેના તાલનપુરના જિન-મંદિરમાં છે, તેના ઉપર સં. ૬૧૨ નો લેખ અમે 'તાલનપુર'ના વર્ણનમાં નોંધ્યો છે.

મંદિરની બારશાખમાં તીર્થંકરની મંગળમૂર્તિ અને કળશ–કુંભ વગેરે ચિહ્નો મોજુદ છે. મૂળગભારાને ત્રણ દ્વાર છે. તેમાં લાલ પાષાણની વેદી છે. પૂર્વ–પશ્ચિમ બે ગોખો તોરણોથી અલંકૃત છે. રંગમંડપ ૧૮×૧૮ ફીટનો સમચોરસ છે. ઘુંમટમાં લાલ પાષાણની બાર નૃત્યપૂતળીઓ શોભે છે. બીજી કોરણી પણ મનોહર છે. મંદિરના બહારના ભાગમાં ઓટલા છે. તેના ઉપરના ભાગમાં ગોખ છે, તેમાં પૂર્વ તરફના ગોખમાં સિદ્ધચક્ર, સમવસરણ આદિની રચના શ્યામ પાષાણમાં કરેલી છે. ગયાસુદ્દીન બાદશાહના મંત્રી ગોપાલે આ મંદિર સં. ૧૫૫૧માં બંધાવ્યા સંબંધી લેખ મંદિરમાં હયાત છે.



## ૧૮૪. ધાર

(કોઠા નંબર : ૩૩૪૪–૩૩૪૫)

મહુ સ્ટેશનથી ૩૬ માઈલ દૂર ધાર નામે નગર છે. પ્રાચીન કાળની ધારા નગરી એ જ આજનું ધાર છે. આ નગરી ક્યાર વસી એ વિશે 'પ્રબંધચિંતામણિ'માં ઉલ્લેખ છે કે–અગ્નિવેતાલ નામનો વ્યંતર દેવ કાશ્મીરની ઉજ્જૈનીમાં આવ્યો અને ધારા નામની ગણિકાના મોહમાં ફસાયો, એ સમયે ઉજ્જૈનીના રાજાએ કોઈની પાસેથી પુરાણકાલીન લંકાનું વર્ણન સાંભળી એવું ફરમાન બહાર પાડયું કે જે કોઇ લંકાનું હુબહૂ ચિત્રપટ્ટ બનાવી આપે તેને મોંમાગ્યું ઈનામ આપવામાં આવશે. ધારા ગણિકાએ અગ્નિવેતાલની સહાયથી એ ચિત્રપટ્ટ બનાવી રાજાને બતાવ્યું ત્યારે રાજાએ પ્રસન્ન થઈ ઈચ્છિત વરદાન માગવા સૂચવ્યું. ધારાએ જણાવ્યું કે, 'મારા નામે નવી નગરી વસાવવામાં આવે.' આ ઉપરથી રાજાએ એ ગણિકાના નામ ઉપરથી તેના ચિત્રપટ્ટના આધારે ધારાનગરી વસાવી.

આ હકીકતમાં સત્યાંશ કેટલો છે એ જાણવું મુશ્કેલ છે. શ્રીનંદકિશોર દ્વિવેદીએ 'ધારરાજ્યકા ઇતિહાસ'માં જણાવ્યું છે કે, પંવાર વૈરિસિંહ બીજાએ સને ૯૧૪ થી ૯૪૧ની વચ્ચે શત્રુઓને તરવારની તીક્ષ્ણ ધારાથી મારી ભગાડયા અને નવું નગર વસાવ્યું, જેનું નામ ધારાનગરી પાડવામાં આવ્યું.

ધારાનગરી પ્રાચીન છે અને પુંવાર રાજાએ વસાવેલી છે એમાં શંકા નથી. માલવાના પરાક્રમી અને સંસ્કાર-પ્રિય મુંજ અને ભોજની અહીં રાજધાની હતી. ધનપાલ જેવા પ્રખર પંડિતોથી આ રાજાઓની રાજસભા અજેય ગણાતી. એ જ ધનપાલે બનાવેલા ગ્રંથો આજે જૈન સાહિત્યના અમૂલ્ય ગ્રંથોરૂપે પ્રશંસા પામ્યા છે. ભોજના સમયે

કેટલાક જૈનાચાર્યો અહીં આવીને રહેતા. કેટલાક ગ્રંથોની રચના ઉપરથી પણ એ હકીકત ફલિત થાય છે. સૂરાચાર્ય, શાંતિસૂરિ આદિ વિદ્વાનોએ ધારાની રાજસભાને જીતી હતી. સને ૧૩૧૦માં જયસિંહ ચોથા સુધી પરમારોની અહીં ગાદી હતી અને તે પછી આ રાજ્ય મોગલ સત્તા નીચે આવ્યું એમ ઇતિહાસથી જણાય છે. સને ૧૩૨૫માં મહમ્મદ તઘલખે અહીંની એક નાની પહાડી ઉપર કિલ્લો બંધાવેલો છે.

મુસ્લિમ હકુમતમાં ધારાનાં કેટલાંયે પ્રાચીન હિંદુ અને જૈન મંદિરોને ખંડિત કરવામાં આવ્યાં કે મસ્જિદમાં ફેરવી દેવામાં આવ્યાં. ભોજરાજે બંધાવેલું સંસ્કૃત વિદ્યાલય, જેના પથ્થરોમાં અનેક ઉપયોગી ગ્રંથો ઉત્કીર્ણ કરવામાં આવ્યા હતા, તેને ઘસી નાખી આખાયે વિદ્યાલયને મસ્જિદમાં પરિવર્તિત કરવામાં આવ્યું છે. આ મસ્જિદમાં આજે પણ બે સ્તંભો ઉપર રાજા ઉદયાદિત્યના સમયે સર્પાકારે વ્યાકરણ ગ્રંથને કોરી કાઢવામાં આવ્યો હતો તે સુરક્ષિત રહી ગયેલો છે.

અહીં સને ૧૪૦૫માં બંધાવેલી લાટ મસ્જિદ છે, તેમાં જૈન મંદિરોનાં ચિહ્નો જોવાય છે. આ મસ્જિદમાં એ મંદિરોના પથ્થરો કામમાં લીધા હોય એમ જણાય છે. બીજી મસ્જિદોમાં પણ જૈન ચિહ્નો હોવાનું કહેવાય છે.

એ પછી મુસ્લિમોના આતંકથી અને વેપાર આદિના હ્રાસથી જૈનોની વસ્તી ઘટવા માંડી.

અત્યારે આ નગરમાં ૧૨૫ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તી છે. શહેરમાં ૨ જિનાલયો વિદ્યમાન છે.

૧. બનિયાવાડીમાં ૧ ઘર દેરાસર આવેલું છે, જે પ્રાચીન છે. મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા ૨ા હાથની ઊંચી છે. તેના ઉપર સં. ૧૨૦૩નો લેખ છે; જેમાં શ્રીક્ષેમસૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે. બાહ્ય મંડપમાં બંને તરફના ગોખલાઓ પૈકી એકમાં શ્યામવર્ણી ૩ા હાથની પ્રતિમા છે, જ્યારે બીજી તરફના ગોખલામાં સં. ૧૩૬૨માં પ્રતિષ્ઠિત ૩ હાથની મૂર્તિ છે. તેની સાથે શ્રીશાંતિનાથ ભગવાનની ૨ હાથની ઊંચી ધાતુપ્રતિમા અને ધાતુમય ચોમુખ પ્રતિમા વિરાજમાન છે. બીજી એક આદિનાથની પ્રતિમા ઉપર સં. ૧૩૨૮ અને શ્રીશાંતિનાથની ધાતુપ્રતિમા ઉપર સં. ૧૫૪૭ના લેખો છે.

આ શિલાલેખોથી માની શકાય કે, ૧૬મા સૈકા સુધી અહીં જૈનોની વસ્તી સારી હતી.

૨. બીજું મંદિર સદર બજારમાં શિખરબંધી નવું બંધાવેલું છે. તેમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૧ા હાથની પ્રતિમા બિરાજમાન છે. તેની આસપાસ રહેલી શ્રીપાર્શ્વનાથની બંને પ્રતિમાઓ એકેક હાથ ઊંચી છે, તેના ઉપર લેખ નથી પરંતુ ખૂબ પ્રાચીન હોય એમ જણાય છે.



## ૧૮૫. ધમનાર

( કોઠા નંબર: ૩૩૮૦ )

મંદસોરથી ૩ માઈલ દૂર ધમનાર નામે ગામ છે. અહીં ૨૦ જૈન શ્રાવકોની વસ્તી છે. ઉપાશ્રય કે ધર્મશાળા નથી. બજારમાં શ્રીઆદિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર છે.

અહીં એક પહાડી છે, જેનો વ્યાસ દોઢેક કોશનો છે અને ઊંચાઈ ૧૪૦ ફીટ છે. ઉપરનો ભાગ સપાટ છે. ચારે બાજુ કુદરતી રીતે કોટ બનેલો છે. જો કે આજકાલ તેમાં બાવાઓ રહે છે. નાનાં મોટાં મંદિરોમાં ચતુર્ભુજ, વિષ્ણુ, મહાદેવ વગેરેની મૂર્તિઓ બેસાડેલી છે પરંતુ કોઈ કોઈ ગુફાઓમાં તો જૈન તીર્થંકરોની કાયોત્સર્ગસ્થ અને પદ્માસનસ્થ મૂર્તિઓ બિરાજમાન છે. કેટલીક ગુફાઓમાં બૌદ્ધ મૂર્તિઓ પણ છે. ચંબલ નદી તરફની ગુફા સ્પષ્ટ રીતે જૈન ગુફા છે. તેના સ્તંભોમાં જૈન સ્થાપત્ય વિદ્યમાન છે. ગુફામાં શ્રીઋષભદેવ, શ્રીશાંતિનાથ, શ્રીનેમિનાથ, શ્રીપાર્શ્વનાથ અને શ્રીમહાવીરસ્વામી ભગવાનની મૂર્તિઓ વિદ્યમાન છે. આ મૂર્તિઓને લોકો પાંડવોની મૂર્તિઓ તરીકે ઓળખે છે, વાસ્તવમાં આ મૂર્તિઓ ઉપર્યુક્ત પાંચ તીર્થંકરોની છે. એક શ્રીચંદ્રપ્રભ જિનેશ્વરની મૂર્તિ પણ છે. આ બધી મૂર્તિઓ ૧૦–૧૧ ફીટ ઊંચી છે

બીજી એક ૧૦૦ ફીટ લાંબી અને ૮૦ ફીટ પહોળી જૈન ગુફા છે, જેને લોકો 'ભીમ બજાર' તરીકે ઓળખે છે. આ ગુફામાં શસ્ત્રભંડાર અને રાજલોક નામના ઓરડાઓ છે. રાજલોકમાં ભગવાન શ્રીઆદિનાથની ૨ પ્રતિમાઓ મોજુદ છે.

આ બધી ગુફાઓ ઇલોરા, કાર્લે સાલ્સેટ વગેરે પ્રસિદ્ધ ગુફાઓ જેટલી મોટી નથી પરંતુ તેના કરતાં પ્રાચીન તો છે જ.[1]



## ૧૮૬. વઈ
(કોઠા નંબર : ૩૪૧૪)

પીપલિયાથી ૩ માઈલ દૂર વઈ નામે ગામ છે. જૈનોના તીર્થ તરીકે આ ગામ પ્રસિદ્ધ છે. અહીં ૫ જૈન શ્રાવકોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૨ ધર્મશાળાઓ છે.

મૂળનાયક શ્રીવઈ પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર લગભગ ૧૦૦૦ વર્ષ પહેલાં બંધાયેલું હોવાનું મનાય છે. મૂળનાયકની મૂર્તિ ઉપર લેખ નથી પરંતુ તેમની પલાંઠી નીચે બંને બાજુએ વાઘની વિચિત્ર આકૃતિઓ રજૂ કરેલી છે અને મૂર્તિની રચના પણ એના પ્રાચીન સ્થાપત્યનો ખ્યાલ આપે છે.

દર વર્ષે પોષ દશમીએ અહીં મેળો ભરાય છે.



## ૧૮૭ ઘસોઇ
(કોઠા નંબર : ૩૪૫)

સુવાસરા સ્ટેશનથી ૭ માઈલ દૂર ઘસોઈ નામે ગામ છે. ગામમાં ૧૨૫ જૈન શ્રાવકોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૧ જૈન મંદિર છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું આ મંદિર ઘૂમટબંધી છે. તેમાં પાષાણની ૪ અને ધાતુની ૧ પ્રતિમા છે.

આ ગામમાં ચાર માઈલના ઘેરાવાવાળા એક સુકાઈ ગયેલા તળાવમાંથી કેટલાંયે જૈન અવશેષો હાલમાં જ પ્રાપ્ત થયાં છે. એ વિષે અંગ્રેજી દૈનિક 'ભારત'ના તા. ૩૧-૭-૫૦ ના અંકમાં આ પ્રકારે હકીકત પ્રગટ થયેલી છે, તે અહીં ગુજરાતીમાં આપવામાં આવે છે.

"ભારતીય કળાભંડાર કેટલીયે સદીઓથી પ્રકૃતિના પરિવર્તનના પરિણામે જમીનમાં દટાયેલો પડયો છે અને નજર બહાર છે, તે મધ્યપ્રદેશના સુવાસરાથી ૭ માઈલ દૂર આવેલા ઘસોઇ ગામના (દટાયેલા) એ કળાકેંદ્રને એ સ્થળના નિયામક (Director) શ્રીનાગેશ યવલકરે પ્રકાશમાં મૂકયું છે.

શ્રી યવલકર, જેઓ પ્રસિદ્ધ કળાકાર અને મૂર્તિનિર્માપક છે, તેમણે હાલમાં જ આ ગામની મુલાકત લઇને જણાવ્યું છે કે, અહીંના ૪ માઈલના ઘેરાવાવાળા સૂકા તળાવમાંથી શિલ્પકળાના હજારો ટુકડાઓ મળી આવ્યા છે. આ ટુકડાઓમાં સુંદર કારીગરીવાળા સ્તંભો, માનવઆકૃતિઓ અને ગર્દભના મસ્તકની આકૃતિવાળા સોનાના કેટલાક સિક્કાઓ વિદ્યમાન છે. શ્રીયવલકર કહે છે કે, સરોવરની પાસે અર્ધ દટાયેલી સુંદર આકૃતિઓ અને કારીગરી ભરેલા પથ્થરો મળે છે. સારા અનુભવી પુરાતત્ત્વજ્ઞોનું મંડળ અહીં આવીને જુએ તો ઘણી સામગ્રી ઉપર પ્રકાશ પાડી શકાય એમ છે, આમાંની કેટલીક મૂર્તિઓ તો ૨૦૦૦ વર્ષ પહેલાંની પ્રાચીન છે, જે એ સમયની સંસ્કૃતિનું સંતોષકારક સુંદર ચિત્ર રજૂ કરી શકે.

જૈન મંદિરોનાં ખંડિયેરો, અવશેષો અને સમાધિઓ આજે પણ ત્યાં નજરે પડે છે, જે એ સમયના લોકોની સંસ્કૃતિ અને સૌંદર્ય ભાવનાનો પુરાવો રજૂ કરે છે.

---

૧. 'ટોડ-રાજસ્થાન' ભા. ૨, અધ્યાય: ૧૨.

તેઓ ઉમેરે છે કે, આ શોધની માહિતી થોડા દિવસોમાં જ પુરાતત્ત્વખાતાને મોકલી આપીશ.[1]

આ હકીકત ઉપરથી જણાય છે કે પ્રાચીન કાળે આ પ્રદેશમાં જૈન સંસ્કૃતિનું ગૌરવ જરાયે ઓછું નહોતું. આપણા ઇતિહાસકારોને ઉપેક્ષિત બનેલી જૈન સંસ્કૃતિનું આંતરરહસ્ય સમજાશે ત્યારે જ ભારતીય ઇતિહાસનું વાસ્તવિક હાર્દ પ્રગટ થશે.



## ૧૮૮. આયડ [ મેવાડ ]

( કોઠા નંબર : ૩૫૧૨-૩૫૧૬ )

ઉદેપુર સ્ટેશનથી ૦II માઈલ દૂર આયડ નામે ગામ છે. એનું પ્રાચીન નામ આઘાટ અને આહડ હતું એવા ઉલ્લેખો મળે છે. આ ગામ કેટલું પ્રાચીન હશે એ જાણવાને કશું સાધન નથી પરંતુ આઘાટમાં રાજ કરતા અલ્લુ (અલ્લટ) રાજનો ઉલ્લેખ મળે છે, તે મેવાડની ખ્યાતોમાં પ્રસિદ્ધિ પામેલા આલુ રાવલ હોવાનો સંભવ છે. તેમના સમયના સં. ૧૦૦૮-૧૦૧૦ ના શિલાલેખો મળ્યા છે એ ઉપરથી જણાય છે કે મેવાડની મૂળ રાજધાની નાગદાથી ફેરવીને આઘાટમાં નવી રાજધાની સ્થાપી હશે. આથી આ નગર અગિયારમા સૈકાથી પ્રાચીન હોવાનું નિશ્ચિત થાય છે.

આ અલ્લુરાજની સભામાં રાજગચ્છીય શ્રીપ્રદ્યુમ્નસૂરિએ દિગંબરોને પરાજિત કર્યાનો ઉલ્લેખ આ રીતે મળી આવે છે:—

" वादं जित्वाऽल्लुकक्ष्मापसभायां तलपाटके । आत्तैकपत्रो यस्तं श्रीप्रद्युम्नं पूर्वजं स्तुवे ॥ "[2]

શ્રીપ્રભાચંદ્રસૂરિ 'પ્રભાવકચરિત્ર' ની પ્રશસ્તિમાં એ હકીકતનું સમર્થન કરતાં કહે છે—

" अल्लुसभायां विजिते दिगम्बरे ॥ "

અલ્લુરાજની રાણી હરિયદેવી હૂણરાજાની પુત્રી હતી. એ રાણીના નામે 'હર્ષપુર' નામે ગામ વસાવવામાં આવ્યું હતું;[3] જેમાંથી જૈનોનો પ્રસિદ્ધ 'હર્ષપુરીયગચ્છ' ઉત્પન્ન થયો હતો. આ રાણીનો રેવતી દોષ સમર્થ જૈનાચાર્ય બલિભદ્રસૂરિરાજે દૂર કર્યો હતો. આ રીતે રાજા અને રાણી જૈનધર્મથી પ્રભાવિત થયાં હતાં, તેમના મંત્રીએ અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું ત્યારે તેની પ્રતિષ્ઠા કરવા માટે એ વખતે ચિતોડમાં બિરાજતા સંડેરકગચ્છીય શ્રીયશોભદ્રસૂરિને બોલાવવામાં આવ્યા અને તેમના હાથે મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આ સૂરિનો સ્વર્ગવાસ સં. ૧૦૨૯ માં થયો એટલે એ પૂર્વે આ મંદિરની પ્રતિષ્ઠા થઈ ચૂકી હતી એટલું નિશ્ચિત છે.

લગભગ આ સમયમાં જ ચિતોડનો પ્રસિદ્ધ જૈન કીર્તિસ્તંભ બાંધવામાં આવ્યાનું જણાય છે.

અગિયારમી સદીમાં થયેલા પરમાર્હત કવીશ્વર ધનપાલે 'સત્યપુરમંડન મહાવીરોત્સાહ' નામક અપભ્રંશમાં રચેલા કાવ્યમાં આઘાટના જિનમંદિરનો ઉલ્લેખ કરેલો છે.

તેરમા સૈકામાં થયેલા રાજા જૈન સિંહના સમયમાં તેમનો જગતુસિંહ નામે મહામાત્ય હતો ત્યારે હેમચંદ નામના શ્રાવકે જૈનોના સમગ્ર આગમ ગ્રંથોને અહીં તાડપત્ર પર લખાવ્યાં હતાં એ જ સમયે શ્રીજગચ્ચંદ્રસૂરિએ કરેલા ઉગ્ર તપને જોઈને રાજવીએ તેમને 'તપા' બિરૂદ આપ્યું હતું[4] ત્યારથી 'તપાગચ્છ' અસ્તિત્વમાં આવ્યો, જે આજ સુધીયે તેના અનુયાયીઓની મોટી સંખ્યામાં વિદ્યમાન છે. આ જગચ્ચંદ્રસૂરિએ રાજસભામાં કેટલાક દિગંબર વાદીઓને જીતી લીધા ત્યારે એ સમયના રાજાએ તેમને 'હીરલા' બિરૂદથી નવાજ્યા હતા.

---

૧. " જૈન સત્ય પ્રકાશ " વર્ષ : ૧૫, અંક : ૧૧. ટાઈટલ પેજ ૩

૨. 'સમરાદિત્યસંક્ષેપ'ની પ્રારંભિક પ્રસ્તાવનો શ્લોક :

૩. શ્રી. ઓઝાજી કૃત 'રાજપૂતાનેકા ઇતિહાસ' જિલ્દ : ૨, પૃ૦ ૪૨૬-૨૮

૪. શ્રી. મુનિસુંદરસૂરિ કૃત : 'ગુર્વાવલી' શ્લોક :

આ રીતે જોઈએ તો તપ અને જ્ઞાનની આશ્ચર્યકારક ઘટનાઓએ અહીંની જનતા ઉપર ભારે અસર કરી હતી અને એ સમયથી આઘાટ જૈન પ્રવૃત્તિનું કેંદ્ર બની ગયું હતું. એ પછી જૈનાચાર્યો અહીં અવારનવાર આવી ઉપદેશ આપતા અને ચતુર્માસ નિમિત્તે રહેતા હતા. એ સમયે અને પછીથી બંધાયેલાં પાંચ મંદિરો અહીં આજે પણ વિદ્યમાન છે.

(૧) બજારમાં આવેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર લગભગ બારમા સૈકામાં બંધાયેલું જણાય છે, એમાં પાષાણની ત્રણ પ્રતિમાઓ પ્રાચીન જણાય છે. તેના વિશે વિગતવાર શોધ કરવાની જરૂર છે. (૨) ગામ બહાર આવેલું શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર પણ લગભગ ઉપર્યુક્ત મંદિરના સમયનું છે. તેમાં ત્રણ પાષાણની અને એક ધાતુની પ્રતિમા છે. એ સિવાય શ્રીજગતચંદ્રસૂરિની એક આરસ પ્રતિમા પણ છે. (૩) ગામ બહાર બીજું શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી ઉપર્યુક્ત મંદિર જેટલું જ પ્રાચીન છે. તેમાં પાષાણની ૧૨ મૂર્તિઓ છે. (૪) ભેરૂલાલજીની વાડીમાં આવેલું શ્રીમહાવીરસ્વામી ભગવાનનું ઘર દેરાસર સં. ૧૯૬૪માં બંધાયું છે. તેમાં ૨ આરસની અને ૨ ધાતુની પ્રતિમાઓ છે. ઉપરાંત આરસના તૂટેલા ૨ પટ્ટો પણ છે. (૫) ગામ બહાર શ્રીસંખેશ્વર પાર્શ્વનાથનું શિખરબંધી મંદિર લગભગ બારમા સૈકા જેટલું પ્રાચીન છે. આ મંદિરમાં પાષાણની માત્ર એક પ્રતિમા છે.



## ૧૮૯. નાગદા

(કોઠા નંબર: ૩૫૧૯)

એમલી સ્ટેશનથી ૬ માઈલ અને ઉદયપુરથી ઉત્તર દિશામાં ૧૪-૧૫ માઈલ દૂર એકલિંગજીની પહાડીમાં નાગદા તીર્થ આવેલું છે. એનું પ્રાચીન નામ નાગહ્રદ કે નાગદ્રહ હતું. હ્રદ કે દ્રહનો અર્થ તળાવ થાય છે તેથી આ નામના અહીંના કોઈ પ્રસિદ્ધ તળાવનું એ નામમાં સૂચન છે.

પ્રાચીન વર્ણનોથી જણાય છે કે એક કાળે મેવાડની પાટનગરી તરીકે નાગહ્રદનું સૌભાગ્ય ઉજ્જવળ હતું. સેંકડો વર્ષો સુધી એની જાહોજલાલી પુરજોશમાં હતી. ભોજરાજે માંડવગઢમાં જે 'ભારતીભવન' નામનું વિશાળ વિદ્યાલય સ્થાપ્યું હતું તેના પ્રધાન અધ્યાપક કર્ણાટકી આચાર્ય ભટ્ટ ગોવિંદ નામે હતા તેમને ભોજરાજે આ ગામ બક્ષીસમાં આપ્યું હતું, એ હકીકત દર્શાવતું દાનપત્ર હાલમાં જ મળી આવ્યું છે. જૈનોના તીર્થ તરીકે એ પંકાયું હતું. ઇતિહાસથી જણાય છે કે, દિલ્હીના સુલતાન સમસુદ્દીન અલ્તમશે મેવાડ પર ચડાઈ કરી ત્યારે એણે ભયંકર કાળનો દુર્ધર્ષ આંચકો અનુભવ્યો. એ ઘસાયું, દુર્બળ બન્યું અને આજે એક વેરાન ગામડામાં પલટાઈ ગયું છે. હલકી કોમનાં ચાર પાંચ મકાનો સિવાય બીજી વસ્તી નથી. માત્ર જૈનોએ એની તીર્થ તરીકેની નામના આજ સુધી જાળવી રાખી છે.

આ તીર્થ કોણે વસાવ્યું એનો પત્તો મળતો નથી. શ્રીમુનિસુંદરસૂરિ 'નાગહ્રદ તીર્થસ્તોત્ર'માં સંપ્રતિરાજે અહીં મંદિર કરાવ્યાનો ઉલ્લેખ આ પ્રકારે કર્યો છે:—

"न संप्रतिं तं नृपतिं स्तवीति कः, सुखाकृता येन जगज्जनाः सदा। श्रीपार्श्व ! विश्वे हितशर्मदायक ! त्वत्तीर्थकल्पद्रुमरोपणादिह ॥" [1]

—જગતનાં ઇચ્છિત સુખોને આપવાવાળા—હે પાર્શ્વનાથ પ્રભો ! આપના તીર્થરૂપી કલ્પવૃક્ષને રોપવાથી જેણે જગતનાં મનુષ્યોને હમેશાં સુખી કર્યાં છે, એવા સંપ્રતિ રાજાની કોણ સ્તવના ન કરે ?

આથી સિદ્ધ થાય છે કે, અહીં પાર્શ્વનાથ ભગવાનનું મંદિર સંપ્રતિરાજે બંધાવ્યું હશે. વળી, એ જ આચાર્યે રચેલી 'ગુર્વાવલી'માં નોંધ્યું છે કે—

"खोमाणभूभृत्कुलजस्ततोऽभूत्, समुद्रसूरिः स्ववशं गुरुर्यः । चकार नागह्रदपार्श्वतीर्थं, विद्याम्बुधिर्दिग्वसनान् विजित्य ॥" [2]

—ખોમાણ રાજાના કુળમાં થયેલા શ્રીસમુદ્રસૂરિએ દિગંબરોને જીતીને નાગહ્રદ પાર્શ્વનાથનું તીર્થ પોતાને સ્વાધીન કર્યું.

---

૧. "સ્તોત્ર સંગ્રહ" ભા. ૨, પૃ. ૧૫૮, પ્રકાશક શ્રીયશોવિજય ગ્રંથમાળા, ભાવનગર

૨. "ગુર્વાવલી" શ્લોક ૨૯, પૃ. ૪.

શ્રીસમુદ્રસૂરિનો સત્તાસમય પટ્ટાવલીઓના આધારે પાંચમી શતાબ્દી મનાયો છે. આથી આ તીર્થ એ પહેલાંનું ગણાય.

અહીંના વાઘેલા તળાવ[3] પાસે ડુંગરની તળેટીમાં આવેલા શ્રીપાર્શ્વનાથ ભગવાનના જીર્ણ મંદિરમાં મૂર્તિના એક પબાસણ નીચે સં. ૧૧૯૨નો લેખ આ પ્રકારે વંચાય છે:—

"સં० ११९२ वर्षे चैत्र वदि ४ रवौ देवश्रीपार्श्वनाथश्रीस्तलसंवशा वार्यचंद्रभार्या.........॥"

બીજો લેખ સં. ૧૩૫૬નો ત્યાંથી જ મળી આવ્યો છે તે આ પ્રકારે છે:—

"सं० १३५६ वर्षे श्रावण वदि १३ णारेसा तेजलसुतसंघपतिपासदेव संघसमस्त णेनसाहत श्रीपारसनाथ ॥"

ઉપર્યુક્ત શ્રીમુનિસુંદરસૂરિએ જે પાર્શ્વનાથ ભગવાનના મંદિરનો ઉલ્લેખ કર્યો છે તે આ શિલાલેખોવાળું મંદિર હશે એમ જણાય છે.

શ્રીશીલવિજયજી, અને શ્રીજિનતિલકસૂરિએ તીર્થમાળામાં[4] નોંધેલા નમિનાથ ભગવાનના મંદિરનો તેમજ શ્રીસોમતિલકસૂરિએ બનાવેલા એક સ્તોત્રમાં 'અહીં પેથડશાહે નમિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું હતું.' એવો ઉલ્લેખ કર્યો છે,[5] તેનો પણ આજે પત્તો નથી. આજે તો એક માત્ર શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર વિદ્યમાન છે. મૂળનાયકની પદ્માસનસ્થ શ્યામ પાષાણની સુંદર મૂર્તિ ૯ ફીટ ઊંચી છે. તેની નીચે મોટું પબાસન છે. આસપાસ પરિકર હોવાનું વર્ણન તેની નીચેના સં. ૧૪૯૪ના લેખમાં છે, પણ આજે એ પરિકર અહીં નથી. એ લેખ આ પ્રકારે છે:—

"१४९४ वर्षे माघ सुदि ११ गुरुवार मेदपाटदेशे देवकुलपाटकपुरवरे नरेश्वरश्रीमोकलपुत्रश्रीकुंभकर्णभूपतिविजयराज्ये श्रीउसवंसे(शे) श्रीनवलक्षशाखामंडन सा० लक्ष्मीधरसुत सा० लाघू तत्पुत्रसाधुश्रीरामदेव तद्भार्या प्रथमा मेलादे द्वितीया माल्हणदे। मेलादेकुक्षिसंभूत सहणपाल। माल्हणकुक्षिसराजहंसोपमजिनधर्मकर्पूरवातसद्यधानुक सा० सारंग। तदंगना हीमादे लखमादेप्रमुखपरिवारसहितेन सा० सारंगेन(ण) निजभुजोपर्जितलक्ष्मीसफलीकरणार्थं निरुपममद्भुतंश्रो महत् श्रीशांतिजिनवरबिंबं सपरिकरं कारितं। प्रतिष्ठितं श्रीवर्धमानस्वाम्यन्वये श्रीमत्खरतरगच्छे श्रीजिनराजसूरिपट्टे श्रीजिनवर्धनसूरित(स्त)त्पट्टे श्रीजिनचंद्रसूरित(स्त)त्पट्टपूर्वाचलचूलिकासहस्र(स्र)करावतारैः श्रीमज्जिनसागरसूरिभिः ॥ सदा वंदंते श्रीमद्धर्ममूर्तिउपाध्यायाः। घटितं सूत्रधार मदनपुत्रधरणावीकाभ्यां। आचंद्रार्कं नंद्यात् ॥श्रीः॥"

આનો ભાવ એ છે કે, સં. ૧૪૯૪ના મહા સુદિ ૧૧ને ગુરુવારે દેવકુલપાટક નગરમાં રાણા મોકલના પુત્ર કુંભકર્ણના રાજ્યમાં ઓશવાલ જાતિના નવલખા શાખામાં થયેલા શ્રેષ્ઠી સારંગે આ મૂર્તિ ભરાવી અને શ્રીજિનસાગરસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

આ શિલાલેખથી જણાય છે કે નાગદા નગર તૂટયું ત્યારે આ ગામ દેવકુલપાટકના એક પરા જેવા વિભાગરૂપે ગણાતું હશે. બીજું આ લેખમાં निरुपममद्भुत એવું આ મૂર્તિનું વિશેષણ જણાવેલું હોવાથી આ મૂર્તિ આજે પણ અદ્બદજીના નામે ઓળખાય છે. વળી, આ મૂર્તિ પરિકર સાથે બનાવવામાં આવી હતી; આટલી વિશિષ્ટ હકીકતો આમાંથી તરી આવે છે.

મંદિરના સભામંડપના થાંભલા ઉપર સં. ૧૮૭૯નો લેખ છે.

આ રીતે જોતાં સં. ૧૧૯૨ થી સં. ૧૮૭૯ સુધીના લેખો અહીંથી મળી આવે છે. તેથી અહીં સમયે સમયે જીર્ણોદ્ધારો થતા રહ્યા છે અને જૈનોએ વેરાન જંગલમાં પણ આ તીર્થને બચાવી રાખ્યું છે. છેલ્લો ઉદ્ધાર પાટણવાળા શેઠ લલ્લુભાઈએ મેવાડનાં બીજાં મંદિરોની સાથે જ આ તીર્થનો પણ કરાવ્યો છે.

આ મંદિરની પાસે જ જમણી બાજુએ બીજું એક શ્વેતાંબર જૈન મંદિર જીર્ણ હાલતમાં પડયું છે. આ મંદિર કેસરિયાજી તીર્થની પદ્ધતિનું વિશાળ જોવાય છે. આજે તેમાં મૂર્તિ વગેરે નથી.

૩. કુંભકર્ણ રાણાના પિતા મોકલ રાણાના ભાઈ વાઘસિંહના નામે આ તળાવ બધાયું હોવાથી એ 'વાઘેલા તળાવ' કહેવાય છે.

૪. "નાગદ્રહિ નમી શીલવિલાસ"—શીલવિજયજી; "નાગદ્રહિ પાસ તું નમી સૂરિ"—શ્રીજિનતિલકસૂરિ

૫. "[illegible]।"—ગુર્વાવલી, શ્લોક: ૧૯૬, પૃ. ૧૯.

આ સિવાય અહીં જુદી જુદી ટેકરીઓ ઉપર અને નીચે જમીન ઉપર અનેક મંદિરો તૂટીફૂટી અવસ્થામાં પડ્યાં છે. જૈન અને હિંદુ શિલ્પના ઉત્તમ કોટીના નકશીભર્યા નમૂના અને કેટલાકમાં તો શિલાલેખો પણ જોવાય છે.

**એકલિંગજી :**

આ ગામથી ૦ા માઈલ દૂર 'એકલિંગજી' નામે હિંદુઓનું તીર્થધામ છે. મેવાડના મહારાણાઓ આ તીર્થનું બહુમાન કરે છે. એમાં લિંગ નથી પરંતુ ચતુર્મુખ મહાદેવજીની મૂર્તિ છે. આવી મૂર્તિઓ જવલ્લે જ મળે છે. એની પ્રતિષ્ઠા રાયમલ રાણાએ કરાવી છે. એ વિશે સો શ્લોકવાળી પ્રશસ્તિ પણ મંદિરના દક્ષિણ દિશાના દ્વાર ઉપર છે. આ મંદિરની શિલ્પકળા અને સ્થાપત્ય જોતાં અસલ એ જૈન મંદિર હોય એમ જણાય છે. કેટલીક દેરીઓની બારસાખ ઉપર તીર્થંકરોની મંગળમૂર્તિ વિદ્યમાન છે. શ્રીમાન્ ગૌરીશંકર ઓઝા લખે છે કે– 'ગામમાં તૂટેલાં મંદિરો છે જે પહેલાંનાં જૈન મંદિરો હોય.'

આસપાસનાં તૂટેલાં મંદિરોની શોધખોળ કરવામાં આવે તો નાગદા, એકલિંગજી, દેવકુલપાટક વગેરે ગામોના સ્થાનિક ઇતિહાસની શંખલા ક્રમવાર મળી આવે.



## ૧૯૦. રાજનગર

(કોઠા નંબર : ૩૫૮૪–૩૫૮૫)

કાંકરોલી સ્ટેશનથી ૨ા માઈલ દૂર રાજનગર નામે ગામ છે. મહારાણા રાજસિંહે આ ગામ પોતાના નામે વસાવી 'રાજસાગર' નામનું ૪ માઈલ લાંબુ અને ૨ માઈલ પહોળું વિશાળ સરોવર બંધાવ્યું છે. આ તળાવની જબરજસ્ત પાળ બંધાવતાં રાજસિંહે એક કરોડ રૂપિયાનો ખર્ચ કર્યો હતો એમ કહેવાય છે. આ ગામમાં શ્રીઆદીશ્વર ભગવાનનું ૧ મંદિર અને ૧ ઉપાશ્રય છે.

આ રાજનગરથી ૧ માઈલ દૂર એક નાની પહાડી છે. એ પહાડી ઉપર બીજું ચૌમુખજીનું વિશાળ જૈન મંદિર છે, જે 'દયાળશાહના કિલ્લા'ના નામે ઓળખાય છે. દયાળશાહ નામના ઓશવાલ ગૃહસ્થે આ મંદિર બંધાવેલું છે, જેની પાછળ એક કરોડ રૂપિયાનો ખર્ચ થયો હતો એવી હકીકત નીચેના કવિત્તમાં આજ સુધી જળવાઈ રહી છે :–

" નવચોકી નવ લાખકી, ક્રોડ રૂપિયોંરો કામ; રાણે બંધાયો રાજસિંહ, રાજનગર હૈ ગામ.
વોહી રાણા રાજસિંહ, વોહી સાહ દયાળ; વણે બંધાયા દેહરા, વણે બંધાઈ પાળ."

આ મંદિર નવ માળનું ગગનચુંબી બંધાવ્યું હતું. એની ધજાની છાયા ૧૨ માઈલ સુધી ઊડતી હતી; એમ કહેવાય છે. પાછળથી ઔરંગજેબે આ કોઈ રાજશાહી કિલ્લો છે એમ ધારીને મંદિર તોડી નાખ્યું. આજે તો માત્ર એક માળ કાયમ રહ્યો છે ને બીજો માળ નવો બન્યો છે. તેમાં મૂળનાયક ચૌમુખી ઋષભદેવ ભગવાન બિરાજમાન છે. મેવાડની પંચતીર્થીમાં આ તીર્થની ગણના છે.

મંદિરમાં જે મૂર્તિઓ બિરાજમાન છે તે બધી ઉપર એક જાતના લેખો છે, એ લેખ ઉપરથી જણાય છે કે– "સં. ૧૭૩૨ના વૈશાખ સુદિ ૭ ને ગુરુવારે મહારાણા રાજસિંહના રાજ્યમાં સંઘવી દયાળદાસે ચતુર્મુખપ્રાસાદ બંધાવ્યો અને તેની વિજયગચ્છીય શ્રીવિનયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી." આ લેખમાં દયાળશાહના પૂર્વજોની બે–ત્રણ પેઢીનો ઉલ્લેખ પણ છે.

દયાળશાહ ક્યાંના વતની હતા તે જાણવામાં આવ્યું નથી. પણ શિલાલેખ ઉપરથી જણાય છે કે તેઓ સંઘવી ગોત્રના સરૂપર્યા ઓશવાલ હતા. તેમના પૂર્વજો સીસોદિયા હતા, જેમણે જૈનધર્મ અંગીકાર કર્યો હતો. એ પછી તેઓ ઓશવાલ જૈન તરીકે ઓળખાયા.

તેજાના પુત્ર ગજૂ અને તેના પુત્ર રાજૂને ચાર પુત્રો હતા. એ પૈકી દયાળશાહ સૌથી નાના હતા. દયાળશાહે આવું અદ્ભુત મંદિર બંધાવ્યું એની પાછળ એક વિચિત્ર ઘટનાએ ભાગ ભજવ્યો છે, જેનો ટૂંકમાં અહીં નિર્દેશ કરવો ઉપયુક્ત ગણાય.

એક રહસ્યપૂર્ણ ઘટના પ્રસંગે મહારાણાને જીવતા બચાવી લેવાથી દયાળશાહ રાણાની આગળ તરી આવ્યા અને ધીરે ધીરે વીરતાભર્યાં કાર્યોથી વિશ્વાસુ મંત્રી તરીકે નિમાયા. મંત્રી તરીકેની કારકીર્દિમાં પણ તેઓ તેજસ્વી નીવડ્યા ઔરંગઝેબે જે હિંદુ મંદિરો તોડી નાખ્યાં હતાં, તેનો બદલો તેમણે મસ્જિદો તોડીને લીધો હતો અને માળવામાંનાં બાદશાહી થાણાંની જગાએ મહારાણાનાં થાણાં સ્થાપી દીધાં હતાં. એ યુદ્ધની લૂંટમાંથી દયાળશાહ કેટલાંયે ઊંટ ભરીને સોનું ને સંપત્તિ લઈ આવ્યા જે તેમણે મહારાણાને ભેટ ધરી હતી.

આવી ઝળકતી કીર્તિ મેળવનાર દયાળશાહ ઉપર મહારાણાની પ્રસન્નતા સોળે કળાએ ખીલી ઊઠે એમાં નવાઈ નથી. વીર દયાળશાહની ધર્મભક્તિએ મહારાણા આગળ જે બોલ નાખ્યો તેના પરિણામે મહારાણાએ પહાડી ઉપર મંદિર બંધાવવાની પ્રસન્નતાપૂર્વક મંજૂરી આપી; જે પણ આ ઘટનાનું ઉજ્જવળ પ્રતીક બની રહ્યું છે.

સરોવરના કિનારા ઉપર અને દયાળશાહના મંદિરવાળી ટેકરી તેમજ રાજમહેલની ટેકરી વચ્ચે એક નવચોકી નામનું સ્થાન છે આમાંની ત્રણ ચોકીઓ અને તોરણોમાંની કારીગરી દેલવાડાનાં સુંદર મંદિરોની કોરણીની યાદ આપી રહી છે. આ ચોકીમાં મેવાડના મહારાણાઓની પ્રશસ્તિરૂપે પચીસ સર્ગનું 'રાજપ્રશસ્તિ' નામે સંસ્કૃત કાવ્ય ઉત્કીર્ણ છે. આ કાવ્ય, શિલાઓ ઉપર મળી આવતા લેખોમાં સૌથી મોટો કાવ્યલેખ છે. આ પ્રશસ્તિમાં દયાળશાહની વીરતાનું વર્ણન પણ કરેલું છે.

તેરાપંથ મતની ઉત્પત્તિનું સ્થાન આ જ રાજનગર છે. શ્રીભિક્ખમસ્વામીએ અહીંથી જ પોતાના મતનો પ્રચાર કર્યો હતો.

અહીંથી રા માઈલ દૂર આવેલા કાંકરોલી ગામમાં જૈન મંદિરની મૂર્તિઓ થોડાં વર્ષો પહેલાં તોડી નાખી ગૂમ કરી દેવામાં આવી હતી; જે માત્ર ધર્મવિદ્વેષનું પરિણામ હતું.



# ૧૯૧. ચિતોડ

( કોઠા નંબર : ૩૬૩૫–૩૬૪૨ )

ભારતની મૌલિક સંસ્કારસંપત્તિ સમા ચિતોડગઢનું નામ અને એ ભૂમિનું પ્રત્યેક રજકણ ગમે તેવા માનવીમાં નવી તાજગી બક્ષે એવું છે. ખરેખર, શૌર્ય અને સ્વમાનના સંસ્કારોની દાતા આ વીરભૂમિના નામથી કયો નર અજાણ્યો હશે? 'कम्मे सूरा सो धम्मे सूरा'ની જૂની કહેવતને પણ ચરિતાર્થ કરતી આ ભૂમિએ જેમ શૌર્યમાં તેમ ભક્તિમાં પોતાની અજબ નામના નોંધાવી છે. એવી ભૂમિને ધર્મધોરી ઉદારચરિત્ર જૈનાચાર્યોએ પસંદ કરી પાદવિહારથી પુનિત બનાવી છે અને દાનશૂર જૈન શ્રેષ્ઠીઓએ પોતાની ખ્યાતિને ખાતર નહિ પણ પોતાના આત્મ-કલ્યાણની ભવ્ય ભાવનાનું જે પ્રગટીકરણ કર્યું છે તે અહીં બંધાવેલાં મંદિરોદ્વારા આપોઆપ જાજ્વલ્યમાન બન્યું છે. એનો ઇતિહાસ રોમાંચ ખડાં કરી દે એવો છે. અહીંના રાજકીય સંબંધોમાં પણ જૈનધર્મની છાપ અંકાયેલી જોવાય છે. જૈનો સાથે રાણાઓનો મીઠો સંબંધ હતો, એની ઇતિહાસ ગવાહી આપે છે.

અહીંનો કિલ્લો મૌર્યવંશી રાજા ચિત્રાંગદે બનાવ્યો હતો તેથી તેને ચિત્રકૂટ કહેવામાં આવે છે. વિક્રમની આઠમી શતાબ્દીમાં મેવાડના ગુહિલવંશી બાપા રાવળે રાજપૂતાના પર રાજ્ય કરનાર મૌર્યવંશના છેલ્લા રાજવી માનને મારીને આ કિલ્લો પોતાના અધિકારમાં લઈ પોતાના રાજ્યમાં ભેળવી દીધો. વિક્રમની બારમી શતાબ્દીમાં સિદ્ધરાજ જયસિંહે પરમારો પાસેથી માલવાનું રાજ્ય હસ્તગત કર્યું ત્યારે આ કિલ્લો પણ તેના અધિકારમાં આવ્યો. એ અધિકાર કુમારપાલના સમયમાં પણ ચાલુ હતો. 'પ્રબંધચિંતામણિ'માં ઉલ્લેખ છે કે—'કૃતજ્ઞ ચક્રવર્તી રાજા કુમારપાલે પોતાનું રક્ષણ કરનાર આલિગ નામના કુંભારને સાતસો ગામવાળો ચિત્રકૂટ (ચિતોડ)નો પટ્ટો કરી આપ્યો હતો. તેના વંશજો કુંભાર હોવાથી શરમાતા હતા જે હજી સુધી 'સગરા' કહેવાય છે.' આ કથન કુમારપાલનો કિલ્લા ઉપર અધિકાર હોવાનું પ્રમાણ આપે છે. કુમારપાલ સં. ૧૨૧૬માં પરમાર્હત બન્યો તે પહેલાંના બે શિલાલેખો અહીંથી મળી આવ્યા છે. એક લેખ સં. ૧૨૦૭નો છે. તેમાં સપાદલક્ષ (અજમેર રાજ્ય)ના રાજા

આનાક (આના, અર્ણોરાજ)ને જીતીને કુમારપાલ ચિતોડની શોભા જેવા સારુ આવ્યો ત્યારે ત્યાંના એક શિવમંદિરને એક ગામ ભેટ કર્યું હતું એવો ઉલ્લેખ છે.[1] બીજો લેખ ત્યાંથી જ મળ્યો છે, જે ઉદયપુરના વિક્ટોરિયા હોલ નામના સંગ્રહાલયમાં છે. તેનો મધ્યનો ભાગ ઘસાઇ ગયો છે અને તેમાં સંવત આપેલો નથી પણ આ લેખથી નક્કી થાય છે કે આ પ્રસિદ્ધ કિલ્લો કુમારપાલના અધિકારમાં હતો અને ત્યાં તેનો સૂબો રહેતો હતો, એ પછી કુમારપાલના ભત્રીજા અજયપાલને હરાવી મેવાડના રાજા સામંતસિંહે સં. ૧૨૩૧ ની આસપાસ આ કિલ્લા ઉપર પાછું ગુહિલવંશીઓનું રાજ્ય કાયમ કર્યું, એ સમયથી આજ સુધી જો કે વચ્ચે કેટલાંક વર્ષ આ રાજ્ય મુસલમાનોને આધીન રહ્યું હતું છતાં ગુહિલવંશી સિસોદિયાના અધિકારમાં જ ચાલ્યું આવે છે.

ચિતોડ સાથે જૈન સમાજનો સંબંધ પુરાણો અને તાણાવાણાની જેમ ગૂંથાયેલો છે. આ સંબંધ શ્રીસિદ્ધસેન દિવાકરથીયે પ્રાચીન સમય સુધી લંબાય છે. સિદ્ધસેન દિવાકરનો સમય એકમતે વિક્રમની પહેલી શતાબ્દી મનાય છે જ્યારે બીજા મતે પાંચમી–છઠ્ઠી શતાબ્દી હોવાનો વિદ્વાનોએ નિર્ણય કર્યો છે. તેઓ વિદ્યાની સિદ્ધિ અર્થે આ ભૂમિમાં આવ્યા હતા. શ્રીહરિભદ્રસૂરિ જેમનો સમય કેટલાક વિદ્વાનો આઠમી–નવમી શતાબ્દી બતાવે છે તેમનું નિવાસસ્થાન કેટલોક કાળ ચિતોડ હતું એવો ઉલ્લેખ મળે છે. એ સમયે ચૈત્યવાસીઓ સામે એમણે ભારે ઝુંબેશ કર્યો હતો. બારમી શતાબ્દી સુધી અહીં ચૈત્યવાસી આચાર્યોની પ્રબલતા હતી. રાજાઓ એમનું સન્માન કરતા અને સગવડો આપતા. શ્રીજિનવલ્લભસૂરિએ એ સંબંધે પ્રબળ વિરોધ ઊઠાવ્યો અને તેમના ઉપદેશથી શ્રેષ્ઠી સાધારણે શ્રીમહાવીરસ્વામી ભગવાનનું વિધિચૈત્ય સં. ૧૧૬૭ માં નિર્માણ કર્યું. શ્રીજિનવલ્લભસૂરિએ 'અષ્ટસપ્તતિકા, સંઘપટ્ટક, ધર્મશિક્ષા' આદિ ગ્રંથો ચિતોડના મંદિરમાં ઉત્કીર્ણ કરાવ્યા હતા. શ્રીજિનવલ્લભસૂરિ અને તેમના પટ્ટધર શ્રીજિનદત્તસૂરિનો (સં. ૧૧૬૯) પદમહોત્સવ અહીં થયો હતો. સં. ૧૩૫૩ ના ફાગણ વદિ ૫ ના રોજ મહારાજા સમરસિંહના રામરાજ્યમાં ચિતોડના ચોરાસી મહોલ્લામાં જલયાત્રાપૂર્વક સ્થાનીય ૧૧ જૈન મંદિરોનાં છત્ર અને શ્રીમુનિસુવ્રતસ્વામી, શ્રીઆદિનાથ, શ્રીઅજિતનાથ અને શ્રીવાસુપૂજ્યસ્વામીની પ્રતિમાઓ સ્થાપન કરી હતી. સં. ૧૩૩૫ ના ફાગણ સુદિ ૫ ના રોજ સકલ રાજ્ય ધુરાને ધારણ કરનારા યુવરાજ અમરસિંહના સાંનિધ્યથી શ્રીઆદિનાથ મંદિર પર ધ્વજારોપણ થયું હતું; એવી હકીકત 'ખરતરગચ્છ પટ્ટાવલી' નોંધે છે.

શ્રીઓઝાજી કહે છે કે, "મહારાણા તેજસિંહની પટરાણી જયતલદેવી, જે સમરસિંહની માતા હતી, તેણે (વિ. સં. ૧૩૨૨ માં) ચિતોડ પર શ્યામ પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું."[2]

પં. શ્રીપ્રતિષ્ઠાસોમે સં. ૧૫૨૪ માં રચેલા 'સોમસૌભાગ્ય કાવ્ય' ઉપરથી જણાય છે કે, ઇડરનિવાસી વચ્છરાજનો બીજો પુત્ર શ્રેષ્ઠી વીસલ જે દેવકુલપાટક (દેલવાડા)માં રહેતો હતો અને શ્રીલાખા રાણાથી સંમાન્ય હતો, તેણે પંદરમા સૈકામાં ઉન્નત શિખરોથી સુશોભિત શ્રીશ્રેયાસનાથ પ્રાસાદ ચિત્રકૂટ ગઢ પર બંધાવ્યો હતો.[3] વળી, શ્રેષ્ઠી ગુણરાજના પુત્ર બાલે પંદરમા સૈકામાં કીર્તિસ્તંભની પાસે જ ચારે તરફ દેવકુલિકાઓથી યુક્ત વિશાલ જિનચૈત્ય બંધાવી શ્રીસોમસુંદરસૂરિના હાથે ત્રણ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી.[4] આ સિવાય મહારાણા મોકલના સમયમાં તેમના મુખ્ય મંત્રી સરણપાલજીએ પુષ્કળ દ્રવ્ય ખરચી ઘણાં જિનમંદિરો કરાવ્યાં હતાં. માંડવગઢના મહામંત્રી પેથડકુમારે જે ૮૪ જિનમંદિરો ઠેર ઠેર બંધાવ્યાં તેમાંનું એક ચિત્રકૂટમાં પણ બંધાવ્યું હતું.

શ્રીસોમપ્રભસૂરિએ અહીં બ્રાહ્મણોની સભામાં જય મેળવ્યો હતો અને શ્રીજિનભદ્રસૂરિએ ચિતોડ આદિ સ્થળોએ જિન મંદિરો આદિ બંધાવવાનો ઉપદેશ આપ્યો હતો. સં. ૧૫૦૫ માં કુંભા રાણાના ભંડારી શ્રીવેલાકે પુરાણા ખંડિત મંદિરના સ્થાને શ્રીશાંતિનાથ ભગવાનનું અષ્ટાપદ નામે ચૈત્ય બંધાવી તેની ખરતરગચ્છીય શ્રીજિનસેનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી હતી. આ મંદિરને 'શૃંગારચોકી' કહે છે. આવું નામ શા કારણે પડ્યું હશે તે જાણવાનું રહે છે પણ તેનું ખરું નામ તો 'અષ્ટાપદાવતાર શાંતિજિનચૈત્ય' હતું.

---

૧. "Apigraphia Indica" Vol. II, P. 422, 424

૨. "રાજપૂતાનેકા ઇતિહાસ" પૃ. ૪૭૩.

૩. જુઓ: એ જ કાવ્યનો સર્ગ : ૯, શ્લો. ૧૬, ૧૭.

૪. એજન: સર્ગ : ૯, શ્લો. ૭૦, ૭૧.

સં. ૧૫૮૭ માં શત્રુંજયનો સોળમો ઉદ્ધાર કરાવનાર બહાદુર બચ્છાવતોના વંશજ મંત્રીશ્વર કર્મચંદ્ર ચિતોડમાં રહેતા હતા. રાણા પ્રતાપના ભંડારી દાનવીર ભામાશાહનો મહેલ અહીં જ હતો.

સં. ૧૫૬૬ માં પં. શ્રીજયહેમરચિત અને સં. ૧૫૭૩ માં શ્રીહર્ષપ્રમોદના શિષ્ય જયહીએ રચેલી 'તીર્થમાલા'થી જણાય છે કે, સોળમી શતાબ્દીમાં અહીં ૩૨ જિન મંદિરો હતાં; જેમાં તપા, ખરતર, અંચલ, નાણાવાલ, ચિત્રવાલ, પૂર્ણિમા, મલધારી વગેરે ગચ્છોનાં અલગ અલગ જિનચૈત્યો શોભી રહ્યાં હતાં. સોળમા સૈકાની આ 'તીર્થમાલા'માં મંદિરોની નોંધ આ પ્રકારે તારવી શકાય છે:

૧ શ્રીશ્રેયાંસનાથ મંદિર, ૨ શ્રીઈશ્વર શ્રેષ્ઠીએ બંધાવેલું શ્રીઆદિનાથ મંદિર, ૩ શ્રીસોમચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર, ૪ ચૌમુખ ચંદ્રપ્રભ જિન મંદિર, ૫ શ્રીઆદિનાથ મંદિર, ૬ શ્રેષ્ઠી આકાએ બંધાવેલું શ્રીપાર્શ્વનાથ મંદિર, ૭ શ્રીસુમતિનાથ મંદિર, ૮ શ્રીવીરવિહાર ચૈત્ય ૯૦ પગથિયાંવાળું, જેના વિશે શ્રીચારિત્રરત્નગણિએ 'ચિત્રકૂટીય મહાવીરપ્રાસાદ પ્રશસ્તિ' રચી છે, જે 'રૉયલ એશિયાટિક સોસાયટી'ના જર્નલમાં સર ભાંડારકરે સને ૧૯૦૮ માં પ્રગટ કરી છે. તેમાં આ મંદિરના નિર્માતા ઈડરનિવાસી શેઠ ગુણરાજનું વિસ્તૃત વર્ણન કર્યું છે. 'સોમસૌભાગ્ય કાવ્ય' અનુસાર આ મંદિર ગુણરાજના પુત્ર બાલાએ બંધાવેલું હતું:–

" श्रीचित्रकूटनाम्नि द्रङ्गे रङ्गेण तुङ्गजिनचैत्यम् । दुर्गस्योपरि परिवृतममितः श्रीदेवकुलिकाभिः ॥

श्रीगुणराजस्य सुतः सुतनुः सुकृतो कृती च बालाह्वः । कारितवान् श्रीकीर्तिस्तम्भतटे श्रीमतां मुकुटः ॥ "

(–સર્ગ : ૯, શ્લોક : ૭૦, ૭૧)

પ્રશસ્તિ અનુસાર આ મંદિરની દક્ષિણ દિશામાં બંધાયેલું મંદિર પોરવાડ કુમારપાલ શેઠે બંધાવ્યું અને ઉત્તર દિશાનું મંદિર શેઠ તેજપાલના પુત્ર ભામાએ બંધાવ્યું છે. ૯ દોશી રતનાએ બંધાવેલું શ્રીપાર્શ્વ જિનમંદિર અને તેની સાથે શેઠ કર્મસીએ બંધાવેલું શ્રીસુપાર્શ્વ જિનમંદિર, ૧૦ સાત મજલાવાળો જૈન કીર્તિસ્તંભ, ૧૧ શ્રીપુનાસુત-રચિત પાર્શ્વ જિનમંદિર, જેનું નિર્માણ જિનદાસ શાહે કરાવ્યું હતું. 'મધ્ય ભારતકે જૈન સ્મારક'માં ઉલ્લેખ છે કે, અહીંના શ્યામ પાર્શ્વનાથનું મંદિર સં. ૧૩૩૫ માં રાવલ તેજસિંહની ધર્મપત્ની જૈતલદેવીએ કરાવ્યું અને તેના પુત્ર રાવલ કુમારસિંહે એ માટે ભૂમિ અર્પણ કરી. ૧૨ શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર, ૧૩ શ્રીઆદિનાથનું મંદિર, ૧૪ શ્રીમલધારગચ્છીય શ્રીચંદ્રપ્રભ જિનમંદિર, ૧૬ શ્રીશાંતિનાથનું ખરતરવસહી મંદિર, ૧૭ સાત ફણાવાળા શ્રીપાર્શ્વનાથનું મંદિર, જેમાં સત્તરિસયપટ્ટ અને શત્રુંજય તેમજ ગિરનારના પટ્ટો છે. ૧૮ બરહડિયા ધનરાજે બંધાવેલું શ્રીસુમતિ જિનમંદિર, ૧૯ ડાગા જિનદત્તે બંધાવેલું શાંતિ જિનમંદિર, ૨૦ શ્રીશાંતિનાથનું લોલાવસહી મંદિર, ૨૧ નાગોરીકારિત શ્રીમુનિસુવ્રત મંદિર, ૨૨ અંચલગચ્છીય શ્રીશીતલ જિનમંદિર, ૨૩ નાણાવાલગચ્છીય શ્રીમુનિસુવ્રત જિનમંદિર, ૨૪ પલ્લીવાલગચ્છીય શ્રીસીમંધર જિનમંદિર, ૨૫ ચિત્રવાલગચ્છીય શ્રીપાર્શ્વ જિનમંદિર, ૨૬ પૂર્ણિમાગચ્છીય શ્રીસુમતિ જિનમંદિર, ૨૭ માલવીઓનું ચૌમુખી આદિ જિનમંદિર, જેમાં શત્રુંજય, ગિરનાર અને અષ્ટાપદની રચના છે. ૨૮ શ્રીમુનિસુવ્રત જિનમંદિર, તેની સામે ગુફામાં કીર્તિધર, સુકોશલ મુનિ, ત્રણ ગોમુખોથી વહેતો જલકુંડ, નજીકમાં કુંભા રાણાનો કીર્તિસ્તંભ, કુંભેશ્વર વગેરે છે. ૨૯ શ્રીવેલા શેઠે બંધાવેલું શ્રીશાંતિ જિનમંદિર, ૩૦ શ્રીઅજિતજિનનું સરણાવસહી, ૩૧ શ્રેષ્ઠી ડુંગરે બંધાવેલું શ્રીશાંતિ જિનમંદિર અને ૩૨ શ્રીસંભવ જિનમંદિર બંધાયેલાં છે.

આ રીતે વિક્રમની પાંચમી શતાબ્દીથી લઈને સોળમી શતાબ્દી સુધી અહીંના જૈનોએ વિસ્તારેલી કીર્તિવેલનો ગૌરવશાળી ઇતિહાસ જૈનોના કેંદ્રધામ સ્વરૂપ જણાઈ આવે છે. અલબત્ત, વિક્રમની ચૌદમી શતાબ્દીમાં આક્રમણથી કંઈક ક્ષતિ પહોંચી હતી. પંદરમી સદીમાં તો જૈનોએ એ જાહોજલાલી પાછી મેળવી લીધી પણ એ તો હોલવાતા દીવાનો છેલ્લો ચમકારો જ હોય એમ જણાય છે. છેવટે સમ્રાટ અકબરના સમયમાં એટલે સત્તરમી સદીમાં ચિતોડ પોતાનું પ્રાચીન ગૌરવ ખોયું, ફરી પાછું હાથ ન આવ્યું; માત્ર એની યશસ્વી કારકીર્દિ ગવાતી રહી.

ઉપર્યુક્ત ૩૨ મંદિરોમાંથી અત્યારે માત્ર ગણ્યાંગાંઠ્યાં મંદિરો જ બચી રહ્યાં છે. બાકીનાં નષ્ટ થઈ ચૂક્યાં છે. ઓગણીસમી સદીમાં બે ત્રણ મંદિરો બીજાં બન્યાં છે. એક પ્રાચીન જિન મંદિરમાં તો દેવીની મૂર્તિ પૂજાઈ રહી છે.

અહીંની નીચે નગરમાં પાછલા સમયમાં કેટલાંક જિનમંદિરો બન્યાં છે, તેમાં ત્રણ વિદ્યમાન છે. (૧) ટંકશાળની પાસે શ્રીઆદિનાથ ભગવાનનું ઘૂમટબંધી, (૨) છીપાના અખાડામાં શિખરબંધી શ્રીપદ્મપ્રભજિનનું અને (૩) જૂના બજાર

કીર્તિસ્તંભ મંદિર પાસે શ્રીઆદિનાથ ભગવાનનું છે. પં. ગૌરીશંકર ઓઝાજીના કથન મુજબ નગરમાં પ્રવેશ કરતાં પૂલમાં પણ જૈન મંદિરોના કેટલાયે પથ્થરો લાગેલા જોવાય છે.

ચિતોડ ગઢ જંકશનથી કિલ્લા સુધી પાકી સડક બાંધેલી છે. સ્ટેશનથી ૨ માઈલ દૂર ચિતોડ નગર છે. ગંભીરી નામની નદી અહીંના પ્રાચીન ગૌરવનું ગીત ગાતી વહી રહી છે.

ચિતોડનો કિલ્લો સમુદ્રની સપાટીથી ૧૮૫૦ ફીટ ઊંચી, ૩ા માઈલ લાંબી અને અનુમાનથી ૦ાા માઈલ પહોળી ઉત્તર–દક્ષિણ સ્થિત પહાડી પર બનેલો છે. "ગઢ તો ચિતોડ ગઢ ઓર સબ ગઢૈયા"નું બિરુદ પામેલો આ કિલ્લો આજે ખખડી ગયો છે. તળેટીથી કિલ્લાની ઊંચાઈ ૫૦૦ ફીટ છે, પહાડ પર સમતલ ભૂમિ હોવાથી અહીં કેટલાયે કુંડો, તળાવો, મંદિરો અને મહેલો વગેરે બંધાયેલા છે. પહેલાં આ ગઢ ઉપર સારી આબાદી હતી પરંતુ અત્યારે તો પહાડીના પશ્ચિમી બાજુ ઉપર લગભગ ૨૦૦ ઘર વિદ્યમાન છે, બાકી બધાં મકાનો પડી ગયાં છે. આ કિલ્લામાં કેટલીયે ઈમારતો આજે પણ એ ગૌરવશાળી અતીતકાળની પવિત્ર સ્મૃતિમાં ઊભી છે. આજે અહીં પાંચ જૈન મંદિરો ઊભાં છે. (૧) શ્રીમહાવીરસ્વામીનું ઘૂમટબંધી મંદિર, (૨) શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર, (૩) સતવીસ દેવરી નામે ઓળખાતું શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી મંદિર અને (૪) ગૌમુખી પાસે શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર તેમજ (૫) શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર છે. આ મંદિરો અને બીજા અવશેષો ઉપર જરા દૃષ્ટિ ફેરવી લઈએ :

રામપોળમાંથી આગળ જતાં જૂના રાજમહેલની પાસે ઉત્તર તરફ એક નાનું કળાયુક્ત મંદિર છે જેને લોકો 'શૃંગાર ચોરી" ના નામે ઓળખે છે. મંદિરની ચોતરફ મૂર્તિઓ ભરચક છે. ખરેખર, શૃંગારચોરી એ ચિતોડગઢના સૌંદર્યનું ઉત્તમ પ્રતીક છે. મધ્યમાં એક નાની વેદી ઉપર ચાર થાંભલાવાળી છત્રી છે અને મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન છે. નજર પડતાં જ આંખ ઠરી જાય એવું મૂર્તિવિધાન છે. સં. ૧૨૩૨ માં બંધાયેલું આ સુંદર સ્થાપત્ય સં. ૧૩૬૦માં ચિતોડની લૂંટ વખતે ખંડિત થયું, તેનો જીર્ણોદ્ધાર મહારાણા કુંભાના ખજાનચી વેલાકે સં. ૧૫૦૫ માં કરાવ્યો અને તેની પ્રતિષ્ઠા શ્રીજિનસેનસૂરિએ કરી એમ ત્યાંના શિલાલેખથી જણાય છે

બડીપોળ પાસે જૈન મંદિરોનાં કેટલાંક અવશેષો છે. એમાં 'સતવીસ દેવરી' નામે ઓળખાતું વિશાળ જૈન મંદિર બાવન જિનાલયવાળું છે. કહેવાય છે કે આમાં ૨૭ ભગ્ન મંદિરોનાં ખંડિયેરો પડયાં છે, તેથી તેનું નામ 'સતવીસ દેવરી' પડયું છે, આમાંના જ ત્રણ મંદિરોનો આચાર્ય શ્રીવિજયનીતિસૂરિજીએ જીર્ણોદ્ધાર કરાવી સં. ૧૯૯૮ ના માઘ સુદિ ૨ ના દિવસે પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આમાં કેટલીક મૂર્તિઓ અને પરિકરો પડ્યાં છે. એક પરિકરનો લેખ મળ્યો છે તેના ઉપર સંવત નથી, પરંતુ–"ચૈત્રવાલગચ્છના પ્રતાપી આચાર્ય ભુવનચંદ્રસૂરિના શિષ્ય, જેમણે પોતાની વિદ્વત્તા અને સહૃદયતાથી ગૂર્જરેશ્વર અને મેવાડના રાજાઓ તેમજ પ્રજાને રંજિત કરી કેટલાયે રાજવીઓથી સમ્માનિત બન્યા હતા, તેમના ઉપદેશથી વર્મનસિંહે સીમંધરસ્વામી અને યુગમંધરસ્વામીની પ્રતિષ્ઠા કરાવી"–એવો ઉલ્લેખ છે. સં. ૧૪૬૯, સં. ૧૫૦૫, સં. ૧૫૧૦, સં. ૧૫૧૩, સં. ૧૫૩૬ ના લેખો મળી આવે છે, જેમાં બધી મૂર્તિઓને શ્વેતાંબર આચાર્યોએ પ્રતિષ્ઠિત કરેલી છે.

આગળ મીરાંબાઈનું મંદિર આવે છે. રાણા ફતેસિંહજીએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આ મંદિર ભવ્ય અને વિશાળ છે, તેના ઉપર ડબ્બલ આમલસારની સુંદર ગોઠવણી છે, શિખરના ભાગમાં એક મંગળચૈત્ય નજરે પડે છે. ડાબી અને જમણી બાજુના દેવો ઉપરની છાજલીમાં અને તોરણમાં આલેખેલી જિનમૂર્તિઓ તેમજ ચોકમાં જમણી બાજુના મંદિરની પાછલી દીવાલમાં પંચતીર્થી મૂર્તિ જોઈ આ મંદિર અસલના વખતમાં જૈન મંદિર હશે અથવા જૈન મંદિરના પથ્થરો કામે લગાડયા હશે એમ જણાઈ આવે છે.

એથી આગળ મોકલ રાણાનું મંદિર છે, જેને સમિધેશ્વરનું મંદિર પણ કહે છે. ભોજરાજે બંધાવેલું ત્રિભુવન નારાયણનું મંદિર આ કે બીજું એ જાણવાનું રહે છે. મોકલ રાણાએ તો જીર્ણોદ્ધાર કરાવ્યો હશે. આ મંદિરમાં સં. ૧૨૦૭ નો કુમારપાલનો લેખ છે જેનો નિર્દેશ અગાઉ કર્યો છે. આ મંદિરના પાછલા ભાગમાં જૈન મૂર્તિઓ કોરેલી છે. જેમાં એક મૂર્તિના હાથમાં મુહપત્તિ છે. મંદિરની બહાર ડાબી બાજુએ દીવાલમાં તીર્થંકર ભગવાનને અભિષેક કરાવતા હોય એવા કળશ સાથેના ઇંદ્રોની આલેખનાપૂર્વકની જિનમૂર્તિ છે. એ જ દીવાલ ઉપર કંઈક આગળ એક જૈનાચાર્યની મૂર્તિ કોરેલી છે. તેમના હાથમાં મુહપત્તિ છે, ડાબા હાથમાં પુસ્તક છે, આથી જૈનાચાર્ય છે. તેની બાજી

સાધુ, શ્રાવક, શ્રાવિકા ઉપદેશ સાંભળી રહ્યા હોય એવો ઘટનાપ્રસંગ આલેખેલો છે, તેથી આગળ એક બીજા જૈનાચાર્યની મૂર્તિ કોરેલી છે, તેમની સામે ઠવણી છે, સામે બેઠેલા રાજવી ઉપદેશ શ્રવણ કરી રહ્યા છે. એથી આગળ એક રાજા ગુરુવંદના નિમિત્તે મોટા આડંબર સાથે વાજિંત્રાદિ પૂર્વક સંઘ સાથે આવી રહ્યો હોય એવું સૂચન કરતો પ્રસંગ આલેખેલો છે, એથી આગળ મુકુટધારી ઈંદ્ર જિનેશ્વર ભગવાનને અભિષેક માટે ખોળામાં ધરીને બેઠા હોય એવો ભાવ આલેખ્યો છે, એક સ્થળે એક જૈનાચાર્ય બગલમાં ઓઘો અને હાથમાં મુહપત્તિ લઈને ઊભા હોય એવી આકૃતિ બતાવી છે. આ બધા પ્રસંગોમાં મોટે ભાગે જિનેશ્વરના કલ્યાણક ભાવોની આલેખના સ્પષ્ટ વરતાય છે. મંદિરની ભિટ્ટ ઉપર ગજથર નરથર વગેરેની રચના સાથે આ ભાવો આલેખ્યા છે. આ ઉપરથી આ મંદિરનું સ્વરૂપ સ્પષ્ટ થઈ આવે છે.

આગળ સતીઓનું મંદિર છે. દરવાજા ઉપર ૬૧ શ્લોકનો સંસ્કૃત ભાષામાં પદ્યમય શિલાલેખ સં. ૧૩૩૧ ના અષાડ સુદિ ૧૩ ના પુષ્ય નક્ષત્રમાં લખેલો છે. લખનાર સજ્જન નામે છે.

ગોમુખ કુંડ પાસે મહારાણા રાયમલના સમયનું નાનું જૈન મંદિર છે. તેમાં સુકોશલ મુનિની ગુફા છે. કુંડ ઉપર જતાં પ્રથમ ધર્મશાળા જેવું મકાન આવે છે. તેમાં વચ્ચે આદિનાથ ભગવાનની મૂર્તિ બિરાજે છે. તેના ઉપર કનડી ભાષાનો લેખ છે. એ ઉપરથી જણાય છે કે આ મૂર્તિ દક્ષિણ પ્રદેશમાંથી આવી હશે. જમણી બાજુએ કીર્તિધર મુનિ અને તેમની જમણી બાજુએ પ્રાકૃતમાં લેખ છે. ડાબી બાજુએ સુકોશલ મુનિ ધ્યાનમગ્ન બેઠા છે. તેમની ડાબી બાજુએ માતા વ્યાઘ્રીનો જીવ ઉપસર્ગ કરી રહ્યો હોય એમ બતાવ્યું છે. એ બધી મૂર્તિઓ ઉપર નામો કોતરેલાં છે. એકંદરે સંસ્કૃત, પ્રાકૃત અને કનડી ભાષાના લેખો જોવાય છે. સંસ્કૃતના લેખમાં 'वि. सं. १४०८ श्रीजिनमप्रसूरि' એવું લખેલું વંચાય છે. આ જ મંદિરમાં શ્રીઆદિનાથના પરિકરનો લેખ આ પ્રમાણે છે:—

"संवत् ॥ १४ मार्ग सुदि ३ श्रीचैत्रपुरीयगच्छे श्रीबुडागणि भर्तृपुरमहादुर्ग श्रीगुहिलपुत्र वि........हार श्रीबहादेव आदिजिन-वामांगदक्षिणाभिमुखद्वारगुफायां कलि श्रुतदेवीनां चतु........लानां चतुर्णां विनायकानां पादुकाघटितसहकारसहिता श्रीदेवी चितोडरी मूर्ति श्रीभर्तृगच्छीयमहाप्रभावक श्रीआम्रदेवसूरिभिः........श्री सा० सामामु सा. हरपालेन श्रेयसे पुण्योपार्जना.... ...व्यधीयते ॥"

'ભર્તૃગચ્છીય શ્રીઆમ્રદેવસૂરિએ જે મૂર્તિની પ્રતિષ્ઠા કરી તે મૂર્તિ શ્રીહરપાલે બનાવી' એટલો અર્થ તો સ્પષ્ટ છે, બાકીની વિગત અને સાલ-મિતિ વગેરે સમજાતું નથી.

ગઢ ઉપર સાત માળનો જૈન કીર્તિસ્તંભ વિક્રમના ચૌદમા સૈકા નિર્માણ થયો હોય એમ જણાય છે. શ્રીઆદિનાથના સ્મારક તરીકે આ બંધાવેલો છે. તીર્થંકરોની નાની મોટી મૂર્તિઓ સ્તંભ પર ચોમેર કોતરેલી છે. ઘાટમાં વિખ્યાત જયસ્તંભના જેવો જ, મૂળથી છેક ટોચ સુધી સુંદર શિલ્પખચિત આ સ્તંભ જૈન શિલ્પકળાનો ઉજ્જવળ નમૂનો છે. એની ઊંચાઈ ૮૦ ફીટ અને મૂળની તેમજ ટોચની પહોળાઈ અનુક્રમે ૩૦ અને ૧૫ ફીટ છે. કીર્તિસ્તંભની છત વીજળી પડવાથી તૂટી ગઈ ત્યારે મહારાણા શ્રીફતેસિંહજીએ એંસી હજાર રૂપિયા ખર્ચીને એનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

આ કીર્તિસ્તંભની બાજુમાં જ શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર છે. એનો જીર્ણોદ્ધાર મહારાણા કુંભાના સમયમાં સં. ૧૪૯૪ માં ઓશવાલ મહાજન ગુણરાજના પુત્ર બાલાએ કરાવ્યો હતો, જેનો ઉલ્લેખ અગાઉ કરવામાં આવ્યો છે. હમણાં થોડાં વર્ષો પહેલાં જ તેનો ફરીથી જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો છે.

★

## ૧૯૨. કરેડા

(કોઠા નંબર : ૩૬૪૫)

ઉદયપુર–ચિતોડ રેલ્વેના કરેડા સ્ટેશનથી ૦॥। માઈલ દૂર કરેડા નામે ગામ છે. શિલાલેખમાં આનું 'કરહેડા' નામ મળે છે. આ ગામના ઉત્તરભાગના અહીંના જૈનમંદિરનો એક શિલાલેખ આ પ્રમાણે છે:—

"सं १३२६ वर्षे चैत्र सु(व)दि १५ सोमेऽद्येह महाराजकुलश्रीसामंतसिंहदेवेन करहेडाग्रामे श्रीपार्श्वनाथाय पूजार्थं । सोमपर्वणि सं (ना)णकव्यवहारिकाणां अवकाशु....( ई वरं )म.... ॥"

સં. ૧૩૨૧ ના ચૈત્ર વદિ અમાવાસ્યા અને સોમવારે—સોમવતી અમાવાસ્યાના પર્વ દિવસે અહીં મહારાવલ શ્રીચાચિગદેવે કરહેડા—કરેડા ગામના શ્રીપાર્શ્વનાથ ભગવાનની પૂજા માટે નડૂલ (નાડોલ)ની માંડવીમાંથી-જકાતખાતામાંથી અમુક રકમ ઇંટની અંજલિ મૂકવાપૂર્વક અર્પણ કરી છે. ( બાકીનો થોડોક ભાગ ઘસાયેલા અક્ષરોના કારણે વંચાતો નથી. )

અહીં ૧ જૈન ધર્મશાળા છે અને શ્વેત પાષાણનું સોધશિખરી બાવન જિનાલય મંદિર પ્રાચીન બાંધણીનું નજરે પડે છે. મૂળગભારો, ગૂઢમંડપ, ચોકીઓ, ભમતીની દેરીઓ, વિશાળ સભામંડપ, શૃંગારચોકી અને શિખર સાથેની રચનાવાળું છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્યામવર્ણી મૂર્તિ બિરાજમાન છે. તેના ઉપર સં. ૧૬૫૬નો લેખ છે. આ મૂર્તિ જીર્ણોદ્ધાર પ્રસંગે પ્રતિષ્ઠિત કરવામાં આવી હશે. લોકોના કહેવા પ્રમાણે મૂળનાયક ભગવાનની સામેના એક ભાગમાં એવું છિદ્ર મૂકવામાં આવેલું જેથી પોષ સુદિ ૧૦ ના દિવસે સૂર્યનાં બિંબ એ પ્રતિમા ઉપર પડી શકે, પરંતુ જીર્ણોદ્ધાર સમયે એ તરફની ભીંત ઊંચી લઈ લેવામાં આવતાં હવે એ પ્રકાશ પડતો નથી.

અહીંની દેવકુલિકાઓની એક બારશાખમાંથી મળેલો એક લેખ શ્રીપૂરણચંદજી નાહરે આ પ્રકારે નોંધ્યો છે:—

" संवत् १०३९ [व]र्षे श्रीसंडेरकगच्छे श्रीयशोभद्रसूरिसंताने श्रीश्यामाचार्या.......प्र० भ० श्रीयशोभद्रसूरिभिः श्रीपार्श्वनाथबिंबं प्रतिष्ठितं....पूर्वचंद्रेण कारितं ॥ "

આ શિલાલેખ બતાવે છે કે શ્રીયશોભદ્રસૂરિએ શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી. આથી આ દેવકુલિકાઓ કરતાં આ મંદિર વધુ પ્રાચીન હોવાનું અને એથીયે પુરાણું આ ગામ હશે એવું અનુમાન સહેજે નીકળે છે.

વળી, ભમતીની એક દેરીની મૂર્તિ ઉપર સં. ૧૩૦૩ ના ચૈત્ર વદિ ૪ ને સોમવારનો લેખ છે, બીજી મૂર્તિ ઉપર સં. ૧૩૪૧ ના જેઠ સુદિ ૧૫ ને રવિવારનો લેખ છે અને ત્રીજી મૂર્તિ ઉપર સં. ૧૪૯૬ ના જેઠ ૩ ને બુધવારનો લેખ છે. આ મંદિરનો સભામંડપ મેવાડનાં બીજાં મંદિરો કરતાં એની વિશાળતાથી અલગ તરી આવે છે. આ મંડપની બંને બાજુએ નાના મંડપોવાળાં બે દેરાસરો બનેલાં છે, તેમના એક મંડપમાં અરબી ભાષાનો લેખ જોવાય છે, જે પાછળથી કોઈએ લગાવી દીધો હોય એમ લાગે છે. સભામંડપના થાંભલાંઓમાં સાંકળથી લટકતા ઘંટની આકૃતિઓ બનેલી હોવાથી લોકોમાં એવી માન્યતા પ્રચલિત છે કે આ મંદિરને બંધાવવામાં કોઈ વણજારાએ સારો ફાળો આપ્યો હશે. વસ્તુત: આવી આકૃતિઓ તો શિલ્પસ્થાપત્યનો એક પ્રકાર છે. દક્ષિણનાં વૈષ્ણવ મંદિરોમાં આવો શિલ્પપ્રકાર આજે પણ જોવા મળે છે.

સભામંડપના ઉપરના ભાગમાં એક મસ્જિદની આકૃતિ બનેલી છે. એ વિશે કહેવાય છે કે, જ્યારે અકબર બાદશાહ અહીં આવ્યો ત્યારે તેણે આવી આકૃતિ બનાવરાવી, જેથી મુસ્લિમો આવા સુંદર મંદિરનો નાશ ન કરે. આ હકીકતમાં તથ્યાંશ ન હોય તોય એટલું નક્કી છે કે, મુસ્લિમ સત્તા વખતે આ મંદિરને બચાવી રાખવા માટે મંદિરના જીર્ણોદ્ધાર સમયે આવો આકાર ઊભો કરવામાં આવ્યો હશે. કેમકે આવા આકારો તો કેટલાંયે જૈન મંદિરોમાં ઉપર્યુક્ત હેતુથી જ ઊભા કરવામાં આવેલા જોવાય છે.

' ગુર્વાવલી 'માં ઉલ્લેખ છે : 'श्रीपार्श्वः करहेडके' અર્થાત્—મંત્રીશ્વર પેથડકુમારે કરહેડામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું.

' સુકૃતસાગર ' નામના ગ્રંથમાંથી ઉલ્લેખ મળે છે કે—" માંડવગઢના મહામંત્રી પેથડકુમારના પુત્ર ઝાંઝણકુમાર મોટા સંઘ સાથે તીર્થયાત્રાએ નીકળ્યા. શ્રીધર્મઘોષ આદિ અનેક સૂરિપુંગવો સંઘમાં સાથે જ હતા. સંઘ અનેક સ્થળોની યાત્રા કરતો ચિતોડ આવ્યો. ચિતોડનાં અનેક જિનમંદિરોનાં દર્શન કરી સંઘ કરહેડા આવ્યો. અહીં ઉપસર્ગ હરનારી સુંદર શ્યામવર્ણી શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિનાં દર્શન કર્યાં. સંઘપતિને તિલક કરવામાં આવ્યું તે પછી સૂરિજીએ ઉપદેશ આપતાં સંઘપતિએ અહીંના નાના જિનમંદિરના જીર્ણોદ્ધારનો આરંભ કરાવ્યો. એ પ્રાચીન મંદિર ઉપર મંત્રીશ્વરે સાત માળનું ભવ્ય મંદિર બંધાવ્યું ":—

" तच्चैत्यमन्तरे क्षिप्त्वा पादाक्रान्तोदकहस्तः । प्रासादः सप्तभूमोऽम्दमण्डपाविपुतोऽरचि ॥ "

આ હકીકતથી જણાય છે કે મંત્રીશ્વર પેથડકુમારે બંધાવેલા મંદિરને ઝાંઝણે સાત માળનું કરાવ્યું હશે; પરંતુ હાલમાં આ સાત માળના મંદિરનો અહીં પત્તો નથી. ઉપર્યુક્ત મંદિર તો સં. ૧૦૩૯ ગોઠવેલું છે, જ્યારે

પેથડ અને ઝાંઝણવાળું મંદિર ચોદમા સૈકાનું છે. સંભવ છે કે પેથડ-ઝાંઝણવાળું મંદિર તૂટતાં અસલના પ્રાચીન મંદિરને બચાવવા મસ્જિદનો આકાર ઊભો કરી દેવાયો હશે અને તેથી જ તે પ્રાચીન મંદિર બચી શકયું લાગે છે. અહીં અનેક ખંડિયેરો પડેલાં છે. તેમાંથી શોધ કરવામાં આવે તો એ મંદિરના અવશેષો જડી આવે.



## ૧૯૩. બડોદા

(કોઠા નંબર : ૩૮૩૦)

તલોદથી ૧૦૦ માઈલ દૂર બડોદા નામનું પ્રાચીન ગામ છે. આનાં મેઘપુરપાટણ અને વટપદ્ર આદિ પ્રાચીન નામો જૈન ગ્રંથોમાંથી જાણવા મળે છે. આ ગામની ચારે બાજુએ લગભગ ૧ાા કોશ સુધી પથરાયેલાં પ્રાચીન ખંડિયરો જોવાય છે. આજે અહીં ૧૦૦ જૈન શ્વેતાંબરોની વસ્તી છે, ૧ ઉપાશ્રય અને ૧ જૈન મંદિર છે.

ઊંચી બેઠક પર આવેલા વિશાળ જિનાલયને ચારે બાજુએ ચાર શિખરો વિદ્યમાન છે. સં. ૧૧૯૫ લગભગમાં આ મંદિર બંધાયેલું છે. તેમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૧ાા હાથ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમા છે. તેના પબાસનની પ્રતિષ્ઠા સં. ૧૫૭૩ માં શ્રીજિનેન્દ્રસૂરિએ અને મૂળનાયક મૂર્તિની પ્રતિષ્ઠા સં. ૧૯૦૪ માં શ્રીદેવેન્દ્રસૂરિએ કરેલી છે. પૂર્વ-પશ્ચિમ તરફ આવેલાં દેરાસરોમાં શ્રીઆદિનાથ ભગવાનની ૧ા હાથ ઊંચી પ્રતિમાઓ વિરાજમાન છે.

મંડપમાં શ્રીઆદિનાથ ભગવાનની ૩ હાથ ઊંચી શ્વેતવર્ણી પ્રતિમા છે, જેના ઉપર સં. ૧૩૫૯ ના મહા સુદિ ૧૨ ને ગુરુવારનો લેખ છે આ પ્રતિમા અહીંથી ૪ ફર્લાંગ દૂર આવેલા એક પીપળાના ઝાડની પાસેથી મળી આવી હતી. આ જ મંડપમાં ૧ ચોવીશ જિનકલ્યાણક પટ્ટ અને ૧ વીશ વિહરમાન જિનપટ્ટક છે. તેમાંના પહેલા પટ્ટ ઉપર સં. ૧૩૬૪ ના વૈશાખ સુદિ ૫ નો લેખ વિદ્યમાન છે. મંદિરમાં બધી મળીને પાષાણની ૩૧ અને ધાતુની ૨ પ્રતિમાઓ છે. મંદિર જીર્ણદશામાં છે. આ જિનાલયના પાછલા ભાગમાં એક જૂનો ઉપાશ્રય છે.

અહીં શેઠ મનજી ચૂનીલાલના ઘરના એક ગોખલામાં ધાતુની મૂર્તિઓ ૨, પાષાણની નાની ૨ પ્રતિમાઓ, સિદ્ધચક્રના ૩ ગટ્ટાઓ અને સ્ફાટિકની મૂર્તિ ૧ દર્શનીય પ્રતિમા છે.

અહીંથી ૪ ફર્લાંગ દૂર એક પીપળ વૃક્ષની નીચેના ચોતરા ઉપર બે દેવકુલિકાઓ છે, જેમાં શ્યામ પાષાણના કેશરિયાજીના બે પગલાંઓ પ્રતિષ્ઠિત છે. કહેવાય છે કે, ધૂલેવામાં શ્રીકેશરિયાજીની જે મૂર્તિ છે તે અહીંથી પ્રગટ થઈને ધૂલેવામાં સં. ૯૦૯ માં પ્રગટ થઈ હતી, જે મૂર્તિ કેશરિયાજી તીર્થમાં મૂળનાયક રૂપે પૂજાય છે.

વાગડ પ્રાંતમાં આ ગામ કેશરિયાજી તીર્થ જેટલું પવિત્ર ગણાય છે.



## ૧૯૪. પુનાલી

(કોઠા નંબર : ૩૮૩૨)

તલોદ સ્ટેશનથી ૧૦૦ માઈલ દૂર પુનાલી નામનું પ્રાચીન ગામ વાગડદેશના ડુંગરપુર રાજ્યમાં આવેલું છે. અહીં ૧૦૦ શ્વેતાંબર જૈનોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૧ જૈન મંદિર છે.

શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૧૦૦ લગભગમાં બંધાવેલું પ્રાચીન છે. મૂળનાયકની ૧ હાથ ઊંચી શ્યામવર્ણી પ્રતિમા ઉપર સં. ૧૬૫૭ નો લેખ છે. આ મૂર્તિ જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠિત કરવામાં આવી છે.



# ૧૯૫. ડુંગરપુર
(કોઠા નંબર : ૩૮૪૩-૩૮૪૬)

દાહોદ સ્ટેશનથી ૭૫ માઈલ દૂર ડુંગરપુર શહેર આવેલું છે. ધનમાતા પહાડની ત્રિકોણ વિશાલ જમીન ઉપર ડુંગરપુર રાજ્યની રાજધાનીનું આ ડુંગરપુર શહેર વસેલું છે. આને ગિરિપુર પણ કહે છે. ધનમાતા પહાડના ઉપરથી શહેરની ચારે બાજુએ મજબૂત કોટ બાંધેલો છે. આ કોટ, પાસેના થાણા ગામમાં રહેતા મંત્રી શાલાશાહ જૈન ઓશવાલે વિક્રમના સોળમા સૈકામાં બંધાવ્યો છે. શાલાશાહ ડુંગરપુરના રાજવી ગોપીનાથ અને સોમદાસના સમયમાં મુખ્ય મંત્રી હતા.[1] તેમણે ઉપદ્રવી ભીલો ઉપર વિજય મેળવી નામાંકિત પરાક્રમી તરીકે ઈતિહાસમાં ખ્યાતિ પ્રાપ્ત કરી છે. તેમના વીરતાની ખ્યાતિ સાથે ધાર્મિકતાની કીર્તિ પણ તેમણે અહીં તેમજ બીજે સ્થળે બંધાવેલાં જૈન મંદિરોથી પ્રગટ થાય છે.[2]

શાલાશાહના સમયમાં ૭૦૦ જૈનોનાં ઘરો અહીં આબાદ હતાં. એમને મારી નાખવામાં આવ્યા પછી જૈન વસ્તી ઉચાળો ભરીને ચાલી ગઈ. એ પછી જૈનો અહીં આવીને વસ્યા એમ કહેવાય છે. આજે અહીં ૪૦૦ જૈન શ્વેતાંબરોની વસ્તી છે. ૧ ઉપાશ્રય, ૨ ધર્મશાળા અને ૪ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. ઘાટી પર જૂના મહોલ્લામાં મંત્રી શાલાશાહે બંધાવેલું બાવન જિનાલય મંદિર શિખરબંધી છે. આમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૧॥ ફૂટ ઊંચી પ્રતિમા પ્રતિષ્ઠિત કરેલી છે. મૂળનાયકની આસપાસ ધાતુનું પરિકર છે. મંદિરમાં ૫૦ પાષાણની અને ૨૯ ધાતુની મૂર્તિઓ છે. કહેવાય છે કે, આ મંદિરમાં એક ભોંયરું હતું જે ઠેઠ રાજમહેલ સુધી લાંબું હતું. આ ભોંયરા વાટે મહારાણી હમેશાં શ્રીપાર્શ્વનાથ ભગવાનના દર્શનાર્થે આવતી હતી. આ ભોંયરું આજે બંધ છે.

૨. ઉપર્યુક્ત મંદિરના પાછલા ભાગમાં શિખરબંધી શ્રીમહાવીર ભગવાનનું મંદિર છે. મૂળનાયકની શ્યામવર્ણી પ્રતિમા ૨ ફીટ ઊંચી છે અને સં. ૧૯૧૫ માં તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આ મંદિરના દ્વારમાં મંગલમૂર્તિ ઉપર આ પ્રકારે લેખ કોતરેલો છે:—

"सं० १४८० वर्षे पूर्णिमापक्षे श्रीहेमचंद्रसूरिशिष्य श्रीलक्ष्मीचंद्रसूरि[णा] श्रीमहावीरप्रासाद[:] कारापिता(तः) गुरुश्रेयोर्थे ॥"

૩. અહીંના માણેકચોકમાં આવેલું ત્રીજું સોધશિખરી વિશાળ મંદિર બાવન જિનાલયવાળું છે. અહીંના નિવાસી વીસા હૂંબડજ્ઞાતીય શ્વેતાંબર જૈન શેઠ શામળદાસ દાબડાએ સં. ૧૫૨૬ માં બંધાવ્યું છે. કહેવાય છે કે, આ મંદિરમાં પહેલાં શ્રીઆદિનાથ ભગવાનની વિશાળકાય ધાતુપ્રતિમા બિરાજમાન હતી પરંતુ મુસલમાનોએ સુવર્ણના લોભથી એ મૂર્તિને ગળાવી નાખી. એ પછી શ્વેતવર્ણી શ્રીઆદિનાથ ભગવાનની ૨॥ હાથ ઊંચી પ્રતિમા પ્રતિષ્ઠિત કરવામાં આવી. તેનું પરિકર ધાતુનું છે, જેમાં ચોવીશ તીર્થંકર મૂર્તિઓ અને ૨ કાઉસગ્ગિયા પ્રતિમાઓ કોરેલી છે. આ પરિકર સં. ૧૫૨૯ માં પ્રતિષ્ઠિત કર્યાનો તેના ઉપર લેખ છે. મંદિરની અને બાવન દેવકુલિકાઓની મૂર્તિઓ ગણતાં પાષાણની ૭૨ અને ધાતુની ૩૩ પ્રતિમાઓ વિદ્યમાન છે. એ સિવાય કેટલાક પાષાણ અને ધાતુના પટ્ટો છે. ૧ ગૌતમસ્વામીની મૂર્તિ અને ૧ સ્ફટિકની મૂર્તિ પણ છે. મોટા ભાગની પ્રતિમાઓ ઉપર સં. ૧૮૯૯ ના લેખો છે.

૪. ફોજના વડલામાં ચોથું શિખરબંધી મંદિર શ્રીશાંતિનાથ ભગવાનનું છે. મૂળનાયકની શ્વેતવર્ણી પ્રતિમા ૧॥ હાથ ઊંચી છે અને તેના ઉપર સં. ૧૯૦૮ નો લેખ છે.



---

૧. 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ : ૫, અંક : ૧૦ અને ૫. ઓઝાજી કૃત 'ડુંગરપુર રાજ્યકા ઇતિહાસ' પૃ. ૫૮, ૬૬.

૨. તેમણે ડુંગરપુરના આંતરી ગામમાં શ્રીશાંતિનાથનું જિનાલય બંધાવેલું છે, જે તેમના કીર્તિકલાપમાં કીર્તિસ્તંભ રૂપે વિદ્યમાન છે. તેમાં સં. ૧૫૨૫ નો લેખ ઉત્કીર્ણ છે; જેમાં તેમના વંશનું વિશદ વર્ણન કરેલું છે. વળી, ચૂંડાવાડાના પાલ અને ડુંગરપુરની વચ્ચે થાણા ગામમાં, જ્યાં તેઓ નિવાસ કરતા હતા, ત્યાં એક વિશાળ મંદિર બંધાવવું શરૂ કર્યું હતું, જે અધૂરું બનેલું પડ્યું છે. એ ઉપરથી જણાય છે કે, આ મંદિર બાંધવાની શરૂઆત કર્યા પછી તરત જ શાલાશાહ સ્વર્ગસ્થ થયા હશે, જેથી એ મંદિર અડધું બનેલું પડી રહ્યું. એ સિવાય અચલગઢ (આબુ)ના મંદિરમાં શ્રીઆદિનાથ ભગવાનની ૧૨૦ મણની ધાતુપ્રતિમા જે તેમણે અને તેમના ભાઈએ ભરાવીને પધરાવ્યાનો સં. ૧૫૧૮ નો લેખ તેમાં કોતરેલો છે.

# ૧૯૬. કેસરિયાજી

( કોઠા નંબર : ૩૮૪૯–૩૮૫૦ )

ઉદયપુરથી દક્ષિણ દિશામાં ૪૦ માઈલ દૂર આવેલા પહાડી પ્રદેશમાં 'ધૂલેવ' નામે ગામ છે. પ્રાચીન વર્ણનકારો ધૂલેવને ખગ્ગડદેશમાં આવેલું કહે છે. તેથી તેની ખગ્ગાચલ તીર્થ તરીકે પ્રસિદ્ધિ છે. આસપાસનો પર્વત ખગ્ગ–ખડ્ગ નામે ખ્યાત હશે એમ લાગે છે. બિહામણા જંગલમાર્ગમાં યાત્રીઓ માટે રાજ્ય તરફથી નવ ચોકીઓ મૂકવામાં આવેલી છે, જેમાં તીર–કામઠાં ધારી ભીલો યાત્રીની સાથે રહે છે. આથી લૂંટાવાનો ભય રહેતો નથી, માર્ગમાં આવતાં ગામો પૈકી કાયા, બારાપાલ અને ટિટ્ટી ગામમાં મહારાણાએ ધર્મશાળાઓ બંધાવેલી છે. ધૂલેવ ગામમાં ચાર વિશાળ જૈન ધર્મશાળાઓ છે. અને ૨ જૈન મંદિરો છે.

૧. બજારમાં સુંદર નકશીવાળું ભવ્ય બાવન જિનાલય મંદિર આવેલું છે. નગારખાનામાં પ્રવેશ કરતાં જ બહારના પ્રદક્ષિણાના ચોકમાં એક બીજો દરવાજો આવે છે. તેની બંને બાજુએ પથ્થરના હાથીઓ ઊભા છે. બહારના ગોખલાઓમાં બ્રહ્મા અને શિવની મૂર્તિઓ પાછળથી બેસાડી દેવામાં આવી છે. અહીંથી દશેક પગથિયાં ચડતાં મંડપમાં શ્રીમરુદેવી માતાની હસ્તિઆરૂઢ મૂર્તિનાં દર્શન થાય છે.

આખુંયે મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, ભમતીની બાવન દેવકુલિકાઓ, શૃંગારચોકી, શિખર અને કોટબંધી રચનાવાળું છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની ૩ ફીટ ઊંચી શ્યામવર્ણી તેજસ્વી પ્રતિમા બિરાજમાન છે. આ મૂર્તિની ચમત્કારિતાની ખ્યાતિને લીધે શ્વેતાંબર કે દિગંબર, બ્રાહ્મણ કે ક્ષત્રિય, ભીલ કે બીજી વર્ણના લોકો પણ અહીં દર્શનાર્થે આવે છે. ભીલો આ ભગવાનને 'કાળાદેવ' નામે પોતાના ઇષ્ટદેવ તરીકે માને છે. એ લોકો ભગવાનના નવણનો એવો પ્રતાપ અનુભવે છે કે એ નવણનો એક છાંટો લીધા પછી જીવ જાય તો પણ જૂઠું બોલતા નથી. શ્રીતેજવિજયજીએ રચેલા 'કેસરિયાજીના રાસ'માં આ મૂર્તિના ચમત્કાર વિશે વિસ્તારથી વર્ણન કરેલું છે. આ મૂર્તિ પર પુષ્કળ પ્રમાણમાં કેસર ચડતું હોવાથી એ 'કેસરિયાજી'ના નામે ઓળખાય છે.

મૂળનાયકની મૂર્તિ વિશે એમ કહેવાય છે કે, આ પ્રતિમા પહેલાં ઉજ્જૈનમાં હતી. ત્યાંથી વાગડદેશના બડોદા ગામમાં આવી[1] અને ત્યાંથી ધૂલેવ ગામમાં લાવવામાં આવી. આ પ્રતિમા અહીં ક્યારે આવી એની સાલ જાણવામાં આવી નથી પણ 'ઈંપીરિયલ ગેઝેટિયર'ના વર્ણન મુજબ આ મૂર્તિ તેરમા સૈકાના અંતમાં લાવવામાં આવી હશે.[2]

આ મૂર્તિ ખૂબ પ્રાચીન હોવાથી કેટલીયે જગાએ ખાડાઓ પડી ગયેલા હતા તેથી લેપ કરાવેલો છે. મૂર્તિ ઉપરનું પરિકર પ્રાચીન છે. તેમાં બંને બાજુએ બે ઇંદ્રો, બે કાઉસગ્ગિયા જિનપ્રતિમાઓ, અને મૂર્તિની નીચેના ભાગમાં નાની આકૃતિઓ છે, જેને નવગ્રહ કહે છે. વળી હાથી, સિંહ, દેવી વગેરેની આકૃતિઓ અને તેની નીચે વૃષભોની વચ્ચે દેવી વગેરેના આકારો કોતરેલા છે. ગૂઢમંડપના ગોખલાઓમાં પણ મૂર્તિઓ પધરાવેલી છે.

એમ કહેવાય છે કે, અસલ આ મંદિર ઈંટોનું બનેલું હતું. તે તૂટી જતાં તેના જીર્ણોદ્ધાર રૂપે સૂર્યવંશી મહારાણા મોકલ જ્યારે ચિતોડની રાજગાદીએ ( ચૌદમી સદીમાં ) હતા ત્યારે આ મંદિર પથ્થરનું બનાવવામાં આવ્યું. સામાન્ય રીતે તપાગચ્છાચાર્ય શ્રીજગચ્ચંદ્રસૂરિના સમયમાં જ તેમના પ્રબળ પુરુષાર્થથી મેવાડના રાણાઓ જૈનો સાથે નિકટ સંબંધમાં આવ્યાની ઇતિહાસ સાખ પૂરે છે.

આ મંદિરમાંથી મળી આવેલા ત્રણ શિલાલેખો ઉપરથી 'ઇંડિયન એંટીકવેરી'માં જણાવ્યું છે કે, આ મંદિરનો ચૌદમી અને પંદરમી શતાબ્દીમાં જીર્ણોદ્ધાર થયો.[3] સભામંડપની ભીંત પર ઉત્કીર્ણ સં. ૧૪૩૧ નો શિલાલેખ આ પ્રકારે વંચાય છે:—

---

૧. બડોદાનું પુરાતન મંદિર આજે તો ભૂમિશાયી છે. તેના પથ્થરોથી બનાવેલો એક સભાગૃહ વડલા હેઠળ આજે હયાત છે.

૨. × × × It is said to have been brought from Jujarat towords the end of the thirteenth century. × × × .—" The Imperial Gezeteer of India." Vol. XXI ( New edition 1908 ) P. 16.

૩. It is difficult to determine the age of this building, but three inscriptions mention that it was repaired in the fourteenth and fifteenth century.—" Indian Antiquary." Vol. I.

"श्रीकायावासवासीता केवलावदाग नमो क्षमामत(?) आदिनाथ(थं) प्रणमति–विक्रमादित्यसंवत् १४२१ वर्षे वैशाख सुदि अक्षयतिथौ बुधदिने चादीना धुरांस ××× ॥"

આ સિવાય સં. ૧૪૩૮, સં. ૧૫૧૯ ના લેખો પણ મળે છે. એક શિલાલેખથી જણાય છે કે, વિ સં. ૧૯૮૫ ના આદરવા વદિ ૫ ને સોમવારના દિવસે મંદિરનો મધ્ય ભાગ બની ચૂક્યો હતો. એ પછી મંદિરનાં પગથિયાં ચડતાં જે શ્રીમરુદેવી માતાની મૂર્તિ શ્વેતાંબરીય દૃષ્ટિ મુજબ મૂકવામાં આવી છે તેની પાસે જ સં. ૧૯૮૮ માં સ્થાપન કરેલાં ઉપાધ્યાય શ્રીભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર નામના ગુરુશિષ્યનાં ચરણયુગલોની સ્થાપના કર્યાના તે પર શિલાલેખો મોજુદ છે.

નવચોકીનો ભાગ સં. ૧૮૪૩ માં શ્રીજિનભક્તિસૂરિ અને શ્રીજિનલાભસૂરિના ઉપદેશથી બંધાવાયો છે એ સબંધી લેખો પણ મળે છે. નવચોકીના મંડપના દક્ષિણ કિનારા ઉપર પાષાણનો એક નાનો સ્તંભ ઊભો છે. તેની ચારે તરફ તેમજ ઉપર નીચે નાના નાના ગોખલાઓ બનેલા છે. લોકો આને મસ્જિદનો આકાર માને છે. મુસ્લિમ સત્તા વખતે આ મંદિરના રક્ષણ માટે આવો આકાર ઊભો કરવામાં આવ્યો હોય તો આશ્ચર્ય જેવું નથી.

આ નવચોકીમાંથી સભામંડપમાં જવા માટે ત્રીજું પ્રવેશદ્વાર છે. ગર્ભગૃહ ઉપર ધ્વજા–દંડસહિત વિશાળ શિખર છે અને સભામંડપ, નવચોકી તેમજ બહારની શૃંગારચોકી ઉપર ઘૂમટો છે. મંદિરની ત્રણે બાજુએ દેવકુલિકાઓની હારમાળા ઊભી છે, જેમાં પ્રત્યેકના મધ્યમાં મંડપ સહિત એકેક દેરી બનેલી જોવાય છે. આ દેવકુલિકાઓની પંક્તિના મધ્યમાં બનેલાં મંડપવાળાં ત્રણ મંદિરોને અહીંના લોકો શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર કહે છે પરંતુ શિલાલેખો અને અંદરની મૂર્તિના લેખો આને શ્રીઋષભદેવનું મંદિર હોવાનું જણાવે છે. આ દેવકુલિકાઓ અને ગર્ભગૃહના અંતરાલમાં અંદરનો પ્રદક્ષિણાપથ છે. આ બધી દેરીઓ પાછળથી બનેલી છે.

પં. શ્રીગૌરીશંકર ઓઝા જણાવે છે કે–"આ મંદિરના ખેલામંડપમાં તીર્થંકરોની ૨૨ મૂર્તિઓ અને દેવકુલિકાઓમાં ૫૪ મૂર્તિઓ વિરાજમાન છે. દેવકુલિકાઓમાં વિ. સં. ૧૭૫૯ માં બનેલી શ્રીવિજયસાગરસૂરિની મૂર્તિ પણ છે. પશ્ચિમની દેવકુલિકાઓમાંથી એકમાં અનુમાનથી ૯ ફીટ ઊંચું પથ્થરનું એક મંદિર જેવું બનેલું છે, જેના પર તીર્થંકરોની ઘણીયે નાની નાની મૂર્તિઓ ખોદેલી છે, આને લોકો 'ગિરનારજીનું બિંબ' કહે છે. ઉપર્યુક્ત ૭૬ મૂર્તિઓમાંથી ૧૪ મૂર્તિઓ પર લેખ નથી, લેખવાળી મૂર્તિઓમાંથી ૩૮ દિગંબર સંપ્રદાયની અને ૧૧ શ્વેતાંબરોની છે.... ................લેખવાળી મૂર્તિઓ વિ. સં. ૧૬૧૧ થી ૧૮૬૩ સુધીની છે."[૪]

આ ઉપરથી સહેજે અનુમાન નીકળે છે કે, ચૌદમા સૈકા લગભગમાં જીર્ણોદ્ધાર કરેલા આ મંદિરમાં શ્વેતાંબર આચાર્યોએ જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા કરાવેલાં છે જ્યારે દિગંબર મૂર્તિઓ કોઈ પ્રસંગે પાછળથી પધરાવવામાં આવી છે, જેમાં મોટે ભાગે લેખવાળી મૂર્તિઓને પસંદ કરવામાં આવી છે.

મંદિરમાં શ્વેતાંબર વિધિ મુજબ સ્વર્ગસ્થ શ્રીફતેસિંહજી મહારાણાએ પોતાના તરફથી સવા લાખ રૂપિયાની આંગી ચડાવી હતી. મહારાણાઓએ આ મંદિર પ્રત્યે પરંપરાગત ભક્તિ બતાવેલી છે અને જ્યારે તેઓ મંદિરના દર્શનાર્થે આવે છે ત્યારે તેઓ મંદિરના બીજા દ્વારથી પ્રવેશ કરતા નથી પરંતુ બહારના પ્રદક્ષિણાપથમાં બનેલા નાના દ્વારથી જ પ્રવેશ કરે છે. મંદિરનો હાલનો બધો વહીવટ એક જૈન કમિટિના હાથમાં છે.

૨. બહારના ભાગમાં આવેલા શ્રીજગવલ્લભ પાર્શ્વનાથ ભગવાનના દેરાસરની પ્રતિષ્ઠા સં. ૧૮૦૧ માં શ્રીસુમતિચંદ્ર મહારાજે કરાવ્યાનો લેખ તેમાં મોજુદ છે.

સં. ૧૮૯૦ માં રચાયેલી એક 'લાવણી' પરથી આ મંદિરનો કોટ એ સમયે બંધાવાયો હશે એમ લાગે છે:—

"देवल तो मजबूत बन्या है, उपर इंडा सोनेका । ओलुं दोलुं कोट बनाया, सब संगीन बंद चूनेका ॥"

આ બધા પુરાવાઓ ઉપરથી નિ:સંદેહ આ શ્વેતાંબર તીર્થ હોવા છતાં સો કોઇના માટે વંદનીય તીર્થ બનેલું છે.

૪. 'मेवाडराज्यका इतिहास'. भा० १ पृ० ४१.

# પંજાબ અને સિંધની મંદિરાવલી

પંજાબ અને સિંધ પ્રાંતનો સંબંધ ઘણી વખત એકાધિકાર હેઠળ રહ્યો છે અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ બંને પ્રાંતોએ સંસ્કારોની ઘણી આપ-લે કરી છે. એ રીતે જોતાં બંને પ્રાંતોમાં થયેલા જૈનધર્મના પ્રચાર અને ધર્મસ્થાનોનું આછું દર્શન કરી લઈએ. આજે આ બંને પ્રદેશોનો મોટો ભાગ પાકીસ્તાનની હકુમત હેઠળ છે.

પંજાબમાંથી મળેલાં જૈનધર્મનાં પ્રાચીન અવશેષો એમ પ્રગટ કરે છે કે, ભિન્ન ભિન્ન સમયે જૈનધર્મનાં કેંદ્ર ભિન્ન ભિન્ન હતાં. જેમ કે : તક્ષશિલા, સિંહપુર, પાર્વતિકા ( પબ્બર્ઇયા ), નગરકોટ ( કાંગડા ), લાભપુર ( લાહોર ) વગેરે. એનો અર્થ એવો નથી કે જૈનધર્મ તે તે સમયે તે તે કેંદ્રો સુધી મર્યાદિત હતો. તેના અનુયાયીઓ બીજા સ્થળોમાં પણ જોવાય છે. પોતાની સંખ્યાની અપેક્ષાએ તેમની સામાજિક અને આર્થિક સ્થિતિ ખૂબ ઊંચી હોવાનું પણ જણાય છે.

પ્રાચીન કાળથી તક્ષશિલા જૈનધર્મનું કેંદ્ર હતું. ભગવાન ઋષભદેવ અને તેમના પુત્ર બાહુબલિનો સંબંધ તક્ષશિલા સાથે હોવાની નોંધ જૈનોના આગમગ્રંથો આપે છે.[1]

ભગવાન ઋષભદેવે ભરતને અયોધ્યાનો પ્રદેશ અને બાહુબલિને બહલી ( ગંધાર ) દેશનું રાજ્ય સોંપી દીક્ષા લીધી હતી. બહલી ( પૂર્વ ગંધાર )ની રાજધાનીનું નગર તક્ષશિલા હતું.

તક્ષશિલા સમગ્ર ભારતનું પ્રસિદ્ધ વિદ્યાકેંદ્ર હતું. વિખ્યાત વૈયાકરણ પાણિનિ અને વિશ્રુત વૈદ્યરાજ જીવકે અહીંની વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો હતો.

ભગવાન ઋષભદેવે તક્ષશિલાની ભૂમિને પોતાના પાદવિહારથી પવિત્ર કરી હતી, તેથી તેમના સ્મરણરૂપે તેમના ચરણચિહ્ન ઉપર બાહુબલિએ ' ધર્મચક્ર ' તીર્થની સ્થાપના કરી હતી વિવિધતીર્થકલ્પ 'માં ઉલ્લેખ છે કે:—

' तक्षशिलायां बाहुबलिविनिर्मितं धर्मचक्रम् ॥ " ( પૃ૦ ૭૫ )

' મહાનિશીથસૂત્ર ' અનુસાર આ ધર્મચક્રતીર્થ ચંદ્રપ્રભ જિનેશ્વરનું ધામ હતું. તક્ષશિલાનું બીજું નામ ' ધર્મ-ચક્ર ભૂમિ 'થી પણ ખ્યાત હતું. એ સમયથી આ ભૂમિ જૈનધર્મનું કેંદ્ર હતી.

એ પછીના સમયમાં આ સ્થાન વિશે જાણવાને કશું સાધન મળતું નથી પરંતુ જૈનોના 'છેદ' સૂત્રોથી જણાય છે કે, સાધુઓને દુષ્કાળ, વિરુદ્ધ રાજ્યાતિક્રમ અને બીજી કોઈ અપરિહાર્ય આપત્તિના સમયે પંજાબ અને સિંધમાં જવું પડે તો ત્યાંથી પાછા આવવું જોઈએ. કેમકે ત્યાંના લોકોમાં ભક્ષ્યાભક્ષ્યનો વિચાર હોતો નથી અને પાખંડી સાધુઓનો ત્યાં નિવાસ છે. જૈન સાધુઓ થૂણા ( સ્થાણુતીર્થ ) સુધી વિહાર કરી શકતા હતા થૂણા દેશ અયોધ્યાની પશ્ચિમે હતો. સરસ્વતી અને ઘાઘરા નદી વચ્ચેનો કુરુક્ષેત્રનો એ પ્રદેશ હતો.

એ પછી ઇતિહાસકાળમાં સમ્રાટ અશોક તક્ષશિલાનો સૂબો હતો. તેમનો પુત્ર કુણાલ પણ તેમની સાથે જ રહેતો હતો. સમ્રાટ સંપ્રતિએ તેમના પિતા કુણાલના શ્રેય માટે તક્ષશિલામાં જિનમંદિર બંધાવ્યું હતું, જે ' કુણાલસ્તૂપ ' નામથી પ્રસિદ્ધિ પામ્યું હતું.

સમ્રાટ સંપ્રતિના સમયે જૈન સાધુઓના વિહારની મર્યાદાઓ વિસ્તરી હતી તેમાં આ પ્રદેશો પણ સમાઈ જતા

---

૧. ' બૃહત્ કલ્પસૂત્ર ' ગાથા: ૧૭૭૪; ' આવશ્યકચૂર્ણિ ' પૃ૦ ૧૬૨; ' આવશ્યકનિર્યુક્તિ ' પૃ૦ ૩૨૨.

હશે એમ લાગે છે; કેમકે એ પછી જૈનાચાર્યોએ આ પ્રદેશમાં વિહાર કર્યાનાં પ્રમાણો મળી આવે છે.

આર્ય કાલકસૂરિ સિંધ અને પંજાબ સુધી વિચર્યા હતા. ભાવડારગચ્છના શ્રાવકો આર્ય કાલકસૂરિ અને તેમની પરંપરાના આચાર્યોના ઉપાસક હતા. ઉચ્ચાનગર પંજાબમાં હતું, જેના નામ ઉપરથી અસ્તિત્વમાં આવેલી ઉચ્ચાનાગરી શાખાના આચાર્યો આ પ્રદેશમાં વિહરતા હતા. આર્ય શાંતિ શ્રેણિકના શિષ્યો ઉચ્ચાનગરની આસપાસ વિહરતા હોવાની નોંધ મળે છે. વાચકપુંગવ શ્રીઉમાસ્વાતિ મહારાજ ઉચ્ચાનાગરી શાખાના શ્રુતધર હતા. તેમણે તક્ષશિલાના વિશ્વવિદ્યાલયની અધ્યયન પરિપાટીને ધ્યાનમાં રાખીને જ 'તત્ત્વાર્થસૂત્ર'ની રચના કરી હોય એવી સંભાવના છે.

વિ. સં. ૧૦૮માં શત્રુંજય તીર્થનો જીર્ણોદ્ધાર કરાવનાર મધુમતી ( મહુવા )ના શ્રેષ્ઠી જાવડિશાહે ભગવાન ઋષભદેવની મૂર્તિ તક્ષશિલામાંથી મેળવીને શત્રુંજય તીર્થમાં મૂળનાયક તરીકે સ્થાપન કરી હતી. 'પ્રભાવકચરિત'ના ઉલ્લેખ પ્રમાણે બીજા-ત્રીજા સૈકામાં તક્ષશિલામાં ૫૦૦ જિનચૈત્ય વિદ્યમાન હતાં અને જૈનસંઘ મોટી સંખ્યામાં વિદ્યમાન હતો. એવા સમૃદ્ધ નગરમાં ફેલાયેલા મહામારીના રોગને શ્રીમાનદેવસૂરિ ( વિ. સં. ૨૬૧ : સ્વર્ગવાસ )એ નાડોલ ( મારવાડ )થી 'લઘુશાંતિ'નો પાઠ મોકલી ત્યાંનો ઉપદ્રવ શાંત કર્યો હતો. આ ઉપદ્રવની શાંતિ થયા પછી ત્રીજા વર્ષે તુરુષ્કોએ તક્ષશિલાનો ભંગ કર્યો.[2]

આ તુરુષ્કો વિશે ઇતિહાસથી એમ જાણવા મળે છે કે, સેસેનિયન રાજા અર્દશીરે હિંદ ઉપર ચડાઈ કરીને સિંધ સુધીનો પ્રદેશ કબજે કર્યો હતો. સંભવ છે કે, એ જ રાજાએ તક્ષશિલાનો પણ નાશ કર્યો હોય અને અહીં વસતા જૈનો આ ધ્વંસ પહેલાં થયેલી કોઈ ધમાલના કારણે અહીંથી પૂર્વ પંજાબમાં જઈને વસ્યા હોવા જોઈએ. પં. કલ્યાણવિજયજી ઐતિહાસિક પરિસ્થિતિ ઉપરથી એવું અનુમાન તારવે છે કે– 'ઓશવાલ જાતિ તક્ષશિલા વગેરે પશ્ચિમના નગરોથી નીકળેલ જૈન સંઘમાંથી ઊતરી આવી છે. એ જાતિની કેટલીક ખાસિયતો અને શાકદ્વીપી બ્રાહ્મણો ( સેવકો )નો સંબંધ જોતાં પણ ઓશવાલોના પૂર્વ પુરુષો હિંદુસ્તાનની પશ્ચિમ દિશામાંથી આવ્યા હશે એમ ખુશીથી કહી શકાય'[3]

આ ઉપરથી એમ કહી શકાય કે તક્ષશિલાના નાશ પછી અહીંથી જૈનોની લાગવગ ઓછી થતાં જૈનોનાં ચૈત્યો અને તીર્થો ઉપર બૌદ્ધ લોકોએ પોતાની સત્તા જમાવી દીધી. છઠ્ઠા સૈકામાં અહીં આવેલા ચીની યાત્રી હુએનત્સંગે એવી નોંધ લીધી છે કે, આ ધર્મચક્ર તીર્થ બૌદ્ધોના તાબામાં હતું, જેને લોકો 'ચંદ્રપ્રભ બોધિસત્ત્વનું તીર્થ' કહેતા હતા. વસ્તુતઃ જૈનોના ચંદ્રપ્રભ જિનેશ્વરનું ધર્મચક્રતીર્થ જ પાછળથી બોધિસત્ત્વને નામે બૌદ્ધ તીર્થ બની ગયું.

આ હકીકત દંતકથા માત્ર નથી પણ તેનાં પુરાતાત્ત્વિક પ્રમાણો પણ હાલમાં જ મળી આવ્યાં છે. તક્ષશિલાના સિરકપ નગરના ખોદકામમાં ( G ) 'જી' ( F ) 'એફ' બ્લોકોમાંથી જૂની પદ્ધતિનાં જૈન ચૈત્યો અને જિનમૂર્તિઓ મળી આવી છે. એ ઉપરથી અસલના જૈનોના તીર્થ તરીકેની સાબિતી હવે વિદ્વાનોને માન્ય થતી જાય છે.

શ્રીઅભયદેવસૂરિના કથન મુજબ સૌવીર દેશ સિંધુ નદીની પાસે હતો, તેથી તે સિંધુ–સૌવીર કહેવાતો હતો. આ પ્રદેશની રાજધાનીનું નગર વીતભયપુરપત્તન હતું. ભગવાન મહાવીરના સમકાલીન રાજા ઉદાયનના રાજકાળ પછી આ નગર કુદરતી આપત્તિને ભોગ બન્યું હતું. એનું બીજું નામ કુંભારપ્રક્ષેપ હતું. કુંભારપ્રક્ષેપ સિણવલ્લીની અંતર્ગત હતું.[4] કેટલાક વિદ્વાનોએ દોરેલાં અનુમાનો ઉપરથી મોહેન્–જો–દારોનો પ્રદેશ વીતભયપુરપત્તન હોય એમ જણાય છે. મોહેન–જો–દારોના ખોદકામમાંથી એક પતરા ઉપર ઉત્કીર્ણ સર્પફણાયુક્ત શ્રીપાર્શ્વનાથ ભગવાનની આકૃતિ મળી આવી છે.

આચાર્ય હરિગુપ્તસૂરિએ પવ્વઈયા પાર્વતિકા ( સંભવતઃ હડપ્પા ) નગરીમાં હૂણપતિ તોરમાણને ઉપદેશ આપી જૈનધર્મનો ઉપાસક બનાવ્યો હતો. આ૦ અભયચંદ્રસૂરિ અને તેમના શિષ્ય આ૦ અમલચંદ્રસૂરિના હાથે શ્રાવક સિદ્ધરાજના વંશજ કુંડલક અને કુમારે કાંગડામાં ભગવાન આદિનાથની પ્રતિષ્ઠા ( નવમી સદીમાં ? ) કરાવી હતી.

૨. 'પ્રભાવકચરિત' માં 'માનદેવસૂરિ પ્રબંધ'

૩. 'પ્રભાવકચરિત' ભાષાંતરમાં 'પ્રબંધપર્યાલોચન' પૃ૦ ૭૩.

૪. શ્રીજગદીશચંદ્ર જૈનઃ 'ભારતકે પ્રાચીન જૈન તીર્થ' પૃ૦ ૪૮.

કાંગડામાંથી મળી આવેલાં જૈન મંદિરોનાં અવશેષો અને શિલાલેખો તેની પ્રાચીન સ્થિતિ ઉપર વાસ્તવિક પ્રકાશ પાથરે છે. પંદરમી–સોળમી શતાબ્દી સુધી અહીંનાં જૈન મંદિરો બરાબર હયાત હતાં. તે પછી તેનો ધ્વંસ થયેલો છે.

ખરતરગચ્છના આ૦ શ્રીજિનદત્તસૂરિએ પંજાબમાં વિહાર કર્યો હતો પણ તેમને થયેલા કડવા અનુભવ પછી તેમણે પોતાના શિષ્યોને ઉચ્ચાનગર, મુલતાન, લાહોર, દિલ્હી અને અજમેરમાં ચોમાસુ કરવાની મનાઈ કરી હતી. ખરતરગચ્છીય ઉપાધ્યાય શ્રીજયસાગરગણિ સં. ૧૪૮૪ માં જૈન સંઘ સાથે પંજાબનાં વિવિધ સ્થાનોમાં ફર્યા હતા. તેમણે કાંગડા તીર્થની યાત્રા કરી એ વિશે 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માં એમણે વર્ણન કર્યું છે.

સત્તરમા સૈકામાં જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિના આદેશથી તેમના શિષ્ય–પ્રશિષ્યો પંજાબમાં આવ્યા હતા. ઉપાધ્યાય શ્રીશાંતિચંદ્રના ઉપદેશથી લાહોરમાં અકબરે ઈદના દિવસે હિંસા ન કરવાનું ફરમાન બહાર પાડ્યું હતું. મંત્રી કર્મચંદ્રની વિનતિથી આ૦ જિનચંદ્રસૂરિ લાહોર પધાર્યા હતા, જેમણે અકબર પાસેથી ખંભાતના અખાતમાં એક વર્ષ માટે જીવરક્ષાનું ફરમાન મેળવી લીધું હતું. વા૦ માનસિંહને સૂરિપદ અહીં આપવામાં આવ્યું હતું અને શ્રીહીરવિજયસૂરિના નામે અષાડ ચોમાસીના સપ્તાહની અમારિનું ફરમાન તેમણે મેળવ્યું હતું. ઉપાધ્યાય જયસોમે લાહોરમાં રહીને જ 'કર્મચંદ્રપ્રબંધ'ની રચના કરી હતી. ઉપાધ્યાય સમયસુંદરે લાહોરમાં 'અષ્ટલક્ષી' નામનો ગ્રંથ બનાવ્યો હતો. ઉપાધ્યાય ભાનુચંદ્રે લાહોરમાં સમ્રાટ અકબર પાસેથી શ્રીસંઘને ઉપાશ્રય અને દેરાસર માટે જમીન અપાવી હતી. તેમણે સમ્રાટ જહાંગીરની કન્યાની શાંતિ નિમિત્તે લાહોરમાં શાંતિસ્નાત્ર ભણાવ્યું હતું, શત્રુંજયનો કર માફ કરાવ્યો હતો, ઉનામાં શ્રીહીરવિજયસૂરિના સમાધિસ્થાન માટે જમીન અપાવી હતી અને શેઠ દુર્જનશલ્ય પાસે લાહોરમાં શાંતિજિનનું મંદિર બંધાવ્યું હતું. આ ઉપાધ્યાયે લાહોર, કાશ્મીર, પીરપંજાળ અને રત્નપંજાળ સુધી પોતાનો વિહાર લંબાવ્યો હતો.

શ્રીવિજયસેનસૂરિ સમ્રાટ અકબરન વિનતિથી લાહોર પધાર્યા હતા. અહીં તેમણે શ્રીભાનુચંદ્રને ગણિપદ આપ્યું હતું.

એ પછી લોંકામતના મુનિઓ, સ્થાનકમાર્ગી સાધુઓ, પંજાબ સંપ્રદાય અને અજીવમત પંજાબમાં પ્રસર્યો હતો. શ્રીબુટેરાયજી મહારાજ દુલવામાં, શ્રીમૂલચંદજી ગણિ સિયાલકોટમાં, શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજ રામનગરમાં અને શ્રીઆત્મારામજી મહારાજ પંજાબની ભૂમિમાં જ જન્મ્યા હતા.

શ્રીબુટેરાયજી મહારાજે પંજાબમાં જૈનધર્મનો પ્રચાર કર્યો, જેના પરિણામે ગુજરાનવાલા સિયાલકોટ, પતિયાલા, પપનાખા, રામનગર, હોશિયારપુર અને પસરમાં જૈનમંદિરો બંધાવી પ્રતિષ્ઠા કરી હતી.

શ્રીઆત્મારામજી મહારાજ, આ૦ વિજયકમલસૂરિ, મુનિ ચંદનવિજયજી અને આ૦ શ્રીવિજયવલ્લભસૂરિએ પંજાબમાં જૈનધર્મને સ્થિર કરવા ખૂબ પ્રયત્ન કર્યો છે. શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)એ મેરઠ જિલ્લો અને મુજફ્ફરપુર જિલ્લામાં સં. ૧૯૮૯ માં અઢી હજાર નવા જૈનો બનાવી જિનાલયોની સ્થાપના કરાવી છે.

લાહોર મ્યુઝિયમના ક્યૂરેટર સ્વર્ગસ્થ ડૉ. કે એન. સીતારામે ત્રિગર્ત દેશનું પરિભ્રમણ કરી કેટલાંક જૈન અવશેષોની શોધ કરી હતી, તેમાંથી ૨ ચોવીશીઓ, ૨ એકલમલ જિનમૂર્તિઓ અને જૈનમંદિરોના કેટલાક અવશેષો જોયા હતા, તેમણે આ પ્રદેશમાં કેટલીયે જૈન મૂર્તિઓ અને મંદિરોને હિંદુઓએ અપનાવી લીધેલાં જોયાં હતાં. જેમકે–વૈજનાથ પપરોલાના રેલ્વે સ્ટેશન અને ડાકબંગલા વચ્ચે આવેલું ગણપતિનું કહેવાતું મંદિર વાસ્તવમાં જૈન મંદિર હોવાનું જણાવ્યું હતું. લાહોરના મ્યુઝિયમમાં કેટલીક જૈન મૂર્તિઓનો સંગ્રહ કરેલો છે જેને આજે પણ બૌદ્ધ મૂર્તિઓ તરીકે ઓળખાવવામાં આવે છે. આ હકીકત આપણને અહીંની ભૂમિ ઉપર જૈન અવશેષોની શોધ માટે પ્રેરણા કરી રહી છે.

ઈંડસ સ્ટેશનની પાસે આવેલી નાગર્જુનની પહાડીમાં જૈન તીર્થંકરોની મૂર્તિઓની અસ્પષ્ટ આકૃતિઓ નજરે પડે છે, જે બીજા–ત્રીજા સૈકાની હોવાનું જણાય છે.

જ્યારથી હિંદ અને પાકીસ્તાનનાં ભાગલાં પડ્યાં ત્યારથી પાકીસ્તાન વિભાગના જૈનોની વસ્તી ત્યાંથી હિંદમાં વસવાટ કરવા આવી છે. એથી આ પ્રદેશના જૈનમંદિરો જોઈએ તેવાં સુરક્ષિત નથી.

★

# ૧૯૭. દિલ્હી

( કોઠા નંબર : ૩૮૫૧–૩૮૫૬ )

ભારતવર્ષનાં પ્રધાન નગરોમાં દિલ્હીની ગણના કરવામાં આવી છે. આજની માફક કેટલાયે રાજવીઓએ દિલ્હીને પોતાની રાજધાનીનું નગર બનાવ્યું હતું પરંતુ આ નગર કોણે વસાવ્યું અને દિલ્હી એવું નામકરણ શાથી થયું એ વિશે ઘણા મતભેદ છે. કવિ કિસનદાસ અને કલ્હણે હિંદી ભાષામાં રચેલી 'દિલ્હી રાજાવલી'માં એ વિશે આ પ્રકારે ઉલ્લેખ્યું છેઃ—

"નૃપ અનંગપાલ બાવીસમા, બત્તીસ લક્ષણ તાસ; સંવત જહાં નૌસઈ નિડોત્તર (૯૦૯), વર્ષમિત સુપ્રકાસ.
ગુરુવાર દશમી દિવસ, ઉત્તમ તહ આસાઢે માસ; દિલ્હી નગર કરિ ગઢિ કીલ્લી, કહે કવિ કિસનદાસ.
સો ગહુકે જબ છએડી, ઉતપતિ ગડતહ વેર; સોવ હુઇ કિલ્લી વહાં, ગાડી ભઈ ઢિલ્લી ફેર."

આ અવતરણ ઉપરથી સં. ૯૦૯ માં દિલ્હીની સ્થાપના થઈ એમ જણાય છે.

"પટ્ટાવલી સમુચ્ચય" ભા. ૧ ના પૃષ્ઠ : ૨૦૧ ઉપર પ્રગટ થયેલ 'ઐતિહાસિક પત્ર'માં દિલ્હી વસાવવા સંબંધે આ પ્રકારે ઉલ્લેખ છેઃ—

"સંવત ૭૦૩ દિલિ તુવર વસાઇ અનંગપાલ તુઅર."

જ્યારે કનિંગહામ સાહેબે સને ૭૩૬ માં અનંગપાલે (પ્રથમ) દિલ્હી વસાવ્યાનો નિર્દેશ કર્યો છે.[1] પં. લક્ષ્મીધર વાજપેયી પણ તોમરવંશીય અનંગપાલ (પ્રથમ)ને દિલ્હીનો મૂળ સંસ્થાપક ગણે છે, જેનો રાજ્યાભિષેક સને ૭૩૬ માં થયો હતો. તેણે સર્વ પ્રથમ દિલ્હીમાં રાજ્ય કર્યું હતું. તેના પછી તેના વંશજો કનોજમાં ચાલ્યા ગયા. એ પછી બીજો અનંગપાલ દિલ્હીમાં આવ્યો અને તેણે દિલ્હીને પોતાની રાજધાની બનાવી.[2] તેણે નવું શહેર બનાવી કોટ બનાવ્યો. કુતુબમિનારની પાસે પડેલાં મકાનોનાં પ્રાચીન ખંડિયેરો અનંગપાલ બીજાની રાજધાનીનાં માનવામાં આવે છે. એના સમયનો એક શિલાલેખ પણ મળ્યો છે, જેમાં લખ્યું છે કેઃ–"संवत् ११०९ अनंगपाल वही". વળી, કુતુબમિનારની પાસે આવેલા અનંગપાલના મંદિરના સ્તંભ ઉપર તેનું નામ પણ ઉત્કીર્ણ કરેલું મળે છે.[3] શ્રીજયચંદ્ર વિદ્યાલંકાર સને ૧૦૫૦ માં અનંગપાલ નામના એક તોમર સરદાર દ્વારા દિલ્હીની સ્થાપના થયાનો ઉલ્લેખ કરે છે[4] અને શ્રીઓઝાજી પણ આ બીજા અનંગપાલે દિલ્હી વસાવી એમ જણાવે છે.[5] આ અનંગપાલ તોમરવંશીય ક્ષત્રિય હતો અને સં. ૧૩૮૪ નો એક શિલાલેખ, જે દિલ્હી મ્યુઝિયમમાં છે, તેમાં તોમરવંશીઓએ આ દિલ્હી વસાવ્યાનો નિર્દેશ આ પ્રકારે મળે છેઃ—

"देशोऽस्ति हरियानाख्यो पृथिव्यां स्वर्गसंनिभः । ढिल्लिकाख्या पुरी तत्र तोमरैरस्ति निर्मिता ।।"

તોમરવંશીય અનંગપાલે નગર વસાવી દિલ્હી નામ આપ્યું એ પહેલાં એનું નામ ઇન્દ્રપ્રસ્થ હતું. દિલ્હી એવું નામ પાડવામાં ઉપર્યુક્ત કિસનદાસની કવિતામાં કારણ બતાવ્યું છે કે, જમીનમાં લોઢાની ખીલી રોપતાં એ ઢિલી પડી ગઈ અને તેથી નગરનું નામ ઢિલ્લી પડયું. ફરિસ્તા કહે છે કે, અહીંની માટી એટલી નરમ છે કે, તેમાં મુશ્કેલીથી ખીલી સજ્જડપણે રહી શકે છે એથી જ ઢીલી ભૂમિવાળા આ નગરનું 'ઢિલ્લકા' એવું નામ પડી ગયું. આનો યોગિનીપુર, ઢિલ્લી, દેહલી વગેરે નામોથી પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જૈન સાહિત્યમાં આ નામોનો ખૂબ ઉપયોગ થયેલો છે, જૈનોના સાહિત્યિક ઉલ્લેખ પરથી અગિયારમા સૈકા પછીના અહીંના જૈનોની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ મળે છે, તે ઉપર આછી નજર ફેરવી લઈએ:

૧. 'ગણધર સાર્ધશતક'ના ઉલ્લેખ પ્રમાણે શ્રીવર્ધમાનસૂરિ સં. ૧૦૪૦ લગભગમાં અહીં આવ્યા જેમણે શ્રીઉદ્યોતનસૂરિ પાસે દીક્ષા લીધી. હતી.

---

1. Cunnigam : The Archaeological servey of India. P. 149.
2. "દિલ્હી અથવા ઇંદ્રપ્રસ્થ" પૃ૦ ૬.
3. "રાજપૂતાનેકા ઇતિહાસ" પ્રથમ જિલ્દ : પૃ૦ ૨૩૪
4. "ઇતિહાસ પ્રવેશ" ભા. ૧, પૃ૦ ૨૨૦.
5. "ટોડ રાજસ્થાન" પૃ૦ ૨૩૦.

૨. 'ઉપદેશસાર' ની ટીકા મુજબ સં. ૧૦૮૮ માં આબુ ઉપર વિમલવસહીની રચના કરનાર મંત્રી વિમલશાહને દિલ્હીપતિએ છત્ર મોકલ્યું હતું, આ દિલ્હીપતિનું નામ એમાં જણાવેલું નથી.

૩. 'ખરતરગચ્છગુર્વાવલી'ના ઉલ્લેખ પ્રમાણે તોમરવંશી રાજા મદનપાલના સમયમાં[૧] એટલે સં. ૧૨૨૩ માં શ્રીજિનચંદ્રસૂરિ દિલ્હી નજીકના કોઈ ગામમાં પધાર્યા ત્યારે દિલ્હીનો શ્રાવકસમુદાય તેમને વંદન કરવા જઈ રહ્યો હતો ત્યારે મદનપાલ રાજાને મંત્રીઓ દ્વારા એ વાતની ખબર પડતાં સ્વયં પોતાના રાજ્યાધિકારીઓ અને સૈનિકો સાથે સૂરિજી પાસે ગયો અને સૂરિજીને દિલ્હી પધારવા માટે આગ્રહભરી વિનંતિ કરી હતી. સૂરિજીએ દિલ્હીમાં પ્રવેશ કર્યો ત્યારે રાજાએ તેમનું શાહી સ્વાગત કર્યું અને રાજાના અનુરોધથી ત્યાં ચતુર્માસ કર્યું પણ દુર્ભાગ્યવશ ભાદરવા વદિ ૧૪ ને દિવસે તેમનો અહીં સ્વર્ગવાસ થયો, જેમનો સ્તૂપ આજે પણ કુતુબમિનાર પાસે વિદ્યમાન છે.

શ્રીજિનચંદ્રસૂરિના સમયમાં અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર હતું અને એ મંદિરના દક્ષિણ સ્તંભમાં અતિબલ અધિષ્ઠાયકની સ્થાપના કરેલી હતી.

૪. સં. ૧૩૦૫ ના અષાડ સુદિ ૧૦ ના રોજ શ્રીજિનલાભસૂરિએ 'ખરતરગચ્છગુર્વાવલી'ના પ્રથમ અંશની રચના દિલ્હીના શેઠ સાહુલીના પુત્ર હેમચંદ્રની પ્રાર્થનાથી કરી હતી.

૫. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ' (પૃ. ૪૦૪) મુજબઃ માંડવગઢના મંત્રી પેથડના પુત્ર ઝાંઝણ સાથે સં. ૧૩૨૦માં દીલ્હીના શેઠ ભીમે પોતાની સૌભાગ્યદેવી નામની પુત્રી પરણાવી હતી.

૬. વિ. સં. ૧૩૮૯ ના ભાદરવા વદિ ૧૦ ના રોજ શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ' નામનો ગ્રંથ હમ્મીર મહમ્મદના પ્રતાપી રાજ્યમાં પૂરો કર્યો હતો. આ હમ્મીર મહમ્મદ તે જ તઘલક નામે પ્રસિદ્ધિ પામેલો બાદશાહ હતો. તેને તેમણે પ્રતિબોધ કર્યો હતો. એમના ઉપદેશથી પ્રભાવિત થયેલા બાદશાહે શત્રુંજય, ગિરનાર, ફલોધિ વગેરે તીર્થોના રક્ષણ માટેનાં ફરમાનો લખી આપ્યાં હતાં. સૂરિએ બંદીવાનોને પણ મુક્ત કરાવ્યા હતા અને બાદશાહના ભંડારમાં રહેલી મહાવીર પ્રતિમાની માગણી કરી મેળવી લીધી હતી, જે મૂર્તિ 'તાજદીન સરાઈ'ના ચૈત્યમાં સ્થાપન કરી હતી, તે પછી શ્રીજિનદેવસૂરિની સુલતાન સાથે મુલાકાત થતાં તેમણે ૮૦૦૦ શ્રાવકો રહી શકે એવી 'સુલતાન સરાઈ' નામે ઓળખાતી જગા આપી, જેને 'ભટ્ટારક સરાઈ' એવું નામ આપવામાં આવ્યું હતું. સુલતાને ત્યાં ચૈત્ય અને પૌષધશાળા કરાવી અને ચૈત્યમાં કાનાનૂરની મહાવીર પ્રતિમાની સ્થાપના કરાવી. શ્રીજિનપ્રભસૂરિએ સં. ૧૩૮૯ લગભગમાં આ પૌષધશાળામાં પ્રવેશ કર્યો અને એ જ સાલમાં વૈશાખ સુદિ ૧૦ ના રોજ જિનચૈત્યની પ્રતિષ્ઠા કરી હતી. આ સુલતાને ખરહ અને માતંડ નામનાં બે ગામો પણ ચૈત્ય માટે સૂરિજીને અર્પણ કર્યાં હતાં.

૭. દિલ્હીના રહીશ સંઘપતિ દેવરાજ દેલિગે સં. ૧૩૭૬ ના જેઠ સુદિ ૮ ના દિવસે સંઘ સાથે શત્રુંજયની યાત્રા કરી એ સંબંધે શ્રીજિનપ્રભસૂરિ આ પ્રકારે નોંધ કરે છેઃ—

"महिमंडलि हुय संघवइणा, दिवराय सरिस नहु जत्त जणा। जिणि ढिल्लियनगरिहि मज्झिसयं, देवालउ कड्ढिउ जत्तकयं ॥"

૮. સં. ૧૩૮૦ માં દિલ્હીના શ્રીમાલજ્ઞાતીય શેઠ હસ્નુના પુત્ર સુશ્રાવક રયપતિએ પોતાના પુત્ર ધર્મસિંહ, જેણે સમ્રાટ ગયાસુદ્દીનથી પ્રતિષ્ઠા મેળવી હતી, તેની દ્વારા તેણે મંત્રી નેબની સહાયતાથી તીર્થયાત્રા માટે ફરમાન મેળવ્યું અને પોતાના પુત્ર મહણસિંહ, ધર્મસિંહ, શિવરાજ, અભયચંદ તેમજ પૌત્ર ભીષ્મ, ભાઈ જયલપાલ આદિની સાથે સ્થાનીય મંત્રી દલીચ, સાધુ જયણપાલ, શ્રીમાલ ભોજા, શા. છીતમ, ફેરુ, આદિની સાથે વૈશાખ વદિ ૭ ના રોજ પ્રસ્થાન કરી શત્રુંજય અને ગિરનારની યાત્રા કરી કાર્તિક વદિ ૪ ના દિવસે દિલ્હી પાછા ફર્યા હતા. શેઠજીના પુત્ર ધર્મસિંહે શાહી ફરમાન મેળવી આ સંઘનો પ્રવેશોત્સવ કર્યો હતો.

૯. સં. ૧૪૧૫ માં શ્રીજિનોદયસૂરિનો પ્રવેશમહોત્સવ દિલ્હીના શ્રીમાલ શા. રતના, પૂના વગેરેએ કર્યો હતો.

૧. મદનપાલનો એક સિક્કો પ્રચલિત થયાની હકીકત જૈન મંત્રી ઠક્કુર ફેરુએ રચેલા 'મુદ્રાશાસ્ત્ર' સંબંધી એક મહત્ત્વપૂર્ણ અપ્રસિદ્ધ ગ્રંથમાંથી પ્રાપ્ત થાય છે.

૧૦. પંદરમી શતાબ્દીની એક 'તીર્થમાળા'માં અહીં ૧. શ્રીશાંતિનાથ, ૨. શ્રીમહાવીરસ્વામી, ૩. શ્રીપાર્શ્વનાથ અને ૪. શ્રીનેમિનાથ એમ ચાર મંદિરો હોવાનો ઉલ્લેખ આ પ્રકારે મળે છે:–

"संति वीर सिरिपास नेमि ढीली जिणचंदो ॥"

૧૧. સં. ૧૬૭૫ લગભગમાં કવિવર બનારસીદાસ અહીં આવ્યા હતા અને અહીંના શ્રાવકસંઘને મળ્યા હતા.

૧૨. સં. ૧૭૪૬ માં પં. શીલવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં અહીંના મહાવીર મંદિરનો ઉલ્લેખ કરેલો છે.

૧૩. સં. ૧૮૮૦–૯૦ માં શ્રીજિનચંદ્રસૂરિએ અહીં ચતુર્માસ કર્યું હતું.

લગભગ દશમા સૈકાથી લઈને આજ સુધીનાં મળી આવતાં આ પ્રમાણો આ શહેરમાં જૈનધર્મની સ્થિતિ ઉપર સારો પ્રકાશ પાડે છે.

આજે અહીં ૬૦૦ જૈનોની વસ્તી છે. ૩ જૈન ધર્મશાળાઓ છે; જેમાંની એક કિનારી બજારમાં લાલા ત્રિકમચંદજીએ સં. ૧૯૯૩ માં બંધાવી છે; બીજી લાલા ઘસીટામલજીએ કિનારી બજાર પાસે આવેલા ભોજપુરામાં, અને ત્રીજી વેદવાડામાં લાલા નવલમલ ખેરાતીલાલે બંધાવેલી છે.

અહીં ૬ જૈનમંદિર છે. તે પૈકી ૩ શિખરબંધી, ૧ ઘરદેરાસર અને ૨ મંદિરો શહેરના પરાંઓમાં આવેલાં છે.

૧. કિનારી બજારમાં આવેલા ચેલપુરી નામના મહોલ્લામાં શિવાલા ગલીના નાકે મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાનનું શિખરબંધી મંદિર આવેલું છે. આ મંદિરની ભીંતો અને છતોમાં સુંદર સોનેરી નકશીકામ કરેલું છે.

આ મહોલ્લામાં જ એક ઉપાશ્રય અને નાનો સરખો પુસ્તકભંડાર છે.

૨. કિનારી બજારમાં આવેલા નવઘરા મહોલ્લામાં શહેરનું મોટામાં મોટું શ્રીસુમતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મંદિરની ભીંતો અને છતમાં સુંદર સોનેરી ચિત્રકામ કરેલું છે. રંગમંડપની ભીંતો પર શત્રુંજય, ગિરનાર, ચંપાપુરી વગેરે તીર્થોના પટ્ટો સફેદ આરસમાં કોતરેલા છે. રંગમંડપની છત્રીમાં થાંભલાઓ પર તથા ચારે બાજુએ વિવિધ પ્રકારની સોનેરી શાહીથી આલેખેલું ચિત્રકામ તેમજ જૈનધર્મની જુદી જુદી કથાઓના પ્રસંગચિત્રો ખાસ પ્રેક્ષણીય છે. આ ચિત્રકામમાં અસલની મોગલકળાનો ધીમે ધીમે હ્રાસ કઈ રીતે થતો ગયો તેનો ખ્યાલ પણ આવે છે. મેડા ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનની લગભગ દશમા સૈકાની ધાતુપ્રતિમા દર્શનીય છે. આમાં ધાતુપ્રતિમાઓ ૩૦૦ ઉપરાંત છે, જે શહેરમાં જૈનોની વસ્તી ઓછી થતાં ભોંયરામાં ભંડારી દેવામાં આવી છે. વિવિધ રત્નોની પ્રતિમાઓ પણ દર્શનીય છે. સ્ફટિકની ૧૦, સંગેઈસિપની ૨, પૂંખલાની ૨ અને મરગજની ૧ પ્રતિમા છે. સિવાય ૧ ચાંદીની, ૩૧ ધાતુઓની અને ૨૦ પાષાણની પ્રતિમાઓ છે. વળી, ૨½ ઈંચની સ્ફટિકની શ્રીગૌતમસ્વામીની સમચોરસ ચરણપાદુકા પણ અહીં છે.

૩. કિનારી બજારની નજીકમાં આવેલા ચીરાખાના મહોલ્લામાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી દેવાલય છે. મંદિરમાં લીલા મરગજ રત્નની ૨½ ઇંચની શ્રીમહાવીરસ્વામી ભગવાનની દર્શનીય મૂર્તિ વિદ્યમાન છે. મરગજ રત્નની મૂર્તિની ત્રણે બાજુએ કાચની ગોઠવણી એવી સુંદર રીતે કરવામાં આવી છે કે, કાચમાં મૂળ પ્રતિમાનું પ્રતિબિંબ પડે અને ભગવાનની ચૌમુખી પ્રતિમા હોય એવું દૃશ્ય નજરે પડે. ખરેખર, આવી અદ્ભુત ગોઠવણી ભગવાનની સમવસરણ સ્થિત અવસ્થાનો વાસ્તવિક ચિતાર આંખ સામે ખડો કરે છે.

૪. કિનારી બજારમાં આવેલી અનારગલીમાં લાલા હજારીમલજીનું ઘરદેરાસર વિદ્યમાન છે. લાલા હજારીમલજીના પાંચમી પેઢીએ થયેલા પૂર્વજ વીશા શ્રીમાલી જ્ઞાતિના ઝવેરી શેઠ નેમિચંદ મૂળ પાટણના રહીશ હતા પરંતુ, મોગલ સમ્રાટ શાહજહાંના સમયમાં બાદશાહી ઝવેરી તરીકે દિલ્હીમાં આવ્યા હતા.

આ દેરાસરમાં ધાતુની ૧૫ અને જુદા જુદા રત્નોની ૧૦ પ્રતિમાઓ છે. વળી, રત્નની એક પાદુકા જોડી પણ છે.

૫. શહેરથી કુતુબમિનાર જતી મોટરના રસ્તા ઉપર ડાબા હાથે ચોગઠી મસ્જિદ નામે દિલ્હીનું નાનું પરું વસેલું છે. મોટરની સડકથી ૧ માઈલ દૂર નાની દાદાવાડીને નામે ઓળખાતી એક વિશાળ દાદાવાડી આવેલી છે. તેમાં ખરતરગચ્છીય શ્રીજિનકુશળસૂરિનાં પગલાં એક છત્રીમાં બિરાજમાન કરેલાં છે. છત્રીની સામે જ મેડા ઉપર સં. ૧૯૭૭ માં બંધાવેલું શ્રીનેમિનાથ ભગવાનનું દેરાસર છે. આખુંયે સ્થાન રમણીય છે.

આ દેરાસરના મૂળનાયકની પ્રતિમા, નવઘરાના દેરાસરના મૂળનાયકની પ્રતિમા અને દિલ્હીના દિગંબર જૈનમંદિરના મૂળનાયક શ્રીવાસુપૂજ્ય ભગવાનની પ્રતિમા—એમ ત્રણ પ્રતિમાઓ વીશેક વર્ષ પહેલાં ખોદકામ કરતાં રેલ્વે પાટા નીચેના ભાગમાંથી મળી આવી હતી.

૬. ઉપર્યુક્ત ચોગઠી મસ્જિદથી ૪ માઈલ અને દિલ્હી શહેરથી મોટર રસ્તે ૧૧ માઈલ દૂર ઐતિહાસિક કુતુબમિનાર આવેલો છે. આની નજીકમાં લોખંડના કીર્તિસ્તંભવાળું એક ખંડિયેર હાલતનું મકાન છે. તેની છતોમાં તીર્થંકરોની કેટલીક નાની મૂર્તિઓ કોરેલી છે, જે ખંડિત દશામાં છે.

"All about Delhi" નામના પુસ્તકમાંથી જાણવા મળે છે કે, કુતુબુદ્દીનની મસ્જિદ વસ્તુતઃ જૈન મંદિરોની સામગ્રીથી બનાવેલી છે. એમાં શક નથી કે પ્રારંભમાં અંદરના ભાગના સ્તંભોની માફક દીવાલોની બહારનો ભાગ પ્લાસ્ટરથી પૂર્ણ રીતે ઢાંકી દેવાયો છે પરંતુ આ બધું પ્લાસ્ટર હવે ઊખડી રહ્યું છે. તેમાં પૂર્વ તરફના દ્વારના મધ્ય ગુંબજની બંને બાજુએ સ્થિત ક્રમબદ્ધ સ્તંભાવલીનું દૃશ્ય દૂરથી જોવાય છે. એ અત્યંત સુંદર સ્તંભો પૂર્વમાં અચ્છાદિત માર્ગની ઉત્તર દિશામાં છે. તેના ઉપર કરેલી કોરણીમાં પુષ્પમાલયુક્ત વ્યાઘ્રમુખ, ગુચ્છાદાર દોરડાં, સાંકળથી લટકતી ઘંટડીઓ, સ્તંભોમાં ઉત્કીર્ણ ખંડિત અને અખંડિત જિનમૂર્તિઓ અને બીજી અનેક રચનાઓથી આનું સ્થાપત્ય છત્તુ થાય છે. આ મંદિર જ્યારે બંધાયું હશે ત્યારે દેલવાડાનાં મંદિરો સદૃશ સુંદર બનેલું હશે. મંદિરના પ્રાચીન અંશો ૧૧–૧૨ મી શતાબ્દીના હોય એમ જણાય છે.

## મહરૌલી

કુતુબમિનારથી આશરે ૦। માઈલ દૂર મહરૌલી નામે એક પરું છે. ગામમાંથી પસાર થતાં ડાબા હાથ તરફ ૦॥ માઈલ દૂર 'દાદાગુરુકા રાસ્તા' નામના સ્થળે મોટી દાદાવાડી આવે છે. આ રસ્તેથી પસાર થતાં બંને બાજુએ સેંકડો મકાનોનાં ખંડિયેરો નજરે પડે છે, જે ભૂતકાલના એક સમૃદ્ધ નગરનો ખ્યાલ આપે છે.

દાદાગુરુના નામથી ઓળખાતા સ્થળમાં મણિધારી શ્રીજિનચંદ્રસૂરિનું સમાધિસ્થળ આવેલું છે. આ સમાધિસ્થળની નજીકમાં જ શ્રીસંઘે સં. ૧૯૯૦ માં શ્રીઋષભદેવ ભગવાનનું ઘૂમટબંધી મંદિર બંધાવેલું છે. આ એક ઐતિહાસિક સ્થળ છે; જે મોટી દાદાવાડીના નામે ઓળખાય છે.

આ શહેર પંજાબ પ્રાંતમાં નથી પરંતુ પંજાબમાં જવા માટે એન. ડબલ્યુ. રેલ્વેનું જંકશન હોવાથી અને પંજાબના પ્રવેશદ્વારસમું હોવાથી તેને પંજાબમાં મૂક્યું છે.



# ૧૯૮. સિયાલકોટ

(કોઠા નંબર : ૩૮૫૯)

સિયાલકોટ નામે સ્ટેશનનું ગામ છે. એનું પ્રાચીન નામ સાલકોટ હતું. સં. ૧૬૬૨માં જ્યારે અકબરનું રાજ્ય હતું ત્યારે શ્રીપૂજ હરદાસના શિષ્ય ઋષિ રૂપચંદજીએ સાલકોટમાં 'પરદેશી રાજાની ચોપઈ' નામે પુસ્તક લખ્યું હતું, એ જ રીતે સં. ૧૬૯૩માં ઋષિ ગંગૂએ 'વૈરાગ્યશતક'ની પ્રતિલિપિ કરી હતી. આ ઉલ્લેખોથી જણાય છે કે, સત્તરમા સૈકામાં જૈન સાધુઓ–યતિઓ આ પ્રદેશમાં ખૂબ વિહરતા હતા; અને તે તે સ્થળે સ્થિર રહીને પ્રાચીન ગ્રંથોની પ્રતિલિપિઓ પણ કરતા હતા.

સં. ૧૭૦૯માં હંસરાજગણિના શિષ્ય ઋષિ સુકેશવે 'સિયાલકોટમંડણ શ્રીપાર્શ્વનાથ ભગવાનકા છંદ' નામક ૨૧ કડીઓનું કાવ્ય રચ્યું છે. તેમાં પાર્શ્વનાથ ભગવાનનાં પાંચ કલ્યાણકો, ગણધરો તેમજ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની સંખ્યા વગેરેનું ખૂબીથી વર્ણન કર્યું છે. અંતે કલશમાં આ પ્રકારે જણાવ્યું છે:—

" સબ સંઘસ્વામી મુક્તિનામી, મનહ કામી દાયગો, સંવત ગ્રહ૯ અરૂ શત સતારહ,૧૭૦ માસ કાતિગ દાયગો;
તમ પક્ષ રવિ દિન રુદ્ર તિથિ ગિન, સાલકોટપુરમંડણો, હંસરાજ ગણિ શિષ ઋષિ સુકેશવ, સ્તવ્યો વામાનંદણો. "

આ પદ્યમાં આપેલા 'સાલકોટપુરમંડણો' શબ્દ જ સુતરાં સિદ્ધ કરે છે કે, સં. ૧૭૦૯માં અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર વિદ્યમાન હતું; અને મંદિર હતું એટલે તેના માનનારા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનો પણ હતા એ નિર્વિવાદ સ્પષ્ટ થાય છે.

સ્ટેશનથી ૦॥ માઇલ દૂર આવેલી કનકમંડીમાં લાલા લધેશાહના મકાનમાં એક ઘરદેરાસર છે, તેમાં ધાતુની ૨ પ્રતિમાઓ છે; જેમાંની એક શ્રીનેમિનાથ ભગવાનની ચોવિશી પ્રતિમા સં. ૧૨૮૦ના લેખવાળી મૂળનાયક તરીકે બિરાજમાન છે; જે પાટણથી મોકલવામાં આવી હતી.

અહીં ૨૦ જૈનોની વસ્તી અને ૧ ઉપાશ્રય છે.



## ૧૯૯. ખાનકા ડોગરા

( કોઠા નંબર : ૩૮૬૯ )

સુખેકી રેલ્વે સ્ટેશનથી ૭ માઇલ અને લાહોરથી મોટર રસ્તે ૪૭ માઇલ દૂર ખાનકા ડોગરા નામે ગામ છે. ગામની વચ્ચે કચેરી બજારમાં આવેલું શ્રીશાંતિનાથ ભગવાનનું સુંદર શિખરબંધી મંદિર શ્રીસંઘે સં. ૧૯૮૩માં બંધાવેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૯૫૭નો લેખ છે.

મૂળ રામનગરના રહેવાસી લાલા બનારસીદાસ જૈન, જેઓ આ ગામમાં રહે છે, તેમની પાસે એબ વગરના લીલા કલાર રંગના નિર્મળ પાનાની ૨॥ ઈંચની શ્રીપાર્શ્વનાથ ભગવાનની અદ્ભુત પ્રતિમા છે. તેમનું કહેવું છે કે, એબ વગરનું આવડું મોટું પાનું જગતભરમાં કોઈ ઠેકાણે નથી. મૂર્તિનું એકે એક અંગ સ્પષ્ટ છે. મૂર્તિની સુંદર નાજુક નાસિકા, ખભા સુધી લાંબા કાન, સર્પનું લાંછન અને પલાંઠીના બંને અંગો સુસ્પષ્ટ છે. આવી અમૂલ્ય અને અજોડ મૂર્તિનાં દર્શન કરવાં એ પણ જીવનનો એક લહાવો છે. આ પ્રતિમાથી જ આ ગામ એક તીર્થધામ જેવું બની ગયું છે. દૂર દૂરના યાત્રાળુઓએ અને મુંબઈ વગેરે શહેરના નામી ઝવેરીઓએ આ મૂર્તિનાં દર્શન કરી, રત્નપરખનો એક અનુપમ નમૂનો લેખી પ્રશંસા કરી છે.

આ પ્રતિમા લાલા બનારસીદાસ જૈનના દાદાને સ્વ. શ્રીઆત્મારામજી મહારાજશ્રીએ કોઈ પાસેથી અપાવી હતી. આસપાસના જંગલી પ્રદેશના કારણે આ મૂર્તિ તેમને તિજોરીમાં છુપાવી રાખવી પડે છે. હિંદ અને પાકીસ્તાનનાં ભાગલાં પડયાં પછી આ પ્રતિમા કયાં છે તે જાણવામાં આવ્યું નથી.

અહીં ૧૦૦ જૈનોની વસ્તી અને ૧ ઉપાશ્રય છે.



## ૨૦૦. રામનગર

( કોઠા નંબર : ૩૮૭૦ )

લાયલપુરથી વજીરાબાદ જતી રેલ્વે લાઈનમાં અકાલગઢ સ્ટેશન છે. ત્યાંથી ૬ માઈલ દૂર રામનગર નામે ગામ છે.

ગામની વચ્ચે જ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. આવું વિશાળ અને ભવ્ય મંદિર પંજાબમાં એકે નથી. મંદિર જીર્ણ થયું છે. મૂળનાયકની પ્રતિમા ઉપર સં. ૧૫૪૮નો લેખ છે.

અહીં ૧૦ જૈનોની વસ્તી, ૧ ઉપાશ્રય અને ૧ જૈન ધર્મશાળા છે. ૧ પુસ્તકભંડાર પણ છે. શ્રીબુટેરાયજી મહારાજે આ ગામમાં મુહપત્તિ બાંધવાનું છોડયું હતું.

★

## ૨૦૧. ભેરા

(કોઠા નંબર : ૩૮૭૧)

અકાલગઢ સ્ટેશનથી ભેરા જવા માટે વઝીરાબાદ, લાલામૂસા અને મલકવાલ જંકશનોએ ગાડી બદલી મોટી લાઈનમાં છેલ્લા આવેલા ભેરા સ્ટેશને જવાય છે. સ્ટેશનથી ભેરા ગામ ૧ માઈલ દૂર છે.

હાલનું મોહેન–જો–દડો નામનું સ્થળ પ્રાચીન વીતભયપુરપત્તન હોવાની કેટલાક વિદ્વાનો સંભાવના કરે છે. એનો પરિચય અમે સિંધ પ્રાંતના વર્ણનમાં આપ્યો છે.

આ ભેરાને જ વીતભયપુરપત્તન માનવામાં આવે તો તેની તીર્થ તરીકેની પ્રસિદ્ધિનું ઐતિહાસિક કારણ એ છે કે, ભગવાન મહાવીરના સમયે અહીં ઉદાયન નામે રાજા રાજ્ય કરતો હતો, જેની પાસે ગોશીર્ષચંદનથી બનાવેલી શ્રીમહાવીર ભગવાનની જીવંતસ્વામીની પ્રતિમા હતી. એ પ્રતિમા ચંડપ્રદ્યોત રાજા ઉપાડી ગયો ત્યારે વીતભયપુરપત્તનનો ધૂળની આંધીથી નાશ થવાનો જાણી એ મૂર્તિને દશપુર (મંદસોર) અને પાછળથી ભાયલસ્વામીપુર (ભેલસા)માં સ્થાપન કરવામાં આવી હતી.

વીતભયપુરપત્તન ધૂળથી દટાઈ ગયું તે પછી શ્રીહેમચંદ્રસૂરિની પ્રેરણાથી રાજા કુમારપાલે (બારમી સદીમાં) એ વીતભયપુરપત્તનનું ખોદકામ ખાસ નીમેલા અધિકારીઓ મારફત કરાવ્યું હતું અને ત્યાંથી ઉદાયનવાળી પ્રતિમા મેળવી, એટલું જ નહિ એ પ્રતિમા માટે ચંડપ્રદ્યોતે આપેલાં ગામોનું શાસનપત્ર પણ નીકળી આવ્યું હતું. કુમારપાલે એ પ્રતિમા પાટણમાં મંગાવી એક સ્ફટિકમય ભવ્ય જિનપ્રાસાદ બંધાવી તેમાં તેને પ્રતિષ્ઠિત કરી હતી.

આ હકીકત આપણને બારમા સૈકામાં આ૦ હેમચંદ્રસૂરિ અને કુમારપાલ નરેશના પુરાતાત્ત્વિક જ્ઞાન ઉપર પ્રકાશ પાથરે છે અને પ્રાચીન વીતભયપુરપત્તનની તીર્થ તરીકેની પ્રસિદ્ધિ વર્તમાન ભેરામાં પણ જળવાઈ રહી હોય એમ જણાવે છે.

જેલમ જિલ્લામાં જેલમ નદીના તટ પર એક પહાડ આવેલો છે. ત્યાં મોટાં મોટાં મકાનો અને ખંડિયેરો દૃષ્ટિગોચર થાય છે. એ જમીનમાંથી ખોદકામ કામ કરતાં સિક્કા વગેરે ચીજો મળી આવે છે. પ્રાચીન કાળનું વીતભય-પુરપત્તન એ જ હાલનું ભેરા એવી કેટલાકોની માન્યતા છે. પણ આ ભેરા ગામને વસ્યે ૮૦૦–૯૦૦ વર્ષ થઈ રહ્યાં એમ કહેવાય છે. એ વખતનું એક પ્રાચીન જૈન મંદિર હતું, અને સેંકડો જૈનોની વસ્તી પણ હતી પરંતુ વર્તમાન જિન-મંદિર જીર્ણોદ્ધારરૂપે નવેસર બાંધવામાં આવ્યું છે.

ઓશવાલ શ્રાવકોને અહીં ભાવડા કહેવામાં આવે છે. એ ભાવડાના મહોલ્લામાં આ મંદિર આવેલું છે. મૂળનાયક ચંદ્રપ્રભજિનેશ્વર મૂળનાયક તરીકે બિરાજમાન છે.

જૈન ધર્મશાળા છે પણ જૈનોની વસ્તી નથી. મંદિર પાસે ઘણાં ખંડિયેરો પડેલાં છે.

★

# ૨૦૨ લાહોર

(કોઠા નંબર : ૩૮૬૭-૩૮૬૮)

લાહોર પુરાતન નગર છે. દંતકથા તો એવી છે કે, શ્રીરામચંદ્રના પુત્ર લવે લવપુર વસાવ્યું અને કુશે કુશપુર એટલે કસૂર વસાવ્યું. એ લવપુર અદ્યતન લાહોરના નામે પ્રસિદ્ધ છે. કોઈ વિદ્વાનના કથન મુજબ વિક્રમની બીજી-ત્રીજી શતાબ્દીમાં કોઈ લોહ નામે રાજા થયો જેણે આ લાહોર વસાવ્યું હતું અને થોડા દિવસમાં જ આ બહુ મોટું નગર બની ચૂક્યું. લાહોરમાં લોહનું મંદિર છે અને અમૃતસરમાં લોહગઢ દરવાજો છે. એનો સંબંધ લવ સાથે છે કે ઉપર્યુક્ત લોહ નામના રાજા સાથે છે એનો નિર્ણય કરવાને કોઈ ઐતિહાસિક પુરાવો નથી.

ગ્રીક લેખક ટોલેમીએ જે લાબોકલ નગરનો ઉલ્લેખ કર્યો છે એ જ લાહોર હોવાનું કેટલાકોનું મંતવ્ય છે. અમીર ખુસરૂએ આને 'લાહાનૂર' નામે ઉલ્લેખ કર્યો છે,[1] એવી જ રીતે જૈનોના હસ્તલિખિત પુસ્તકોની સોળમા સૈકાની અને તે પછીની પુષ્પિકા-પ્રશસ્તિઓમાં પણ લાહાનૂર નામથી ઉલ્લેખ થયો છે. [2] 'ભાનુચંદ્રચરિત'માં અને તીર્થમાળાઓ કે પટ્ટાવલીઓમાં આને 'લાભપુર' નામથી પણ ઓળખાવ્યું છે.

જો કે પંજાબમાં જૈનધર્મનો ઇતિહાસ ખૂબ પ્રાચીન, ઉજ્જવળ અને મહત્ત્વપૂર્ણ હોવા છતાં કેટલાંયે વર્ષોથી પંજાબની રાજધાનીના આ લાહોર નગરમાં અકબરના સમયથી પહેલાંનાં અવશેષો મળતાં નથી. વસ્તુતઃ એ વિશે જોઈએ તેવી શોધ થઈ નથી પરંતુ શોધ કરવામાં આવે તો પ્રાચીન અવશેષો મળી આવવાનો સંભવ છે.

જો કે બ્રિટીશ રાજ્યના અમલ પછી દિગંબર જૈનોએ અહીં વસવાટ કર્યો છે પરંતુ શ્વેતાંબર જૈન સંપ્રદાયને માનનારા ઓશવાળ કુટુંબો પરાપૂર્વથી અહીં વસે છે, તેમને લોકો 'ભાવડા'ના નામે ઓળખે છે, ભાવડા નામની ઉત્પત્તિ લાહોરથી દક્ષિણ દિશામાં સાત-આઠ માઈલ દૂર આવેલા ભાવડા નામના ગામ ઉપરથી થઈ છે. આ ગામમાં કોઈ સમયે સંભવતઃ ઓસવાલ જૈનોની વસ્તી ખૂબ હશે એથી જ જૈન ઓશવાલોનું નામ ભાવડા પડયું. જૈનોમાં એક ભાવડારગચ્છ-ભાવગચ્છ પ્રાચીન કાળથી હતો, જેનો સંબંધ શ્રીકાલકાચાર્ય સાથે બતાવવામાં આવે છે. સંભવ છે કે, તક્ષશિલાથી આવેલા જૈનો આ ગામમાં જ સૌ પ્રથમ રહ્યા હોય. એ ભાવડા-ઓશવાલોની આ નગરના જે ભાગમાં વસ્તી છે તેને 'થડિયાં ભાવડયાન' અથવા 'ભાવડોંકા મહોલ્લા' કહે છે. આ મહોલ્લો સમ્રાટ અકબરના સમયમાં કે તેથી કંઈક અગાઉ વસ્યો હશે, જેમાં અકબરના સમયનું જૈન મંદિર અને ઉપાશ્રય આજ સુધી વિદ્યમાન છે.

એ સમય પછી તો પંજાબના ગામ-નગરોમાં જે સ્થળે ઓશવાલ જૈનો વસે છે અને જૈન મંદિર હોય છે એ સ્થળ 'ભાવડોંકા મહોલ્લા' નામે પ્રસિદ્ધિ પામ્યું છે.

સોળમા સૈકામાં થયેલા સમ્રાટ અકબરના સમયે લાહોરમાં બે મુખ્ય શ્રાવકો હતા એમ ઐતિહાસિક વૃત્તાંતથી જાણવા મળે છે. એક દુર્જનસાલસિંહ અને બીજા મંત્રી કર્મચંદ્ર. દુર્જનસાલસિંહ તપાગચ્છીય શ્રીવિજયહીરસૂરિના પરમભક્ત હતા; જેમના જીવન વિશે શ્રીકૃષ્ણદાસ કવિએ સં. ૧૬૫૧ માં 'દુર્જનસાલ બાવની'ની રચના લાહોરમાં કરી છે. તેમાંથી જાણવા મળે છે કે, દુર્જનસાલે લાહોરમાં એક શ્વેતાંબર જૈન મંદિર બંધાવ્યું હતું અને સંઘ સાથે શૌરીપુર તીર્થની યાત્રા કરી હતી તેમજ ત્યાંના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. બીજા મંત્રી કર્મચંદ્ર બિકાનેરના વતની હતા અને ખરતરગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિના ભક્ત હતા, જેમના વિશે 'કર્મચંદ્રમંત્રિપ્રબંધ'માંથી ઘણી જાણવાયોગ્ય વિગતો પ્રાપ્ત થાય છે. તેઓ રાય કલ્યાણમલની તરફથી અકબરના દરબારમાં રહેતા હતા.

એમના સમયમાં જૈનાચાર્યોએ પંજાબમાં વિહાર કરી જૈનેતર પ્રજાને જૈનધર્મથી પરિચિત બનાવી પ્રભાવિત કરેલી છે. આપણે બીજી રીતે જાણીએ છીએ કે, સમ્રાટ અકબરને વિવિધ ધર્મોના સિદ્ધાંતોની ખૂબ જિજ્ઞાસા રહેતી.

---

૧. "અજ હદે સામાનિયા તા લાહારનૂ, હેચ ઇમારત નેસ્ત મગર દારે કસૂર."—કિરાનુસ્સઅદૈન.

૨. સં. ૧૫૯૧ માં લખાયેલી "અણુત્તરોવવાઇય" સૂત્રની પ્રતિ અમૃતસરના જૈન ભંડારમાં છે;

સં. ૧૬૬૪ માં લખાયેલી 'જંબુદ્વીવપણ્ણત્તિ' સૂત્રની પ્રતિ પટ્ટીના જૈન ભંડારમાં છે; સં. ૧૮૧૧ માં લખાયેલી હસ્તલિખિત પોથી પંજાબ યુનિવરસીટી લાયબ્રેરીના સંસ્કૃત વિભાગમાં છે—આ બધી પોથીઓમાં 'લાહાનુર' શબ્દનો ઉલ્લેખ છે. જુઓ: Dr. Banarasidas Jain—A catalogue of Manuscript in the Punjab Bhandars, Book No. 40, 915,

એક સમયના જૈનધર્મના તપસ્યાના મહોત્સવથી એ એવો પ્રભાવિત બની ગયો કે એ સમયના પ્રસિદ્ધ આચાર્ય શ્રીહીરવિજયસૂરિને ગુજરાતથી બોલાવી સં. ૧૬૩૯ માં તેમની પાસેથી જૈનધર્મના સિદ્ધાંતોથી વાકેફ થયો; એટલું જ નહિ વિશ્વને હિતકારી એવા જૈનધર્મની ઝીણામાં ઝીણી વિગત જાણવાની તેની ઉત્કંઠા વધી ગઈ. રાજકાજમાં રચ્યો-પચ્યો રહેવા છતાં એ સમયથી જૈન સાધુઓના પરિચયમાં તે રહેવા લાગ્યો. મંત્રી કર્મચંદ્રની પ્રેરણાથી અકબરે ખરતર-ગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિને લાહોરમાં બોલાવી સં. ૧૬૪૮ માં તેમનો ઉપદેશ સાંભળ્યો. સં. ૧૬૪૯ માં શ્રીવિજય-સેનસૂરિ અને ભાનુચંદ્ર ઉપાધ્યાય લાહોરમાં આવ્યા અને અકબરના દરબારમાં જૈનધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો સંભળાવતા રહ્યા. ઉપાધ્યાય ભાનુચંદ્રના શિષ્ય ઉપાધ્યાય સિદ્ધિચંદ્રને તો જહાંગીર પોતાના પરમમિત્ર તરીકે ઓળખાવતા હતા.

શ્રીસમયસુંદર ઉપાધ્યાયે સં. ૧૬૪૯માં 'राजानो ददते सौख्यम्' એટલા આઠ અક્ષરોના વાક્ય ઉપરથી આઠ લાખ અર્થો કરી બતાવી લાહોરમાં અકબરને પોતાની વિદ્વત્તાથી આશ્ચર્યમુગ્ધ બનાવી દીધો હતો.

આવા પ્રભાવશાળી પુરુષોના સમયમાં જૈનધર્મની નોંધપાત્ર જે પ્રભાવના લાહોરમાં થઈ તેના મૂળકારણ રૂપ એક મહોત્સવનો પ્રસંગ શ્રીસિદ્ધિચંદ્ર ઉપાધ્યાયે 'ભાનુચંદ્રચરિત'માં આ રીતે વર્ણવ્યો છે:[3]

અકબરના પુત્ર સલીમને ત્યાં મૂળ નક્ષત્રમાં એક પુત્રીનો જન્મ થયો. જ્યોતિષીઓએ જણાવ્યું કે, આ પુત્રી પોતાના માતા-પિતાને કષ્ટપ્રદ થશે એથી તેનો કોઈ ઉપાય કરવો જોઈએ; ત્યારે અકબરે એ વિશે શ્રીભાનુચંદ્ર ઉપાધ્યાયની સલાહ લીધી. તેમણે કહ્યું:-'અષ્ટોત્તર સ્નાત્રપૂજાથી મૂળ નક્ષત્રનો પ્રભાવ દૂર થઈ જશે.' આ સાંભળી અકબરે રાજકર્મચારીઓને આજ્ઞા આપી કે, નવા બનાવેલા ઉપાશ્રયમાં જિનપૂજાની તૈયારી તાબડતોબ કરવામાં આવે. શ્રાવક થાનસિંહને પૂજાની સામગ્રી એકઠી કરવા માટે સૂચના આપવામાં આવી. તદનુસાર ઉપાશ્રયની પાસે એક મોટા સમારોહ સાથે પૂજા કરવામાં આવી. એ પ્રસંગે મંત્રી કર્મચંદ્ર વગેરે હાજર હતા. સ્વયં અકબર પોતાના સામંતો અને કુમાર સલીમની સાથે વાજતે ગાજતે આ જિનપૂજામાં આવ્યો. સમ્રાટ અકબરે જે મહોત્સવ કરાવ્યો હોય એને જોવા માટે લોકોની મેદની કેટલી જામી હશે એની કલ્પના કરવી અશક્ય નથી. પૂજાની સમાપ્તિ થતાં શ્રાવક થાનસિંહ અને મંત્રી કર્મચંદ્રે અકબરને હાથી-ઘોડાની ભેટ આપી સત્કાર કર્યો અને સલીમને એક બહુમૂલ્ય હાર અર્પણ કર્યો. અકબરે એ સ્નાત્રપૂજાનું પવિત્ર જળ પોતાની આંખે લગાડ્યું. આ રીતે જૈનધર્મનો મહિમા લાહોરમાં ગાજતો થયો.

હિંદ અને પાકીસ્તાનનાં ભાગલાં પડ્યાં તે અગાઉ અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૭૫ માણસોની વસ્તી હતી. સૈદ મીઠાબજારમાં આવેલા ભાવડાંકા મહોલ્લામાં મૂળનાયક શ્રીસુવિધિનાથ ભગવાનનું દેરાસર શિખરબંધી છે.

શ્રીકૃષ્ણદાસ કવિએ રચેલી 'દુજનસાલ બાવની છંદ'માં જણાવ્યું કે, "લાહનૂરગઢ મજ્જિ પવર પ્રાસાદ કરાયઉ" શ્રીદુર્જનસાલસિંહે લાહોરમાં જે મોટું મંદિર કરાવ્યું, તે મંદિર આ હશે એમ જણાય છે.

આખુંયે મંદિર શ્વેતાંબરોના કબજે હતું પરંતુ દિગંબરોની વિનતિથી શ્વેતાંબરોએ એ મંદિરમાં દિગંબરોની ત્રણ મૂર્તિઓ સ્થાપન કરવા દીધી; જેના પરિણામે સને ૧૯૧૯ માં દેરાસરની વચ્ચોવચ દીવાલ ચણી લઈને દિગંબર ભાઈઓને અડધું મંદિર સુપ્રત કરવામાં આવ્યું. અહીં દિગંબર જૈનોની ૨૫૦ માણસોની અને સ્થાનકવાસીઓની પણ ૨૦૦-૨૫૦ માણસોની વસ્તી છે.

આ દેરાસરમાં દાદા જિનકુશળસૂરિની આરસની પાદુકાજોડી છે. અગાઉ આ પાદુકાજોડી મંત્રી કર્મચંદ્રે ભાવડા ગામમાં બહુ મોટી જમીન ખરીદ કરી, તેમાં સ્થાપન કરી હતી. તેમાં એક વાવડી પણ બંધાવી હતી. પંચાશી-નેવું વર્ષ પહેલાં ત્યાંના જમીનદારો એ જમીન પચાવી બેઠા ત્યારે ત્યાંની ચરણપાદુકા ગુરુમાંગટ ગામમાં લાવવામાં આવી. એ પાદુકા જૂની બની જતાં તેને લાહોરના મંદિરમાં પધરાવવામાં આવી છે અને ગુરુમાંગટમાં નવી પાદુકા જોડી સ્થાપન કરવામાં આવી છે. આ સ્થળે પ્રત્યેક માસે મેળો ભરાય છે.

લાહોરના જિનમંદિરમાં રહેલી શ્રીજિનકુશળસૂરિની ચરણપાદુકા ભાવડા અને તે પછી ગુરુમાંગટથી અહીં

3. 'ભાનુચંદ્રચરિત' અધ્યાય: ૨, શ્લોક: ૧૪૦-૧૬૨.

લાવવામાં આવેલી છે, તેના ઉપર મંત્રી કર્મચંદ્રે આ પાદુકા સ્થાપન કરાવ્યા સંબંધી લેખ આ પ્રકારે મળે છે:—

" श्रीमदकबरसाहिसुरत्राण संवत् ३९ वैशाख शुक्लपक्षीय तृतीयायां जिनकुशलसूरिपादुके मंत्रिकर्मचंद्रकारितेति [जंगमयुग]प्रधान …………रिभिः श्रीखरतरगच्छे श्रीलाभपुर । श्री । संघस्य कल्याणमस्तु ॥ "

આ લેખ અહીંના સ્થાનિક જૈન ઇતિહાસ માટે મહત્ત્વનો ગણાય. વળી, દેરાસરના ભંડારમાં સં. ૧૬૬૭ ના લેખવાળી શ્રીઅજિતનાથ ભગવાનની પ્રતિમા વિદ્યમાન છે, જેમાં લાહોરને બદલે 'લાહુર' શબ્દનો ઉલ્લેખ કર્યો છે.

લાહોરમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનું આ માત્ર એક જ મંદિર છે છતાં કોઠામાં નં. ૩૮૬૭ પર લાહોરના સેંટ્રલ મ્યુઝિયમના જૈન વિભાગમાં જૈન શિલ્પ–સ્થાપત્યો અને ત્રણ પ્રાચીન જિનપ્રતિમાઓ હોવાથી તેની નોંધ લીધી છે. આ મ્યુઝિયમ લાહોર સ્ટેશનથી ૧॥ માઈલ દૂર આવેલા અનારકલી બજારના નાકા ઉપર છે. તેમાં જૈન શિલ્પ–સ્થાપત્યો આ પ્રકારે વિદ્યમાન છે:

૧. (૧) દેવો અને જૈન મંદિરના શિખરનો ભાગ.

૨. (૫) એક જિનમૂર્તિ લાલ પથ્થરની બનેલી છે. મૂર્તિની બંને બાજુએ એકેક ચામરધર ઊભેલા છે. પલાંઠી નીચે મધ્યમાં આડું ધર્મચક્ર છે. ધર્મચક્રની જમણી બાજુએ બે હાથવાળો યક્ષરાજ છે અને ડાબી બાજુએ ખોળામાં બેસાડેલા બાળક સાથેની બે હાથવાળી અંબિકા દેવીની મૂર્તિ છે. જિનમૂર્તિના મસ્તકના પાછળના ભાગમાં ભામંડલની આકૃતિ કોરેલી છે. વળી, મસ્તકની બાજુમાં હાથી તથા ગંધર્વો અને ઉપરના ભાગમાં ત્રણ છત્રો છે. આની શિલ્પ રચના લગભગ આઠમા સૈકાની પ્રતીત થાય છે.

૩. (૯૯) હંસ થરવાળો જિનમંદિરના તોરણનો એક ભાગ.

૪. (૧૦૯) મથુરાના કંકાલીટીલાના ખોદકામમાંથી નીકળેલા થાંભલા જેવી જ રચનાવાળો એક સ્તંભ.

૫. (૧૧૩) જેલમમાંથી મળી આવેલો જૈન મંદિરનો સ્તંભ.

૬. (૧૧૪) મુખથી ખંડિત થયેલી ખારા પથ્થરની એક જિનમૂર્તિ.

૭. (૧૧૫) મસ્તક વિનાની એક પદ્માસનસ્થ જિનમૂર્તિ.

આ પાષાણનાં જૈન શિલ્પો સિવાય પ્રાચીન બે ધાતુપ્રતિમાઓ છે, જેના નીચે ક્રમશઃ આ પ્રકારે લેખો ઉત્કીર્ણ છે:—

[१] " शं.(सं०) १३७५ वर्षे फागुण वदि ७ सोमे सा० धीणापुत्रेण सा० लाखे[ण] श्रीपार्श्वनाथदेवबिंबं कारापित(तं) प्रतिष्ठि(ष्ठि)तं चंद्रगच्छे श्रीच(प्र)माणंदसूरिभि[:] सा० लाखा राणासुतः खारवटयियं ॥ "

[२] " संवत् १४८६ वर्षे महाशुदि ११ शनौ उपके० डांगीगोत्रे सं० बोहिथभार्या सोमिणि पु० रेडा भा० रयणादे पितृधाल्हानिमित्तं श्रीशांतिनाथबिंबं का० प्र० क्षेमर्षिगच्छे तपापक्षे श्रीपुण्यप्रभसूरिपट्टे श्रीजयसिंहसूरिभिः ॥ "

**કાંગડા :**

લાહોરથી ૧૭૦ માઈલ પૂર્વોત્તર દિશામાં કાંગડા નગર આવેલું છે. આ નગરના નામ ઉપરથી જ જિલ્લાનું નામ પણ કાંગડા પડેલું છે. અત્યારે કાંગડાની કચેરી જિલ્લાથી ૧૧ માઈલ દૂર આવેલા ધર્મશાળા નામના સ્થાનમાં છે.

રાવી અને સતલજ નદીના મધ્યવર્તી ત્રિગર્ત પ્રદેશમાં કાંગડા નગર વસેલું હતું. એક સમયે પહાડી ભાગની રાજધાનીનું આ શહેર હતું. ભારતની પ્રાચીન શાસનપદ્ધતિ અને સંસ્કૃતિનો આ નગર નમૂનો હતું.

કહે છે કે, મહાભારતમાં દુર્યોધન તરફથી વિરાટનગર ઉપર ચડાઈ કરનાર સુશર્મચંદ્ર રાજા લડાઈમાં હારી જવાથી ત્રિગર્ત તરફ નાસી ગયો અને તેણે જ આ નગર વસાવ્યું હતું પોતાના નામ ઉપરથી આ નગરનું નામ પણ સુશર્મપુર રાખવામાં આવ્યું હતું. કાંગડાનું મૂળ નામ સુશર્મપુર હોવાનો ઉલ્લેખ 'વૈદ્યનાથ પ્રશસ્તિ'માં છે અને સં. ૧૪૮૪માં રચાયેલા 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માંથી પણ એ હકીકતને સમર્થન મળે છે કે, કાંગડાના શ્રીઆદિનાથની મૂર્તિ શ્રીનેમિનાથ ભગવાનના સમયમાં રાજા સુશર્મે સ્થાપન કરી હતી.

કાંગડાનું પ્રાચીન નામ ભીમકોટ પણ મળી આવે છે. નગરને લોકો ભીમનગર કહેતા હતા. ખરું જોતાં કાંગડા તો કિલ્લાનું નામ છે. તેનું બીજું નામ નગરકોટ કિલ્લા અને નગર બંનેના નામથી વહેવારમાં આવેલું છે. કાંગડા શબ્દનો પ્રયોગ મોગલ બાદશાહોના સમયથી વ્યવહારમાં આવ્યો છે, જે કોટ અને નગર બંનેનું સૂચન કરે છે. તેનું એક વધારાનું નામ કાનગઢ પણ જાણવામાં આવે છે. વસ્તુતઃ કહાનગઢ એવું જ નામ હશે કેમકે હોશિયારપુર જિલ્લાના જૈજોં નામક કસબામાં જૈનોની ખૂબ વસ્તી છે, તેઓમાં એવી દંતકથા છે કે, છસો વર્ષ પૂર્વે થઇ ગયેલા રાજા કહાનચંદ્રે કિલ્લામાં શ્રીઆદીશ્વર ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત કરી હતી.

સં. ૧૪૮૪ માં રચાયેલી 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માં 'અંગદક મહાદુર્ગ' એવું નામ કાંગડા માટે આપેલું છે. કોટ કાંગડા બે નાની નદીઓ: બાણુ ગંગા અને માંઝીના મધ્ય ભાગમાં તેના સંગમ પર આવેલી લાંબી અને ટૂંકી એવી પહાડી પર આવેલું છે એ માઈલના વિસ્તારવાળો તેને કોટ છે. કોટની આસપાસ ઊંડી ખાઇ બનાવેલી છે.

કોટના પૂર્વ ભાગમાં મહેલ, મંદિર વગેરે સ્થાનો બનેલાં છે. ઊંચા સ્થાન પર રાજમહેલ છે અને તેથી કંઇક નીચે એક મોટા ચોકમાં અંબિકાદેવી અને લક્ષ્મીનારાયણનું મંદિર છે. લક્ષ્મીનારાયણનું મંદિર સં. ૧૯૬૨ માં ભૂકંપથી ધરાશાયી થયેલું છે અંબિકાદેવીના મંદિરથી દક્ષિણ દિશામાં ૨ જૈન મંદિરો છે, જેનાં પ્રવેશદ્વારો પશ્ચિમ તરફ છે. એકમાં પબાસન માત્ર બચી રહ્યું છે જેના ઉપર અસલમાં જૈન મૂર્તિ સ્થાપન કરેલી હશે. બીજામાં શ્રીઆદિનાથ ભગવાનની પ્રતિમા બિરાજમાન છે. તેની પલાંઠીમાં સં. ૧૫૨૩ નો એક લેખ છે.

અહીંના કાલીદેવીના મંદિરમાંથી એક બીજો લેખ ડૉ. કનિંઘહામે જોઈને તેની નકલ લઈ લીધી હતી. તદનુસાર તેમાં '**ओं स्वस्ति श्रीजिनाय नमः।**' અને સં. ૧૫૬૬ શક સં૦ ૧૪૩૧ ની સાલ લખેલી હતી.

કાંગડા નગરમાં સૌથી પ્રાચીન એવું ઇંદ્રેશ્વરનું મંદિર રાજા ઇંદ્રચંદ્રે બંધાવેલું છે. આ રાજા સં. ૧૦૮૫–૧૦૮૮ માં વિદ્યમાન હતો. મંદિરમાં માત્ર શિવલિંગ છે પરંતુ બહારના ભાગમાં ઘણી મૂર્તિઓ છે, તેમાં બે જૈન મૂર્તિઓ સૌથી પ્રાચીન છે. એમાંની એક મૂર્તિ વૃષભ લાંછનયુક્ત શ્રીઆદીશ્વર પ્રભુની છે, જેને અહીંના લોકો ભૈરવની પ્રતિમા સમજીને સિંદૂર ચડાવે છે. તેના ઉપર ૮ પંક્તિનો લેખ આ પ્રકારે છે:—

"ओम् संवत् ३० गच्छे राजकुले हरिरभूदभयचंद्रमाः[।] तच्छिष्योमलचंद्राख्य[स्त]त्पदांभोजषट्पदः[॥] सिद्धराजस्ततः ढक्कः ढक्काद्-जनि [च]ष्टकः। रल्हेति गृ[हिणी तस्य] पा–धर्म–यायिनी। अजनिष्टां सुतौ [तस्या]ं [जैन]धर्मैध(प)रायणौ ज्येष्ठः कुण्हलको [भ्रा]ा[ता] कनिष्ठः कुमाराभिधः। प्रतिमेयं [ब]ाजना............नुज्ञया। कारिता............॥"

આ લેખમાં રાજકુલનો ઉલ્લેખ કરેલો છે અને શ્રીઅભયચંદ્રસૂરિનું નામ આપેલું છે. આ અભયચંદ્રસૂરિ તે જ હોવાનો વધુ સંભવ છે કે જેઓ પ્રસિદ્ધ તર્કપંચાનન 'સન્મતિપ્રકરણ'ના ટીકાકાર હતા. કેમકે તેઓ પણ રાજગચ્છના હતા. આ લેખમાં સં. ૩૦ આપેલો છે તે સપ્તર્ષિ અથવા લૌકિક સંવત છે. તેમાં શતાબ્દીઓનો ઉલ્લેખ કરવામાં આવતો નથી. સંભવતઃ આ નવમી શતાબ્દી હશે.

બીજી જિનપ્રતિમા પદ્માસનસ્થ છે. તેની ગાદીમાં બે ભુજાવાળી સ્ત્રી અને તેની તરફ હાથીની મૂર્તિ ઉત્કીર્ણિત છે. આ બંને પ્રતિમાઓ ઓસરીની દીવાલમાં ખૂબ મજબૂત રીતે સજ્જડ કરેલી છે.[૪]

આ બધાં અવશેષોથી એ જાણી શકાતું નથી કે, જૈનો અહીં ક્યારે આવ્યા ? અનુમાન છે કે વેપાર અને રાજ-

૪. વિશેષ માટે જુઓ: "શ્રીજૈન સત્યપ્રકાશ" વર્ષ : ૧૦, અંક : ૯–૧૦.

કાર્ય નિમિત્તે અહીં આવીને સ્થિર થયા હશે. 'ખરતરગચ્છ પટ્ટાવલી'ના એક ઉલ્લેખથી જણાય છે કે, તેરમા સૈકામાં અહીં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હતી.

કાંગડાનાં બીજાં અવશેષોને જોતાં કહી શકાય એમ છે કે કાંગડા જૈનોના મહાતીર્થરૂપે પ્રસિદ્ધ હતું પરંતુ આ હકીકતનો સ્પષ્ટરૂપે ક્યાંઇ ઉલ્લેખ મળતો નથી. સં. ૧૪૮૪માં શ્રીજયસાગર ઉપાધ્યાયે રચેલી 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'થી આ નગરની મહત્તાનો ખ્યાલ આવે છે. એમાં ફરીદપુરથી નીકળેલો જૈન સંઘ વચ્ચેનાં કેટલાંયે સ્થાનોમાં થતો કાંગડા પહોંચે છે અને ત્યાંથી બીજે રસ્તે થઇ બાકીની પંચતીર્થી કરતો ફરીદપુર આવે છે. એ જાતમાહિતીનો અહેવાલ શ્રીજયસાગર ઉપાધ્યાયે નોંધ્યો છે, એમાંથી જણાય છે કે એ વખતે (સં. ૧૪૮૪)માં કાંગડામા ૪ જિનમંદિરો વિદ્યમાન હતાં તે પછી એટલે સં. ૧૪૯૭ માં રચાયેલી 'નગરકોટ ચૈત્યપરિપાટી' માંથી અહીં ૫ જિનમંદિરો આ પ્રકારે હોવાનું જણાય છેઃ—

"આલિગવસહી(૧) વંદિયઇ એ મણિમય બિંબ ચઉવીસ; ધન્ન મુહૂરત ધન્ન દિણ ધન્ન વરસ ધન્ન માસ. ૮
રાયવિહારહ વીર (૨) જિણુ નિમ્મલ કંચણ કાય; નિમ્મિય દેવલ આઇ વિમલ રૂપચંદ સિરિરાય. ૯
સિરિમાલ ધિરિય ભવણિ પૂજઉ જિણવર પાસ(૩); આદિનાથ ચઉથઇ(૪) ભવણિ પણમિય પૂરિય આસ. ૧૦
ધવલઉ ઊચઉ પંચમઉ એ ખરતરતણઉ પ્રાસાદ; સોલસમઉ સિરીસંતિ જિણ(૫) દીઠઈ હુઇ આણંદ." ૧૧

'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માં ૪ જિનમંદિરોનો ઉલ્લેખ છે અને પાંચમું મંદિર શ્રીમાલ ધિરિયા કારિત શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઉપર્યુક્ત 'તીર્થમાળા'થી જણાય છે. 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માં ગોપાચલપુરમાં ધિરરાજકારિત શ્રીશાંતિનાથ મંદિરનો ઉલ્લેખ છે અને 'ચૈત્યપરિપાટી'માં ઉલ્લેખેલા ધિરિયા સંભવતઃ એક જ વ્યક્તિ જણાય છે.

નગરકોટમાં સાધુ ક્ષીમસિંહ કારિત ખરતરવિધિ ચૈત્યમાં શ્રીશાંતિનાથની પ્રતિષ્ઠા શ્રીજિનેશ્વરસૂરિએ કરી હતી એવો ઉલ્લેખ 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માં છે પરંતુ તેનો સંવત આપ્યો નથી, પરંતુ 'ખરતરગચ્છ ગુર્વાવલી' (અપ્રસિદ્ધ)માં એ વિશે આ પ્રકારે ઉલ્લેખ કર્યો છેઃ—

"सं० १३०९ श्रीप्रह्लादनपुरे मार्गशीर्ष सुदि १२ समाधिशेखर–गुणशेखर–देवशेखर–साधुभक्त–वीरवल्लभमुनीनां तथा मुक्तिसुन्दरी साध्वी दीक्षा। तस्मिन्नेव वर्षे माघ सुदि १० श्रीशांतिनाथ–अजितनाथ धर्मनाथ–वासुपूज्य–मुनिसुव्रत–सीमन्धरस्वामि–पद्मनाथप्रतिमायाः प्रतिष्ठा कारिता च सा० विमलचन्द्रहीरादिसमुदायेन। तथाहि साधुविमलचन्द्रेण श्रीशांतिनाथो **नगरकोटप्रासादस्थो** महाद्रव्यव्ययेन प्रतिष्ठापितः, अजितनाथो बलसाधारणेन, धर्मनाथो विमलचन्द्रपुत्रक्षेमसिंहेन....॥"

અર્થાત્–ઉક્ત શ્રીશાંતિનાથ ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા ક્ષેમસિંહના પિતા શેઠ વિમલચંદ્રે ખૂબ દ્રવ્યવ્યયથી સં. ૧૩૦૯ ના મહા સુદિ ૧૦ ના દિવસે (પ્રહ્લાદનપુરમાં) શ્રીજિનેશ્વરસૂરિના હાથે કરાવી હતી.

શ્રીજયસાગર ઉપાધ્યાય પછી આ મંદિરો ક્યાં સુધી વિદ્યમાન હતાં એ જાણવાને કશું સાધન નથી પરંતુ બીજી તીર્થમાળાઓ અને સ્તવનોથી જણાય છે કે, સં. ૧૬૩૪ અથવા તે પછી કંઇક સમય સુધી સાધુઓ યાત્રા નિમિત્તે અહીં આવતા. સં. ૧૯૮૩ ની આસપાસમાં મંદિરોનો નાશ થયો હશે.[૫]

હાલમાં અહીં જૈનોનું એકે ઘર વિદ્યમાન નથી.

**તક્ષશિલા :**

પંજાબમાં રાવલપીંડીથી ૨૦ માઈલ દૂર તક્ષશિલા નામનું સ્ટેશન છે. પ્રાચીન કાળે આ નગર સમૃદ્ધિશાળી હતું. બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન સાહિત્યમાંથી આ નગરનું વર્ણન મળી આવે છે. 'મહાભારત' (આદિ પર્વ: અધ્યાય: ૩, શ્લોક: ૨૦–૧૭૨)માં જણાવ્યું છે કે, જનમેજય રાજાએ આ સ્થળે નાગયજ્ઞ કરીને તક્ષક નાગને પરાજિત કર્યો હતો, તક્ષશિલાના વિશાળ વિશ્વવિદ્યાલયનો ઉલ્લેખ બૌદ્ધ ગ્રંથોમાંથી મળે છે; જ્યારે જૈન સાહિત્યમાં તક્ષશિલાનો સંબંધ ભગવાન ઋષભદેવના સમય સુધી પહોંચે છે.

૫. "જૈન સત્યપ્રકાશ" : વર્ષ : ૧૧, અંક : ૧.

ભગવાન ઋષભદેવે ભરતને અયોધ્યાનો પ્રદેશ અને બાહુબલિને બહલીદેશનું રાજ્ય સોંપી દીક્ષા લીધી હતી. બહલીદેશની રાજધાનીનું નગર તક્ષશિલા હતું

જૈન અને બૌદ્ધ ગ્રંથો ગંધારનો પણ ઉલ્લેખ કરે છે; જેમાં પશ્ચિમ ગંધારની રાજધાની પુષ્કરાવતી અને પૂર્વ-ગંધારની રાજધાની તક્ષશિલા હતાં.

એક સમયે ભગવાન ઋષભદેવ વિહાર કરતા તક્ષશિલામાં આવ્યા અને તેની ખબર બાહુબલિને મળતાં તેઓ બીજા દિવસે ત્યાં પહોંચ્યા, પરંતુ ભગવાન ત્યાંથી ચાલી ગયા હતા. બાહુબલિએ ભગવાનના આગમનના સ્મરણરૂપે તેમના ચરણચિહ્નો ઉપર 'ધર્મચક્ર તીર્થ'ની સ્થાપના કરી હતી.[1] 'વિવિધતીર્થકલ્પ'માં ઉલ્લેખ છે કેઃ—

"तक्षशिलायां बाहुबलिविनिर्मितं धर्मचक्रम् ॥" (પૃ૦ ૮૫)

તક્ષશિલામાં બાહુબલિ રાજાએ સ્થાપન કરેલું ધર્મચક્ર તીર્થ છે.

'મહાનિશીથસૂત્ર'માં જણાવ્યું છે કે, આ ધર્મચક્ર તીર્થ ચંદ્રપ્રભ જિનેશ્વરનું ધામ હતું. તક્ષશિલાનું બીજું નામ 'ધર્મચક્રભૂમિ'થી પણ પ્રસિદ્ધ હતું. એ સમયથી તક્ષશિલા નગર જૈનધર્મનું કેંદ્ર હતું.

એ પછીના સમય વિશે જાણવાને કોઈ સામગ્રી મળતી નથી. પણ મધ્યકાળમાં તક્ષશિલા આદિ પ્રદેશોમાં ભક્ષ્યા-ભક્ષ્યનો વિચાર ન હોવાથી અને પાખંડી સાધુઓની બહુલતા હોવાથી જૈન સાધુઓને વિહાર કરવાની મનાઈ જૈનોના 'છેદ'સૂત્રોમાં કરેલી છે.

મધ્યકાળમાં તક્ષશિલા સમગ્ર ભારતનું વિદ્યાકેંદ્ર હતું જેમાં વિખ્યાત વૈયાકરણ પાણિનિ, વિશ્રુત વૈદ્યરાજ જીવક આદિ વિદ્વાનોએ અધ્યયન કર્યું હતું.

સમ્રાટ્ અશોક તક્ષશિલાનો સૂબો હતો ત્યારે તે પોતાના પુત્ર કુણાલ સાથે રહેતો હતો. કુણાલના પુત્ર સમ્રાટ્ સંપ્રતિએ પિતાના શ્રેય નિમિત્તે અહીં જિનમંદિર બંધાવ્યું હતું; જે 'કુણાલસ્તૂપ' નામે ઓળખાતું હતું, સંપ્રતિના સમયે સાધુઓના વિહારની મર્યાદાઓ વિસ્તરી તેમાં આ પ્રદેશોનો પણ સમાવેશ હતો; કેમકે જૈનાચાર્યોએ એ પછી આ પ્રદેશમાં વિહાર કર્યાનાં અનેક પ્રમાણો મળી આવે છે

વિ. સં. ૧૦૮ માં શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવનાર મધુમતી (મહુવા)ના શ્રેષ્ઠી જાવડિશાહે ભગવાન ઋષભદેવની મૂર્તિ તક્ષશિલામાંથી જ મેળવીને શત્રુંજય તીર્થ ઉપર મૂળનાયક તરીકે સ્થાપન કરી હતી.

'પ્રભાવકચરિત' અનુસાર બીજા–ત્રીજા સૈકામાં અહીં ૫૦૦ જૈન મંદિરો હતાં, જૈન સંઘ મોટી સંખ્યામાં વિદ્યમાન હતો. બીજાં પણ અનેક મંદિરો અહીં મોજુદ હતાં. એકંદરે જન–ધનથી સમૃદ્ધ એવી આ નગરીમાં મહામારીનો રોગ ફાટી નીકળ્યો. લોકો એકાએક મરવા લાગ્યાં, નગરમાં કોલાહલ વ્યાપી ગયો, કોઈ કોઈનું ન રહ્યું, સૌને પોતપોતાની પડી હતી, ગીધ અને કાગડાઓને માટે અહીં સુભિક્ષ બની ગયો, ઘરોમાં દુર્ગંધ ફેલાઈ ગઈ, મંદિરોમાં પૂજા બંધ પડી. આ મહામારી કોઈ રીતે શાંત થતી નહોતી. આ જોઈને શાસનદેવીએ પ્રગટ થઈને કહ્યું કે–'મ્લેચ્છોના ઘોર અત્યાચારથી રુષ્ટ થઈને બધાં દેવ–દેવીઓ અહીંથી ચાલ્યાં ગયાં છે. આજથી ત્રીજે વર્ષે તુરુષ્કો આ તક્ષશિલાનો ધ્વંસ કરશે. એનો એક જ ઉપાય છે કે તમે બધા આ નગર છોડીને બીજા સ્થાને ચાલ્યા જાઓ.' બીજો ઉપાય પૂછતાં દેવીએ કહ્યું:— 'નાડોલમાં શ્રીમાનદેવસૂરિ બિરાજેલા છે, તેમના ચરણનું પ્રક્ષાલન જળ લાવીને પોતપોતાના ઘરોમાં છાંટો એથી તમારો ઉપદ્રવ શાંત થશે.'

તક્ષશિલાના જૈન સંઘે વીરચંદ નામના એક શ્રાવકને નાડોલ મોકલ્યો. તેમણે શ્રીમાનદેવસૂરિને તક્ષશિલાના નિવાસીઓનું દુઃખ કહી સંભળાવ્યું. શ્રીમાનદેવસૂરિએ ત્યાં આવવા માટે ના પાડી પરંતુ તે શ્રાવકને તેમણે 'લઘુશાંતિ સ્તવ' પાઠ આપ્યો અને જણાવ્યું કે–'આ સ્તવનથી મહામારી શાંત થશે.' આચાર્યના કહેવા પ્રમાણે એ સ્તવનનો પાઠ કરવાથી થોડા દિવસોમાં તક્ષશિલામાં મહામારીનો ઉપદ્રવ શાંત થયો.

૧. 'આવશ્યક ચૂર્ણિ,' પૃ. ૧૬૨; 'આવશ્યકનિર્યુક્તિ' પૃ૦ ૩૨૨.

એ પછી ત્રીજે વર્ષે તુરુષ્કોએ વિશાળ નગરી તક્ષશિલાને ખેદાનમેદાન કરી નાખી.

શ્રીમાનદેવસૂરિનો સ્વર્ગવાસ વિ. સં. ૨૬૧ માં થયો એથી આ ઘટના ત્રીજા સૈકામાં બની એમ માની શકાય.[૭]

ઈ. સ. ની ત્રીજી શતાબ્દીમાં કુષાણોએ સિરકપ ઉપર હુમલો કરીને તેનો નાશ કર્યો તે હકીકત પુરાતત્ત્વની સામગ્રીથી સમજાય છે.

અનુશ્રુતિઓની આ ઘટનાનું સમર્થન તક્ષશિલાના ખોદકામમાંથી પણ પ્રાપ્ત થાય છે. તક્ષશિલાના સિરકપ નગરના ખોદકામમાંથી મળેલી સામગ્રીના આધારે ડૉ. સર જૉન માર્શલના કથનાનુસાર ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીના આરંભના વર્ષોમાં ઇંડોગ્રીક રાજાઓએ આ નગર ભીડના કિલ્લાથી હઠાવીને સિરકપમાં વસાવ્યું. તે ગ્રીક-શક, પહ્લવ અને કુષાણકાળ સુધી બરાબર વસેલું હતું[૮] સિરકપના રાજમાર્ગની આસપાસ કેટલાંક નાનાં મોટાં મંદિરો મળી આવ્યાં છે, જેને વિશે સર જૉન માર્શલ કહે છે:-'હવે મારો વિશ્વાસ છે કે, સિરકપના 'એફ્' (F) અને 'જી' (G) બ્લોકનાં મંદિરો આ જ (જૈન) મંદિરોમાંનાં જ છે. પહેલાં હું આ મંદિરોને બૌદ્ધ મંદિરો માનતો હતો પરંતુ હવે એક તો તેની રચના મથુરાથી નીકળેલા આયાગપટ્ટો પર ઉત્કીર્ણ જૈન સ્તૂપો સાથે મળતી આવે છે અને બીજું એમાં અને તક્ષશિલાથી મળી આવેલાં અત્યાર સુધીનાં બૌદ્ધ મંદિરો સાથે ખૂબ ભિન્નતા છે. આ કારણોથી હવે હું આને બૌદ્ધોની અપેક્ષાએ જૈન સ્તૂપ જ માનું છું[૯]

રાજમાર્ગની જમણી તરફ સ્થિત બ્લૉક 'જી' માં મોટાં મકાનોનાં ઘણાં ભગ્નાવશેષો મળ્યાં છે, જેની ખાસ વિશેષતા એ હતી કે, એ મકાનોની સાથોસાથ પોતાનાં નાનાં મંદિર પણ બનેલાં હતાં. આ મંદિરો સડકની તરફ ખુલ્લાં પડતાં હતાં જેથી ભક્તોના દર્શનમાં સગવડ રહેતી હતી.

આ હકીકત જૈન અનુશ્રુતિઓનું બરાબર સમર્થન કરે છે કે, એક સમયે તક્ષશિલા જૈનોનું પણ એક મોટું કેંદ્ર હતું, એમાં હવે શંકાને લેશ અવકાશ નથી

પં. શ્રી કલ્યાણવિજયજીના મત પ્રમાણે-ઓશવાલ જાતિ તક્ષશિલા વગેરે પશ્ચિમ પંજાબના નગરોમાંના જૈનસંઘમાંથી નીકળેલી છે. આ ઉપરથી માની શકાય કે, ઓશવાલોના પૂર્વજો પશ્ચિમ ભારતમાંથી ઊતરી આવ્યા હતા. ઉપર્યુક્ત તક્ષશિલાના ભંગ વખતે જૈનસંઘ પૂર્વ પંજાબ અને બીજાં સ્થળોમાં વસવાટ કરવા ચાલ્યો ગયો હતો.

**શ્રીનગર : કાશ્મીર**

જમ્મુથી ૨૦૩ માઈલ દૂર મોટર રસ્તે કાશ્મીર રાજ્યનું શ્રીનગર છે. 'ગિરનાર માહાત્મ્ય' અને 'વિવિધતીર્થકલ્પ'થી જાણવા મળે છે કે, કાશ્મીર (શ્રીનગર)ના રહેવાસી સંઘપતિ રત્ન નામના શ્રાવક સાતમા સૈકામાં કાશ્મીરથી સંઘ લઇને ગિરનારની યાત્રાએ ગયા હતા અને ગિરનાર તીર્થનો ઉદ્ધાર કર્યો હતો. એટલે એ સમયે કાશ્મીરમાં જૈનોની ઘણી વસ્તી હોવાનું જણાય છે.

કાશ્મીરના પ્રતાપ મ્યુઝિયમમાં કેટલીક મૂર્તિઓ છે તે પૈકી બુદ્ધ ભગવાનના નામે ઓળખાવેલી શ્યામ પાષાણની પ્રતિમા વાસ્તવમાં બીજા સૈકાની જિનમૂર્તિ છે. મ્યુઝિયમના ક્યૂરેટરના કથન મુજબ આવી મૂર્તિઓ કાશ્મીરમાં તપાસ કરતાં ઘણી મળી આવે તેમ છે. જો આ હકીકત સાચી હોય તો કાશ્મીરમાં પ્રાચીનકાળે જૈનધર્મનો સારો વિસ્તાર હશે, પણ આજે તો એનું નામોનિશાન પણ અહીં જોવાતું નથી; એ ખરેખર, વિધિની વિચિત્ર દશાનો ખ્યાલ આપવા પૂરતું ગણાય.



૭. જો કે જૈન અનુશ્રુતિઓ આ ઘટનાનો સમય ઈ. સ.ની ત્રીજી શતાબ્દી બતાવે છે પરતુ પુરાતત્ત્વનાં પ્રમાણો આ ઘટનાનો વાસ્તવિક કાળ ઈ. સ.ની પહેલી શતાબ્દીનો અંત ભાગ હોવાનું જણાવે છે. આમ હોવા છતાં કેટલાક વિદ્વાનો કુષાણોનો સમય ઈ. સ. ૧૨૭ અથવા તે પછીનો બતાવે છે એ રીતે જોઈએ તો જૈન અનુશ્રુતિઓની વાત સાચી બની રહે. કેમકે મોટા ભાગની પટ્ટાવાલીઓ માનદેવસૂરિને ૨૦ મા પટ્ટધર બતાવતાં તેમનો સમય વીર નિ. સં. ૮ મો સૈકો માને છે, જે ઈ. સ.ની બીજી શતાબ્દીના અંત ભાગમાં પડે છે.

૮. Sir John Marshall–A Gide to Taxill P. 78 (third edition)

૯. Sir John Marshall–Archaeological servey of India, Anual report. 1914–15, P. 2

## ૨૦૩. પિંડદાદનખાન

( કોઠા નંબર : ૩૮૭૨ )

ભેરાથી પિંડદાદનખાન જવા માટે મલકવાલ જંકશને ગાડી બદલવી પડે છે. ત્યાંથી ત્રીજું સ્ટેશન પિંડદાદનખાન આવે છે.

સ્ટેશનથી ૦॥ માઈલ દૂર કોટ તળાવ પાસે શ્રીસુમતિનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર છે લાલા મૂલા શાહે સં. ૧૯૬૭માં બંધાવ્યું છે. આ મંદિરમાં ધાતુના અષ્ટકમળની વચ્ચે શ્રીવાસુપૂજ્યસ્વામીની મનોહર ધાતુપ્રતિમા છે. એ અષ્ટકમલની પાંખડીઓ પર આ પ્રકારે લેખ છે:—

" ओसवाल ज्ञातीय छाजडगोत्रीय पा० रूपापुत्र तेजा हरदास । पांचा । तेजसी भार्या पद्दोपुत्रऊदाकेन श्रेयोर्थं । श्रीवासुपूज्यबिंबं अष्टदलकमलं संपुटसहितं कारितं प्रतिष्ठितं व(ब)हत् व(ख)रतरगच्छाठो(धि)राज श्रीजिनमाणिक्यसूरिपट्टालंकार । श्रीपातिसाहिप्रतिबोधक-तत्प्रदत्तयुगप्रधानश्रीजिनचंद्रसूरिभिः पूज्यमानं चिरं नंदतु ॥ "

અહીં એક જૈન મંદિરનું ખંડિયેર પડેલું છે. શિખર અને ગભારાનો ભાગ વિદ્યમાન છે. સં. ૧૯૨૬માં આ મંદિર બાંધવામાં આવેલું, એ સમયે અહીં ૪૦૦ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તી હતી, પરંતુ સં. ૧૯૮૭માં અહીં જેલમ નદીમાં ભારે પૂર આવવાથી ગામનો મોટો ભાગ તણાઈ ગયો. એની સાક્ષી પૂરતાં ઘણાં ખંડિયેરો ઊભાં છે. એ જ સમયમાં ઉપર્યુક્ત જૈનમંદિર પડી ગયું હતું. તેને એ સ્વરૂપે મૂકી રાખી બીજું જૈનમંદિર બાંધવામાં આવ્યું, જેનો નિર્દેશ ઉપર કર્યો છે. આજે અહીં ૧૭ જૈનોની વસ્તી છે ને એક પુસ્તકભંડાર છે.

ગામથી દોઢ માઈલ દૂર દાલમિયા સીમેન્ટ ફેકટરી અને મીઠાની ખાણ આવેલી છે



## ૨૦૪. કાલાબાગ

( કોઠા નંબર : ૩૮૭૩ )

માડી ઇન્ડસ અને કાલાબાગ એ બંને સ્ટેશનો વચ્ચે સિંધુ નદી આવેલી છે. સ્ટેશનથી કાલાબાગ ગામ એક માઈલ દૂર છે. સિંધુ નદીનો પૂલ ઓળંગીને ગામમાં જવાય છે. આખુંયે ગામ નાની પહાડીઓ પર વસેલું છે.

આ ગામમાં પહેલાં જૈનોની લગભગ ૨૦૦ માણસોની વસ્તી હતી ત્યારે સં. ૧૯૬૩માં અહીં લોંકાગચ્છના યતિ-ઓના ઉપદેશથી મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર બાંધવામાં આવ્યું છે. મૂળનાયક ઉપર સં. ૧૯૬૩નો લેખ છે. અહીં સાધુ-સાધ્વીઓનો વિહાર કેટલાંયે વર્ષોથી બંધ છે. અત્યારે માત્ર ૪૦ જૈન મૂર્તિપૂજકોની વસ્તી છે.

**નાગાર્જુન પર્વત :**

માડી ઇંડસ સ્ટેશનની સામે જ નાગાર્જુન પર્વત આવેલો છે. લોકભાષામાં તેને નાગારજન પણ કહે છે. પર્વતમાં લગભગ ૧ માઈલ દૂર નાની સરખી ગુફા વિદ્યમાન છે, તેમાં તીર્થંકરની અસ્પષ્ટ આકૃતિઓ ઉત્કીર્ણ છે. આ ગુફામાં લગભગ ૧ ફૂટ ઊંચો અને ૦॥ ફૂટ પહોળો ખાલી ગોખલો છે. અહીંની પ્રચલિત દંતકથાના આધારે આ ખાલી ગોખલામાં સ્થંભન પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા હતી. આ પર્વતમાં નાગાર્જુન યોગીએ રસસિદ્ધિ કરી હતી. આસ-પાસનું વાતાવરણ યોગીઓના નિવાસને અનુકૂળ જણાય છે. ગુફાનું સ્થાપત્ય પણ બીજા-ત્રીજા સૈકાની ગુફાઓને મળતું આવે છે. જ્યારે પ્રચલિત માન્યતા મુજબ સેઢી નદીના કિનારેથી શ્રીઅભયદેવસૂરિએ અત્યારના ખંભાતમાં વિદ્ય-માન શ્રીસ્થંભન પાર્શ્વનાથની પ્રતિમા બારમા સૈકામાં પ્રગટ કરી હતી. ખરું જોતાં સ્થંભન પાર્શ્વનાથનું સ્થાન આ નાગાર્જુન પર્વતમાં હોવાનું વાસ્તવિક લાગે છે. સંભવ છે કે, નાગાર્જુનના સમયથી લઈને શ્રીઅભયદેવસૂરિના સમયના વચલા ગાળામાં એ મૂર્તિ સિંધુનદીના પૂરમાં તણાઈ આવતાં સમુદ્રવાટે સેઢીનદીના કિનારે આવી હોય. વિદ્વાનોએ આ પર્વતના સ્થાપત્યની શોધ કરવા જેવી છે. આ પર્વતમાંથી ખોટા હીરાઓ સેંકડોની સંખ્યામાં મળી આવે છે.



## ૨૦૫. બન્નુ

( કોઠા નંબર : ૩૮૭૪ )

કાલાબાગથી ૮૬ માઇલ દૂર નાની રેલ્વે ગાડીથી બન્નુ જવાય છે. સરહદના પ્રદેશમાં પેશાવરથી બીજા નંબરનું આ શહેર છે. હિંદ-પાકિસ્તાનનાં ભાગલા પડયાં તે પહેલાં અહીં ૯૫ ટકા હિંદુઓની વસ્તી હતી; જ્યારે મુસલમાનની વસ્તી ૫ ટકા હતી. રેલ્વેનું છેલ્લું સ્ટેશન અને સરહદનું નાકું હોવાથી આ શહેર મથક જેવું છે. ધોળે દિવસે માણુસોને ઉપાડી જાય એવો આખોયે પ્રદેશ ભયાનક છે.

બન્નુ રેલ્વે સ્ટેશનથી ૧ માઈલ દૂર નયા બજારમાં 'ભાવડોંકા મહોલ્લા'માં ઘૂમટબંધી સુંદર મંદિર છે. ૬૫ શ્વેતાંબર જૈન મૂર્તિપૂજકોની વસ્તી છે. બધાયે એક જ મહોલ્લામાં રહે છે. આ બધા જૈનો બન્નુથી ૧૮ માઈલ દૂર આવેલા લિતંબર નામના ગામથી આવેલા છે. તેઓ બધા જ્ઞાતિએ ઓશવાળ છે. તેમનો મુખ્ય ધંધો જમીનદારીનો છે. બધા હથિયાર રાખે છે એટલું જ નહિ પરંતુ પ્રસંગ આવતાં વાપરી પણુ જાણે છે. તેમના વડવાઓ મૂળે મોટી મારવાડ અને બિકાનેરના રહીશ હતા, વેપાર-ધંધા અંગે અહીં આવીને વસ્યા છે. લિતંબરમાં દાદાજીની ચરણુપાદુકાઓ વિદ્યમાન છે.

અત્યારના બધા જૈનો જ્યારે લિતંબર છોડી બન્નુ રહેવા આવ્યા તે પહેલાં બન્નુથી ૪ માઈલ દૂર આવેલા સુબાસુખેલ નામના ગામમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનનાં ૩ ઘરો હતાં અને તે સમયે ત્યાં એક વિશાળ જૈન મંદિર પણુ હતું. પણુ સમય વીતતાં ત્યાં એક પણુ જૈનની વસ્તી રહી નહિ ત્યારે મંદિરની પ્રતિમાઓ મુલતાન શહેર તથા જંડીયાલા ગુરુ નામક ગામના જૈન મંદિરમાં લઇ જવામાં આવી. હાલમાં ત્યાં ખાલી દેરાસર વેરાન દશામાં ઊભું છે.

બન્નુના મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૬૮માં થયેલી છે. મૂળનાયક ઉપર સં. ૧૬૦૬નો લેખ આ પ્રકારે છે:—

॥ " सं० १६०६ ॥ वर्षे माघशुक्र ५ रवौ साह वाडापांक, ओसवालज्ञा० श्रे० देल्हा ओ० आल्हण श्रे० वागदेव(वेन)स्वश्रेयसे श्रीअजितनाथ[ जिनबिंबं प्रतिष्ठितं ] ॥



## ૨૦૬. મુલતાન

( કોઠા નંબર : ૩૮૭૬ )

મુલતાન સીટી સ્ટેશનથી ૧ માઈલ દૂર મુલતાન શહેર આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૧૨૦ માણુસોની વસ્તી છે, ૧ ઉપાશ્રય અને ૧ પુસ્તકભંડાર પણુ છે.

અહીંના ચૂડીસરાય બજારમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે સં. ૧૯૭૦ માં બંધાવેલું છે. મંદિરના રંગમંડપની છતમાં શ્રીનેમિનાથ ભગવાનની જાન અને તેમના જીવનપ્રસંગોને લગતાં ચિત્રો બહુ જ સુંદર રીતે ચિતરાવેલાં છે. જમણી બાજુની ભીંત પર શત્રુંજય, ગિરનાર વગેરે તીર્થોનાં ચિત્રો છે. આ મંદિરમાંની કેટલીક મૂર્તિઓ તો ડેરાગાજીખાન, લોહિયા અને લિતંબર વગેરેના મંદિરોમાંથી આવેલી છે. મંદિરની સામે જ મંદિરની આવકમાંથી વીશ હજાર રૂપિયાના ખરચે એક મકાન ખરીદેલું શ્રીસંઘની માલિકીનું છે. દાદાવાડીનું એક વિશાળ કંપાઉન્ડ પણુ શ્વેતાંબર સંઘની માલિકીનું છે. એ સિવાય બાર-તેર દુકાનો પણુ તેમની જ માલિકીની છે.

અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજમાં કુસંપ છે. સાધુઓના વિહારના અભાવે કેટલાય બીજા પંથમાં ભળી ગયા છે.

પંજાબ અને સિંધની હદ અહીં પૂરી થાય છે. આગાઉ આ શહેર સિંધમાં ગણાતું પરંતુ બ્રિટીશ રાજઅમલ વખતે આને પંજાબમાં ગણવામાં આવ્યું છે.



# ૨૦૭. ડેરાગાજીખાન

( કોઠા નંબર : ૩૮૭૭ )

મુલતાનથી મહમ્મુદકોટ જતી રેલ્વે લાઈનમાં ગાજીઘાટ સ્ટેશને જવાય છે. ગાજીઘાટથી ૬ માઈલના કાચા રસ્તે બંદર ઉપર જવાય છે. સિંધુમાં પાણીની ભરતી હોય ત્યારે મોટા વહાણથી ડેરાગાજીખાન બંદરે ઉતરાય છે. સિંધુમાં પાણી ઓછું હોય ત્યારે હોડી દ્વારા પણ જઈ શકાય.

ડેરાગાજીખાનથી ૧૫ માઈલના રસ્તે ૬ માઈલ કાચી સડક અને ૯ માઈલમાં પાકી સડક બાંધેલી છે. ડેરાગાજીખાનના મોટર સ્ટેન્ડથી ૫૫ માઈલના અંતરે શહેર આવેલું છે. અહીં ૮૫ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તી છે. અગાઉ અહીં શ્વેતાંબરોની ઘણી વસ્તી હતી પરંતુ કેટલાક બીજા પંથમાં ભળી ગયા છે.

અહીં ભાવડાંકા મહોલ્લામાં બ્લોક નં. ૨ માં શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૭૬ માં બંધાવેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૬૦૬ નો લેખ છે.

ગામથી પોણો માઈલ દૂર એક દાદાવાડી છે, જેમાં શ્રીજિનકુશળસૂરિની ચરણપાદુકા છે.

હાલનું ડેરાગાજીખાન નવું વસેલું છે. જ્યારે જૂનું ડેરાગાજીખાન સિંધુના પૂરમાં તણાઈ ગયું હતું ત્યારે જૂના દેરાસરની મૂર્તિઓ વગેરે મુલતાનના જૈન દેરાસરમાં લઈ જવામાં આવી હતી. તેમાંથી માત્ર ૩ મૂર્તિઓ નવા વસેલા ડેરાગાજીખાનમાં નવું મંદિર સં. ૧૯૭૬ માં બંધાવવામાં આવ્યું ત્યારે આપવામાં આવી.

આ મંદિરમાં એક પુસ્તકભંડાર પણ છે; જેમાં ૮૦ હસ્તલિખિત ગ્રંથો છે. તે પૈકી એક 'કલ્પસૂત્ર' અને 'કાલકકથા'ની ૪૧ ચિત્રોવાળી સુંદર પ્રતિ છે. તેની પ્રાંત પુષ્પિકામાં આ પ્રકારે ઉલ્લેખ છે:—

"सं० १८९१ वर्षे श्रीजिनसागरसूरिराज्ये वा० माणिक्यसुंदरगणिनामुपदेशेन सा० शिवराजकेन आत्मपुण्यार्थे लिखापितं ॥ श्री । लिखितं लाखाकेन ॥ श्रीः ॥

આ શહેર અગાઉ બલુચિસ્તાનમાં ગણાતું હતું પરંતુ હાલમાં પંજાબ પ્રાંતમાં ગણાય છે.



# ૨૦૮. જીરા

( કોઠા નંબર: ૩૮૭૯ )

તલવંડી સ્ટેશનથી ૧૦ માઈલ દૂર મોટર રસ્તે જીરા નામે ગામ આવેલું છે. મૂર્તિપૂજક જૈનોની ૨૦૦ માણસોની વસ્તી છે. સ્વ. શ્રીઆત્મારામજી મહારાજશ્રીનું બાલ્યજીવન અહીં વીત્યું હતું. અહીં એક જૈન મંદિર છે. તેમાં પંજાબ પ્રાંતના જૈન દેરાસરોની પ્રતિમાઓ પૈકી સૌથી પ્રાચીન ધાતુપ્રતિમાની એક ચોવીશી છે, તેના ઉપર આ પ્રકારે લેખ છે:—

" ॥ संवत् ११५६ माघ सुदि १४ शुक्रे ॥

आसीत् प्राग्वाटवंस(श)स्य भूषको(णो) विहिलाभिधः । पत्नी सलहिका तस्य जिनदत्तः सुतस्तयोः ॥ १ ॥

भार्या च रोहिणी तस्य पुत्रौ सागररोहिकौ । दुहिता सिंहिणि चान्या वधू [:] सहजमती तथा ॥ २ ॥

संसारासारतां ज्ञात्वा पुत्रैः सर्व्वै[:] सुसंपदा । कारितो मोक्षलाभार्थं चतुर्विंशतिपट्टकः ॥ ३ ॥

—પ્રાગ્વાટ વંશના આભૂષણસમો વિહિલ નામે શ્રેષ્ઠી હતો. તેને સલહિકા નામે પત્ની હતી. તેમને જિનદત્ત નામે પુત્ર હતો, જેની પત્નીનું નામ રોહિણી હતું. તેમને સાગર અને રોહિક નામે બે પુત્રો હતા. વળી, સિંહિણી નામે પુત્રી અને સહજમતી નામે પુત્રવધૂ હતી. આ બધા પુત્રપરિવારવાળા વિહિલ શ્રેષ્ઠીએ સંસારની અસારતા જાણીને મોક્ષપદના લાભાર્થે સં. ૧૧૫૬ ના મહા સુદિ ૧૪ ને શુક્રવારે આ ચતુર્વિંશતિ-ચોવીશીનો પટ્ટ કરાવ્યો.

અહીં ૭૦૦ હસ્તલિખિત પ્રાચીન પુસ્તકોનો ભંડાર છે. તેમાં ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણમાં સં. ૧૪૭ (?) માં લખાયેલી ૩૫ ચિત્રોવાળી 'કલ્પસૂત્ર'ની હાથપોથી અત્યંત સુંદર છે. આવી સુંદર ચિત્રકામવાળી કલ્પસૂત્રની પ્રતિઓ બહુ ઓછી જોવામાં આવે છે.

જીરાથી ૧ માઈલ દૂર જૈન આત્મભવન નામે એક મકાન છે, જેમાં પૂ. આત્મારામજી મહારાજની સમાધિ છે.

**ફરીદકોટ :**

ફિરોજપુરથી ભટીંડા જતી રેલ્વે લાઈનમાં ફરીદકોટ સ્ટેશન છે. આ ગામમાં શ્રીજયસાગર ઉપાધ્યાયે સં. ૧૪૮૪ માં ચતુર્માસ કર્યું હતું. એ ચતુર્માસ અગાઉ અહીંથી તેમણે કોટ કાંગડા તીર્થની યાત્રાનો સંઘ કાઢયો હતો. આ સંઘ એક રસ્તે થઈને કાંગડા પહોંચ્યો અને બીજે રસ્તે થઈ ફરીદકોટ પાછો આવ્યો તેમાં વચ્ચે આવતાં ગામો, તેનું વર્ણન, જૈન સંઘની સ્થિતિ અને જૈન મંદિરો વિશેનું માહિતીપૂર્ણ વર્ણન શ્રીજયસાગર ઉપાધ્યાયે સં. ૧૪૮૪ માં રચેલી 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માંથી જાણવા મળે છે. એ સમયે ફરીદકોટમાં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હતી; જૈન મંદિર પણ વિદ્યમાન હતું.

આજે પણ એક શ્વેતાંબરીય જૈન મંદિર છે પરંતુ મૂર્તિપૂજક જૈનોનાં માત્ર બે–ત્રણ ઘરો જ વિદ્યમાન છે જ્યારે સ્થાનકવાસીઓની સંખ્યા ૫૦૦ માણસોની છે. વર્તમાન દેરાસર બંધાવનારના વારસો સ્થાનકવાસી બની ગયા હોવાથી દેરાસરની સારસંભાળ એક યતિજી રાખતા હતા, પરંતુ યતિજીનો સ્વર્ગવાસ થતાં એ દેરાસરનો કબજો સ્થાનકવાસીઓને સુપ્રત થયો એટલે અત્યારે આ મૂર્તિઓ અપૂજ રાખેલી છે અને દેરાસર બંધ રહે છે, એથી જ એને કોઠામાં ગણાવ્યું નથી.



## ૨૦૯. હોશિયારપુર

( કોઠા નંબર : ૩૯૯૨–૩૯૯૩ )

હોશિયારપુર રેલ્વે સ્ટેશનથી ૧॥ માઈલ દૂર હોશિયારપુર ગામ છે. શ્વેતાંબર જૈન મૂર્તિપૂજકની ૩૦૦ માણસોની વસ્તી છે. ૧ વિશાળ ઉપાશ્રય, ૧ ધર્મશાળા, પાઠશાળા અને હસ્તલિખિત પુસ્તકોનો ભંડાર છે. અહીં શીશમહેલ બજારમાં શિખરબંધી ૨ દેરાસરો આવેલાં છે.

૧. મૂળનાયક શ્રીવાસુપૂજ્ય ભગવાનનું મંદિર છે, જેના શિખરના ઘુમટનો બધો ભાગ અમૃતસરમાંના શીખોના સુવર્ણ મંદિરની માફક સં. ૧૯૪૮ માં અહીંના સ્વ૦ લાલા ગૂજરમલજીએ લાખોના ખરચે સોનાના પતરાંથી મઢાવેલો છે, આથી આ દેરાસર સુવર્ણ મંદિરના નામથી ઓળખાય છે. આ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૫૦ માં થયેલી છે. મંદિરમાં સ્ફટિક રત્નની પ્રતિમા પણ છે.

૨. ઉપર્યુક્ત સુવર્ણ મંદિરની પાસે જ અહીંના શ્રીસંઘે સં. ૧૯૫૦ માં બંધાવેલુ મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. આ મંદિર ૩૨ ફીટ ઊંચુ અને ૩૨ ફીટ પહોળું છે. કોટ–કાંગડાના દેરાસરમાંથી લાવવામાં આવેલું ધાતુનું સમવસરણ ઘણું જ સુંદર છે. આવું સમવસરણ ભારતભરના એકે જૈન મંદિરમાં નથી.



## ૨૧૦. લુધીઆના

( કોઠા નંબર : ૩૯૯૭–૩૯૯૮ )

લુધીઆના રેલ્વે સ્ટેશનથી અડધો માઈલ દૂર લુધીઆના શહેર આવેલું છે. પંજાબનું આ મોટું ઔદ્યોગિક મથક છે.

અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની વસ્તી લગભગ ૪૦૦ માણસોની છે. સ્થાનકવાસી જૈનોની વસ્તી લગભગ ૨૦૦૦ માણસોની છે. દાલબજારમાં શ્રીસંઘે બંધાવેલા દેરાસરની નજીકમાં શ્વેતાંબર જૈનોનો ઉપાશ્રય અને ધર્મશાળા છે.

૧. દાલબજારમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૫૦ માં શ્રીસંઘે બંધાવેલું છે.

૨. ચોડા બજારમાં મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૧૬ માં પૂજ્ય મહેતાબ ઋષિએ બંધાવ્યું છે. આ મંદિરમાં સં. ૧૨૮૩ ની સાલની એક પ્રાચીન ધાતુપ્રતિમા છે.

અહીંના શ્વેતાંબર જૈનોમાં ઓશવાલ ભાઈઓ પણ છે અને મૂળ અગ્રવાલ દિગંબર જૈન ભાઈઓને સ્વ. શ્રીઆત્મારામજી મહારાજે ઉપદેશ આપીને બનાવેલા શ્વેતાંબર જૈનો પણ છે.



## ૨૧૧. માલેર કોટડા

( કોઠા નંબર : ૩૮૯૯-૩૯૦૦ )

માલેર કોટડા સ્ટેશનથી ૧ માઈલ દૂર ગામ આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૨૦૦ માણસોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને બીજો ઉપાશ્રય લાલા બિંદુમલજીએ બંધાવ્યો છે. તેમના જ તરફથી ચાલતી આત્માનંદ જૈનસ્કુલ મોતીબજારમાં આવેલી છે અને થોડી હસ્તલિખિત પોથીઓનો ભંડાર પણ છે. વળી, ૧ આત્માનંદ જૈન હાઈસ્કુલ પણ છે.

અહીં સદર બજાર અને ચોક બજારમાં અનુક્રમે મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન અને શ્રીવિમલનાથ ભગવાનનાં મંદિરો શિખરબંધી છે. શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં સં. ૧૧૬૧ ની એક પ્રાચીન ધાતુપ્રતિમા છે. તેના ઉપર આ પ્રકારે લેખ છે:—

"सं[०] ११६१ [वर्षे] पौरपाटास्य भांडागारिकरल्हासुत मांतु जिगपाल प्रणमंति नित्यं ॥"

**નાભા :**

નાભા રેલ્વે સ્ટેશનથી ૧ માઇલ દૂર શહેર આવેલું છે. નાભા રાજ્યની રાજધાનીનું આ શહેર છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૫૦ માણસોની વસ્તી હોવા છતાં અને જૈન મંદિર વિદ્યમાન છતાં દેરાસરની પ્રતિમાઓને કોઇ પૂજતું નથી. દેરાસર બંધ જ રહે છે; તેથી તેની નોંધ કોઠામાં લેવામાં આવી નથી.

સદર બજારમાં આવેલા સનાતન ધર્મસભાની નજીકમાં એક મકાન છે, તેમાં જૈન દેરાસર છે. સ્વ. લાલા કાશીરામે આ દેરાસર તૈયાર કરાવેલું છે. દેરાસરમાં પાષાણની ૧ અને ધાતુની ૨ પ્રતિમાઓ છે. આ પ્રતિમાઓ પૈકી ધાતુ-પ્રતિમાઓ પાછળ આ પ્રકારે ક્રમશઃ લેખો વિદ્યમાન છે:—

(१) "सं० १५३७ वर्षे वै० सु० १० ॥"

(२) "॥ संवत् १५४९ व० ज्येष्ठ वदि ५ बुध दि० श्रीओसवालज्ञातीय । वें । खेडीयागोत्रे सा० संसारचंद्र म(भा०) भोली पु० सा० श्रीवंत सा० हीरा सा० वीरासाहितेन श्रीआदिनाथबिंबं का० आत्मपुन्या(ण्या)र्थं प्र० श्री उ० गच्छम० श्रीदेवगुप्तसूरिभिः ॥"

આ દેરાસરની નીચેની દુકાનની માલિકી માટે સ્વ. લાલા કાશીરામની વિધવા પત્ની અને શ્રીસાદીરામ વચ્ચે કોર્ટમાં કેસ ચાલ્યો અને ચૂકાદા પ્રમાણે એ મકાન તેમની વિધવાની મિલકતમાં ગણવામાં આવ્યું છે, પરંતુ તેમને કોઈ વારસ ન હોવાથી એ મકાનનો કબજો રાજ્ય લઈ લે એ પહેલાં જૈનોએ લક્ષ આપવાની જરૂર છે.

**પતિયાલા :**

પતિયાલામાં ધાબાબંધી જૈન દેરાસર છે પરંતુ તદ્દન અપૂજ હાલતમાં હોવાથી તેની નોંધ લેવામાં આવી નથી. પતિયાલાના એક યતિજી પાસે ધાતુપ્રતિમાઓ હોવાનું સાંભળ્યું છે.



## ૨૧૨. અંબાલા

( કોઠા નંબર : ૩૯૦૫ )

અંબાલા સીટી સ્ટેશનથી ૦ા માઈલ દૂર અંબાલા શહેર છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૬૦૦ માણસોની વસ્તી છે. અહીં ઘણી જૈન સંસ્થાઓ છે. તે સંસ્થાઓના નામ સાથે સ્વ. પૂ. શ્રીઆત્મારામજી મહારાજનું નામ જોડાયેલું છે. જેમ કે: ૧ શ્રીઆત્માનંદ જૈન ભવન, ૨ શ્રીઆત્માનંદ જૈન પ્રાયમરીસ્કૂલ, ૩ શ્રીઆત્માનંદ જૈન ગર્લ્સ-સ્કૂલ, ૪ શ્રીઆત્માનંદ જૈન વાચનાલય, ૫ શ્રીઆત્માનંદ જૈન સભા, ૬ શ્રીઆત્માનંદ જૈન કૉલેજ, ૭ શ્રીઆત્માનંદ જૈન ધર્મશાળા વગેરે છે. આ ધર્મશાળા લાલા કુંદનમલ જયસુખરામે સં. ૧૯૯૮ માં બંધાવી છે. બીજી જૈન ધર્મ-શાળા સં. ૧૯૬૫ માં લાલા ઉત્તમચંદ ચાંદમલે બંધાવી છે. ૨ ઉપાશ્રયો છે, તે પૈકી ૧ શ્રાવિકાનો ઉપાશ્રય શ્રીમતી કોડીબાઈએ બંધાવ્યો છે.

અહીં આવેલા 'ભાવડાંકા મહોલ્લા'માં શ્રીઋષભદેવ ભગવાનનું શિખરબંધી વિશાળ મંદિર છે. પંજાબ પ્રાંતભરમાં આ મંદિર મોટામાં મોટું છે. દેરાસરની ધાતુપ્રતિમાઓ પૈકી મોટા ભાગની પ્રતિમાઓ પંદરમા સૈકાના લેખવાળી છે. એક પ્રતિમા સં. ૧૧૮૩ ના પ્રાચીન લેખવાળી છે, તે લેખ આ પ્રકારે છે:–

"। संवत् ११८३ वर्षे सुदि १ मादिलिना(श्रा)विका कारिता ॥"

શ્રીઆત્માનંદ જૈન કૉલેજ સ્ટેશનથી ૦ા માઈલ દૂર તલાવ લલુવાળા નામના સ્થળે આવેલી છે.



## ૨૧૩. કરાંચી [ સિંધ ]

( કોઠા નંબર : ૩૯૦૭ )

સિંધ પ્રાંતની રાજધાનીનું આ કરાંચી શહેર નવું વસેલું હોવાથી ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના કેટલાયે જૈન ભાઈઓ અહીં વ્યાપાર્થે આવીને વસ્યા છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૧૫૦૦ માણસોની વસ્તી છે. અહીંના શ્રીસંઘે મળીને સં. ૧૯૬૧ માં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર રણછોડ લાઈનમાં બંધાવ્યું છે. મંદિરની સાથે જ મોટો જૈન ઉપાશ્રય અને ધર્મશાળા છે. તેમાં જ જૈન પાઠશાળા વગેરે ચાલુ હતી. આજે આ શહેર પાકિસ્તાનની રાજધાનીનું શહેર બન્યા પછી ત્યાંથી જૈનો ચાલ્યા ગયા છે.

**મોહેન્-જો-દારો :**

સિંધ પ્રાંતના લારખાના જિલ્લામાં લારખાનાથી દક્ષિણે ૨૫ માઈલ અને ડોકી સ્ટેશનથી ૮ માઈલ દૂર સિંધુ નદીના પશ્ચિમ કિનારે મોહેન્-જો-દારોનું સ્થાન આવેલું છે. સિંધી ભાષામાં મોહેન્-જો-દારોનો અર્થ 'મરેલાંઓની ટેકરી' એવો થાય છે. એ વિશે આખ્યાયિકા એવી છે કે– સિંધમાં દલુરાય નામે એક જુલમી રાજા થઈ ગયો. તેની પ્રજા અને પોતાના સંબંધીઓ પણ તેનાથી ત્રાસી ગયાં હતાં. જાણે એ જુલ્મનો પ્રતિશોધ માટે જ કુદરતે આ ભૂમિ ઉપર ભયંકર કોપ વરસાવ્યો. ભારે વૃષ્ટિ અને વીજળીઓ સાથે આ ભૂમિ ઉપર ધરતીકંપ થયો. તેમાં દલુરાયની રાજધાની અને તેની પાસેનાં કેટલાંયે નગરો દટાઈ ગયાં અને તેના સ્થાને નાની નાની ટેકરીઓ બની ગઈ.

આ આખ્યાયિકાને જૈન અનુશ્રુતિઓમાં નોંધાયેલી એક કથાથી પ્રકારાન્તરે ટેકો મળે છે. એ કથા આ પ્રકારે છે:

સિંધુ નદીની પાસે આવેલો સિંધુ–સૌવીર નામે ઓળખાતો દેશ હતો, જેમાં વીતભયપુરપત્તન નામે મોટું નગર હતું. તેમાં ઉદાયન નામે રાજા ( ભગવાન મહાવીરના સમયે ) રાજ્ય કરતો હતો. તે ચેટક રાજાની પુત્રી પ્રભાવતીને પરણ્યો હતો. એ રાજાને કોઈ વહાણના વેપારીએ ગોશીર્ષચંદનથી બનાવેલી ભગવાન મહાવીરસ્વામીની જીવંતસ્વામી પ્રતિમા આપી હતી. તે પ્રતિમાને ઉજ્જૈનનીના રાજા ચંડપ્રદ્યોતે દેવાનંદા નામની દાસી દ્વારા મેળવવાનો પ્રયત્ન કર્યો.

ચંડપ્રદ્યોત એ પ્રતિમાને લઈને જેવો નાઠો તેવો જ ઉદાયન તેની પાછળ પડ્યો. તેને દશપુર (મંદસોર) આગળ હરાવી પકડ્યો અને એ મૂર્તિને પાછી મેળવી. ઉદાયન એ મૂર્તિને ઉપાડવા લાગ્યો પણ મૂર્તિ ચાલી નહિ. અધિષ્ઠાયક દેવે તેને જણાવ્યું કે–"તારું વીતભયપુરપત્તન ધૂળની વૃષ્ટિથી દટાઈ જશે માટે આ પ્રતિમા ત્યાં લઈ જઈશ નહિ." આથી એ મૂર્તિ દશપુરમાં અને પાછળથી ભાયલસ્વામીગઢ (ભેલસા)માં પધરાવવામાં આવી. રાજા ઉદાયન પોતાના રાજ્યમાં પાછો ફર્યો અને છેવટે તેણે પોતાના ભાણેજ કેશીકુમારને રાજ્ય સોંપી ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધી.

કોઇ સમયે ઉદાયન રાજર્ષિ વિહાર કરતા વીતભયપુરપત્તનમાં પધાર્યા ત્યારે કેશીકુમારને તેના મંત્રીઓએ ભરમાવ્યો કે–'ઉદાયન તમારી પાસેથી રાજ્ય પાછું લેવા આવ્યા છે.' આથી કેશીકુમારે ભિક્ષાસમયે તેમના આહારમાં વિષ અપાવી દીધું અને રાજર્ષિ ઉદાયન અકાળે કાળધર્મ પામ્યા. રાજાના આ અપકૃત્યથી કોપાયમાન થયેલા દેવોએ ધૂળની ઘોર વૃષ્ટિ કરી, તેમાં આખુંયે નગર દટાઈ ગયું.

આખ્યાયિકાનો હલુરાય અને અનુશ્રુતિનો કેશીકુમાર એક હોય કે ન હોય પણ વીતભયપુરપત્તન ઉપર જે વિનાશનું વાદળ વરસી ગયું એ ઘટનાનો બંનેમાં મેળ ખાય છે.

ઉદાયન રાજાને જ્યારે વિષ દેવામાં આવ્યું ત્યારે તેઓ એક કુંભારના ઘરમાં રહેતા હતા, અને ધૂળની વૃષ્ટિથી જ્યારે નગર દટાઈ ગયું ત્યારે એ કુંભારનું ઘર માત્ર બચી રહ્યું હતું, એ ઘરને 'કુંભકારપ્રક્ષેપ' કહેવામાં આવ્યું છે. 'આવશ્યક ચૂર્ણિ' (પૃ. ૩૪, ૫૫૩) મુજબ એ સ્થાન સિણવલ્લીમાં આવેલું હતું. ડૉ. જગદીશચંદ્ર જૈન એ વિશે જણાવે છે કે–'પંજાબના મુજફ્ફરગઢ જિલ્લામાં સનાવન અથવા સિનાવત નામનું સ્થાન છે, જ્યાંની ભૂમિ ઉખર છે. સંભવતઃ આ સ્થળ સિણવલ્લી હોવું જોઈએ અથવા તો સિંધ કે પંજાબમાં કોઈ રેતીમય પ્રાચીન સ્થાન સિણવલ્લી હોવું જોઇએ.[1] વસ્તુતઃ સિણવલ્લી અથવા વીતભયપુરપત્તનને મોહેન્-જો-દારોની ભૂમિ સમીપે શોધવું જોઈએ. સંભવતઃ મોહેન્-જો-દારોની ભૂમિ જ વીતભયપુરપત્તન હોય એમ જણાય છે.

મોહેન્-જો-દારોમાં ત્રણ-ચાર સ્થળે ખોદકામ થયું છે. તેમાંથી એક નીચે એક એમ છ-સાત નગરો નીકળી આવ્યાં છે. તેમાંથી ઘણી ઘણી વસ્તુઓ પણ પ્રાપ્ત થઇ છે. એક ટેકરી ઉપર એક સ્તૂપ પણ મળી આવ્યો છે, જે ૨૦૦૦ વર્ષ જૂનો માનવામાં આવે છે. આ સ્તૂપની નીચે કોઈ મંદિર દટાયેલું હોવાનું મનાય છે. આ સ્તૂપને સ્તૂપટેકરી (Stupa mound) કહે છે. જ્યારે બીજા ખોદકામવાળા પ્રદેશોના DK. પ્રદેશ, VS. પ્રદેશ, HR. પ્રદેશ એવાં નામો રાખવામાં આવ્યાં છે. સ્તૂપટેકરી અને DK. પ્રદેશ જોવાલાયક છે.

મોહેન્-જો-દારોમાં થયેલી શોધની વિગતો જોન માર્શલે મોટા ગ્રંથોમાં પ્રગટ કરી છે. એ ગ્રંથોના આધારે કેટલાય ગ્રંથો પ્રકાશમાં આવ્યા છે. જોન માર્શલના ગ્રંથોમાં ધાતુના પતરા ઉપર કોતરેલી એક આકૃતિનું વર્ણન અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયું છે તેની હકીકત અહીં ગુજરાતીમાં આપવામાં આવે છેઃ

"અહીં એક મનુષ્યનું એવું ચિત્ર મળી આવ્યું છે કે તેની પાછળ સર્પ રહેલો છે અને તેણે તે મનુષ્યના મસ્તક ઉપર પોતાની ફણાઓને પસારી છે. આ દૈવી આકૃતિની પાછળ એક વૃક્ષ છે કે જે વડનું ઝાડ જણાય છે. એમ જણાય છે કે, આ મનુષ્યની (દેવની) આકૃતિ એ બુદ્ધની મૂર્તિનો નમૂનો હોવો જોઇએ."

જૈનધર્મના સ્વરૂપથી તદ્દન અજ્ઞાત હોવાના કારણે જોન માર્શલે આ આકૃતિને બુદ્ધની જણાવી છે. વસ્તુતઃ આ આકૃતિ ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની જ છે એમાં શંકા નથી, કેમકે આવી આકૃતિ સાથે બુદ્ધજીવનની કોઈ ઘટનાનો સંબંધ હજી જાણવામાં આવ્યો નથી. આ સિવાય કેટલાક સિક્કાઓ ઉપર 'જિનેન્દ્રમૂર્તિ' વગેરે નામો હોવાનું જણાય છે. બીજી કેટલીક સામગ્રીમાં પણ જૈન ચિહ્નો હોવાનું કહેવાય છે.

હિંદીભાષામાં પ્રગટ થતી 'વિશ્વ ભારતી' (પૃ. ૪૬૪)માં આ હકીકતનું સમર્થન કરતાં જે સૂચન કર્યું છે, તેનું શબ્દશઃ ભાષાંતર આ છેઃ 'મોહેન્-જો-દારોથી મળેલી સામગ્રીમાં કાયોત્સર્ગસ્થ આસનવાળી મૂર્તિ મળી છે, જેની કંઈક સરખામણી ભગવાન 'જિન' સાથે કરી શકાય.'

---

૧. 'પ્રેમી અભિનંદન ગ્રંથ'માં "જૈન ગ્રંથોમેં ભૌગોલિક સામગ્રી ઔર ભારતવર્ષમેં જૈનધર્મકા પ્રસાર." પૃ. ૨૬૨

આ આકૃતિમાં ઉત્કીર્ણ ઘટના વિશે જૈન ગ્રંથોમાં વર્ણન છે કે– "શ્રીપાર્શ્વનાથ ભગવાન એક વખત વિચરતા તાપસાશ્રમે આવ્યા હતા અને ત્યાં કૂવાની પાસે વડના ઝાડ નીચે રાત્રિએ પ્રતિમા ધારણ કરીને રહ્યા હતા; આ અવસરે દુષ્ટ મેઘમાલી દેવે આવીને શ્રીપાર્શ્વનાથ ભગવાનને સિંહ, વીંછી વગેરે વિકુર્વીને ઉપસર્ગ કર્યા છતાં અડગ જોઈને મેઘ વિકુર્વીને કલ્પાંત કાળના મેઘની જેમ વૃષ્ટિ કરવા માંડી. આથી ક્ષણવારમાં જ ભગવાનની નાસિકાના અગ્રભાગ સુધી પાણી આવી પહોંચ્યું. આ જ વખતે ધરણેન્દ્રનું આસન કંપાયમાન થયું અને પટરાણીઓ સાથે આવીને ધરણેન્દ્રે ભગવાનને ફણાથી આચ્છાદિત કર્યા. ત્યાર પછી ધરણેન્દ્રે અવધિજ્ઞાનથી મેઘમાળીને ઉપદ્રવ કરતો જાણીને તેની તર્જના કરવાથી મેઘમાળી પણ ભગવાનને નમીને શરણે થયો અને પોતાના સ્થાને ચાલ્યો ગયો."[2]

આ ઘટના જ ઉપર્યુક્ત આકૃતિમાં ઉત્કીર્ણ થયેલી છે.[3]

મોહેન્-જો-દારોમાંથી મળી આવેલી સામગ્રી ઈ. સ. પૂર્વે સવા પાંચ હજાર વર્ષની મનાય છે પરંતુ આ આકૃતિ કયા સમયની હશે તે હજી જાણવામાં આવ્યું નથી.

★

## ૨૧૪. હાલા

(કોઠા નંબર : ૩૯૦૮)

કરાંચીથી હાલા આવવા માટે ટંડો આદમ નામના સ્ટેશને ગાડી બદલવી પડે છે. ટંડો આદમથી ૧૬ માઈલ દૂર હાલા નામનું સ્ટેશન છે. સ્ટેશનથી ૦ાા માઈલ દૂર ગામ છે, અહીં ત્રણ મહોલ્લામાં થઈને બધા શ્વેતાંબર મૂર્તિ-પૂજક ભાઈઓ રહે છે. તેમાં બીજા કોઈની વસ્તી નથી તેમની લગભગ ૨૫૦ માણસોની વસ્તી છે. મહોલ્લાના રસ્તાઓ વગેરે જગાની માલિકી અહીંના શ્રીસંઘની છે. તેની સાફસુફીનું કામ પણ જૈનો પોતાના ખરચે જ કરાવે છે. એટલે આ ત્રણ મહોલ્લામાં મ્યુનિસિપાલીટીનો કોઈ જાતનો હક્ક નથી. જાણે ત્રણ મહોલ્લાઓનું એક નાનું સરખું જૈન ગામ હાલામાં વસાવ્યું હોય એવી કલ્પના એને જોતાં થઈ આવે છે.

આ જૈન મહોલ્લામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી જૈન મંદિર આવેલું છે. મંદિરની બધી પ્રતિમાઓ છૂટી જ છે; કેમકે આ પ્રદેશમાં મુસલમાનોનું જોર હોવાથી પ્રસંગે તોફાન થાય તો એ મૂર્તિઓને તરત ખસેડી શકાય, એ દૃષ્ટિએ પ્રતિમાઓને સ્થિર કરેલી નથી. આ મંદિરમાં સં. ૧૩૭૯ની સાલનું ધાતુનું સમવસરણ છે અને સં. ૧૩૮૦ની સાલની અંબિકાદેવીની મનોહર ધાતુમૂર્તિ છે. જૈન મૂર્તિવિધાનની દૃષ્ટિએ અંબિકાદેવીની મૂર્તિ નમૂનારૂપ અને ફોટા લેવાલાયક છે. એ બંને પરના લેખો ક્રમશઃ આ પ્રકારે છે:–

(૧) "सं० १३७९ मार्ग व० ९ आ। जिनचंद्रसूरिशिष्यैः श्रीजिनकुशलसूरिभिः श्रीसमवसरण (णं) प्रतिष्ठितं कारितं सा० वीजडसुतेन सा० पातासुश्रावकेण ॥"

(૨) "॥९०॥ सं० १३८० कार्तिक सु० १४ श्रीजिनचन्द्रसूरिशिष्यैः श्रीजिनकुशलसूरिभिः श्रीअंबिका प्रतिष्ठिता ॥"

અહીં એક પુસ્તકભંડાર પણ છે.

★

## ૨૧૫. ઉમરકોટ

(કોઠા નંબર : ૩૯૦૯)

છોર સ્ટેશનથી મોટરરસ્તે ૧૨ માઈલ દૂર ઉમરકોટ ગામ છે. સમ્રાટ અકબરનો જન્મ આ ગામમાં જ થયો હતો. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૪૦ માણસોની વસ્તી છે

બજારમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું ઘરદેરાસર છે. હાલમાં કેટલીક પ્રાચીન મૂર્તિઓ મળી આવી છે તેથી એક મોટું જૈન મંદિર બંધાવવાની શ્રીસંઘ ધારણા રાખે છે એમ સાંભળ્યું છે.

★

૨. 'કલ્પસૂત્ર–સુબોધિકા' સૂત્ર : ૧૫૮.

૩. વિસ્તાર માટે જુઓ: 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ : ૧૫, અંક : ૪.

# દક્ષિણ ભારત અને મહારાષ્ટ્રની મંદિરાવલી

---o---

જૈનોના સાડી પચીસ આર્યદેશોમાં દક્ષિણના પ્રદેશોનું નામ મળતું નથી એથી જણાય છે કે, ભગવાન મહાવીરના સમયથી લઈને સમ્રાટ સંપ્રતિ( ઈ. સ. પૂ. ૨૮૯ )ના સમય સુધી આ પ્રદેશ જૈન સાધુઓના વિહારને યોગ્ય નહોતો. સંપ્રતિએ દક્ષિણાપથ[1] જીતી લઈ આંધ્ર, દ્રવિડ આદિ પ્રદેશોમાં સાધુઓનો વિહાર સુખપૂર્વક થાય એ માટે સૈનિકોને મોકલી તે તે સ્થાનોને વિહારયોગ્ય બનાવ્યાં હતાં. એ જ હેતુથી તેણે ઠેર ઠેર જૈન મંદિરો પણ બંધાવ્યાં હતાં. એ પછી જ ઉત્તર તેમજ પૂર્વ ભારતની માફક દક્ષિણ ભારત પણ જૈનધર્મનું કેંદ્ર બની ગયું.

ઉત્તર ભારતમાંથી જૈનો પશ્ચિમ તરફ આવી વસ્યા તેમ તેમાંનો કેટલોક ભાગ પૂર્વમાં ઓરિસા થઈને અને કેટલોક સમૂહ માલવા થઈને દક્ષિણમાં જઈ વસ્યો.

શરૂઆતમાં પશ્ચિમ ભારતમાં જૈનોના શ્વેતાંબર અને દિગંબર એમ બંને સંપ્રદાયોનું અસ્તિત્વ હોય એમ જણાઈ આવે છે. પાછળથી પશ્ચિમ ભારતમાં શ્વેતાંબરોની મુખ્યતા રહી છે; એ જ પ્રમાણે દક્ષિણમાં પહેલાં તો બંને સંપ્રદાયો હતા પણ પાછળથી ત્યાં દિગંબરોનું જ પ્રાધાન્ય રહ્યું હોય એમ લાગે છે. નિર્વસ્ત્ર દિગંબર મુનિઓને ઉષ્ણ-પ્રધાન પ્રદેશોની હવા પણ ખૂબ અનુકૂળ આવી, તેથી જ તેમણે દક્ષિણમાં પોતાનું કેંદ્ર જમાવ્યું.

દક્ષિણ ભારતમાંથી મળી આવેલી સામગ્રીના[2] આધારે એમ કહી શકાય કે મદ્રાસ, કુર્ગ, હૈદ્રાબાદ, મૈસુર, મહારાષ્ટ્ર આદિ પ્રદેશોમાં જૈનધર્મીઓ ઈ. સ. પૂર્વેથી હતા અને તેમણે પોતાના ધર્મને ઉન્નત બનાવવાના ભગીરથ પ્રયાસો કર્યા હતા. પરિણામે અહીંના કેટલાયે રાજવંશો ઉપર તેમણે પોતાનો પ્રભાવ પાથર્યો, જેના કારણે કેટલાયે રાજવીઓએ જૈનોનાં પવિત્ર સ્થાનોને કેટલાંક દાન અને આશ્રય આપ્યાની હકીકત શિલાલેખો અને તામ્રશાસનોમાંથી જણાઈ આવે છે. કેટલાક શિલાલેખો તામિલના મદુરા અને રામાનદ જિલ્લામાંના જૈન મંદિરના ખંડિયેરોની પાસેથી મળી આવ્યા છે, જે શિલાલેખો અશોકના સમયની બ્રાહ્મીલિપિમાં છે પણ તે હજી સુધી પૂરેપૂરા ઊકેલી શકાયા નથી.

દક્ષિણના પશ્ચિમથી પૂર્વ કાંઠાના સમસ્ત દ્વીપકલ્પ ઉપર જૈનધર્મનો પ્રભાવ ફરી વળ્યો હતો. શિલાલેખો અને અવશેષો ઉપરથી જણાય છે કે, સમગ્ર મહારાષ્ટ્ર, કાનડી અને તેલુગુ પ્રદેશોમાં ઠેઠ ઓરિસા સુધી જૈનધર્મે પોતાનો પ્રભાવ પાથર્યો હતો.

કાનડી ભાષાનું પ્રાચીન સાહિત્ય અધિકાંશે જૈનાચાર્યોના જ હાથે ખેડાયેલું મળે છે અને તામિલ ભાષાનું સાહિત્ય પણ જૈન વિચારોથી ખૂબ પ્રભાવિત થયેલું છે. 'કુરલ—તિરુકુરલ' નામનું તિરુવલ્લુરનું કાવ્ય પહેલા સૈકાનો સર્વશ્રેષ્ઠ ગ્રંથ ગણાય છે. એ ગ્રંથ નિર્વિવાદ જૈન વિદ્વાને રચેલો છે. એ પછી 'સિલપ્પધિકરમ્' અને 'મણિમેખલઈ'નામના ગ્રંથો પણ પ્રસિદ્ધ છે. આ પૈકીનું 'સિલપ્પધિકરમ્' જૈન ઇલ્લંકો—આદિગલકૃત છે અને 'મણિમેખલઈ' કુલવનિકન સત્તનર નામના બૌદ્ધે રચેલું છે. એ બંને વિદ્વાનો મિત્રો હતા જૈન કર્તા રાજવંશી હતો. બૌદ્ધ કૃતિ જો કે પહેલી કૃતિ છે, છતાં તેમાં ઉક્ત જૈન કૃતિના નાયક અને નાયિકાનું છેલ્લું પ્રકરણ આવે છે. આ બૌદ્ધ કૃતિમાં પણ જૈન-ધર્મ સંબંધી ઉલ્લેખ છે. જૈન કૃતિમાં તો નિર્ગ્રંથો અને તેમના મઠોના પુષ્કળ ઉલ્લેખો છે. આ ઉપરથી જણાય છે કે તે વખતે દક્ષિણ હિંદમાં જૈનધર્મનો વિકાસ ઘણો થઈ ચૂક્યો હતો.

---

૧. "तेण दुरज्जविसयो अंधा दामिला य ओयविया।"—નિશીથચૂર્ણિ.

૨. Mysore and koorga Gazeteer, Apigraphia Karnatica.

જૈનોના ઓપદેશિક અને કાવ્યસાહિત્ય ઉપરાંત આગમિક સિદ્ધાંતોને દાર્શનિક રૂપ દેવામાં દક્ષિણ ભારતનો ફાળો મહત્ત્વનો છે. સ્વામી સમંતભદ્ર, અકલંક અને વિદ્યાનંદ જેવા દાર્શનિકોએ જૈનદર્શનને અજેય બનાવવા માટે પોતાની પ્રતિભાને પ્રજ્વલિત કરી અનેકાંતવાદ જેવા સર્વદર્શનસમન્વયી સ્વતંત્ર દર્શનની ગૌરવપૂર્ણ મહત્તા વધારવાનું કાર્ય કર્યું હતું; જેના પરિણામે અનેક વિદ્વાનો, રાજવીઓ જૈનધર્મ પ્રત્યે આકર્ષાયા અને ઓપદેશિક સાહિત્યથી જૈનધર્મ લોકધર્મ બની શક્યો.

જૈન સાહિત્યની હકીકતો પુરવાર કરે છે કે, લગભગ પહેલા–બીજા સૈકાથી લઈને આઠમા સૈકા સુધી જૈનધર્મ એ દક્ષિણ ભારતમાં પ્રબળ શક્તિશાળી અને સર્વોપરિ હતો. પરાક્રમી મોટા રાજાઓના રાજવંશીઓનો તે કુળધર્મ જ નહિ પરંતુ સાધારણ લોકોમાં તે પ્રચલિત ધર્મ હતો. આ ક્રિયાશીલ ધર્મ સામે ઘણા પ્રહારો થયા છતાં તે વિજયી બની રહ્યો.

વિક્રમની શરૂઆતમાં મહારાષ્ટ્રની રાજધાનીના નગર પ્રતિષ્ઠાન (પૈઠણ)માં સાતવાહન નામે જૈનધર્મી રાજા હતો. એના સમયમાં આર્ય કાલકસૂરિ ઉજ્જૈનથી વિહાર કરી પર્યુષણાપર્વ ઉજવવા નિમિત્તે આવ્યા હતા. ઈંદ્ર મહોત્સવ અને પર્યુષણા પર્વ પાંચમના એક જ દિવસે આવતા હોવાથી સાતવાહન રાજાની વિનતિથી શ્રીકાલિકાચાર્યે પર્યુષણાનું પર્વ ચોથના દિવસે ઉજવવાનું ઠરાવ્યું જે આજદિન સુધી ચોથના દિવસે જ મનાય છે. અહીં શ્રીમુનિસુવ્રતસ્વામીની જીવંતસ્વામી મૂર્તિ હતી. અહીં શ્રાવણ સુદિ પ્રતિપદાના દિવસે શ્રમણપૂજા નામનો મોટો ઉત્સવ પણ ઉજવાતો હતો. પ્રતિષ્ઠાન વિદ્યાનું પણ મોટું કેંદ્ર હતું. મહારાષ્ટ્રી પ્રાકૃતનો ઉપયોગ શ્વેતાંબર ગ્રંથોમાં કરવામાં આવ્યો છે તે ઉપરથી અને 'છેદ' સૂત્રોની ટીકામાં મહારાષ્ટ્રના અનેક રીતરિવાજોનું વર્ણન જોતાં આ પ્રદેશમાં જૈન સાધુઓની બહુલતાનું સૂચન મળે છે. શ્રીપાદલિપ્તસૂરિએ (ત્રીજા સૈકાની આસપાસ)[3] પ્રતિષ્ઠાનના રાજાને રાજસભામાં અનેકવાર ઉપદેશ કર્યો હતો. મતલબ કે, સંપ્રતિએ આ પ્રદેશોમાં જૈનધર્મનો પ્રચાર કર્યો એ પછી મહારાષ્ટ્ર જૈનધર્મનું કેંદ્રધામ બની ગયો હતો. જ્યોતિષી ભદ્રબાહુ અને વરાહમિહિર જે શક સં. ૪૨૭માં વિદ્યમાન હતા, તે બંને ભાઈઓએ પ્રતિષ્ઠાનમાં જ જૈન દીક્ષા લીધી હતી; જેમાંના ભદ્રબાહુસ્વામીએ આ પ્રદેશમાં જૈનધર્મનો પ્રચાર કરવામાં પોતાની વિદ્વત્તાનો ભારે યોગ આપ્યો હતો.

મહારાષ્ટ્રની પૂર્વ–દક્ષિણમાં આવેલો તેલુગુ ભાષાનો સમગ્ર પ્રદેશ આંધ્ર અથવા તેલંગણ કહેવાય છે. આ પ્રદેશમાં જૈનધર્મ મૌર્યકાલ પહેલાંથી હોય એવું શેષગિરિરાવ ધારે છે પરંતુ મૌર્ય સંપ્રતિએ અને તે પછી ખારવેલે આ પ્રદેશમાં જૈનધર્મનો પાયો ઉત્તરોત્તર દૃઢ કર્યો જે લગભગ સાતમા સૈકામાં આવેલા ચીનીયાત્રી હુએનત્સાંગ સુધી બરાબર સ્થિર હતો. તેણે જૈનોનાં ઘણાં મંદિરો અને મઠો નિહાળ્યા હોવાની હકીકત પોતાના પ્રવાસવર્ણનમાં નોંધી છે.

'આંધ્ર કર્ણાટક જૈનધર્મ' નામક પુસ્તકમાં જૈન અવશેષોની અનેક વાતો છે. એક અંગ્રેજ એંજિનિયરે એક જૈન કેંદ્રસ્થાન ગોદાવરી નદીના કાંઠા પર જૈનગાંવ નામક ગામમાં હોવાનું શોધી કાઢ્યું છે. જૈનગાંવમાંથી અનેક જૈન મૂર્તિઓ મળી આવી છે. ત્યાંથી ૭ માઈલ દૂર રામગુંડમ્‌માં એક સુંદર મંદિરનું દ્વાર છે તે જૈન લાગે છે, તેની સામેનું સીતારામ મંદિર પણ જૈન હોવાનું જણાય છે. ધાન્યકટકનું અમરેશ્વર મંદિર જૈન કે બૌદ્ધ મંદિર હતું. વરંગલના કકટિય ગણપતિએ જૈનો પર જુલમ ગુજાર્યો તે સમયે આ પરિવર્તન થયું હશે. દક્ષિણમાં જૈનોના કળાયુક્ત મંદિરોનો નાશ મુસલમાનોએ નહિ પણ મોટે ભાગે હિંદુઓના કોઈ સંપ્રદાયના હાથે થયો છે. આંધ્રદેશમાં રાજમહેંદ્રીના રાજરાજ નરેન્દ્રના સને ૧૦૨૨માં ગાદીએ આવ્યા પછી જૈનધર્મને વધારે ક્ષતિ પહોંચી.

મૈસુર જે કર્ણાટકનું ખરું હૃદય છે ત્યાં બીજા સૈકાથી બારમા સૈકા સુધીના ૧૦૦૦ વર્ષ સુધી જૈનધર્મની ચાલુ ઇતિહાસપરંપરા અબાધ રહી છે. કર્ણાટકમાં છ રાજવંશો થયા. ગંગ, કદંબ, રાષ્ટ્રકૂટ, ચૌલુક્ય, કલચૂરી અને હોયસાલ.

સિંહનંદી નામના જૈનાચાર્યની કૃપાથી માધવ કોંગુનોવર્માએ કર્ણાટકમાં ગંગ રાજ્યની સ્થાપના ઇ. સ. ના બીજા સૈકામાં કરી. આ ગંગવંશીઓએ લગભગ અગિયારમા સૈકા સુધી મૈસુરના મોટા ભાગ ઉપર અને તેની પાસે આવેલા પ્રદેશો ઉપર રાજ્ય કર્યું. એ રાજાઓના શિલાલેખો પશ્ચિમમાં કુર્ગથી લઈને પૂર્વમાં ઉત્તર આર્કાટ સુધી અને દક્ષિણમાં મૈસુરની છેક દક્ષિણ સીમાથી લઈને ઉત્તરમાં બેલગામ જિલ્લા સુધીના પ્રદેશોમાંથી મળી આવે છે.

ગંગવંશના માધવ, હિરિગ, કિરિય માધવ, રાજા મારસિંહ (બીજો), રાચમલ્લ (ચોથો) વગેરે જૈન રાજાઓ

૩. "પ્રભાવક ચરિત" ભાષાંતર–"પ્રબંધપર્યાલોચન" પૃ૦ ૩૪.

હતા. ગંગ રાજવીઓના મહામાત્ય ચામુંડરાયે જૈનધર્મના પ્રચારમાં સર્વાધિક ફાળો આપ્યો હતો. તેણે શ્રવણબેલગોલામાં ઈ. સ. ના ૯૮૦માં શ્રીઅરિષ્ટનેમિનું મંદિર અને પહાડમાં કોરીને ગોમટેશ્વરની વિશાળકાય ( ૬૦ ફીટ ઊંચી ) પ્રતિમા બનાવી. આ મૂર્તિ આજે પણ અત્યંત સુંદર છે. એને દૂરથી કે પાસે રહીને જુઓ તોપણ એનાં અંગ-પ્રત્યંગ એવાં જણાય કે ક્યાંય કશી ખામી નજરે ન પડે. કળાની દૃષ્ટિએ આ જૈન પ્રતિમાનો નમૂનો અદ્ભુત ગણાય છે. ચામુંડરાય વિદ્વાન પણ હતો. તેણે 'ચામુંડપુરાણ' નામક ગ્રંથમાં તીર્થંકરોનું ચરિત આલેખ્યું છે.

શિવામર (બીજા)ના સમયમાં ગંગવંશનું પતન શરૂ થયું અને ચોલ રાજા રાજેન્દ્રે ઈ. સ. ૧૦૦૪ માં ગંગવંશની રાજધાની તલકાદને જીતી લીધા પછી એ વંશ અને જૈનધર્મને ભારે હાનિ પહોંચી. એ પછી ગંગવંશીઓ બીજે સ્થળે બારમા સૈકા સુધી વિદ્યમાન હતા.

કદંબવંશના રાજાઓ મોટે ભાગે જૈનધર્મી હતા. તે વંશના ઉત્તરોત્તર રાજાઓએ જૈન ગુરુઓ અને મંદિરોને અનેક દાનપત્રો આપ્યાં તે પરથી પણ તેમના કુળધર્મની સાબિતી મળે છે. એ વંશના પહેલા રાજા કાકુસ્થવર્માએ તેના સેનાપતિ શ્રુતકીર્તિદ્વારા જૈનોને કોઈ જમીનનું દાનપત્ર આપ્યું હતું. તેનો પૌત્ર મૃગેશવર્મા, જે પાંચમી સદીમાં વૈજયંતીમાં રાજ્ય કરતો હતો, તેણે એક (કાલવંગ) ગામને ત્રણ ભાગોમાં વહેંચી આપ્યાનું દાનપત્ર આપેલું છે. તેમાં જણાવ્યા પ્રમાણે એક ભાગ આર્હત મંદિરો માટે, બીજો ભાગ અર્હત્પ્રરૂપિત સદ્ધર્મના ઉપાસક પ્રસિદ્ધ તપસ્વીઓ માટે જેમનો સંઘ શ્વેતપટ મહાશ્રમણસંઘ નામે સંબોધાતો હતો તેને, અને ત્રીજો ભાગ નિર્ગ્રંથ મહાશ્રમણ સંઘ માટે આપ્યો હતો.[૪] આ દાનપત્ર ઉપરથી આ પ્રદેશમાં પાંચમી સદીમાં પણ જૈન શ્વેતાંબર સાધુઓ પર્યાપ્ત સંખ્યામાં હોવાનું જણાય છે.

મૃગેશવર્મા પછી રવિવર્માએ આસંદી નામક ગામ સિદ્ધાયતનની પૂજાને માટે અને સંઘની પરિવૃદ્ધિ માટે ભેટ કર્યાનું દાનપત્ર આપ્યું છે.[૫] તેના પુત્ર હરિવર્માએ વારિષેણાચાર્યને વસંતવાટક નામે ગામ આપ્યાનું એક તામ્રપત્ર પરથી જણાય છે. આ વંશના દેવવર્માએ યાપનીય સંપ્રદાયને સિદ્ધકેદાર ગામના ચૈત્ય માટે ભૂમિ અર્પણ કર્યાનું પ્રમાણ એક તામ્રપત્ર આપે છે.

રાષ્ટ્રકૂટવંશના રાજાઓની રાજધાની નાશિક પાસે આવેલા મોરખંડમાં હતી; તે પછી નવમા સૈકામાં પોતાની રાજધાની હૈદ્રાબાદ રાજ્યમાં આવેલા માલખેડમાં બદલી. રાષ્ટ્રકૂટ રાજાઓમાં અમોઘવર્ષ પહેલો (ઈ. સ. ૮૧૫–૮૭૭) જૈનાચાર્ય જિનસેન અને તેમના શિષ્ય ગુણચંદ્રનો ઉપાસક હતો. અમોઘવર્ષ જૈનધર્મનો ભારે પુરસ્કર્તા નિવડ્યો તેના પુત્ર કૃષ્ણ બીજાએ ઇલોરામાં કૈલાસ ગુફા કોતરાવી એ ઉપરથી તે રાજા શૈવ હોવાનું જણાય છે. એ એક વિચિત્ર વાત છે કે, કૃષ્ણ બીજાના માંડલિક પૃથ્વીવર્માએ સૌદત્તિમાં પોતાના રાજ્યાભિષેક વખતે (શક સં. ૭૯૭) જૈન મંદિરને દાન કર્યું હતું. માલગુંડ (ધારવાડ જિલ્લા)ના જૈન મંદિરના એક લેખમાં વણિક વૈશ્યે શક સં ૮૨૪ માં આવું જ દાન કર્યું હતું. તેમજ કૃષ્ણ બીજાનો ભાઈ ખિટ્ટિગ નિત્યવર્ષ જૈનધર્મી હતો. ઇન્દ્ર ચોથો ચુસ્ત જૈન હતો, જે શ્રવણબેલગોલામાં સંલેખનાપૂર્વક મૃત્યુ પામ્યો.

રાષ્ટ્રકૂટ રાજાઓની સંખ્યા વધારે હતી. પશ્ચિમના ચૌલુક્ય રાજા તૈલપદેવે ઈ. સ. ૯૭૩ માં રાષ્ટ્રકૂટ કક્કલને હરાવીને રાષ્ટ્રકૂટ રાજ્ય પર પોતાનું પ્રભુત્વ જમાવી લીધું ત્યારે જૈનધર્મ ઉપર પ્રહારો શરૂ થયા.

વાતાપીમાં રાજ્ય કરતા ચૌલુક્યવંશી પુલકેશી રાજાઓ જૈનધર્મી હતા અથવા જૈનધર્મ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. ડૉ૦ ભાંડારકરે એ વાતને સમર્થન કરતાં જણાવ્યું છે કે– 'જૈનધર્મ બદામીના જૂના ચૌલુક્યોના સમયમાં આશ્રયે આવ્યો, તે વખતે તેમને આશ્રય મળ્યો, એ જૈનમંદિરોને આપેલાં દાનપત્રો ઉપરથી જણાય છે.' ઐહોલ પણ એ વાતને ટેકો આપે છે. જયસિંહ પહેલાના વખતમાં વસુચંદ્ર નામના પ્રસિદ્ધ આચાર્યે 'બાલસરસ્વતી'નું બિરુદ મેળવ્યું. શ્રીવાદિરાજ આચાર્યને જયસિંહે આદરમાન આપ્યું. એ વાદિરાજે તેમની રાજસભામાં 'પાર્શ્વચરિત' રચ્યું. આ ઉપરથી જયસિંહ પહેલો જૈનાચાર્યોના ગાઢ સંબંધમાં આવ્યાનું જણાય છે. જયસિંહના ઉત્તરાધિકારી

૪. Indian Antiquary. Part 7, Page 36–38.

૫. "જૈન સિદ્ધાંત ભાસ્કર" વર્ષ : ૧૫, કિરણ ૧, પૃ. ૧–૫.

પુલકેશી પહેલાએ અલક્ત નગરમાં જૈન મંદિર બંધાવ્યું. આ પુલકેશીએ અશ્વમેધ પણ કર્યો હતો અને જૈન મંદિરને દાનપત્ર પણ આપ્યું હતું. એ પછી કીર્તિવર્મા પ્રથમના રાજ્યમાં પણ જૈનધર્મને તેવો જ રાજ્યાશ્રય ચાલુ રહ્યો.

પુલકેશીઓ પછી પલ્લવો બળવાન થયા. તેમણે વાતાપી ઉપર અધિકાર કરી કાંચી લઈ લીધું. એ રાજાઓના સમયમાં જૈનધર્મને વધારે બળ મળ્યું એ સ્પષ્ટ છે. જૂના પલ્લવ રાજાઓના લેખો મુખ્યત્વે પ્રાકૃતભાષામાં લખાયેલા મળે છે. એ પૈકી એકમાં શિવસ્કંદ (શિવકુમાર)નો ઉલ્લેખ છે ને તેમાં સિદ્ધમ્ શબ્દથી શરૂઆત કરેલી છે જે તેના જૈનત્વનું સૂચન કરે છે. પલ્લવસમ્રાટ મહેન્દ્રવર્મને નિર્માણ કરેલું સિત્તાનવાસલનું જૈન ગુફામંદિર એ વાતનું પ્રમાણ આપે છે.

ચાલુક્યોના માંડલિકો પૈકી મોટા એવા ત્રણ કોંકણના શિલહરો, હલસીના કદંબો અને મૈસુરના હોયસાલ જૈન રાજાઓ હતા. આ રાજાઓ કટોકટીના સમયે પણ જૈનધર્મને આશ્રય આપતા બંધ પડ્યા નહોતા. સૌદત્તિ (બેલગામ પ્રાંત)ના એક જૈન મંદિરને તેમણે દાનપત્ર આપ્યું હતું. તૈલપના પૌત્ર જયસિંહ ત્રીજાએ જૈનોના કેંદ્રધામ પટ્ટિલકેરેમાં પોતાની રાજધાની કરી હતી. કહે છે કે તેની રાણી સુગ્ગલદેવી વીરશૈવ હતી; તેના કારણે તે વીરશૈવ થયો. પછી તેણે જૈનો પર જૂલમ કર્યાની હકીકત 'બસવપુરાણ' અને 'ચન્નબસવ પુરાણ'માં જણાવી છે. આમ છતાં થોડા વખત પછી જૈનોએ રાજ્યાશ્રય મેળવી પોતાની ધાર્મિક સત્તા ફરી જમાવી દીધી હોય એમ સોમેશ્વર પ્રથમ–ત્રૈલોક્યમલ્લે ઈંદ્રકીર્તિ નામના જૈનાચાર્યને આપેલી બક્ષિસ ઉપરથી જણાય છે.

એ પછી ચૌલુક્યો ઉપર ચડાઈ કરનાર, ચોલ રાજાએ શૈવ સંપ્રદાયને વધારવાનો પ્રયત્ન કર્યો. તેણે પુલિગેરે અને લક્ષ્મેશ્વરનાં જૈન મંદિરોનો નાશ કર્યો, પરંતુ સોમેશ્વર બીજાના એક માંડલિકે એ મંદિરોને સમરાવ્યાં. એ પછી કલચૂરી વંશના સેનાપતિ વિજ્જલરાય, જે ચુસ્ત જૈન હતો, તે ચૌલુક્ય સત્તા છીનવી લઈ રાજા થયો ત્યારે તેના મંત્રી બસવે જૈનધર્મ સામે ભયંકર પ્રપંચજાળ ગોઠવી દીધી; પરિણામે વીરશૈવ ધર્મના પ્રબળ જુવારથી જૈનધર્મનો પ્રભાવ ઓસરવા માંડ્યો.

કલચૂરી વંશના રાજાઓ મુખ્યત્વે જૈનધર્મી હતા. તેઓ કલ્યાણીમાં અને ત્રિપુરીમાં રાજ્ય કરતા હતા. કલચૂરી વંશનો આદિપુરુષ બોધરાજ અવશ્ય જૈનધર્મી હતો. એ વંશના શંકરગણ રાજાએ તો સાતમા સૈકામાં કુલ્પાક તીર્થનું જૈન મંદિર બંધાવી, તેમાં શ્રીમાણિક્યસ્વામીની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. એ વંશનો વિજ્જલરાય (ઈ. સ. ૧૧૫૬–૧૧૬૭) જેનો નિર્દેશ અગાઉ કર્યો છે, તે જૈનધર્મી હતો. તેનો મંત્રી બસવ નામે હતો. તેણે પોતાના પ્રચંડબળથી અનેક લોકોને પોતે સ્થાપેલા લિંગાયત ધર્મના અનુયાયીઓ બનાવ્યા. આ લિંગાયતોએ જૈનો ઉપર અસહ્ય જુલમ ગુજાર્યો. તેમના જાનમાલનો નાશ કર્યો, તેમનાં મંદિરો તોડી નાખ્યાં અથવા પોતાના ધર્મમાં ફેરવી દીધાં. આચાર્ય એકાંત રામય્યે જૈનોનાં ૭૦૦ મંદિરોની મૂર્તિઓનો નાશ કરી તેમાં શિવલિંગની સ્થાપના કરી દીધી.

આ લિંગાયતધર્મ જેને વીરશૈવ કહે છે, તે તેલુગુ પ્રદેશોમાં ચૌદમાથી અઢારમા સૈકા સુધી રાજધર્મ બન્યો. એક શિલાલેખ ઉપરથી જણાય છે કે, ઠેઠ સત્તરમા સૈકામાં પણ જૈનો ઉપર તેમણે બળજબરીથી પોતાના ધર્મની અસર પાડવાનો પ્રયત્ન કર્યો હતો. એ હકીકત એવી છે કે, ઈ. સ. ૧૬૩૮માં એક મતાંધ લિંગાયતે હલેબીડમાંના જૈનોની એક બસ્તિ (મંદિરના) સ્તંભ ઉપર શિવલિંગ કોતર્યું. જૈનોએ એ સામે વાંધો લીધો ને છેવટે સંધિ થઈ તેમાં એ શરત મૂકવામાં આવી કે જૈનોએ પોતાના મંદિરમા શવ ક્રિયાકાંડને અનુસરી પ્રથમ ભસ્મ અને તાંબૂલ લાવવાં અને ત્યાર પછી પોતાના ધર્મની ક્રિયા કરવી [૬]

મદુરાના પાંડયવંશના રાજાઓએ જૈનધર્મને આશ્રય આપ્યો હતો એટલું જ નહિ; જૈનધર્મના આચારવિચાર પણ તેમણે કેટલેક અંશે સ્વીકાર્યા હતા. મદુરામાં જૈનધર્મ અગ્રસ્થાને હતો. પાંડ્ય રાજાઓમાં સુંદર નામે રાજા (૧૧ મો સૈકો) જૈન હતો. તેણે ચોલ કન્યા રાજા રાજેન્દ્રની બહેન સાથે લગ્ન કર્યું અને એ રાણીના પ્રભાવથી સુંદરે શૈવધર્મ સ્વીકાર્યો. સુંદર એવો દુરાગ્રહી શૈવ નિવડ્યો કે તેની પ્રજામાં જેઓ શૈવ બન્યા નહિ તેમના ઉપર વિવેકશૂન્ય બનીને જુલમ ગુજાર્યો. જે લોકોએ જૈનધર્મ ત્યજ્યો નહિ એવા આઠેક હજાર પ્રજાજનોને તેણે શૂળીએ ચઢાવ્યા. આ હકીકતનું ચિત્ર ઉત્તર આર્કાટમાં આવેલા તિવતૂર દેવાલયની ભીંતમાં પણ ઉત્કીર્ણ છે.

૬. Rice: Mysore and Koorga. P. 208

પૂર્વ કિનારાના પલ્લવ રાજાઓ ( ઈ. સ. ના ૪ થી ૧૦ સૈકામાં ) પણ જૈનધર્મ તરફ વળેલા હતા. એમની રાજધાની કાંચીમાં જૈનધર્મનું સ્થાન મુખ્ય હતું. પલ્લવરાજા મહેન્દ્રવર્મા જૈન હતો. તેને અપ્પર નામના સંતે શૈવધર્મમાં લીધો. તે પછી એ રાજાએ કડુલોરનું જૈન મંદિર તોડી નાખી શૈવ મંદિર બાંધ્યું.[૭]

દક્ષિણ ભારતમાં શૈવધર્મની સાથોસાથ વૈષ્ણવધર્મને પણ પોતાનું માથું ઊંચકવાની પ્રેરણા મળી. રામાનુજાચાર્યે ( સને ૧૦૫૦–૧૧૩૭ ) હોયસાલ બુદ્ધિદેવને પ્રભાવિત કરી પોતાનો શિષ્ય બનાવ્યો. તેણે જૈનો પૈકી જેઓએ વૈષ્ણવ-ધર્મ સ્વીકારવાની ના પાડી તેમને ઘાણીએ ઘાલીને પીલાવી નાખ્યા.[૮]

ઈ. સ ૧૩૬૮ના એક લેખથી જણાય છે કે, એ પછી પણ વૈષ્ણવોએ જૈનો ઉપર જુલમ ગુજાર્યો હતો. એ લેખની વિગત એવી છે કે, વિજયનગરના રાજા બુક્કરાય પાસે જૈનોએ એવી ધા નાખી કે વૈષ્ણવો તેમને પજવે છે આથી બુક્કરાયે એવી આજ્ઞા કરી કે–' પોતાના રાજ્યમાં બધા ધર્મના લોકોને સમાનભાવે રહેવાની અને સૌને પોતપોતાનો ધર્મ પાળવાની સંપૂર્ણ સ્વતંત્રતા છે.' લેખમાં એમ પણ જણાવ્યું છે કે–શ્રવણબેલગોલામાં ગોમટેશ્વરની પ્રતિમાને કોઈ ભ્રષ્ટ કરે નહિ એટલા માટે ત્યાં ૨૦ માણસોનો ચોકી પહેરો મૂક્યો અને ખંડિત થયેલાં દેવાલયોનો પુનરુદ્ધાર કરવાની આજ્ઞા આપી.[૯]

આમ બ્રાહ્મણધર્મની ચડતીકળાના પરિણામે વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયો નવા સ્વરૂપે બળ પામ્યા અને બંને સંપ્રદાયો જૈનધર્મના ભયંકર શત્રુઓ નિવડયા; જેમણે દક્ષિણ ભારતમાં જૈનધર્મ ઉપર પ્રચંડ પ્રહારો કર્યા. પરિણામે જૈનધર્મના અનેક અનુયાયીઓ એ ધર્મમાં ભળી ગયા અને જૈન મંદિરોનો નાશ થયો, કાંતો જૈન મંદિરો બીજા ધર્મનાં મંદિરોમાં પરિવર્તન પામ્યાં.

જૈન મંદિરોમાંથી પરિવર્તન પામેલાં કેટલાંક મંદિરો જાણવા મળે છે: દા. ત. વિજાપુરનો મલીક કરીમની મસ્જિદ, બેલગામ જિલ્લામાં આવેલા હન્નીકેરીમાં બ્રહ્મદેવનું મંદિર, સતારા જિલ્લામાં આવેલા ફલટણમાં જગેશ્વર મહાદેવનું મંદિર ( ૨૦૦૦ વર્ષ પહેલાંનું જૈન મંદિર ), રત્નાગિરિ જિલ્લામાં આવેલું ચંડીનું મંદિર, નાશિક જિલ્લામાં આવેલા ચાંદવડ પાસેના પર્વત ઉપરની મૂર્તિઓ, અહમદનગર જિલ્લામાં આવેલા પેડગામનું ભૈરવનાથ મંદિર, કોલ્હાપુરમાં આવેલું અંબાઈમાનું મંદિર, ખીદ્રાપુરમાંનું કોપેશ્વરનું મંદિર, પંઢરપુરનું વૈષ્ણવમંદિર અલટાગામનું પહાડ પરનું શૈવ મંદિર વગેરે પ્રાચીન કાળનાં જૈન મંદિરો હતાં. એ મંદિરોમાંનું પ્રાચીન સ્થાપત્ય આ વાતની સાક્ષી પૂરે છે. વળી, હૈદ્રાબાદ જિલ્લાના અનેક ગામોમાં, કલ્યાણી અને તેની આસપાસના ગામોમાં, મૈસુર જિલ્લાનાં અનેક ગામોમાં આજે જે વૈષ્ણવ અને શૈવ મંદિરો છે તે પ્રાચીન કાળનાં જૈન મંદિરોમાંથી પરિવર્તિત કરવામાં આવેલાં છે.

શૈવ અને વૈષ્ણવોના સંઘર્ષભયથી કેટલાંક જિનબિંબોને જૈનોએ જ પોતે જમીનમાં પધરાવી દીધાં હતાં, એની વાત શ્રીજિનપ્રભસૂરિ કરે છે.[૧૦] એ મુજબ : કન્નાણયપુર દક્ષિણના ચોલ દેશમાં શ્રીરંગમ્ ટાપુની ઉત્તરે પાંચ માઇલ દૂર આવેલું છે જેને આજે કન્નૂર કહે છે. એક સમયે હોયસાલ રાજાઓની રાજધાનીનું આ નગર હતું. એ નગરમાં શ્રીજિનપતિસૂરિના કાકા માનદેવ શાહે ભરાવેલી અને શ્રીજિનપતિસૂરિએ સં. ૧૨૩૩માં પ્રતિષ્ઠિત કરેલી ૨૩ પર્વ પરિમાણની પ્રાભાવિક શ્રીમહાવીર ભગવાનની પ્રતિમાને શ્રાવકોએ ગુપ્તસ્થળે વિપુલના પુરમાં સ્થાપી હતી. તે પછી સં. ૧૩૧૧ માં જ્યારે દુષ્કાળના કારણે જાજઓ નામનો સૂત્રધાર આજીવિકા અર્થે અહીં કુટુંબ સાથે આવ્યો ત્યારે સ્વપ્નની સૂચનાથી એ પ્રતિમાના સ્થળને ખોદી કાઢતાં પ્રતિમાને બહાર કાઢવામાં આવી. શ્રાવકોને નિવેદન કરી, જિનચૈત્ય બંધાવી તેમાં એ મૂર્તિને સ્થાપન કરી અને એ સૂત્રધારની વૃત્તિ નિર્ધારિત કરવામાં આવી. પાછળથી આ મૂર્તિને દિલ્હીના જૈન મંદિરમાં સ્થાપન કરવામાં આવી હતી.

---

૭. Rice : Indian Antiquary. 1911, P. 215

૮. રામાનુજાચાર્યના કોઈ સમકાલીન પુરુષે લખેલા 'યતિરાજ–વૈભવ'ના ૯૭ મા શ્લોકમાં જણાવ્યું છે:— '**निष्पिष्टरेखा अपि जैनवर्गाः ॥**'

૯. **Rice : Indian Antiquary**

૧૦. " વિવિધતીર્થકલ્પ "માં ' કન્નાણનયરવીરકલ્પ '

મહારાષ્ટ્રનું સોપારા પ્રાચીન કાળમાં જૈનધર્મનું કેંદ્ર હતું. જૈન શ્રમણોના શૂર્પારિક ગચ્છની ઉત્પત્તિ આ નગરના નામ ઉપરથી અસ્તિત્વમાં આવી હતી. અહીં અનેક આચાર્યો આવ્યાનાં અને કેટલાંયે જૈન મંદિરો વિદ્યમાન હોવાનાં પ્રમાણો મળે છે. આચાર્ય વજ્રસેન, આર્ય સમુદ્ર, અને આર્ય મંગુએ અહીં વિહાર કર્યો હતો. સોપારાથી ૨ માઈલ દૂર આવેલા નાળા ગામમાં એક જૈન મંદિર છે તેમાં ઘણી પ્રાચીન મૂર્તિઓ જોવામાં આવે છે. ચૌદમી સદીના શ્રીજિનપ્રભસૂરિએ સોપારામાં શ્રીઋષભદેવનું મંદિર હોવાનું જણાવ્યું છે. સોપારામાંથી મળી આવેલી કેટલીયે મૂર્તિઓ નાળા અને અગાશીના મંદિરમાં સુરક્ષિત છે. આ મૂર્તિઓમાં એક સ્ફટિકની મૂર્તિ પણ છે.[11]

કાળ અને સંઘર્ષે અહીંનાં જૈન મંદિરો અને જૈનોની વસ્તીને હાનિ પહોંચાડી પણ અંતરાલે પડેલાં કેટલાંયે મંદિરો સુરક્ષિત છે અને બીજા પ્રાંતો કરતાં દિગંબર જૈનોની સંખ્યા આ પ્રદેશમાં હજી અધિક પ્રમાણમાં કાયમ છે; એની વિસ્તૃત માહિતી 'મદ્રાસ મૈસુર પ્રાંતકે જૈન સ્મારક'માં આપેલી છે. શ્વેતાંબર જૈન મંદિરો આ પ્રદેશમાં અત્યારે છે તે તો ગુજરાત–મારવાડથી વેપાર નિમિત્તે ગયેલા જૈનોએ બંધાવેલાં પાછલા કાળનાં છે. પ્રાચીનકાળનાં શ્વેતાંબર મંદિરો શૈવો, વૈષ્ણવો કે દિગંબરોએ અપનાવી લીધાં હોય એમ જણાય છે.

અમે દક્ષિણના પ્રદેશમાં રહેલી કેટલીક જૈન ગુફાઓનો આમાં પરિચય આપ્યો છે. એ ગુફાઓ શ્વેતાંબર અને દિગંબર બંને પ્રકારના સાધુઓ ઉપયોગમાં લેતા હતા. કેટલીક ગુફાઓમાંથી મળી આવતા લેખો તો આ પ્રદેશમાં દિગંબરોની પ્રધાનતાના કારણને જ આભારી છે. એક ગુફામાંથી મળેલા પાંચમા સૈકાના મૃગેશવર્માનો શિલાલેખ એ વાતનું સમર્થન કરે છે, જેમાં શ્વેતાંબર, દિગંબર અને આર્હત મંદિરને માટે કાલબંગ ગામની ઉપજનો ભાગ વહેંચી આપવામાં આવ્યો હતો. આર્ય કાલકસૂરિએ મહારાષ્ટ્રની એક ગુફામાં નિવાસ કર્યાનો ઉલ્લેખ પણ એ વાતનો બીજો પુરાવો છે. વળી, અહીં ઐતિહાસિક દૃષ્ટિએ એ ખુલાસો કરવો જરૂરી છે કે, મૂર્તિઓ નગ્ન હોવા માત્રથી તે દિગંબર સંપ્રદાયની છે એમ માની લેવા જેવું નથી, કેમકે શ્વેતાંબરો નગ્ન અને અનગ્ન બંને મૂર્તિઓને માનતા આવ્યા છે, જેનું પ્રમાણ મથુરાના કંકાળી ટીલામાંથી નીકળેલી મૂર્તિઓ અને શિલાલેખોથી પુરવાર થાય છે. એ નગ્ન મૂર્તિઓ ઉપર શ્વેતાંબરાચાર્યોએ પ્રતિષ્ઠા કર્યાના લેખો પ્રાપ્ત થયા છે

આ પ્રદેશમાંથી જે પ્રાચીન મૂર્તિઓ પ્રાપ્ત થયેલી છે તેને મૂર્તિવિધાન શાસ્ત્રની દૃષ્ટિએ જોવાની જરૂરત છે. વળી, સિત્તાનવાસલ, અમ્મલાસલ, ગુડીવાડા, કુલ્પાક તીર્થ, ઈલોરા, મદ્રાસ મ્યુઝિયમ, હૈદ્રાબાદ મ્યુઝિયમ, બેઝવાડા મ્યુઝિયમ વગેરે સ્થળોમાં રહેલી જૈન મૂર્તિઓ અને શિલ્પોનો કળા અને ઇતિહાસની તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવામાં આવે તો શ્વેતાંબર જૈનોના ઇતિહાસમાં નવું પ્રકરણ ઉમેરી શકાય એવી સામગ્રી વિદ્વાનોને જણાઈ આવશે.

સિંહલદ્વીપમાં પણ જૈનધર્મનો પ્રચાર થયો હોય એમ બૌદ્ધોના 'મહાવંશ કાવ્ય'થી જણાય છે. એ કાવ્યનો કર્તા મહાનામ ઈ. સ. ના પાંચમા સૈકામાં થઈ ગયો. તેણે પોતાના સમયમાં રાજા પણ્ડુકાભયની રાજધાની અનુરાધપુરમાં નિર્ગ્રંથ સાધુઓનાં દેવાલયો અને ઉપાશ્રયો હોવાની હકીકત નોંધી છે. એ ઉપરથી એટલું તો માનવું જ ઘટે કે સિંહલદ્વીપમાં ઈ. સ. ના પાંચમા સૈકા પૂર્વે જૈનધર્મે પ્રવેશ કર્યો હતો જે પાંચમા સૈકા સુધીમાં ખૂબ વિકાસ પામી ચૂક્યો હતો.[12]



૧૧. શ્રી. રણછોડલાલ ધ. જ્ઞાની: 'સુવાસ'–'સોપારાના પ્રાચીન અવશેષોની શોધ' ૧૯૩૯ –ચૈત્ર માસનો અંક.

૧૨. M. S. Ramswami Ingar–South Indian Jainism, P. 32

# ૨૧૬. પૂના

(કોઠા નંબર : ૩૯૧૦–૩૯૧૭)

પેશ્વાઓની પ્રાચીન રાજધાનીના પૂના નગરમાં આજે લશ્કર અને સીટી વિભાગમાં મળીને કુલ ૫૭૨૦ જેટલા જૈનોની વસ્તી છે. દક્ષિણમાં શ્વેતાંબર જૈનોની વસ્તીવાળું આ જ મુખ્ય નગર છે. ૨ ઉપાશ્રયો અને કુલ ૧૦ જૈન ધર્મશાળાઓ છે. અહીં કુલ ૮ મંદિરો મોજુદ છે. આમાંથી છાવણીમાં ૨, વાનવડીમાં ૧, કોરેગાંવ રોડ પર ૧ અને શહેરમાં ૪ મંદિરો છે.

૧. સાચાપીર સ્ટ્રીટમાં ત્રણ માળનું સુંદર અને ભવ્ય મંદિર ઘૂમટબંધી છે. એના રૂપેરી દરવાજામાં પ્રવેશતાં મંદિરને ઘેરા રંગથી સુશોભિત બનાવેલું જોવાય છે. શહેરમાં આવેલા મોટા ગોડીજીના મંદિર જેવું જ આ મંદિર રમણીય છે. ઉપરના માળમાં મૂળનાયક શ્રીવાસુપૂજ્યસ્વામી છે. આ પ્રાચીન મૂર્તિ ખંભાતથી લાવવામાં આવી છે. અહીં પાષાણના સુંદર શિલ્પ–નમૂનાઓ પણ છે. તેના ઉપર ઘૂમટબંધી શિખર છે. નીચેના માળમાં વ્યાખ્યાન હોલ છે. આ મંદિર સં. ૧૯૪૮માં બંધાવાયેલું કહેવાય છે પરંતુ અગાઉ આ સ્થળે એક પ્રાચીન મંદિર હતું જેમાં ધાતુપ્રતિમા વિરાજમાન હતી.

૨. સોલાપુર બજારમાં આવેલું શ્રીશાંતિનાથ ભગવાનનું ઘર દેરાસર બીજે માળે છે. સં. ૧૯૬૯ માં આ મંદિર બાંધેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૪૬૪ નો પ્રાચીન લેખ છે.

૩. વાનવડી બજારમાં આવેલું શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર ઘૂમટબંધી છે. સં. ૧૯૪૭ માં આ મંદિર બાંધવામાં આવ્યું હતું. મૂળનાયક ઉપર સં. ૧૫૦૩ નો લેખ છે.

૪. પૂના કેમ્પ કોરેગાંવ રોડ નં. ૬ ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘર દેરાસર બીજે માળે છે. શેઠ ફકીરચંદ પ્રેમચંદે સં. ૧૯૯૯ માં આ મંદિર બંધાવ્યું છે. મૂળનાયક ઉપર સં. ૧૫૬૬ નો લેખ છે.

૫. પૂના શહેરમાં વેતાળપેઠમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું સૌથી પ્રાચીન, મોટું, અને ઘૂમટબંધી મંદિર છે પણ બહારથી જોતાં એની કલ્પના આવી શકે તેમ નથી.

આ શ્વેતાંબરીય મંદિર વિશે કહેવાય છે કે, એક પ્રાચીન મંદિર જો કે, શહેરથી બહાર કલેવાયરમાં હતું પણ શહેરમાં જૈન મંદિર બાંધવાની રજા પેશ્વાઓએ આપી નહોતી. એ માટે જૈનોનો પ્રયત્ન ચાલુ હતો. લગભગ સને ૧૭૫૦ માં અહીં શંકરાચાર્ય અને જૈનાચાર્યનો ભેટો થયો અને લાંબી ચર્ચા પછી એમ નક્કી થયું કે બ્રાહ્મણો જ્યાં વસતા ન હોય ત્યાં એક નાના મકાનમાં જૈન મંદિર બાંધવું. આથી પેશ્વાઓએ આ સ્થળે મંદિર બાંધવાની રજા આપી.[1] એ પછી આ ભવ્ય અને સુશોભિત મંદિર મજબૂત દીવાલના કોટથી ઘેરાયેલું અને મોટા દરવાજાવાળું સં. ૧૭૫૦ લગભગમાં બાંધવામાં આવ્યું. અંદરના ભાગમાં સુંદર રંગોથી ચિત્રકામ કરેલું છે. કેટલીક દીવાલો સુંદર શિલ્પ–નમૂનાઓથી અલંકૃત છે. પહેલે માળે મૂળનાયક શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન પ્રતિમા છે, જે શ્યામવર્ણી અને પ્રમાણમાં નાની છે. શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની પ્રાચીન પ્રતિમા પણ ફણાયુક્ત વિરાજમાન છે. એ સિવાય બીજી ધાતુ–પાષાણની પ્રતિમાઓ પણ ઘણી છે. ભોંયરામાં પાંચ મૂર્તિઓ છે : તેમાં એક ચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિ છે, તે શંખેશ્વર પાર્શ્વનાથની મૂર્તિ કરતાં પ્રાચીન છે. પહેલી મૂર્તિ ઉપર સં. ૧૫૪૬નો લેખ જોવાય છે.

શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર પણ આમાં ભેળવી દીધેલું છે. તેમાં એક પદ્માવતી દેવીની અને શ્રીમણિભદ્ર યક્ષની મૂર્તિ છે. શ્રીઋષભદેવ ભગવાનનાં ચરણોની સ્થાપના પણ કરેલી છે.

મંદિરમાં આઠ ગભારાઓ છે. મંદિરનો ઉપરનો ભાગ નીચેના ભાગ કરતાં અર્વાચીન છે.

---

1. Bombay Gazetteer, XVII, Part III, Poona 1885, P. 340

૬. શુક્રવાર પેઠમાં આવેલું શ્રીઆદીશ્વર ભગવાનનું ભવ્ય મંદિર બે માળનું શિખરબંધી છે. તેને 'ઓશવાળોનું મંદિર' કહે છે. મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનના કાનના કુંડલ તથા મુકુટ નીલમમણિના બનાવેલા છે. આમાં સુંદર રંગનું કામ કરેલું છે. બીજે માળે શ્રીપાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે.

૭. શુક્રવાર પેઠમાં આવેલું શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી મંદિર બે માળનું છે, જે પોરવાડોએ બંધાવેલું હોવાથી 'પોરવાડોનું મંદિર' કહેવાય છે. મંદિર સાદી બાંધણીનું છે. બંને માળમાં મૂર્તિઓનો પરિવાર છે.

૮. લક્ષ્મીરોડ પર મોતી માણેક મેન્શનમાં આવેલું ઘર દેરાસર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે.

શુક્રવાર પેઠમાં પાર્વતીય ટેકરી પાસે એક દાદાવાડી આવેલી છે. આ દેરાસરમાં મૂર્તિઓ નથી પણ ચરણપાદુકાઓ પધરાવેલી છે. મુખ્ય દેરાસરની પાછળ સંગેમરમરની એક સુંદર પાદુકા શ્રીહીરવિજયસૂરિની છે, જેના ઉપર સં. ૧૮૩૫ નો લેખ છે. દેરાસરની દીવાલમાં સ. ૧૯૯૯ નો લેખ છે. અહીં કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાએ મેળા ભરાય છે.

આ સિવાય ૦।। માઈલ દૂર આવેલા શિવાજીનગરમાં અને ત્યાંથી ૦।। માઈલ દૂર આવેલા ખડકીમાં પણ ઘર દેરાસરો છે.



## ૨૧૭. જુન્નેર

(કોઠા નંબર : ૩૯૨૬-૩૯૨૭)

પૂનાથી ૫૦ માઈલ દૂર મોટર રસ્તે આ ગામ આવેલું છે. ગામમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૭૫ ઘરો છે. ૧ ઉપાશ્રય, ૧ ધર્મશાળા, ૧ લાયબ્રેરી અને ૧ મહારાષ્ટ્ર જૈન વિદ્યાભવન નામનું છાત્રાલય છે. ગામમાં ૨ જૈન મંદિરો છે.

૧. બુધવાર પેઠમાં મૂળનાયક શ્રીઅમીઝરા પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર ભવ્ય અને વિશાળ છે. મૂળનાયકની પલાંઠીમાં સં. ૧૯૨૧ નો લેખ છે.

૨. પણસુંબામાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર લગભગ ૧૫૦ વર્ષ જૂનું છે.



## ૨૧૮. નાશિક

(કોઠા નંબર : ૩૯૬૦-૩૯૬૩)

નાશિકરોડ સ્ટેશનથી છ માઇલ દૂર નાશિક ગામ ગોદાવરીના કાંઠે વસેલું છે. આ ગામ વૈષ્ણવોના યાત્રાધામ તરીકે થયું એ પહેલાં શ્રીપદ્મપ્રભસ્વામીના જૈનતીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું હતું. શ્રીપદ્મપ્રભુસ્વામીના નામ ઉપરથી આનું પ્રાચીન નામ પદ્મપુર હતું. જૈન ગ્રંથોમાં આનું બીજું નામ કુંભકારકૃત બતાવવામાં આવ્યું છે. આ નગરના નાશની કથા રામાયણ, જાતક કથાઓ તેમજ જૈનોના નિશીથચૂર્ણિ ગ્રંથમાં આલેખેલી છે. ચૌદમી શતાબ્દીના 'પ્રભાવકચરિત'માં 'નાસિક્યપુર'નો ઉલ્લેખ કરેલો છે. આજે અહીં જૈન શ્વેતાંબરોનાં ૫૦ ઘર છે. ૨ વિશાળ ઉપાશ્રયો અને ૩ મંદિરો મૌજુદ છે.

૧. ચાંદવડકર ગલીમાં શ્રીધર્મનાથ ભગવાનનું મંદિર સં. ૧૯૬૪ માં બાઈ હીરાબાઈ મોતીચંદે બંધાવ્યું છે. આ મંદિરમાં ૧ સ્ફટિકની અને ૧ ચાંદીની મૂર્તિ પણ બિરાજમાન છે.

૨. પાર્શ્વનાથ ગલીમાં ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. મૂળનાયકની પલાંઠી નીચે સં. ૧૫૪૮ ની સાલનો લેખ છે. આ દેરાસરમાં શ્રીઆદિનાથ ભગવાનની એક ધાતુમૂર્તિ પ્રાચીન છે. મંદિરમાં માનભદ્રજીનું સ્થાન છે. આ મંદિર ઘણું પ્રાચીન છે.

૩. શેઠ દીપચંદ ન્યાલચંદના બંગલામાં શ્રીસુવિધિનાથ ભગવાનનું ઘર દેરાસર છે. સં. ૧૯૬૮ માં આ મંદિર શેઠ દીપચંદે બંધાવ્યું છે.

## નાશિક પાસેની જૈન ગુફાઓ :

નાશિકથી પશ્ચિમ દિશામાં ૬ માઈલ દૂર જૈનોની પ્રાચીન સમારકોના નામક ગુફાઓ છે. આમાં ત્રીજી ગુફામાં રહેલા એક શિલાલેખમાં પ્રથમ 'सिद्धम्' શબ્દ આલેખ્યો છે જે જૈનત્વનું સૂચન કરે છે અને તેમાં જ अयकालाकियाम શબ્દ કોતરેલો છે. સંભવતઃ આ શબ્દ આર્ય કાલક વિશે વાપરેલો અશુદ્ધ શબ્દ હશે.

આપણે કાલકચાર્યની કથાઓથી જાણીએ છીએ આર્ય કાલકસૂરિએ દક્ષિણમાં વિહાર કર્યો હતો. તેમણે પ્રતિષ્ઠાન (પૈઠણ)માં ચતુર્માસ કર્યું હતું અને નિમિત્તશાસ્ત્રનો અભ્યાસ પણ આ પ્રદેશમાં રહીને જ કર્યો હતો;[1] આથી સંભવ છે કે, આર્ય કાલકસૂરિએ એ અભ્યાસ માટે કોઈ ગુફાનો આશ્રય લીધો હોય અને તેમનું નામ શિલાલેખસ્થ થયું હોય એવું અનુમાન છે.

પાંડુલેના નામની અગિયારમી ગુફામાં નીલવર્ણી પદ્માસનસ્થ શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. આ મૂર્તિ ૨ ફીટ ૩ ઈંચ ઊંચી છે.

## અંજનેરીની ગુફાઓ :

નાશિકથી ૧૪ માઈલ દૂર અંજનેરીમાં એક ઊંચી પહાડીમાં નાની નાની જૈન ગુફાઓ છે, જેમાં પદ્માસનસ્થ જૈન મૂર્તિઓ છે. એક નાના દ્વાર ઉપર પણ જિનપ્રતિમાઓ કોરેલી છે. અંદરની એક પડસાલ મંદિરરૂપે હોય એમ જણાય છે. બીજી નાની જૈન ગુફાના દ્વાર ઉપર શ્રીપાર્શ્વનાથની મૂર્તિ છે. આ પહાડી નીચે જૈન મંદિરોનાં અવશેષો પડેલાં છે. આમાંના એક મંદિરમાં શિલાલેખ પણ છે.

## ચાંદોડની ગુફા :

નાશિકથી ઉત્તર તેમજ પૂર્વ દિશાએ ૩૦ માઈલના અંતરે અને લાસન સ્ટેશનેથી ઉત્તરમાં ૧૪ માઈલ દૂર ચાંદોડ નામનું ગામ છે. આ ગામ પહાડની તળેટીમાં વસેલું છે. ચાંદોડનું પ્રાચીન નામ ચંદ્રાદિત્યપુરી હતું. યાદવવંશના રાજા દીર્ઘપ્રહારે આ નગર વસાવ્યું હતું. યાદવવંશના રાજાઓનો રાજકાળ ઈ. સ. ૮૦૧ થી ૧૦૭૩ સુધી હતો એમ ઇતિહાસથી જાણવા મળે છે.

અહીં આવેલા પહાડની ઊંચાઈ સમતલભૂમિથી ૪૦૦૦–૪૫૦૦ ફીટની છે. પહાડ પર રેણુકા દેવીનું મંદિર છે અને જૈન તીર્થંકરોની મૂર્તિઓ કોતરેલી જોવાય છે. મૂળનાયક શ્રીચંદ્રપ્રભસ્વામી હોવાનું જણાય છે.[2]

## અનકાઈ–ટનકાઈની ગુફાઓ :

નાશિક જિલ્લામાં આવેલા યેવલા તાલુકામાં મનમાડ સ્ટેશનથી ૬ માઈલના અંતરે બે ઊંચા પર્વતો છે, જેને અનકાઈ ટનકાઈના પહાડ કહે છે. ભાષામાં આને અંકઈ તંકઈ પણ કહે છે. પર્વતોની ઊંચાઈ ૩૧૮૨ ફીટ છે. અનકઈ ગામથી ૧૦૦ વારના અંતરે છે.

સત્તરમા સૈકામાં થયેલા વિદ્વાન કવિ મહોપાધ્યાય શ્રીમેઘવિજયજીએ મેઘદૂતસમસ્યા પૂર્તિરૂપે 'મેઘદૂત સમસ્યા-લેખ' નામનું વિજ્ઞપ્તિપત્ર પોતાના ગુરુ શ્રીવિજયપ્રભસૂરિને દીવબંદર મોકલ્યું હતું, તેમાં ઓરંગાબાદથી લઈને દીવબંદર સુધીનો ભૌગોલિક અને પ્રાકૃતિક જ્ઞાનનો પરિચય તેમણે કરાવ્યો છે. તેમાં ૪૭મા શ્લોકમાં તેઓ આ પર્વતનો 'અણુકી–ટણુકી' નામથી નિર્દેશ કરે છે; જેમાં પ્રાચીનકાળે શ્રીપાર્શ્વનાથ ભગવાને આ ભૂમિમાં વિહાર કર્યો હતો, તેથી તેમના ચરણથી પવિત્ર થયેલા આ સ્થળમાં તેમની સ્થાપનાનું સૂચન આ રીતે કર્યું છે:—

" गत्यौत्सुक्येऽप्यणकि–टणकीदुर्गयोः स्थेयमेव, पार्श्वस्वामी स इह विहृतः पूर्वमुर्वीशसेव्यः ।
आपद्रूपे विपदि शरणं स्वर्गिलोकेऽभिवन्द्यमत्यादित्यं हुतवहमुखे संभृतं तद्धि तेजः ॥ "

---

૧. જુઓ: મારી સંપાદિત 'કાલકકથાસંગ્રહ'ની પ્રસ્તાવના.

૨. Archaeological survey of India, vol. XVI, P. 48–51, Bombay–1897.

અનકાઈમાં જૈનોની સાત ગુફાઓ છે. આ સાત પૈકી ચાર ગુફાઓ સંબંધે આપણને જાણવા મળે છે. બાકીની ગુફાઓ ધ્વસ્ત થયેલી છે.[1] ગુફાઓ નાની હોવા છતાં તેનું શિલ્પકામ અતિસુંદર છે. ઘણું શિલ્પકામ ખંડિત થયેલું છે.

(૧) પહેલી ગુફા બે માળની છે. નીચલા માળના આગળના ભાગને બે સ્તંભો ટેકવી રહ્યા છે. બંને સ્તંભોની નીચે એકેક દ્વારપાલની આકૃતિ છે. પરસાલની અંદરનો ચોરસ ખંડ શિલ્પકામથી સુંદર બનાવેલો છે, તેમાં આવેલા ચાર સ્તંભોમાં ચાર હાથવાળી નાની કળામય આકૃતિઓ છે. આ ખંડના ઉપરના માળમાં પણ પરસાલ છે. તેમાં બે સાદા સ્તંભો અને અંદરનો ખંડ તદ્દન સાદો બનાવેલો છે.

(૨) બીજી ગુફા પણ બે માળની છે, જે પહેલી ગુફાને મળતી આવે છે. પડસાલો ઓરડા જેવી છે. નીચેના માળની પડસાલ ૨૬×૧૨ ફીટ લાંબી-પહોળી છે. તેના બંને છેડે બે મોટી આકૃતિઓ છે. જમણી તરફની હાથી ઉપર બેઠેલી પુરુષની આકૃતિને ઇંદ્ર તરીકે ઓળખાવવામાં આવી છે, જે વસ્તુતઃ યક્ષની મૂર્તિ હોવી જોઈએ. તેની પાસે અંબિકાની મૂર્તિ છે. તેને રંગ વગેરે લગાડીને વિકૃત બનાવી દીધી છે. અંદરનો ખંડ ૨૫ ફીટ સમચોરસ છે, તેમાં ૧૩ ફીટ સમચોરસનું મંદિર છે. મંદિરમાં તીર્થંકરની નાની મૂર્તિઓ બિરાજમાન છે. વચ્ચે અર્ધ કોરેલી મૂર્તિ ઊંચા આસન ઉપર વિરાજમાન છે. તેની આસપાસ પ્રદક્ષિણાપથ છે.

નીચેના આગળના ખંડમાં જમણી બાજુએ આવેલી નિસરણી દ્વારા ઉપર જવાય છે. કેટલાંક બાકોરાંમાંથી પ્રકાશ મળી રહે છે. ઉપર બારણામાંથી એક સાંકડા ઝરૂખામાં જવાય છે. ઝરૂખાના બંને છેડે સિંહની આકૃતિઓ કોરેલી છે. અંદરનો ખંડ ૯×૬ ફીટ લાંબો-પહોળો છે. જો કે ચાર સ્તંભો સાથે સમચોરસ ૨૦ ફીટનો ખંડ બનાવવાની જગા રાખેલી જણાય છે. આ ખંડમાં મૂર્તિ માટે આગળ જ બેઠક બનાવી રાખેલી છે.

(૩) ત્રીજી ગુફા પણ બે માળની છે. આગળનો ઓરડો આશરે ૨૫×૯ ફીટ લાંબો-પહોળો છે. એક તરફ આવેલી હસ્તિઆરૂઢ ઇંદ્ર તરીકે ઓળખાવેલી આકૃતિ યક્ષની હશે એમ જણાય છે. આ મૂર્તિ ખંડિત થયેલી છે, તેનો હાથી ઓળખી શકાતો નથી જ્યારે બીજી તરફ અંબિકા દેવીની આકૃતિ વિદ્યમાન છે. તેની પાસે કોઈ પ્રાણી ઉપર આરૂઢ થયેલી હાથમાં લાકડી સાથેની આકૃતિ છે. બીજી આકૃતિ દાઢીવાળી છે. તેના હાથમાં છત્ર છે. પાછળ આમ્રવૃક્ષ કોરેલું છે. એ વૃક્ષના પાંદડાંના બે વિભાગ દર્શાવ્યા છે. આમાં ચામરધર અને ગંધર્વોનાં સ્વરૂપો પણ કોતરેલાં છે, ખંડની ચારે બાજુએ ચાર હાથવાળા પુરુષની ઠીંગણી આકૃતિઓ છે. વચ્ચે શિલ્પ-કોરણીયુક્ત કીર્તિમુખવાળું તોરણ છે.

એક સાદા દ્વારાનો બીજો ખંડ છે. બીજો ખંડ ૨૧×૨૫ ફીટ લાંબો-પહોળો છે. છતને ચાર સ્તંભો ટેકવી રહ્યા છે. મધ્ય ચોરસમાં આલેખેલું કમળ ઘણું જ સુંદર છે. તેને ચાર પાંખડીઓની હાર છે. બહારની બીજી હારમાં સોળ પાંખડીઓ છે. તેમાં મોટે ભાગે સ્ત્રીઓની આકૃતિઓ હોય એમ જણાય છે. ત્રીજી હારમાં ચોવીસ પાંખડીઓ છે. તેમાં વાહન ઉપર વિરાજમાન દેવીઓ પોતાની સહચરીઓ સાથે બતાવી છે. એક અષ્ટકોણવાળા ભાગમાં આખું કમળ દર્શાવ્યું છે. તેની બહાર એક ખૂણામાં એક પગે ઊભેલી એક આકૃતિ છે. બીજા દરેક ખૂણામાં ત્રણ-ત્રણ આકૃતિઓ છે, જેમાં મોટી આકૃતિ વચ્ચે નાચતી હોય અને બે આકૃતિઓ તેની પરિચર્યા કરતી હોય એવું આલેખન કરેલું છે.

પાછલી દીવાલમાં દરેક બાજુએ જિનેશ્વર ભગવાનની પુરુષાકૃતિ મૂર્તિઓ બિરાજમાન કરેલી છે. તેમના બંને છેડે ભક્તનાં સ્વરૂપો આલેખ્યાં છે. નીચે સિંહ, હાથી અને ધર્મચક્ર કોતરેલું છે. તેની નીચે હરણનું લાંછન બતાવેલું હોવાથી આ મૂર્તિ શ્રીશાંતિનાથ ભગવાનની હોય એમ જણાય છે. ભગવાનની છાતીમાં શ્રીવત્સનું ચિહ્ન છે. આ મૂર્તિના મસ્તકના બંને પડખે વિદ્યાધરોની આકૃતિઓ છે. તેના ઉપર બે હાથીઓ દર્શાવ્યા છે. હાથીની સૂંઢ નાની આકૃતિ તરફ વળેલી છે. હાથીઓ ઉપર ચાર પુરુષ અને સ્ત્રીઓનાં રૂપો દર્શાવ્યાં છે. તેના ઉપરના ભાગમાં કીર્તિમુખવાળું અને છ વર્તુલો યુક્ત એક તોરણ વિદ્યમાન છે, આ તોરણ ઉપર ઊંચી કમાનની નીચે સાત આકૃતિઓ બતાવી છે.

એક શ્રીપાર્શ્વનાથની મૂર્તિ છે જે ઉપર્યુક્ત મૂર્તિ કરતાં નાની છે. શ્રીપાર્શ્વનાથની મૂર્તિના મસ્તકે પાંચ નાગેન્દ્ર ફણાઓ દર્શાવી છે અને તેની પાછળ અર્ધ ગોળાકાર છત્ર બતાવ્યું છે. જમણી બાજુએ એક ભક્ત બેઠેલો

1. Gazetteer of the Bombay Presidensy, 1883, Vol. XVI, P. 423–424.; Archaeological survey of western India. 1883, Vol. VI, P. 51,59.

છે અને ડાબી બાજુએ સ્ત્રીની આકૃતિ છે. ઉપરના ભાગમાં હાથ જોડી ઊભેલી એક આકૃતિ છે. વળી, બંને બાજુએ બે આકૃતિઓ હાથમાં પૂજાની સામગ્રી સાથે દર્શાવી છે. નાના ગોખલાઓમાં પણ તીર્થંકર મૂર્તિઓ બિરાજમાન છે.

અંદરના ખંડમાં જવા માટે એક સાદું દ્વાર છે જે સમચોરસ ૧૨ ફીટનું છે. મધ્યમાં મૂર્તિ માટેની જગા ખાલી રાખેલી છે. પાછળના ભાગમાં એક મોટી બારી છે, જે વાટે નીચેના ખંડમાં જવાય છે. આ ખંડમાં મૂર્તિઓ અસ્ત-વ્યસ્ત પડેલી છે. નીચેના ભાગમાં મૂર્તિઓ રાખવાના ગુપ્ત ખંડો છે.

(૪) ચોથી ગુફામાં પડસાલની આગળ બે મોટા ચોરસ સ્તંભો છે. પડસાલ ૩૦×૮ ફીટ લાંબી-પહોળી છે અને અંદરનો દ્વારવાળો ખંડ ૧૮×૨૪ ફીટ લાંબો-પહોળો છે. બે સ્તંભો છતને આધાર આપી રહ્યા છે. બાજુની દીવાલમાં તેમજ આગળ પાછળના ભાગમાં પણ સ્તંભો છે. સ્તંભોની રચના કોરણીયુક્ત છે. પાછલી દીવાલે એક શિલાશય્યા છે. અંદરના ખંડમાં પાછલી દીવાલે મૂર્તિ વિદ્યમાન છે. દીવાલમાં એક કમાનવાળો ગોખલો છે, પણ તે પૂરો બનાવેલો નથી.

પડસાલની ડાબી બાજુના સ્તંભ ઉપર એક લેખ કોતર્યો છે પણ કમનસીબે ઘસાઈ ગયેલો હોવાથી વાંચી શકાતો નથી. તેની લિપિ અગિયારમી-બારમી શતાબ્દીની જણાય છે.

બીજી ગુફાઓ મોટે ભાગે પૂરાઈ ગઈ છે અને વધુ ખંડિત થયેલી છે. ગુફાઓનાં બારણાં અવશ્ય જોવાય છે. આમાંની એક ગુફાના મંદિરમાં જિનમૂર્તિ વિદ્યમાન છે.



## ૨૧૯. અહમદનગર

( કોઠા નંબર : ૩૯૭૮-૩૯૭૯ )

મનમાડ જંકશનથી રેલ્વે લાઈન અહમદનગર સુધી જાય છે. સ્ટેશનથી ૧॥ માઈલ દૂર અહમદનગર શહેર આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૫૦ ઘરો છે. ૨ ઉપાશ્રયો, ૧ ધર્મશાળા અને ૨ જૈનમંદિરો છે.

૧. ગુજરગલીમાં મૂળનાયક શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. આમાં ૧ ચાંદીની પ્રતિમા અને સં. ૧૨૨૩ ની સાલની પ્રાચીન ધાતુપ્રતિમા પણ છે.

૨. કાપડ બજારમાં શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. આ મંદિરમાં બીજે માળે એક શ્યામ પાર્શ્વનાથ પ્રભુની આરસમૂર્તિ પ્રાચીન છે.



## ૨૨૦. સતારા

( કોઠા નંબર : ૪૦૧૧-૪૦૧૨ )

પૂનાથી હરિહર સુધી જતી રેલ્વે લાઈનમાં સતારારોડ સ્ટેશન છે. આ સ્ટેશનથી ૧૧ માઈલ દૂર સતારા શહેર આવેલું છે. શહેરમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૧૦ ઘરો છે. ૧ ઉપાશ્રય અને ૨ જૈનમંદિરો વિદ્યમાન છે.

૧. મહાશિવપેઠમાં શ્રીઆદિનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર બીજે માળે આવેલું છે. મૂળનાયકની પલાંઠીમાં સં. ૧૯૩૧ ની સાલનો લેખ છે.

૨. મંગળવારપેઠમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર છે. મૂળનાયકની મૂર્તિ મનોહર છે. આ મંદિર સં. ૧૭૫૦ માં શેઠ કિસનદાસ લક્ષ્મણદાસે બંધાવેલું છે.



## ૨૨૧. કરાડ

(કોઠા નંબર : ૪૦૩૧)

પૂનાથી હરિહર જતી રેલ્વે લાઈનમાં કરાડ સ્ટેશન છે. સ્ટેશનથી ૪ માઈલ દૂર કરાડ ગામ આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૭૫ ઘરો છે. ૨ ઉપાશ્રયો, ૧ ધર્મશાળા, ૧ લાયબ્રેરી અને ૧ જૈનમંદિર છે.

રવિવારપેઠમાં મૂળનાયક શ્રીસંભવનાથ ભગવાનનું શિખરબંધી વિશાળ મંદિર છે. મૂળનાયકની પલાંઠી નીચે સં. ૧૬૮૨ નો લેખ છે. આમાં ૩ ચાંદીની પ્રતિમાઓ પણ છે.

*

## ૨૨૨. સાંગલી

(કોઠા નંબર : ૪૦૪૦-૪૪)

પૂનાથી હરિહર સુધી જતી રેલ્વે લાઈનમાં મીરજ જંકશન છે. ત્યાંથી એક નાની રેલ્વે લાઈનમાં સાંગલી સ્ટેશન છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર ગામ આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૧૦૦ ઘરો છે. ૧ ઉપાશ્રય અને ૩ જૈનમંદિરો છે.

૧. હાઈસ્કૂલરોડ ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘર દેરાસર છે. મૂળનાયકની પ્રતિમા મનોહર છે. આમાં ૨ ચાંદીની મૂર્તિઓ છે.

૨. ઉપર્યુક્ત મંદિરની નજીકમાં શેઠ ચતુરદાસ પિતાંબરદાસને ત્યાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું ઘર દેરાસર શેઠ મોતીચંદ ખીમચંદે સં. ૧૯૨૫ માં બંધાવેલું છે.

૩. ગણપતિપેઠમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘર દેરાસર છે. સં. ૧૯૬૦ માં શેઠ બાબુભાઈ રતનચંદે બંધાવેલું છે. આમાં ૧ ચાંદીની પ્રતિમા પણ છે.

*

## ૨૨૩. કુંભોજ

(કોઠા નંબર : ૪૦૪૮)

કોલ્હાપુરથી ૧૩ માઈલ દૂર હાથકલંગડા સ્ટેશનથી ઉત્તરમાં ૪ માઈલ દૂર કુંભોજ નામે ગામ છે. ત્યાં એક જૈન ધર્મશાળા છે. અહીં શ્વેતાંબર જૈનોની વસ્તી નથી.

પાસે આવેલી નાની ટેકરી પર શ્રીજગવલ્લભ પાર્શ્વનાથ ભગવાનનું ભવ્ય મંદિર ત્રણ માળનું છે. આ ટેકરીને 'બાહુબલીની ટેકરી' કહે છે. ડુંગર ઉપર ચડવાને પાકો પગથિયાબંધી માર્ગ બંધાવેલો છે. ગિરિ ઉપર એક શ્વેતાંબર ધર્મશાળા છે અને દિગંબરીય બાહુબલી આશ્રમ છે.

શ્વેતાંબર મંદિરના વચલા માળમાં શ્રીજગવલ્લભ પાર્શ્વનાથ ભગવાન મૂળનાયક છે. મૂળનાયકની પલાંઠી પર સં. ૧૯૨૬ નો લેખ છે. મંદિરમાં ચાર દેરીઓ છે. બે દેરીઓમાં તીર્થંકર પ્રતિમાઓ છે જ્યારે બીજી બે પૈકી એકમાં પદ્માવતી દેવી અને બીજીમાં મણિભદ્ર યક્ષની મૂર્તિઓ છે. સં. ૧૩૨૩ ની સાલની એક પ્રાચીન ધાતુપ્રતિમા છે. નીચે ભોંયરામાં શ્રીઅજિતનાથ ભગવાન છે, અને ત્રીજે માળે શ્રીચંદ્રપ્રભ પ્રભુ છે.

સં. ૧૯૨૬ ના મહા સુદિ ૭ ને સોમવારના રોજ અહીં છેલ્લો ઉદ્ધાર થયો છે ને તે વખતે શ્રીવિજયાનંદસૂરિએ પ્રતિષ્ઠા કરાવી છે.

કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાએ અહીં મેળા ભરાય છે.

**હેમકૂટગિરિ :**

પ્રાચીન સ્તોત્રોમાં '**कर्णाटि हेमकूटे**' એવો ઉલ્લેખ થયેલો છે, એ હેમકૂટગિરિ કર્ણાટકમાં બેલારી જિલ્લામાં આવેલો છે. કિષ્કિંધા પર્વતની શ્રેણિઓના એક શિખર પર શ્રીશાંતિનાથ ભગવાનનું તીર્થધામ હતું. તેની આસપાસ કોટ બાંધેલો હતો. આજે આ તીર્થ વિચ્છેદ પામ્યું છે. આ પ્રદેશમાં શોધ કરવામાં આવે તો ઘણાં પ્રાચીન શિલ્પો મળી આવવાની સંભાવના છે.

★

## ૨૨૪. કોલ્હાપુર

(કોઠા નંબર : ૪૦૪૮-૪૦૫૫)

પૂનાથી હરિહર સુધી જતી રેલ્વે લાઈનમાં મીરજ જંકશન છે. ત્યાંથી નાની રેલ્વે લાઈનમાં કોલ્હાપુર સ્ટેશન છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર કોલ્હાપુર શહેર આવેલું છે.

અહીં પ્રાચીનકાળથી જૈનોની વસ્તી હતી. તેમના સંસ્કારો વિશે 'બોંબે ગેઝેટીયર'માં ઉલ્લેખ કરેલો છે કે, અહીંના ખેડુતો નોંધપાત્ર છે. તે મોટે ભાગે જૈન છે. તેમની ધાર્મિક શ્રદ્ધા મહારાષ્ટ્રના પ્રાચીનકાલીન જૈન સંસ્કારોની સાબિતી આપે છે. તેઓ શાંતિપ્રિય અને ઉદ્યોગી છે.[1]

આ હકીકતના પુરાવારૂપ અહીંનું મહાલક્ષ્મીનું પુરાતન મંદિર છે. આ મંદિરનું શિલ્પ-સ્થાપત્ય જૈનમંદિરોને મળતું આવે છે; એટલું જ નહિ આમાંથી મળી આવતા એક શિલાલેખથી જણાય છે કે, અસલ આ શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર હતું;[2] જેનું મહાલક્ષ્મીના મંદિરમાં પરિવર્તન કરવામાં આવેલું છે.

વળી, શહેરમાં બે મઠો આવેલા છે; તેની આસપાસ ઘણી જૈન મૂર્તિઓ મળી આવે છે. અહીંનું અંબામાતાનું પ્રસિદ્ધ મંદિર અસલ જૈન શાસનદેવી પદ્માવતીનું હતું. તેમાંથી મળી આવતા બારમા સૈકાના શિલાલેખો એની સાબિતી આપે છે.

અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૧૧૫ ઘરોમાં ૬૦૦ માણસોની વસ્તી છે. ૧ ઉપાશ્રય, ૧ લાયબ્રેરી અને ૬ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. લક્ષ્મીપુરીમાં મૂળનાયક શ્રીમુનિસુવ્રતસ્વામીનું એક નૂતન શિખરબંધી મંદિર ભવ્ય અને વિશાળ છે. મૂળનાયકની પલાંઠી નીચે સં. ૧૯૯૭ની સાલનો લેખ છે. આમાં ૧ ચાંદીની મૂર્તિ પણ છે.

૨. લક્ષ્મીપુરીમાં શેઠ જોધાજી માસીંગને ત્યાં મૂળનાયક શ્રીમુનિસુવ્રતસ્વામીનું નાજુક ઘર દેરાસર છે, દેરાસરમાં એક માત્ર ચાંદીની મૂર્તિ છે. સં. ૧૯૯૫ માં શેઠ બાબુભાઈ માસીંગે બંધાવવાની શરૂઆત કરી હતી.

૩. લક્ષ્મીપુરીમાં શેઠ જિતરાજજી હિંદુમલજીને ત્યાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું નવીન ઢબનું સુંદર ઘર દેરાસર છે. તેમાં ફક્ત ચાંદીની મૂર્તિ બિરાજમાન છે. સં. ૧૯૯૭માં શેઠ જિતરાજજી હિંદુમલ રાઠોડે આ મંદિર બંધાવવાની શરૂઆત કરી હતી.

૪. વિલ્સનરોડ પર શેઠ તિલોકચંદ લાલાજીને ત્યાં બીજે માળે મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘર દેરાસર છે. આમાં ફક્ત ધાતુની ૧ પ્રતિમા છે. સં. ૧૯૯૫ માં શેઠ તિલોકચંદજીએ આ મંદિર બંધાવવાની શરૂઆત કરી હતી.

૫. ગુજરી બજારમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું એક ઘર દેરાસર છે. આમાં ૧૨ ધાતુમૂર્તિઓ બિરાજમાન છે.

---

૧. Bombay Gazetteer. (1908) Vol. II, P. 51

૨. જુઓ: 'બુદ્ધિપ્રકાશ' સને ૧૯૪૬ એપ્રિલ-જૂનનો અંક: ૨ માં 'મહાલક્ષ્મીનું મંદિર' શીર્ષક લેખ.

૬. શરાફ બજારમાં મૂળનાયક શ્રીધર્મનાથ ભગવાનનું એક ઘર દેરાસર છે. આમાં ફક્ત ૨ ધાતુમૂર્તિઓ બિરાજમાન છે. સં. ૧૯૮૩ માં શેઠ ચેલાજી વનાજીએ આ દેરાસર બંધાવેલું છે.

કોલ્હાપુરથી ૫ માઈલ દૂર જોતીબાનો પહાડ છે. ત્યાં એક મોટી જૈન ગુફા છે. અસલ અહીં એક જૈનવિદ્યાલય હતું.

ખીદ્રાપુરમાં શ્રીઋષભદેવનું મંદિર છે. અહીંનું કામેશ્વરનું મંદિર અગાઉ જૈનમંદિર હતું; એવાં ચિહ્નો એમાંથી જોવા મળે છે.

અલટા ગામના પહાડ પર આજે જે શિવજીનું મંદિર કહેવાય છે તે અસલમાં જૈનમંદિર હતું.

આ સિવાય હેરલા, સાવગ્રામ, બહાની, વડગામ, બીદ વગેરે સ્થળે પ્રાચીન કાળનાં જૈન અવશેષો જોવામાં આવે છે.

**ત્રિંગલવાડીનું ગુફામંદિર :**

ઈગતપુરી જિલ્લામાં ઈગતપુરીથી ૬ માઈલ અને મુંબઈથી ૮૫ માઇલ દૂર એક પહાડી કિલ્લા ઉપર ત્રિંગલવાડી નામનું ગામ છે. આ પહાડી નીચે એક જૈન ગુફા ખંડિત અવસ્થામાં છે.

આ ગુફામાં બે ઓરડાઓ છે. આગળનો ઓરડો ૩૫ ફીટનો છે. ગુફાદ્વારની સામેની છતના મધ્યભાગમાં ગોળાકારે પાંચ માનવાકૃતિઓ કોતરેલી છે, અને બારણા ઉપર મંગળમૂર્તિ તીર્થંકર દેવની પ્રતિમા જોવાય છે. ગુફામાં પદ્માસન ઉપર ત્રણ જિનમૂર્તિઓ કોરેલી છે. અંદરના બીજા ઓરડામાં ભીંત પાસેના ભાગમાં એક પુરુષાકાર જિનમૂર્તિ જણાઈ આવે છે. આ મૂર્તિની છાતીનો ભાગ અને મસ્તક ખંડિત થયાં છે. જ્યારે પગ તેમજ આસનના અવશેષો બચી રહ્યા છે. આસનના મધ્યભાગમાં વૃષભનું ચિહ્ન જોવાય છે, એથી આ મૂર્તિ ઋષભદેવની હોવાનું સ્પષ્ટ થાય છે. ગુફાના ઉત્તર ભાગના ખૂણાની ભીંત ઉપર ખંડિત શિલાલેખ છે, જેમાં સં. ૧૨૬૬ ની સાલ વાંચી શકાય છે. ગુફાના બચી ગયેલા ભાગો ઉપરથી જાણી શકાય છે કે, પુરાતન કાળમાં આખીયે ગુફા સુંદર અને કળામય હતી.[1]



## ૨૨૫. હુબલી

(કોઠા નંબર : ૪૦૬૦-૪૦૬૧)

પૂનાથી હરિહર સુધી રેલ્વે લાઈનમાં હુબલી જંક્શન સ્ટેશન છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર શહેર આવેલું છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોનાં ૧૦૦ ઘરો છે. ૧ વિશાળ ઉપાશ્રય, ૧ ધર્મશાળા, ૧ લાયબ્રેરી અને ૨ જૈન મંદિરો છે.

૧. કંચગાર ગલીમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર ભવ્ય અને વિશાળ છે. મૂળનાયકની પલાંઠી નીચે સં. ૧૯૬૯ ની સાલનો લેખ છે.

૨. ઉપર્યુક્ત મંદિરની નજીકમાં મૂળનાયક શ્રીઅજિતનાથ ભગવવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયકની પલાંઠીમાં સં. ૧૯૭૩ નો લેખ છે. મંદિરમાં ચાંદીની ૪ મૂર્તિઓ પણ છે.



## ૨૨૬. ગદગ

(કોઠા નંબર : ૪૦૬૬-૪૦૬૯)

પૂનાથી હરિહર સુધી જતી રેલ્વે લાઈનમાં હુબલી જંક્શન છે. ત્યાંથી એક નાની રેલ્વે લાઈન ગદગ સુધી જાય છે. ગદગ સ્ટેશનથી ૧ માઈલ દૂર શહેર આવેલું છે. અહીં ૭૦૦ જૈનોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૪ જૈનમંદિરો છે.

૧. Archaeological survey of India, Vol. XVI P. 48, 49, 57, Bombay 1897.

૧. જૂના બજારમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. આ મંદિર કચ્છી ઓશવાલ શ્રીસંઘે બંધાવેલું છે. આમાં ચાંદીની ૪ પ્રતિમાઓ પણ છે.

૨. કાપડ મારકીટની બાજુમાં મૂળનાયક શ્રીશ્રેયાંસનાથ ભગવાનનું ઘર દેરાસર છે. આમાં ૨ ધાતુની અને ૧ ચાંદીની પ્રતિમા છે. મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૫૨૩ ની સાલનો લેખ છે.

૩. દેવસી ખેતસીના બંગલામાં મૂળનાયક શ્રીશીતલનાથ ભગવાનનું નાજુક ઘર દેરાસર છે. આમાં ચાંદીની ૨ પ્રતિમાઓ છે. સં. ૧૯૯૭ ની સાલમાં શેઠ દેવસી ખેતસીએ આ મંદિર બંધાવવાની શરૂઆત કરી હતી.

૪. શેઠ લાલજી લધાના બંગલામાં મૂળનાયક શ્રીપદ્મપ્રભસ્વામીનું ઘર દેરાસર છે. સં. ૧૯૮૦ માં આ મંદિર બાંધવામાં આવ્યું છે. આમાં ચાંદીની ફક્ત ૧ પ્રતિમા છે.



## ૨૨૭. વિજાપુર

(કોઠા નંબર : ૪૦૭૬)

વિજાપુર સ્ટેશનથી વિજાપુર શહેર ૨ માઇલ દૂર છે. અહીં ૪૦૦ જૈન શ્રાવકોની વસ્તી છે અને ૧ ધર્મશાળા છે.

નવા બજારમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. આ મંદિર સં. ૧૯૬૦ માં બંધાવેલું છે. બીજે માળે મૂર્તિઓ છે. મૂળનાયકની સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ એક ભોંયરામાંથી નીકળી આવેલી છે. આ પ્રતિમા દર્શનીય છે.

**બદામીની જૈન ગુફા :**

દક્ષિણ વિજાપુર જિલ્લામાં આવેલું બદામી સ્ટેશનનું ગામ છે. એનું પુરાતન નામ વાતાપી હતું. ઈ. સ. ની બીજી શતાબ્દીમાં આ સ્થાન ઘણું પ્રસિદ્ધ હતું. ગ્રીક લેખક ટોલેમીએ બદામીની નોંધ કરેલી છે. સાતમી શતાબ્દીના ચીની યાત્રી હુએનત્સાંગના સમયમાં અહીં ચૌલુક્ય રાજાઓનો અમલ હતો. અહીં પલ્લવવંશના રાજકાળનો એક પ્રાચીન કિલ્લો છે. છઠ્ઠી શતાબ્દીમાં ચૌલુક્યવંશી રાજા પુલકેશી પહેલાએ પલ્લવો પાસેથી બદામી લઈ લીધું, તે પછી પૂર્વીય અને પશ્ચિમીય ચૌલુક્યોએ ઈ. સ. ૭૬૦ સુધી, રાષ્ટ્રકૂટોએ ઈ. સ. ૭૬૦ થી ૯૭૩ સુધી અને કલચૂરીઓએ અને હોયસાલ વંશના રાજકર્તાઓએ ઈ. સ. ૧૧૯૦ સુધી શાસન કર્યું. દેવગિરિના યાદવોએ ઈ. સ. ૧૧૯૦ થી તેરમી શતાબ્દી સુધી અમલ કર્યો.

બદામીમાં ૩ બ્રાહ્મણી ગુફાઓ છે. તેનાથી કંઈક દૂર એક નાની જૈન ગુફા છે. આ ગુફા સને ૬૫૦ લગભગમાં બની હોય એવું અનુમાન છે.

ગુફાની પડસાલ ૩૧×૧૯ ફીટ લાંબી-પહોળી છે અને ૧૬ ફીટ ઊંચી છે. આગળના ભાગમાં ચાર સ્તંભો ચોરસ આકારના છે. તેના પાછલા ભાગમાં બે છૂટા અને બે જડેલા સ્તંભો છે. તેની પાછળ એક ખંડ ૨૫॥ ફીટ પહોળો અને ૬ ફીટ ઊંચાઈમાં છે. એ ખંડથી ચાર પગથિયાં વટાવીને મંદિરની રચના કરેલી જોવાય છે. મંદિરમાં પાછલી દીવાલે ભગવાન મહાવીરસ્વામીની મૂર્તિ બિરાજમાન છે. એ મૂર્તિની બંને બાજુએ ચમરધારીઓ, સિંહો અને મકરનાં મસ્તકો આલેખ્યાં છે. પડસાલના બંને છેડે ચાર નાગો સાથે શ્રીપાર્શ્વનાથ ભગવાન અને ગૌતમસ્વામીની મૂર્તિઓ વિદ્યમાન છે. શ્રીપાર્શ્વનાથની મૂર્તિ ૭॥ ફીટ ઊંચી છે. તેમની આસપાસ સેવકો બતાવેલા છે. દીવાલ ઉપર તીર્થંકરોની બીજી મૂર્તિઓ આલેખી છે. સ્તંભોમાં અને દીવાલો ઉપર સિંહોની આકૃતિઓ કોતરેલી છે. ગુફાની બહાર પૂર્વ તરફ શ્રીમહાવીરસ્વામીની પદ્માસનસ્થ એક મૂર્તિ છે. આ ગુફાની પાસે એક મોટું સરોવર છે.

**ઐહોળની જૈન ગુફા :**

બદામી સ્ટેશનથી ૧૪ માઈલ અને કટગેરીથી ૧૦-૧૨ માઈલ દૂર ઐહોલ નામે પ્રાચીન ગામ છે. આનું પ્રાચીન

નામ આર્યપુર હતું. અને ૬૩૪ નો લેખ અહીંથી મળી આવે છે. સાતમી–આઠમી સદીમાં પશ્ચિમી ચોલુક્યોની રાજધાનીનું આ શહેર હતું.

આમથી નૈઋત્ય ખૂણામાં એક ખડકવાળી ટેકરી ઉપર જૈન ગુફા આવેલી છે. ગુફાની પડસાલ ૩૨×૭ ફીટ લાંબી–પહોળી છે. પડસાલમાં ચાર ચોરસ સ્તંભો છે. તેની છતમાં મઘર અને ફૂલો વગેરેની કોરણી કરેલી છે. ભીંતની ડાબી બાજુએ સહસ્રફણા શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. તેમની આસપાસ નાગ–નાગિણીઓ પરિચર્યા અર્થે ઊભેલાં જોવાય છે. આ મૂર્તિના છેડે એક જિનમૂર્તિ છે અને બે સ્રીઓ સેવા માટે ઊભેલી બતાવી છે મૂર્તિની પાછળ ઝાડ છે અને તેની ડાળીઓમાં બે આકૃતિઓ બતાવી છે.

પડસાલમાંથી એક દ્વાર વાટે ઓરડામાં જવાય છે. બે સ્તંભોથી પ્રવેશદ્વાર બે વિભાગમાં વહેંચાઈ ગયું છે, ઓરડો ૧૫ ફીટ લાંબો અને ૧૭ ફીટ ૮ ઈંચ પહોળો છે, તેની છતની મધ્યમાં કમળ ઉપસાવેલું છે અને ખૂણાઓમાં બીજા ચાર કમળોની કોરણી છે. કમળની આસપાસ મઘર, માછલાં, ફૂલો અને માનવીનાં માથાં વગેરે બતાવ્યું છે. ખંડના પાછલા ભાગમાં બે દ્વારપાલો પૈકી એકની સેવામાં એક ઠીંગણી સ્રી બતાવ્યાં છે. અંદરનું મંદિર ૮ા ફીટ સમચોરસ છે. મધ્યમાં એક તીર્થંકરની મૂર્તિ બિરાજમાન છે. ઓરડાની ડાબી બાજુએ અને મંદિરની ભીંતો ઉપર સિંહાસનમાં શ્રીમહાવીર પ્રભુ બિરાજમાન છે. પાછલી ભીંતના મધ્યભાગમાં ચમરધારીઓ સાથે બાર આકૃતિઓ બતાવી છે આમાંની કેટલીક આકૃતિઓ હાથી ઉપર બેઠેલી છે. તેઓ પ્રભુના વંદન નિમિત્તે જઈ રહ્યા હોય એવો ભાવ દર્શાવેલો જણાય છે.

અહીં બે શિલાલેખો છે, જેમાંનો એક શક સં. ૫૦૭ અને બીજો સં. ૫૫૬ નો પુલકેશી બીજાના સમયનો છે.[1]

**ઐવલ્લીની જૈન ગુફા:**

કૃષ્ણા નદીના કાંઠે ઉંડાવલ્લી ગામની પાસે ઐવલ્લી નામે ગામ છે. ગામથી દક્ષિણ–પશ્ચિમ દિશામાં એક ખડકવાળી ટેકરી છે. ત્યાંથી ઉત્તર–પૂર્વમાં એક જૈન ગુફા આવેલી છે. ગુફાની આગળનો ભાગ દક્ષિણ–પશ્ચિમ દિશામાં છે.

ગુફાની ઓસરીમાં ચાર થાંભલાઓ છે. ઓસરી ૩૨ ફીટ લાંબી અને ૧૭ા ફીટ પહોળી છે. એની છતમાં ફૂલ અને વેલોની કોતરણી કરેલી છે. ઓરડામાં ડાબી બાજુએ સહસ્રફણા શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. મૂર્તિની જમણી બાજુએ એક પુરુષ અને સ્રી સર્પફણાની નીચે ઊભેલાં છે. બીજી બાજુએ બે સ્રીઓની આકૃતિ કોતરેલી છે. તેની પાછળ વૃક્ષની ડાળીઓ અને બે આકારો દર્શાવ્યા છે.

પડસાલની લંબાઈ ૧૫ ફીટ, પહોળાઈ ૧૭ ફીટ ૮ ઈંચ, અને ઊંચાઈ ૭ ફીટ ૧૧ ઈંચની છે. છતના મધ્ય ભાગમાં એક મોટું કમલ અદ્ધર લટકેલું હોય એવો દેખાવ કોતર્યો છે. બીજા ખૂણાઓમાં ૪ બીજાં કમળોની આકૃતિઓ છે. મધ્યમાં માછલીઓ, ફૂલો અને માનવીનાં મસ્તકોનાં ચિહ્ન દર્શાવ્યાં છે.

પડસાલની પાછળ જમણી તરફ હાથી ઉપર બેઠેલો એક દ્વારપાલ વસ્રાભૂષણથી સજ્જ થયેલો દર્શાવ્યો છે. તેના બે હાથમાં કમળનો આકાર છે. ડાબી બાજુએ એવો જ દ્વારપાલ એક ઠીંગણી સ્રી સાથે હાથમાં પૂજાની સામગ્રી સાથે બતાવ્યો છે.

પડસાલમાંથી ત્રણ પગથિયાં ચડીને એક દ્વારમાં પ્રવેશ કરતાં તીર્થંકર ભગવાનની મૂર્તિ બિરાજમાન જોવાય છે. પડસાલની જમણી તેમજ ડાબી બાજુએ બે ઓરડીઓ બનાવેલી છે તેમાંની એક ઓરડીની ત્રણ દીવાલોમાં સુંદર કોરણી કરેલી છે. મધ્યમાં શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. તેમની પાછળ કેટલાક ભક્તો અને પૂજારીઓ ઊભા છે. પ્રભુની જમણી બાજુએ મસ્તક ઉપરના સર્પની ફણાવાળો એક માનવી પોતાના સેવક સાથે પૂજા કરતો જોવાય છે. એ માનવી પાછળ ૧૨ માણસોની આકૃતિઓ જોવાય છે. એક ખૂણામાં હાથી ઉપર બેઠેલા ૩ ભક્તોની આકૃતિઓ છે. આ ઓરડીમાંના ચિત્રોમાં ચીરા પડેલા છે.[2]

---

૧. Cave temples of India, chapter : 2.

૨. Archaeological survey of the Bombay Presidensy, P. 37, 38.

**કારૂસાની જૈન ગુફા :**

નિઝામ રાજ્યમાં આવેલા કારૂસા ગામથી ૫ માઈલ દૂર પૂર્વદિશામાં એક નાની પણ સીધા ચડાવવાળી એક ટેકરી ઉપર થોડા અંતરે કેટલીક ગુફાઓ આવેલી છે.

પહેલી ગુફાનો આકાર નિયમિત નથી. મોટે ભાગે આ ગુફા પુરાઈ ગઈ છે. આ ગુફાની પાછળ એક ગુફામંદિર છે, જે ૬॥ ફીટ પહોળું અને ૬ ફીટ ઊંડું છે. આની ઉપર પણ એક જ પથ્થરના સ્તંભવાળું નાનું મંદિર છે. કયા સંપ્રદાયનું છે તે જાણવામાં આવ્યું નથી.

ઉપર્યુક્ત ગુફાની ઉત્તર દિશામાં એક બીજી ગુફા છે, જે આગળના ભાગમાં ૨૫ ફીટ પહોળી છે અને ૧૬॥ ફીટ ઊંચી છે. ઉત્તરની દીવાલમાં એક ભોંયરું છે અને દક્ષિણ બાજુની દીવાલમાં પણ એક ભોંયરું છે.

ગુફાની કોઈ પણ દીવાલ સીધી નથી. પાછળના ભાગની દીવાલ ૨ ફીટ ૧૦ ઈંચ જેટલી પાછળના ભાગમાં ઢળી પડેલી છે. આમાં મધ્ય ભાગે તીર્થંકર ભગવાનની મૂર્તિ પદ્માસને સ્થાપન કરેલી છે. એ મૂર્તિની પદ્માસનથી લઈને મસ્તક સુધીની ઊંચાઈ ૬ ફીટ ૧૦ ઈંચ છે.[1]



## ૨૨૮. અમલનેર

(કોઠા નંબર : ૪૧૦૫)

સુરતથી ટાપ્ટીવેલી રેલ્વે લાઈન ભુસાવલ સુધી જાય છે. તેમાં અમલનેર સ્ટેશન છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર શહેર આવેલું છે. અહીં ૧૫૦ જૈનોનાં ઘરો છે. ૧ ઉપાશ્રય, ૧ લાયબ્રેરી અને ૧ જૈન મંદિર છે.

શહેરમાં મૂળનાયક શ્રીગિરૂઆ પાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી ભવ્ય મંદિર બીજે માળે છે. મૂળનાયકની પ્રતિમા મનોહર છે. આમાં ચાંદીની ૮, સ્ફટિકની ૧ અને વેળુની ૧ પ્રતિમાઓ પણ છે.



## ૨૨૯. મદ્રાસ

(કોઠા નંબર : ૪૧૧૬-૪૧૨૦)

મદ્રાસ પુરાણું શહેર છે. તેમાં ૪૦૦૦ જૈનોની વસ્તી છે. ૫ ઉપાશ્રય અને ૫ જૈન મંદિરો છે.

૧. શાહુકાર પેઠ (નં. ૪૦૯) માં શ્રીચંદ્રપ્રભ જિનેશ્વરનું શિખરબંધી મંદિર સં. ૧૯૬૨ માં બંધાવેલું છે.

૨. શાહુકાર પેઠ (નં. ૧૦૭) માં શ્રીચંદ્રપ્રભ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં. ૧૯૭૨ માં બંધાવેલું છે. આ મંદિરમાં સ્ફટિકની એક પ્રતિમા છે.

૩. વેંકટાચલ મુદલી સ્ટ્રીટ ગલીમાં શ્રીચંદ્રપ્રભ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં. ૧૮૧૭ માં બંધાવેલું છે.

૪. શહેરથી ૩ માઈલ દૂર દાદાવાડી નામના સ્થળમાં શ્રીસુમતિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર શ્રીસંઘે સં. ૧૯૮૫ માં બંધાવેલું છે. શ્રીજિનદત્તસૂરિની સ્ફટિકની પ્રતિમા અને બીજી એક ગુરુમૂર્તિ પણ વિદ્યમાન છે.

૫. શહેરથી ૧૦ માઈલ દૂર મોટર રસ્તે રેડહિલ્સ ઊતરીને ૦॥ ફર્લાંગ દૂર આવેલા પડિલ નામના સ્થળમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું ઘૂમટબંધી મંદિર છે.

---

1. Archaeological survey of western India, Vol. III, 1875–76, P. 12,13

આ મંદિરમાં મૂળનાયકની પ્રતિમા પ્રાચીન અને અત્યંત સુંદર છે. અર્ધપદ્માસનસ્થ આ પ્રતિમાની ઊંચાઈ–પહોળાઈ ૬૦x૫૨ ઈંચની છે. પ્રતિમાના બંને ખભા ઉપર કેશવાળીનું ચિહ્ન નથી તેમજ નીચે લાંછન પણ બતાવ્યું નથી, છતાં અહીંના જૈન ભાઈઓ આ પ્રતિમાને શ્રીઋષભદેવના નામથી ઓળખે છે. આ પ્રતિમાનું શિલ્પવિધાન લગભગ દશમા સૈક પહેલાંનું જણાય છે. આવી અલૌકિક મૂર્તિઓ જવલ્લે જ જોવામાં આવે છે.

અહીંના સેંટ્રલ મ્યુઝિયમમાં શિલ્પાવશેષોનો સારો સંગ્રહ છે. જગતભરમાં અજોડ એવી નટરાજની ધાતુમૂર્તિઓ આ સંગ્રહમાં ઘણી છે. બધી મૂર્તિઓ સંવત–તિથિ વિનાની છે. મ્યુઝિયમમાં જૈન શિલ્પ–સ્થાપત્યનો સંગ્રહ પણ છે. તેમાં ૧૭–૧૮ જૈન અવશેષો છે. તેમાંથી માત્ર નોંધપાત્ર ચારેક શિલ્પો ખાસ દર્શનીય છે. (૧) દેવીયગ્રામથી મળી આવેલી લગભગ સાતમા સૈકાની શ્રીમહાવીરસ્વામીની પ્રતિમા, (૨) અર્કાટ જિલ્લાના તિંદીવનમ્ ગામથી મળી આવેલી શ્રીપદ્મપ્રભ ભગવાનની પ્રાચીન મૂર્તિ, (૩) ગોદાવરી જિલ્લામાંથી મળી આવેલી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ, અને (૪) બેલારી જિલ્લામાં પેદ્દુતુંબલમ્ ગામથી મળી આવેલી શ્રીઅજિતનાથ ભગવાનની પ્રાચીન પ્રતિમા વગેરે છે.

આ ઉપરાંત બીજાં પણ સ્થાપત્યો જોવાલાયક છે.



## ૨૩૦. સિત્તાનવાસલ

( કોઠા નંબર : ૪૧૨૧ )

મદ્રાસથી ૨૫૦ માઈલ અને પદુકોટાથી ૧૦ માઈલ દૂર સિત્તાનવાસલ નામે બસો ઝુંપડાંઓનું નાનું ગામ છે. સિત્તાનવાસલ–સિદ્ધઅણ્ણલવાસલ એટલે સિદ્ધ તથા મહાન પુરુષોનું નિવાસ સ્થાન અથવા મહાન સિદ્ધોનું નિવાસ સ્થાન; એવો અર્થ થાય છે. એ ઐતિહાસિક સ્થળ ગામથી ૦ાા માઈલ દૂર આવેલી ટેકરી પર છે; જે સિત્તાનવાસલની ગુફાઓને નામે ઓળખાય છે.

મોટરની સડકથી પગરસ્તે ૦ાા માઈલ જતાં ટેકરીની તળેટીનો ભાગ આવે છે. અહીંથી જ ખડકમાંથી કોરી કાઢેલી ગુફાનો બહારનો ભાગ નજરે પડે છે. સિત્તાનવાસલ ગુફાની આસપાસ નાર્થમલય પર્વત, મલઈયાદી પટી, કુદુમીય મલય અને કુન્નાનદ કોઈલ નામના પર્વતો આવેલા છે. એટલે ચારે બાજુએ આવેલા પર્વતોની વચ્ચે રહેલું આ સ્થાન રમણીય જણાય છે. આજે અહીં કોઈ જૈન વસ્તી નથી પરંતુ પ્રાચીન કાળમાં આ સ્થળ જૈનધર્મનું કેન્દ્ર હોય એમ જણાય છે.

ભોંયતળિયેથી માત્ર ૫૦ કદમ ઉપર ચડતાં ગુફા આવે છે. ગુફામાં ૧૭ શિલાશય્યાઓ છે; જેમાંની કેટલીક પર તો તકિયા પણ લગાવેલા જોવાય છે. કેટલીક શિલાશય્યાઓ તો ચીકણી અને ઘુંટેલી હોવાથી ચળકાટવાળી ( પોલીશદાર ) છે. આમાં જૈન મુનિઓ સમાધિ લગાવતા હશે એમ લાગે છે. પાસે જ બ્રાહ્મી લિપિમાં બીજી શતાબ્દીનો લેખ ઉત્કીર્ણ છે; જેમાં કેટલાક મુનિઓનાં નામ ઉલ્લેખ્યાં છે. ગુફાથી થોડે દૂર એક નાનો પણ ઊંડો કુંડ છે, જેમાં પાણી કદી સુકાતું નથી.

અહીં આવેલું ગુફામંદિર ઇ. સ. ૬૦૦ થી ૬૨૫ માં થઈ ગયેલા પલ્લવસમ્રાટ મહેન્દ્રવર્મન પહેલાએ બંધાવેલું છે, જે અહીંનો શિલાલેખ સાબિતી આપે છે. મહેન્દ્રવર્મને અપ્પારસ્વામીના ઉપદેશથી શૈવધર્મનો સ્વીકાર કર્યો એ પહેલાં તે જૈનધર્મી હતો. આથી જ જૈનધર્મમાં તેની શ્રદ્ધાના પ્રતીકસમું આ ગુફામંદિર બંધાવ્યું. અપ્પારસ્વામી પોતે પણ પહેલાં યાપનીય સંઘના જૈન મુનિ હતા પરંતુ પાછળથી તે શૈવ થયા.

આ મંદિરની રચના દક્ષિણ ભારતમાં રાજા મહેન્દ્રવર્મને રચેલાં અન્ય ગુફામંદિરો જેવી જ છે. અત્યારે મંદિરમાં ગર્ભગૃહ અને અર્ધમંડપ તો પ્રાચીન કાળમાં બનેલાં છે, જ્યારે મુખમંડપ એ કાળના અન્યત્ર પ્રાપ્ત સ્તંભો વડે રાજ્ય તરફથી બનાવેલો છે. વસ્તુતઃ અગાઉ અહીં એક મુખમંડપ હતો; એવું ગુફા પાસેની એક શિલા ઉપર કોરેલા પાંડય શિલાલેખથી જણાય છે; એટલું જ નહિ, એનાં ભગ્નાવશેષો પણ અહીં જ પડેલાં છે આજે પણ જોવાય છે.

અર્ધમંડપ ૨૨½×૭½ ફીટ લાંબો-પહોળો છે અને ૮½ ફીટ ઊંચો છે. અર્ધમંડપની સામેની બાજુએ બે મોટા સ્તંભો તથા બંને ખૂણે બે અર્ધસ્તંભ છે. અર્ધમંડપની છતનો લગભગ ૧½ ફૂટ પહોળો ભાગ સ્તંભોની બહાર કાઢેલો છે. સ્તંભોનો મધ્ય ½ ભાગ અષ્ટકોણ છે, જ્યારે નીચેનો ¼ અને ઉપરનો ¼ ભાગ ચતુષ્કોણ છે. અર્ધસ્તંભોની રચના પણ એવી જ છે. સ્તંભોના વચ્ચેની મહેરાબોની રચના પલ્લવકાલીન કળાનો ખ્યાલ આપે છે. ગર્ભગૃહના દ્વારની બંને તરફ બબ્બે અર્ધસ્તંભો છે. ગર્ભગૃહમાં પ્રવેશ કરવા માટે ૩ પગથિયાં ચડવાં પડે છે. દરવાજો ૫½×૨½ ફીટ ઊંચો-પહોળો છે. ગર્ભગૃહ ૧૦×૧૦ ફીટ લાંબુ-પહોળું અને ૭½ ફીટ ઊંચું છે.

આખુંયે ગુફામંદિર એક સમયે ચારે બાજુએ ભિત્તિચિત્રોથી ભરપુર હતું, જે તેની ભીંતો, છતો, થાંભલાઓ પર રહી ગયેલી રંગોની નિશાનીઓથી પુરવાર થાય છે. અત્યારે તો માત્ર તેના અર્ધમંડપ અને ગર્ભગૃહની અંદરની છતોમાં અને થાંભલાઓના ઉપરના ભાગમાં થોડાં ચિત્રો બચેલાં છે. ચિત્રોમાં પણ અર્ધમંડપની છતમાં આલેખેલું સરોવર, હાથી, હંસો તથા માછલી, પાડો વગેરે જલચર તેમજ સ્થલચર પ્રાણીઓના ચિત્રવાળું ભિત્તિચિત્ર ઉલ્લેખનીય છે. આ ચિત્ર જૈનોના ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના જીવનપ્રસંગને લગતું હોય એમ લાગે છે.[1]

તળાવની એક તરફ બે પુરુષ બતાવેલા છે. તેમાંથી એક જમણા હાથે કમલ ચૂંટી રહ્યો છે અને ડાબા હાથમાં એક ફૂલ રાખવાની છાબડી લટકાવેલી છે. એ લાલ રંગથી બનાવેલું છે. એનો સાથી નારંગી રંગનો છે. તેના એક હાથમાં કમળ છે, અને બીજો હાથ મૃગીમુદ્રામાં છે. એક ત્રીજો પુરુષ નારંગી રંગમાં અલગ બતાવવામાં આવ્યો છે. તેની આકૃતિ અત્યંત સુંદર છે. તેના ડાબા ખભા ઉપર કમળનો એક ગુચ્છો તથા જમણા ખભા પર એક પુષ્પ છે.

વસ્તુતઃ આ ત્રણ પુરુષોની રજૂઆત એમ લાગે છે કે, જે જગાએ તીર્થની સ્થાપના કરવામાં આવી તે સ્થળે ભક્ત જૈનો કુંડ સરોવરમાં સ્નાન કરીને સરોવરનાં કમળો લઈ પૂજા માટે જતા હોય એ સ્વાભાવિક છે, તેથી ચિત્રકારે આ ચિત્રમાં ત્રણેક પુરુષોની રજૂઆત કરી છે.[2]

બંને સ્તંભોના ઉપર સામેની બાજુએ (પશ્ચિમી) ચોખૂણાના ભાગમાં બે નર્તકીઓનું ચિત્ર છે. જમણા સ્તંભ પર ચિત્રિત નર્તકીના ડાબા હાથમાં કમળ અથવા દંડ છે અને જમણો હાથ અભયમુદ્રામાં છે. તેના કાનોમાં પત્રકુંડલ અને હાથોમાં કડાં, ચૂડીઓ વગેરે આભૂષણો છે. ઉત્તરીય સ્તંભની નર્તકીની આકૃતિ અધિક સુંદર છે. તેનો ડાબો હાથ ગજહસ્તામુદ્રામાં તથા જમણો હાથ અભયમુદ્રામાં છે. એ બંને આકૃતિઓના સ્થૂલ નિતંબ, પાતળી કમર અને વસ્ત્રાભૂષણો પરથી તે અપ્સરાઓ હોય એમ જણાય છે. તેમનો કમરથી ઉપરનો શરીરભાગ વસ્ત્રરહિત છે

જમણા સ્તંભની ઉપરના ઉત્તરીય ચોખૂણામાં એક પુરુષ અને એક સ્ત્રીનું ચિત્ર છે. પુરુષ આકૃતિના મસ્તક પર મુકુટ તથા એક કાનમાં પત્રકુંડલ અને બીજા કાનમાં મકરકુંડલ છે. આ ચિત્ર સંભવતઃ આ ગુફાના નિર્માતા મહારાજા મહેન્દ્રવર્મનનું લાગે છે. તેમની પાછળ રહેલી સ્ત્રીનું ચિત્ર મહારાણીનું હોય એમ જણાય છે, જે ઘણુંખરું અસ્પષ્ટ છે.[3] તેમની સામે થોડુંક છેટે તેમના કોઈ સેવકનું ચિત્ર જણાય છે. અર્ધમંડપની બહાર છતના આગળ કાઢેલા ભાગમાં કમળપુષ્પો અને બે સુંદર મોટા હંસોનાં ચિત્રો દોરેલાં છે.

---

૧. શ્રીપાર્શ્વનાથ ભગવાન પોતાની સાધુઅવસ્થામાં વિહાર કરતા કરતા જંગલમાં આવ્યા ત્યારે એક કમળ ભરેલા 'કુંડ' નામના સરોવરના કિનારે કાયોત્સર્ગધ્યાને ઊભા રહ્યા. એ સમયે કુંડ સરોવરની પાસે રહેતા સફેદ હાથીએ પોતાની સૂંઢમાં પાણી ભરીને પ્રભુના ઉપર અભિષેક કર્યો, અને કુંડ સરોવરમાં ઊગેલાં કમળપુષ્પો ચડાવ્યાં. એ જગાએ હાથીનું સંસ્કૃત રૂપ 'કલિ' થતું હોવાથી અને 'કુંડ' નામના સરોવરના કિનારે આ પ્રસંગ બનેલો હોવાથી 'કલિકુંડ' તીર્થની સ્થાપના થયાના 'શ્રીપાર્શ્વનાથ ચરિત'માં ઉલ્લેખો મળી આવે છે. તેજ પ્રસંગ ચિત્રકારે આ ગુફામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ કોરેલી હોવાથી ચીતરેલો હોય એમ જણાય છે.

૨. આ ચિત્રને શ્રીયુત નાનાલાલ ચીમનલાલ મહેતાએ પોતાના "Studies in Indian painting" નામના પુસ્તકમાં ચિત્રપ્લેટ બીજી તરીકે રજૂ કરીને ગંધર્વના ચિત્ર તરીકે ઓળખાવ્યું છે, તે વાસ્તવિક જણાતું નથી.

૩. આ ચિત્રને શ્રીયુત ના. ચી. મહેતાએ "Studies in Indian painting"માં ચિત્રપ્લેટ નં. ૧ માં મહાદેવના ભિત્તિચિત્ર તરીકે ઓળખાવી 'અર્ધનારીશ્વર'ના ચિત્ર તરીકે રજૂ કર્યું છે, પણ તે બરાબર નથી. કારણ કે આ ગુફા સાથે મહાદેવ કે અર્ધનારીશ્વરને કશો સંબંધ નથી. વળી, આમાં સ્ત્રીનું અર્ધું અંગ ચિત્રિત નથી. ત્યારે આને શા ઉપરથી અર્ધનારીશ્વરનું ચિત્ર ગણવામાં આવ્યું હશે ?

આ ગુફામંદિરના ગર્ભદ્વારના અંદરના ભાગમાં ત્રણ અને ગર્ભદ્વારના બહારના અર્ધમંડપમાં બે મળીને કુલ પાંચ અર્ધ પદ્માસનસ્થ, લાંછન વિનાની, સાતમા સૈકાની, ગુપ્તેન્દ્રિય જિનપ્રતિમાઓ છે. આ પાંચ પ્રતિમાઓ પૈકી ગર્ભદ્વારની અંદરની ત્રણે પ્રતિમાના મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્રની આકૃતિઓ કોતરેલી છે. આ પાંચે જિનપ્રતિમાઓનાં માપ આ પ્રમાણે છે:

ગર્ભદ્વારની ત્રણ પ્રતિમાઓ પૈકી ડાબા હાથથી પહેલી પ્રતિમાની પલાંઠીથી પહોળાઈ ૪૦ ઇંચ, શિખા સુધીની ઊંચાઈ ૩૯ ઇંચ અને છત્રસહિત ઊંચાઈ ૪૭ ઇંચની છે. બીજી પ્રતિમાની પલાંઠીથી પહોળાઇ ૩૮ ઇંચ, શિખા સુધીની ઊંચાઇ ૪૦ ઇંચ અને છત્રસહિત ઊંચાઈ ૪૫½ ઇંચની છે. ત્રીજી પ્રતિમાની પલાંઠીથી પહોળાઈ ૩૭ ઇંચ, શિખા સુધીની ઊંચાઇ ૪૦ ઇંચ અને છત્રસહિતની ઊંચાઈ ૪૫½ ઇંચની છે.

ગર્ભદ્વારથી બહારના અર્ધમંડપની પ્રતિમાઓ પૈકી જમણા હાથના ગોખલામાં અર્ધપદ્માસનસ્થ શ્રીપાર્શ્વનાથ ભગવાનના મસ્તક ઉપર નાગરાજની પાંચ ફણાઓ સહિતની જિનપ્રતિમા છે. તેની પલાંઠીથી પહોળાઇ ૩૭ ઇંચ, શિખા સુધીની ઊંચાઈ ૫૦ ઇંચ અને નાગરાજની ફણા સહિતની ઊંચાઈ ૩૭ ઇંચની છે. બીજી પ્રતિમા ડાબા હાથના ગોખલામાં છે. તેની પલાંઠીથી પહોળાઇ ૩૭ ઇંચ, શિખા સુધીની ઊંચાઈ ૪૯ અને મસ્તક ઉપરના દાંડા સહિતના છત્ર સાથેની ઊંચાઈ ૫૩ ઇંચની છે.

મંદિરની બહાર પાસેની એક શિલા ઉપર એક પાંડચ શિલાલેખ છે અને અર્ધમંડપના જમણા સ્તંભ ઉપર પુરાણી તામિલ ભાષામાં આઠમી–નવમી શતાબ્દીનો લેખ છે આથી જણાય છે કે, બીજી શતાબ્દીથી લઈને ઠેઠ નવમી શતાબ્દી સુધી આ તીર્થની સારી નામના હતી.

**અન્નાવાસલ :**

ઉપર્યુક્ત સિત્તાનવાસલ ગુફાથી પગરસ્તે ૦।। માઇલ દૂર અન્નાવાસલ નામનું એક ગામડું છે. આ ગામ પદુકોટા શહેરથી મોટરરસ્તે ૧૫ માઈલ દૂર આવેલું છે.

આ ગામની સીમમાં આવેલા નારિયેળીનાં ઝાડના બગીચામાં બે ખંડિત અર્ધપદ્માસનસ્થ જિનમૂર્તિઓ ખુલ્લી પડેલી છે. આ બંને મૂર્તિઓ પણ લગભગ સાતમા સૈકાની છે. તામિલ પ્રદેશમાં જૈનમૂર્તિઓને 'જૈનવિગ્રહમ્'ના નામે ઓળખવામાં આવે છે. આ બંને જૈન વિગ્રહમ્–જૈનમૂર્તિઓ પૈકીની એક મૂર્તિને ગરદનનો ઉપરનો ભાગ બિલકુલ નથી, પરંતુ બંને ખભા ઉપર કેશવાળી હોવાથી આ મૂર્તિ જૈનોના પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવની હોવી જોઈએ. આ મૂર્તિની પાછળ સાંચીમાંના સ્તૂપના કઠેરા જેવી આકૃતિ તથા અશોકવૃક્ષની આકૃતિઓ કોરી કાઢેલી છે; જે આ મૂર્તિ અરિહંત ભગવાનની હોવાનો પુરાવો આપે છે. આ મૂર્તિની પલાંઠીની પહોળાઈ ૨૩ ઇંચ, ગરદન સુધીની ઊંચાઈ ૨૩ ઇંચ જ્યારે અશોકવૃક્ષ સાથેની ઊંચાઈ ૯૭ ઇંચની છે. મૂર્તિના પાષાણમાં અજાયબી એવી છે કે, એની પાછળના ભાગમાં પૈસાથી જુદી જુદી જગાએ ખખડાવીએ તો જુદી જુદી જાતના સૂરો સંભળાય છે. મૂર્તિના મસ્તક ઉપરના ભાગમાં કમળનો દંડ છે, બંને બાજુએ એકેક ચામરધર પુરુષાકૃતિ છે, મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્રો છે, અને ત્રણ છત્રના ઉપરના ભાગમાં અશોકવૃક્ષની આકૃતિની રજૂઆત કરેલી છે.

ઉપર્યુક્ત મૂર્તિની બાજુમાં જ બીજી મૂર્તિ પણ અશોકવૃક્ષ, ત્રણ છત્ર તથા બંને બાજુના બે ચામરધર સહિતની છે. આ મૂર્તિની પલાંઠીની પહોળાઈ ૧૯ ઇંચ, મસ્તક સુધીની ઊંચાઈ ૨૦ ઇંચ અને અશોકવૃક્ષ સાથેની ઊંચાઈ ૪૪ ઇંચની છે. આ મૂર્તિના મુખનો ભાગ જરા ખંડિત થયેલો છે.

આ બંને મૂર્તિઓ દર્શનીય અને ફોટો લેવાલાયક છે. આવી મૂર્તિઓ મૂર્તિવિધાન શાસ્ત્રની તુલનાત્મક દૃષ્ટિએ પણ અભ્યસનીય છે.

**નાર્થમલય :**

અન્નાવાસલથી ૯ માઇલ દૂર નાર્થમલય નામનો પર્વત છે; જેનું પ્રાચીન નામ અર્હંનમલય હતું; પરંતુ પાછળથી તેના ઉપર હિંદુઓએ કબજો કરી લેતાં જૈનગુફાઓમાં હિંદુ દેવો સ્થાપન કરી દીધા છે, તેથી તેનું નામ નાર્થમલય પાડ્યું છે.

## મદુરા, યાને મલાઈ :

મદુરા શહેરની મધ્યમાં દક્ષિણ ભારતમાં સૌથી મોટું ગણાતું 'મીનાક્ષી મંદિર' આવેલું છે. મંદિરની ચારે દિશામાં ચાર મોટાં ઊંચાં ગોપુરમ્ આવેલાં છે. આ ગોપુરમ્‌ને ફરતી દેવસૃષ્ટિનાં શિલ્પો પૈકી કેટલાંક શિલ્પો ઘણી ઉચ્ચકોટિનાં છે.

મદુરા શહેરથી ૭ માઈલ દૂર 'યાને મલાઈ' નામે એક પર્વત છે. તામિલ ભાષામાં હાથીને 'યાન' શબ્દથી ઓળખવામાં આવે છે. આ પર્વતને દૂરથી જોતાં બેઠેલા હાથી જેવો દેખાય છે તેથી લોકો તેને યાને મલાઈ નામે ઓળખે છે.

પર્વતની તળેટીમાં નૃસિંહાવતારનું નવું જ બંધાવેલું મંદિર છે. તેની નજીકમાં યાને મલાઈ પર્વતની ટેકરી ઉપર જવાનો પગરસ્તો છે. આ પગરસ્તેથી ટેકરી ઉપર માત્ર ૧ ફર્લાંગ જઈએ એટલે ત્યાંના લોકોમાં 'પાંચ પાંડવોની ગુફા'ના નામથી ઓળખાતી એક પ્રાચીન જૈનગુફા આવે છે. આ ગુફામાં આવેલી જૈનમૂર્તિને બદલે ઇ. સ. ૧૯૪૨ માં મહાદેવનું લિંગ નવું જ પધરાવવામાં આવ્યું છે પરંતુ ગુફાના પ્રવેશદ્વારની મોટી શિલાના બારસાખ ઉપર નીચે પ્રમાણેનાં આઠ 'જૈનશિલ્પો' કોરી કાઢેલાં આજે પણ જોઈ શકાય છે.

(૧) એક પદ્માસનસ્થ જિનપ્રતિમા છે, જેના મસ્તક ઉપર બે છત્રો ઉત્કીર્ણ છે. (૨) ઉપર્યુક્ત મૂર્તિની પાસે જ પદ્માસનસ્થ બીજી જિનપ્રતિમા છે. આ પ્રતિમાના મસ્તક ઉપર ત્રણ છત્રો છે અને મસ્તકની બંને બાજુએ એકેક ગંધર્વ આકાશમાંથી અવતરણ કરી રહ્યા હોય એમ દેખાય છે (૩) કાયોત્સર્ગસ્થ મુદ્રામાં ઊભેલા શ્રીપાર્શ્વનાથ ભગવાનના મસ્તક ઉપર ધરણેન્દ્રે વિકુર્વેલી પાંચ ફણાઓ સહિતની એક જિનપ્રતિમા છે આ પ્રતિમાના ઉપરના ભાગમાં જમણી બાજુએ બે હાથ ઊંચા કરીને વરસાદ વરસાવતા કમઠાસુરનું રૂપ દર્શાવ્યું છે. પ્રભુના જમણા પગના નીચેના ભાગમાં કમઠાસુરના ઉપદ્રવનું નિવારણ કરવા આવેલો ધરણેન્દ્ર પ્રભુને વંદન કરતો રજૂ કરેલો છે. પ્રભુના ડાબા પગની નીચેના ભાગની બાજુમાં મસ્તકે ફણાસહિત અને હાથમાં છત્ર ધારણ કરીને ઊભેલી ધરણેન્દ્રની પટરાણી ઊભેલી છે. ધરણેંદ્રની ડાબી બાજુએ નાનો ત્રણ લીટીનો બ્રાહ્મીલિપિમાં લેખ કોતરેલો છે. આ લેખના ઉપરના ભાગમાં ઊડતા બે ગંધર્વો પણ કોતરેલા છે. (૪) કાયોત્સર્ગસ્થ ઊભી એક જિનપ્રતિમા છે. પ્રતિમાની બંને બાજુએ એકેક અપ્સરાની આકૃતિ છે. અપ્સરા હાથમાં કંઈક પકડી રાખીને ઊભી છે. પ્રભુના પગની નીચે કમલનું ફૂલ કોતરેલું છે, અને કમળ નીચે બ્રાહ્મીલિપિનો નાનો લેખ છે. (૫) એક પદ્માસનસ્થ જિનપ્રતિમા છે. આ પ્રતિમાના મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્ર છે અને મસ્તકની બંને બાજુએ એકેક ઊડતા ગંધર્વનું રૂપ આલેખ્યું છે. (૬) મસ્તક ઉપર ત્રણ છત્ર સાથેની એક અર્ધ પદ્માસનસ્થ જિનપ્રતિમા છે. (૭) સિંહના વાહનવાળી સિંહના ઉપર જ લલિતાસને બેઠેલી અને પોતાની ડાબી બાજુએ ઊભેલા એક નાના બાળકના મસ્તક ઉપર પોતાનો ડાબો હાથ રાખીને બેઠેલી અંબિકાદેવીની મૂર્તિ કોતરેલી છે. (૮) અર્ધ પદ્માસનસ્થ એક જિનપ્રતિમા છે, જેની પલાંઠીથી પહોળાઈ ૧૨ ઈંચ અને ઊંચાઈ ૧૨ ઈંચની છે. આ પ્રતિમાની બંને બાજુએ પોતાના મસ્તક ઉપર ત્રણ છત્રો કોરેલાં છે. પ્રતિમાની નીચે દશ લીટીનો બ્રાહ્મીલિપિમાં લેખ કોતરેલો છે.

ઉપરનાં આઠે શિલ્પો એક સાથે શિલા ઉપર ક્રમવાર કોતરેલાં છે.

(૯) ઉપર્યુક્ત શિલાની ડાબી બાજુએ જરા ઉપરના ભાગમાં એક અર્ધ પદ્માસનસ્થ જિનમૂર્તિ કોતરેલી છે. મૂર્તિના મસ્તક ઉપર ત્રણ છત્રો છે અને મસ્તકની પાછળના ભાગમાં ભામંડલ પણ કોતરેલું છે. ભામંડલની બંને બાજુએ એકેક ગંધર્વ આકાશમાંથી અવતરણ કરતા બતાવ્યા છે. વળી, પ્રભુની નીચે સિંહાસનની આકૃતિ પણ કોતરેલી છે, પ્રતિમાની ડાબી બાજુએ નવ લીટીનો બ્રાહ્મીલિપિનો લેખ છે.

આ શિલ્પોનું સ્થાપત્યવિધાન તેમજ કોતરાયેલા લેખોની લિપિ લગભગ બીજા–ત્રીજા સૈકાની હોવાનું જણાય છે.

દક્ષિણ ભારતના જૈનધર્મના ઇતિહાસમાં નવું પ્રકરણ ઉમેરાય એવી આ લેખસામગ્રીને પ્રગટ કરવાની જરૂરત છે. સાંભળવા પ્રમાણે તો દક્ષિણ ભારતના એકે એક પર્વત ઉપર જો બારીક તપાસ કરવામાં આવે તો કંઈ ને કંઈ જૈન શિલ્પો અથવા અવશેષો મળી આવવાનો સંભવ છે.

★

## ૨૩૧. બેઝવાડા

( કોઠા નંબર: ૪૧૩૯ )

બેઝવાડા સ્ટેશનથી બેઝવાડા શહેર ૧ માઈલ દૂર આવેલું છે. આંધ્ર પ્રાંતમાં આ શહેર મોટામાં મોટું વેપારી કેંદ્ર છે. અહીં ૨૦૦ જૈન શ્રાવકોની વસ્તી છે અને ૧ ઉપાશ્રય તેમજ ૧ જૈન મંદિર છે.

જૈન ટેંપલ સ્ટ્રીટમાં શ્રીપદ્મનાભ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૯૯માં શ્રીસંઘે બંધાવેલું છે. આવતી ચોવીશીના પ્રથમ તીર્થંકરની મૂર્તિ મૂળનાયક તરીકે પધરાવેલી છે. આવતી ચોવીશીના તીર્થંકરોનાં મંદિરો જવલ્લે જ જોવામાં આવે છે.

બેઝવાડા શહેરથી ૧ માઈલ દૂર એક નાના મ્યુઝિયમમાં ૨ અર્ધપદ્માસનસ્થ પ્રાચીન જિનપ્રતિમાઓ વિદ્યમાન છે; તે બંને લગભગ સાતમા સૈકાની હોય એમ જણાય છે.



## ૨૩૨. ગુડીવાડા

( કોઠા નંબર : ૪૧૪૭ )

બેઝવાડાથી ગુડીવાડા તરફ એક નાની રેલ્વે લાઈન જાય છે. ગુડીવાડા સ્ટેશનથી માત્ર ૧ માઈલ દૂર 'મારવાડી ટેંપલ'ના નામથી ઓળખાતું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. આ શિખરબંધી મંદિર સં. ૧૯૮૯માં અહીંના શ્રીસંઘે બંધાવ્યું છે. અહીં ૫૦ શ્વેતાંબર મૂર્તિપૂજકોની વસ્તી છે. દેરાસરની બાજુમાં જ એક ઉપાશ્રય બંધાવેલો છે.

અહીંના મંદિરમાંના મૂળનાયકની હકીકત નોંધવાયોગ્ય છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ શ્યામ-પાષાણની અર્ધપદ્માસનસ્થ અને પ્રાચીન છે. આ મૂર્તિનું શિલ્પવિધાન કુલ્પાક, ભાંદક અને અંતરીક્ષ પાર્શ્વનાથ ભગવાનનાં મંદિરોમાંની પ્રતિમાને બરાબર મળતું આવે છે. મૂળનાયકના મસ્તક ઉપરની ફણાઓ તો સાક્ષાત્ ધરણેન્દ્રે વિકુર્વી રાખી હોય એવો પહેલી નજરે જોનારને ભાસ થાય છે. ખરેખર, શિલ્પીએ આવી આબેહૂબ રચના કરવામાં પોતાની સમગ્ર શક્તિ અહીં કામે લગાડી હોય એમ જણાય છે.

અલબત્ત, આ સ્થળની તીર્થ તરીકે પ્રસિદ્ધિ નથી પરંતુ કુલ્પાક આદિ તીર્થોના મૂળનાયક જેવી જ આ પ્રતિમાનાં દર્શન કરવા જેવાં છે. કલાભ્યાસીઓએ આવા શિલ્પદર્શનથી વંચિત ન રહેવું જોઈએ, કેમકે શિલ્પકળાના તુલનાત્મક અભ્યાસમાં આ મૂર્તિ એના શિલ્પપ્રકારમાં બીજા પ્રાચીન નમૂનાઓથી જરાયે ઓછી ઊતરે એવી નથી.



## ૨૩૩. તેનાલી

( કોઠા નંબર ૪૧૪૩ )

બેઝવાડાથી મદ્રાસ જતી રેલ્વે લાઈનમાં તેનાલી જંક્શન છે. અહીં ૪૦ જૈનોની વસ્તી અને ૧ ઉપાશ્રય છે.

શાંતિબજારમાં શ્રીવાસુપૂજ્ય ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૮૦ માં બંધાવેલું છે. મૂળનાયકની પ્રાચીન મૂર્તિ જમીનમાંથી નીકળી આવેલી છે. એ દૃષ્ટિએ આ સ્થળનું મહત્ત્વ નોંધપાત્ર છે.



# ૨૩૪. હૈદ્રાબાદ

( કોઠા નંબર : ૪૧૪૪-૪૧૪૮ )

દક્ષિણ હિંદમાં નિઝામ રાજ્યની રાજધાનીનું શહેર હૈદ્રાબાદ છે. અહીં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની ૩૦૦ માણસોની વસ્તી છે. ૫ જૈનમંદિરો અને ૧ દાદાવાડી છે. હૈદ્રાબાદની નજીકમાં આવેલા પ્રાચીન તીર્થ કુલ્પાકજીનો વહીવટ અહીંના શ્રીમંત શ્રાવકો કરે છે.

૧. હૈદ્રાબાદ રેલ્વે સ્ટેશનથી ૧॥ માઈલ દૂર 'ચાર કમાન'ની પાસે મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘુમટબંધી મંદિર અહીંના શ્રીસંઘે સં. ૧૯૫૫માં બંધાવેલું છે. અહીંનાં મંદિરોમાં આ મંદિર મુખ્ય છે.

૨. પાસેના 'કોઠી' વિભાગથી ઓળખાતા સ્થળમાં મૂળનાયક શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે.

૩. રેલ્વે સ્ટેશનથી ૪॥ માઈલ દૂર દાદાવાડી આવેલી છે. આમાં દાદાસાહેબનાં માત્ર પગલાં છે. દર વર્ષે કાર્તિકી પૂર્ણિમાના દિવસે શત્રુંજય પટ્ટનાં દર્શન કરવા માટે અહીં મેળો ભરાય છે.

૪. રેલ્વે સ્ટેશનથી ૪ માઈલ દૂર 'કારવાન'માં મૂળનાયક શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર આવેલું છે. આમાં એક લીલા પાનાની અને એક પરવાળાની જિનપ્રતિમા છે.

૫. રેલ્વે સ્ટેશનથી ૨॥ માઈલ દૂર બેગમ બજારમાં મૂળનાયક શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું ઘુમટબંધી મંદિર છે.

અહીંના મ્યુઝિયમમાં દશમા સૈકા પહેલાંની ૩ પ્રાચીન પ્રતિમાઓ દર્શનીય છે.

★

# ૨૩૫. કુલ્પાક

( કોઠા નંબર : ૪૧૫૧ )

દક્ષિણ હૈદ્રાબાદ(નિઝામ)થી ઈશાન ખૂણામાં ૪૭ માઈલ દૂર આલેર સ્ટેશન છે. ત્યાં શ્વેતાંબર જૈનોની એક ધર્મશાળા છે. ત્યાંથી પાકી સડકે ૪। માઈલ દૂર કુલ્પાક નામે ગામ છે. આ ગામની બહાર શ્વેતાંબરીય વિશાળ જૈન ધર્મશાળા છે. તેની મધ્યમાં માણિક્યસ્વામી ભગવાનનું આલીશાન મંદિર ખડું છે. જૈનોના પ્રાચીન તીર્થધામોમાં આની ગણના છે. આને કુલ્પાક, કુલ્યપાક, કલ્લિપાક અને માણેકસ્વામીના નામોથી પણ લોકો ઓળખે છે.

પ્રાચીન કાળથી શ્વેતાંબરાચાર્યોએ દક્ષિણ સુધી વિહાર લંબાવી જૈનધર્મનો મહિમા આ પ્રદેશમાં વધાર્યો હતો. તેમણે કેટલાયે રાજાઓ, મંત્રીઓ અને જૈનેતરોને જૈનધર્મી બનાવ્યાનો ઈતિહાસ પ્રસિદ્ધ છે.

આર્ય સુહસ્તિસૂરિ, કાલિકાચાર્ય, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન દિવાકર, વજ્રસ્વામી, શ્રીવજ્રસેનસૂરિ, અભયદેવસૂરિ, જિનપ્રભસૂરિ, સોમસુંદરસૂરિ, ભુવનસુંદરસૂરિ, રત્નસિંહસૂરિ, હીરવિજયસૂરિ, જયચંદ્રસૂરિ, શાંતિગણિ, સોમધર્મ ગણિ વગેરે અને તે પછીના કેટલાયે ધર્માચાર્યોએ આ પ્રદેશમાં ધર્મની લહાણ કરી તીર્થના ઉદ્ધારો કરાવ્યે રાખ્યા છે, એ હકીકત તે તે સૂરિના જીવનવૃત્તાંતથી જાણી શકાય એમ છે.

ચૌદમા સૈકાના સમર્થ વિદ્વાન શ્રીજિનપ્રભસૂરિએ અહીંના મૂળનાયક માણિક્યસ્વામી ઋષભદેવનો ઇતિહાસ 'વિવિધ તીર્થકલ્પ'માં આપ્યો છે, જે અતિપ્રાચીન કાળનો હોઈ માત્ર શ્રદ્ધાગમ્ય છે. સોમધર્મ ગણિએ પણ પોતાના 'ઉપદેશ સપ્તતિ' ગ્રંથમાં જૂજ ફેરફાર સાથે આ મૂર્તિની હકીકતને આલેખી છે અને પં. રામલાલજી ગણિના 'પ્રાચીન પત્ર'માં પણ આ હકીકતને ટેકો આપતાં થોડો ફેરફાર સૂચવ્યો છે. એ બધી વિગતોને કે તેના સંશોધનને અહીં અવકાશ નથી. અહીં તો આપણે ટૂંકમાં એટલું ઐતિહાસિક તારણ કાઢી શકીએ કે—" કર્ણાટકમાં આવેલા કલ્યાણી નગરીમાં રાજ્ય કરતા શંકર નામના રાજાએ પોતાના દેશમાં ફેલાયેલી મરકીના ઉપદ્રવને શાંત કરવા કોઈ અગમ્ય

પ્રેરણાથી માણિક્યસ્વામીનું પ્રાચીન બિંબ શોધી કાઢ્યું. એ મૂર્તિના ન્હવણજળથી મરકીને શાંત કરી. તે પછી મૂર્તિ માટે કુલ્પાક જેવું પવિત્ર સ્થળ નક્કી થતાં એ પરમાર્હત એવા શંકર રાજાએ સં. ૬૮૦ માં ભવ્ય મંદિર બંધાવી, તેના નિભાવ ખર્ચ માટે બાર ગામનું શાસન લખી આપ્યું."[1]

શંકરગણ રાજાનો ઉપર નિર્દિષ્ટ સમય પણ ઇતિહાસ સાથે બંધબેસતો છે. એટલે આ હકીકતમાં સંદેહને અવકાશ નથી. આ શંકરગણ શ્વેતાંબરાચાર્યોનો ઉપાસક હતો, જેણે આ તીર્થની સ્થાપના કરી. કેમકે આ તીર્થની મહત્તાનાં જે વર્ણનો શ્રીજિનપ્રભસૂરિ અને તે પછીના વિદ્વાન શ્વેતાંબરાચાર્યોએ અને યાત્રીઓએ કર્યા છે તે એ પ્રાચીન પરંપરાનો ખ્યાલ આપે છે. વળી, આ શંકરગણ તેમજ કોંકણના સીલ્હરો, હુલસીના કદંબો, અને મહિસુરના હોયસાલો જે ચૌલુક્ય વંશના જૈન રાજવીઓ તરીકે ખ્યાત હતા, તેમનો ઉલ્લેખ દિગંબર શિલાલેખોમાં નહીવત્ આવે છે, તેથી જ તેઓ શ્વેતાંબર જૈન પરંપરાના અનુયાયીઓ હોવાનું પુરવાર થાય છે.

એ પછી તો જૈનો તરફના તેજોદ્વેષના કારણે કલચૂરીવંશના શૈવધર્મી રાજાઓએ ભયંકર અત્યાચાર કર્યાના દાખલા ઇતિહાસમાંથી મળી આવે છે. એ સમયે આ તીર્થ એમના હુમલાઓમાંથી બચી શક્યું નહોતું.

બારમી સદીમાં લિંગાયત ધર્મે ભારે જોર પકડયું, જેમાં વિજ્જલ નામના જૈન રાજવીના મંત્રી વસવરાયે એમાં મોટો ભાગ ભજવ્યો. ઇતિહાસ કહે છે કે, વિજ્જલરાયને કપટથી કૂવામાં નાખીને મારી નાખવામાં આવ્યો અને વસવ તેમજ તેના ભાણેજ ચન્નવસવે વિજ્જલના મરણનો વિજયોત્સવ મનાવી લિંગાયત ધર્મનો પુનરુદ્ધાર કર્યો. એ સ્પષ્ટ છે કે તેમણે કલ્યાણીમાંથી જૈનધર્મને નામશેષ કરી મૂકયો.

લોકવાયકા એવી છે કે વસવરાયે કુલ્પાકના જૈન મંદિરમાંથી મૂર્તિઓને ફેંકી દઈ તે જ મંદિરમાં શિવલિંગની સ્થાપના કરી. એ મંદિરને 'સોમનાથનું મંદિર' કહેવામાં આવે છે, જે આજે પણ વિદ્યમાન છે. જૈનોએ નજીકમાં નવું જૈન મંદિર તૈયાર કરાવી તેમાં માણિક્યસ્વામીની પુનઃ પ્રતિષ્ઠા કરી, એ જ જૈન મંદિર ઉપર્યુક્ત સોમનાથ મંદિરથી ૨૦૦ ફીટ દૂર ઊભું છે.

મતલબ કે, લગભગ સાતમા–આઠમા સૈકા પછી બારમા સૈકા સુધી આ તીર્થને મોટા ખરાબાઓમાંથી પસાર થવું પડયું અને લગભગ તેરમી સદીમાં આ પ્રાચીન તીર્થ નવા સ્વાંગમાં ઊભું થયું. સં. ૧૩૩૩, સં. ૧૪૬૫, સં. ૧૪૭૫, સં. ૧૪૭૯, સં. ૧૪૮૧, સં. ૧૪૮૩, સં. ૧૪૮૭, સં. ૧૬૬૫, સં. ૧૭૬૭ અને સં. ૧૯૬૬ સુધીના લેખો અહીંની મૂર્તિઓ ઉપરથી મળી આવે છે જે પ્રગટ થયેલા છે.[2]

આ લેખો ઉપરથી પ્રગટ થાય છે કે જુદા જુદા આચાર્યોએ ઉપર્યુક્ત સાલમાં આ તીર્થના ઉદ્ધાર માટે પ્રયત્નો કર્યા અને મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી. આ પવિત્ર તીર્થનો છેલ્લો ઉદ્ધાર યતિવર્ય શ્રીશાંતિવિજયજીએ સં. ૧૯૬૫–૬૬ માં કરાવ્યો છે.

આજે આ મંદિર કુલ્પાક ગામના મોટર રસ્તા ઉપર ૪૦૦ ફીટ લાંબા–પહોળા કોટમાં ધર્મશાળાની મધ્યમાં આવેલું છે. આ પૂર્વાભિમુખ મંદિરની ઊંચાઈ જમીનની સપાટીથી તે શિખર સુધી ૬૮ ફીટની છે. પ્રાચીન શિખરને સમરાવવામાં આવ્યું છે અને શ્રીમાણિક્યસ્વામીના ગભારાની બંને બાજુના ગભારામાં સીધો પ્રવેશ કરી શકાય એ માટે નવાં પ્રવેશદ્વારો બનાવવામાં આવ્યાં છે. એક ગભારામાંથી બીજા ગભારામાં પ્રવેશી શકાય એવી અંદરથી જ બારીઓ મૂકવામાં આવી છે. મૂળનાયકની ગાદીમાં નીચે મુજબનો લેખ છે:—

" स्वस्ति श्रीमत्पदांभोजमेजुषां सम्मुखी सदा । तस्मै देवाधिदेवाय श्रीआदिप्रभवे नमः ॥

संवत १७६७ वर्षे चैत्र शुद्धदशमी पुष्यार्कदिने विजयमुहूर्ते श्रीमाणिक्यस्वामिनाम्नः आदीश्वरभगवतो बिंबरत्नं प्रतिष्ठितं । दिल्लीश्वर पातशाह श्रीओरंगजेब आलमगीर पुत्र पातशाह श्रीबहादरशाह विजयराज्ये सुब्बादार नव्वाब महमदयुसुफखानबहादरसहाय्यात्

---

1. 'વિવિધ તીર્થકલ્પ'માં 'શ્રીમાણિક્યદેવકલ્પ'.
2. "જૈન સત્યપ્રકાશ" વર્ષ: ૬, અંક: ૧૨ મો અને "તીર્થક્ષેત્ર કુલ્પાક"–લેખક: યતિવર્ય બાલચંદ્રાચાર્ય.

तपागच्छे भट्टारकश्रीविजयप्रभसूरि शिष्य भ० श्रीविजयरत्नसूरिवरे सति पंडितश्रीधर्मकुशलगणिशिष्य पंडितकेसरकुशलेन चैत्योद्धृतः.......केन प्राकारः कारितः । शाके १६३३ प्रवर्तने ॥ ”

સં. ૧૭૬૭ ના મૂળનાયકની ગાદીમાંના આ લેખમાં આ મંદિરના ઉદ્ધાર સંબંધી હકીકત આલેખી છે; પર મૂર્તિ તો પ્રાચીન જ છે.

શ્રીમાણિક્યસ્વામીના ગર્ભદ્વાર ઉપર સંગેમરમરમાં કોતરેલાં ચૌદ સ્વપ્નો અને અષ્ટમંગલ વગેરેનાં લાક્ષણિ ચિહ્નો છે. ગર્ભદ્વારની સામે જ સુશોભિત રંગમંડપ બનેલો છે. તેના દ્વારમાં ડાબી બાજુએ સફેદ પથ્થર પર આલેખે યંત્ર મૂકવામાં આવ્યું છે. રંગમંડપના મધ્ય ભાગમાં ચોક રાખીને ચારે તરફના ગોખલાઓમાં પ્રાચીન મૂર્તિઓ વિરાજમાન કરેલી છે. આ મંદિરમાંની પ્રતિમાઓ જેટલી પ્રાચીન છે તેટલી ભારતના બીજા કોઈ વિદ્યમાન જૈન તીર્થ હોય એમ જણાતું નથી. આ તીર્થમાં એકંદરે મંદિરની અંદર પૂજાતી પ્રાચીન ૧૩ પ્રતિમાઓ છે. સૌથી પ્રથમ મ ગભારાની પાંચ મૂર્તિઓનું ટૂંક વર્ણન આ પ્રકારે છે:—

(૧) મૂળનાયક તરીકે પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવની શ્યામ પાષાણની પ્રતિમા અર્ધપદ્માસનસ્થ છે. તેમાં કેશવાળી ચિહ્ન નથી. આ પ્રતિમાની પલાંઠીની પહોળાઈ ૩૪½ ઇંચ અને ઊંચાઈ ૩૮½ ઇંચ છે. મસ્તકની પાછળ ભામંડળ

(૨) મૂળનાયકની જમણી બાજુએ શ્યામ પાષાણની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા છે. આ પ્રતિમાની ઊંચાઈ ૩ ઇંચ છે. મસ્તકની પાછળ ભામંડળ પણ છે.

(૩) મૂળનાયકની ડાબી બાજુએ સફેદ આરસની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા છે. આ પ્રતિમા મંદિરમાંની બી પ્રતિમાઓ કરતાં પાછલા કાળની એટલે શિલ્પવિધાનની દૃષ્ટિએ અગિયારમા–બારમા સૈકાની છે.

(૪) મૂળનાયકની જમણી બાજુના ગભારામાં ઉત્થિત પદ્માસનની બેઠકવાળી પીરોજા રંગની શ્રીમહાવીરસ્વામી નામથી ઓળખાતી જિનપ્રતિમા છે. આ પ્રતિમાની રચના અદ્ભુત છે. જાણે તેમના મુખમાંથી મંદ હાસ્ય નીતરતું હો એવી આબેહૂબ રચના શિલ્પીએ બતાવી છે. ભારતભરના વિદ્યમાન જૈનમંદિરો પૈકીના વિજાપુરના જિનમંદિરમાં પ્રતિમાને મળતી એક જિનમૂર્તિ છે અને બીજી બે ખંડિત જિનમૂર્તિઓ મથુરાના કંકાલીટીલાના ખોદકામમાંથી નીક આવેલી લખનૌના મ્યુઝિયમમાં અત્યારે વિદ્યમાન છે. આ પ્રતિમાની પલાંઠીની પહોળાઈ ૩૮½ અને ઊંચાઈ ૫૧ ઇંચ ખરેખર, આવી હાસ્યમૂર્તિનાં જેને દર્શન થયાં હશે તેના એ ઘડીના આનંદનું વર્ણન શબ્દોદ્વારા આપી ન શકા

(૫) મૂળનાયકની ડાબી બાજુએ આવેલી શ્રીનેમિનાથના નામથી ઓળખાતી શ્યામ પાષાણની પ્રતિમા બરા સમચતુરસ્ર સંસ્થાનવાળી છે; કારણ કે આ પ્રતિમાની પહોળાઈ અને ઊંચાઈ બરાબર ૪૦ ઇંચની છે.

સભામંડપમાં આવેલી આઠ પ્રતિમાઓ ક્રમશઃ મૂળનાયકની ડાબી બાજુથી આ પ્રકારે છે:—

(૬) શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે, જેમના મસ્તક ઉપર ધરણેન્દ્રે વિકુર્વેલી પાંચ ફણાઓવાળી શ્યામપાષાણ કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા છે. આ પ્રતિમાના મસ્તકના પાછળના ભાગનાં સર્પનાં ગૂંચળાં શિલ્પીએ બહુ જ ખૂબી કોતર્યાં છે, જે પ્રેક્ષણીય છે.

(૭) ઉપર્યુક્ત મૂર્તિની પાસેના ગોખલામાં શ્રીશાંતિનાથના નામથી ઓળખાતી શ્યામપાષાણની અર્ધપદ્માસનસ્થ જિનપ્રતિ છે. આ પ્રતિમાની પલાંઠીથી પહોળાઈ ૪૬ ઇંચ અને મસ્તક પાછળના ભામંડળ સહિતની ઊંચાઈ પણ ૪૬ ઇંચની

(૮) ઉપર્યુક્ત મૂર્તિની પાસે જ શ્રીશીતળનાથના નામથી ઓળખાતી શ્યામપાષાણની અર્ધપદ્માસનસ્થ પ્રતિમા વસ્તુતઃ આ મૂર્તિ શ્રીશીતળનાથની નહિ પણ શ્રીઋષભદેવ ભગવાનની હોય એમ જણાય છે. કેમકે તેમના બંને ખ ઉપર કેશવાળીનું સ્પષ્ટ ચિહ્ન જોવાય છે. પ્રાચીન મૂર્તિઓમાં કેશવાળીના ચિહ્નવાળી મૂર્તિ શ્રીઋષભદેવ ભગવાનની જ હો છે. આ પ્રતિમાની કટિપટ્ટીમાં સફેદ રંગ શા માટે લગાડવામાં આવ્યું હશે તે જાણવામાં નથી પણ એ બહુ સારું લાગ નથી. આ પ્રતિમાની પલાંઠીની પહોળાઈ ૪૪ ઇંચ અને ઊંચાઈ ૪૩ ઇંચની છે.

(૯) ઉપર્યુક્ત મૂર્તિની પાસે શ્રીસુમતિનાથના નામથી ઓળખાતી શ્યામ પાષાણની અર્ધપદ્માસનસ્થ જિનમૂર્તિ છે. ખરું જોતાં આ મૂર્તિ શ્રીસુમતિનાથની નહિ પણ શ્રીઋષભદેવની જ લાગે છે. કેમકે એમના બંને ખભા ઉપર ઉપર્યુક્ત મૂર્તિની માફક કેશવાળીનું ચિહ્ન નજરે પડે છે. આ મૂર્તિ સમચતુરસ્ર સંસ્થાનવાળી છે. તેની લંબાઈ–પહોળાઈ બરાબર ૪૦ ઈંચની છે.

(૧૦) સભામંડપના દરવાજામાં પેસતાં આપણા ડાબા હાથ તરફના ગોખલામાં શ્રીઅભિનંદનસ્વામીના નામથી ઓળખાતી જિનપ્રતિમા છે. પ્રતિમાના મસ્તક પાછળ નકશીવાળું સુંદર ભામંડળ છે. આ પ્રતિમાની પલાંઠીની પહોળાઈ ૩૮ ઈંચ, ઊંચાઈ ૩૭ ઈંચ અને ભામંડલ સહિતની ઊંચાઇ ૪૪ ઇંચ છે.

(૧૧) ઉપર્યુક્ત મૂર્તિના ગોખલા પાસે જ એક પીરોજા વર્ણની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા શ્રીઋષભદેવ ભગવાનના નામથી ઓળખાય છે. મધ્યની મૂર્તિની આસપાસ નાની નાની ૨૩ જિનમૂર્તિઓ છે; તેથી આ ચતુર્વિંશતિ જિનપટ્ટ ગણાય. મધ્યની જિનપ્રતિમાની જમણી બાજુએ રહેલી ૧૨ જિનપ્રતિમાઓની નીચે એક ચાર હાથવાળી પદ્માવતી દેવીની પદ્માસનસ્થ સુંદર મૂર્તિ કોતરેલી છે; જ્યારે ડાબી બાજુએ રહેલી ૧૧ જિનપ્રતિમાઓના નીચેના ભાગમાં એક વૃક્ષ નીચે બે હાથવાળા યક્ષરાજ અને બે હાથવાળી યક્ષણીની ઊભી મૂર્તિઓ કોરેલી છે. વળી, મધ્યની મુખ્ય જિનપ્રતિમાની બંને બાજુએ એકેક ચામરધરની આકૃતિઓ દર્શાવી છે. આ પટ્ટનું શિલ્પવિધાન શાસ્ત્રીયદૃષ્ટિએ નમૂનારૂપ છે.

(૧૨) ઉપર્યુક્ત જિનપટ્ટની બાજુમાં જ શ્રીસુપાર્શ્વનાથના નામથી ઓળખાતી જિનપ્રતિમા છે. ખરી રીતે આ સુંદર મૂર્તિ પણ શ્રીસુપાર્શ્વનાથની નહિ પરંતુ શ્રીઋષભદેવ ભગવાનની જ લાગે છે. પ્રતિમાના ખભા ઉપર આલેખેલી સુંદર કેશવાળી તેની સાબિતી આપે છે. આ મૂર્તિની હડપચીમાં પણ સફેદ નંગ બેસાડેલું છે. આ પ્રતિમાની પલાંઠીની પહોળાઈ ૩૯½ ઈંચ, ઊંચાઈ ૪૧ ઇંચ અને મસ્તક પાછળના સુંદર કોરણીભર્યા ભામંડળ સહિતની ઊંચાઈ ૪૮½ છે આ પ્રતિમાનું ભવ્ય શિલ્પ જોતાં અસલ આ તીર્થના મૂળનાયક તરીકે આ શ્રીઋષભદેવ ભગવાન પ્રતિષ્ઠિત હશે પરંતુ વર્તમાન જિનમંદિરની પ્રતિષ્ઠા કરતી વેળા અથવા તે પહેલાંના સમયમાં અત્યારના મૂળનાયકની પ્રતિષ્ઠા થઇ હશે, એમ જણાય છે.

(૧૩) ઉપર્યુક્ત મૂર્તિની જોડે શ્રીચંદ્રપ્રભુના નામથી ઓળખાતી અર્ધપદ્માસનસ્થ જિનપ્રતિમા છે. આ પ્રતિમાની પલાંઠીથી પહોળાઈ ૪૬½ ઈંચ અને ઊંચાઇ ૪૫ ઇંચની છે.

આ તેર જિનપ્રતિમાઓની નીચે વર્તમાન દેરાસરની પ્રતિષ્ઠા કરતી વખતે નવાં નવાં લાંછન બનાવીને મૂકી દેવામાં આવ્યાં છે. બધી પદ્માસનસ્થ જિનમૂર્તિઓ લગભગ બીજા–ત્રીજા સૈકાની હોય એવું એનું મૂર્તિવિધાન જણાય છે.

મૂળગભારાની બહાર અને સભામંડપમાંથી મૂળગભારામાં જવાના દરવાજામાં પેસતાં જમણા હાથના ગોખલામાં શ્યામ પાષાણની ૧૨ હાથવાળી દેવીની એક સુંદર મૂર્તિ નજરે પડે છે. આ મૂર્તિના મસ્તક ઉપર એક નાની પદ્માસનસ્થ જિનપ્રતિમા છે વાહન નથી એટલે આ મૂર્તિ ઘણું કરીને ચક્રેશ્વરીદેવીની હોવી જોઈએ.

શ્રીમાણિક્યસ્વામીના મંદિરની જમણી બાજુએ દાદાજીનું મંદિર છે અને ડાબી બાજુએ શ્રીકેસરિયાજીનું પાદુકાનું મંદિર છે. મંદિરની પાછળ પુરાણી વાવ છે. ધર્મશાળાના વંડામાં કાળા પથ્થરનું પ્રાચીન તોરણ તેમજ બીજાં પ્રાચીન જૈન શિલ્પો સાચવી રાખેલાં છે તે પણ નોંધવાયોગ્ય છે.

અહીં ચૈત્રી પૂનમે મેળો ભરાય છે; જેમાં જૈનો ઉપરાંત જૈનેતરો પણ મોટી સંખ્યામાં આવે છે અને આ તીર્થ માટેની તેમની શ્રદ્ધા મુજબ ભક્તિ દર્શાવે છે.



## ૨૩૬. ઔરંગાબાદ

(કોઠા નંબર : ૪૧૫૯)

નિઝામ રાજ્યમાં ઔરંગાબાદ નામનું શહેર આવેલું છે. અસલ અહીં ખડકી નામે ગામ હતું. મલેક અંબરે ઈ. સ. ૧૬૧૬ માં નારકંડા નામનો મહેલ અને મસ્જિદ અહીં બંધાવ્યાં હતાં તે પછી તેના પુત્ર ફતેહખાને ઈ. સ.

૧૯૨૬ માં આ ગામને ફતેહનગર નામ આપી કિલ્લો બંધાવ્યો, જે અદ્યાપિ મોજુદ છે. એ પછી ફતેહનગરને ઔરંગાબાદ નામ આપવામાં આવ્યું.

અસલના પ્રાચીન ગામમાં એક સમયે જૈનોની સારી વસ્તી હતી; જે આ શહેરમાં આવેલાં ત્રણ જિનાલયોથી પણ પુરવાર થાય છે. હાલમાં આ શહેરમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોની માત્ર ૫૦ માણસોની વસ્તી છે.

રેલ્વે સ્ટેશનથી ૨ માઈલ દૂર આવેલા ઝવેરીવાડામાં ત્રણ જિનાલયો વિદ્યમાન છે. (૧) મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. (૨) શ્રીપાર્શ્વનાથના મંદિરની નજીકમાં જ આવેલું શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર ધાબાબંધી છે. (૩) શ્રીધર્મનાથ ભગવાનનું મંદિર પણ ધાબાબંધી રચનાવાળું છે.

આ ત્રણે દેરાસરની વ્યવસ્થા જોઈએ તેવી બરાબર જળવાતી નથી; કેમકે તેના વહીવટ કરનારાઓ મોટે ભાગે શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુઓના વિહારના અભાવે સ્થાનકવાસી સંપ્રદાયમાં ભળી ગયા હોય એમ જાણવા મળે છે. કહેવાય છે કે આ મંદિરોની મિલકતમાંથી જ ચાલીસ હજારના ખર્ચે અહીં એક મોટું સ્થાનક બંધાવવામાં આવ્યું છે.

## જૈન ગુફાઓ :

ઔરંગાબાદથી ઉત્તર દિશામાં આવેલી ટેકરી ઉપર કેટલીક ગુફાઓ છે. એ ગુફાઓનું વર્ણન ડૉ બ્રેડલીએ કર્યું છે; એ ઉપરથી સમજાય છે કે, સમતલ ભૂમિથી આ ટેકરી ૭૦૦ ફીટ ઊંચી છે. તેમાં દોઢેક માઈલના વિસ્તારમાં ગુફાઓ પથરાયેલી છે. પહેલા વિભાગની પાંચે ગુફાઓ જંગલની ઝાડીથી ઢંકાઈ ગયેલી છે. છતાં લગભગ ૩૦૦ ફીટના સીધા ચડાવને ઓળંગ્યા પછી ત્યાં જઈ શકાય છે. એ ગુફાઓ પૈકી પાંચમી ગુફાને જૈનો શ્રીપાર્શ્વનાથના તીર્થ તરીકે માને છે. તેની પાસે એક ગુફા જેવું છે, તે અસલમાં નાનું મંદિર હશે એમ લાગે છે. તેનો આગળનો ભાગ અને આજુબાજુનાં ભોંયરાં નાશ પામ્યાં છે. અત્યારે માત્ર પ્રદક્ષિણાપથ સાથેનું મંદિર જ બચી રહ્યું છે. મંદિર અંદરની બાજુએથી ૮ાા ફીટ પહોળું અને ૮ ફીટ ઊંચું છે. તેમાં પબાસણ ઉપર એક મહાન મૂર્તિ સ્થાપન કરેલી છે, જે સંભવતઃ શ્રીપાર્શ્વનાથ ભગવાનની જણાય છે.

બીજી ચાર ગુફાઓ જંગલની ઝાડીથી ઢંકાઈ ગયેલી છે; છતાં તે જોઈ શકાય છે. આ પાંચે ગુફાઓથી પૂર્વ દિશામાં ાા માઈલ દૂર એ જ ટેકરી પર ગુફાઓનો બીજો સમૂહ છે

આ ગુફાઓ જોતાં લાગે છે કે પૂર્વ કાળમાં આસપાસના પ્રદેશમાં જૈનોની સારી વસ્તી હશે.

## ઈલુરાનાં ગુફામંદિરો :

ઔરંગાબાદ રેલ્વે સ્ટેશનથી ૧૫ માઈલ દૂર આવેલા ઈલુરા જવા માટે મોટરો મળે છે. મનમાડથી હૈદ્રાબાદ જતી રેલ્વે લાઈનમાં એલ્લારરોડ નામનું સ્ટેશન છે. ત્યાંથી ૯ માઈલ દૂર ઇલોરા ગામ છે. ત્યાંની ભાષામાં તેને વેરુલ કહે છે. ગામથી ૧ માઈલ દૂર ૨૦ અક્ષાંશ અને ૪૦ રેખાંશ પર હારબંધ કુલ ૩૫ ગુફાઓ આવેલી છે.

ઇલુરાની ૩૫ ગુફાઓ પૈકીની પહેલી નં. ૧ થી ૧૨ બૌદ્ધ ગુફાઓ છે; નં. ૧૩ થી ૩૦ હિંદુ ગુફાઓ છે અને છેલ્લી નં. ૩૧ થી ૩૫ જૈન ગુફાઓ છે. આ રીતે ભારતવર્ષના પ્રાચીન એવા ત્રણે ધર્મોનો અહીં પવિત્ર સંગમ થયેલો જોવાય છે.

સૌથી મોટા ભાગની ગુફાઓ રાજ્યાશ્રયથી બંધાઈ હોવાનું ઐતિહાસિકોનું અનુમાન છે. આ બધામાં ૧૦, ૧૨ ની બૌદ્ધ ગુફાઓ, ૧૬ નંબરની હિંદુઓની કૈલાસ ગુફા અને ૩૨–૩૩ નંબરની જૈન ગુફા જે ઈંદ્રસભાના નામે ઓળખાય છે તે ખાસ દર્શનીય છે. ૧૦ નંબરની વિશ્વકર્માના નામે ઓળખાતી આકર્ષક ચૈત્ય ગુફામાં બુદ્ધની મૂર્તિ છે, જ્યારે ૧૬મા નંબરની કૈલાસ ગુફાના નામે ઓળખાતી હિંદુ ગુફા ઈલુરાની ૩૫ ગુફાઓની બરાબર મધ્યમાં આવેલી છે. આ ગુફામાં કમલાસનાસીન મહાલક્ષ્મીની મૂર્તિ છે તેના ઉપર હાથીઓ અભિષેક કરી રહ્યા હોય એવો દેખાવ આપેલો છે. એક બાજુ મહાદેવનું બે માળનું મંદિર ડુંગરમાંથી જ કોરી કાઢવામાં આવેલું છે. આ મંદિર રાષ્ટ્રકૂટ વંશના રાજવી પ્રથમ કૃષ્ણરાજે વિ. સં. ૮૧૦ ની આસપાસ કોતરી કાઢ્યાનું વિદ્વાનોનું મંતવ્ય છે. સિવાય, આ ગુફામાં એટલાં બધાં

સુંદર શિલ્પો અને હિંદુઓની પૌરાણિક દેવદેવીઓની સૃષ્ટિનાં સ્વરૂપો છે કે એ જોવામાં જ પોતાના પ્રવાસનો ટૂંકો સમય વીતી જાય અને બીજાં ગુફામંદિરો કરતાં જૈન ગુફામંદિરોનાં સુંદરતમ શિલ્પોથી વંચિત રહેવાય એથી જ જૈન ગુફાઓ વિશે જોઈએ તેવો પ્રકાશ બીજા લેખકોએ પાડ્યો નથી. આપણે એ જૈન ગુફામંદિરોને જોઈએ તે પહેલાં કૈલાસગુફાના ભિત્તિચિત્રોમાં આલેખેલા એક જૈન સાધુના વરઘોડાના દૃશ્યને જોવાનું ભૂલી જવું ન જોઈએ. હિંદુ ગુફામાં આલેખેલું જૈનસંપ્રદાયનું આ ઉત્કીર્ણ ચિત્ર નવાઈ પમાડે એવું છે. એનાં ઐતિહાસિક કારણો શોધવા માટે અમે સંશોધકનું અહીં ધ્યાન દોરીએ છીએ.

હવે આપણે જૈન ગુફાઓ તરફ વળીએ. નં. ૩૧ થી ૩૪ ની ચારે જૈન ગુફાઓ એકી સાથે આવેલી છે.

(૧) ગુફા નંબર : ૩૧. કૈલાસ ગુફાની માફક જ કોરી કાઢેલી હોવાથી લોકો તેને છોટા કૈલાસના નામે ઓળખે છે. આ ગુફા ૧૩૦×૮૦ ફીટ લાંબી-પહોળી છે. વચ્ચે ચૌમુખજીની ઊંચી દેરી છે અને દેરીની બંને બાજુએ બે મોટા હાથી ઊભા કરેલા છે જે ખંડિત અવસ્થામાં છે. સભામંડપની જમણી બાજુએ બાહુબલિ-ગોમટસ્વામીની લગભગ ૫ ફીટ ઊંચી કાયોત્સર્ગસ્થ પ્રતિમા છે. તેમનું શરીર વેલડીથી વીંટાયેલું છે. મસ્તક ઉપર છત્ર છે અને બંને ખભા ઉપર કેશવાળી લટકે છે. તેમની બંને બાજુએ એકેક પરિચારિકા સ્ત્રી ઊભેલી જોવાય છે. તેમની જમણી બાજુએ નાગરાજ અને નાગિણી હાથ જોડીને બેઠેલાં છે, અને મસ્તકની બંને બાજુએ એકેક ગંધર્વયુગલ હાથમાં માલા લઈને અંતરિક્ષમાંથી અવતરણ કરી રહ્યું હોય એવું સ્વરૂપ દર્શાવ્યું છે.

આ મૂર્તિની બાજુમાં જ મસ્તકના ભાગથી ખંડિત થયેલી એક જિનમૂર્તિ પદ્માસનસ્થ છે મૂર્તિની પલાંઠી નીચે મધ્યમાં આડું ધર્મચક્ર છે અને તેની બંને બાજુએ એકેક સિંહની આકૃતિ કોતરેલી છે.

બાહુબલિની મૂર્તિ સામે એટલે સભામંડપમાં ડાબી બાજુએ શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૬ ફીટ ઊંચી કાર્યોત્સર્ગસ્થ પ્રતિમા છે. આ પ્રતિમાના મસ્તક ઉપર ધરણેંદ્રની સાત ફણાઓ દર્શાવી છે. ફણાઓની જમણી બાજુએ વરસાદ વરસાવતા કમઠાસુરનું રૂપ બતાવ્યું છે. ક્રોધથી ધમધમતા કમઠાસુરનું મુખ આલેખવામાં શિલ્પીએ સફળતા મેળવી છે. આ કમઠાસુરની નીચે જ પાડા ઉપર સવાર થઈને આવતા યમરાજનું દૃશ્ય જોવાય છે. આ યમરાજની બરાબર નીચે ફણાઓથી અલંકૃત મસ્તકવાળા નાગરાજ આ ઉપસર્ગનું નિવારણ કરવા આવેલા હોય એમ બતાવ્યું છે. નાગરાજના પગની પાસે અર્ધ નાગના સ્વરૂપવાળી નાગરાજની બે પટરાણીઓ બંને હાથ જોડીને પ્રભુની સ્તુતિ કરી રહી હોય એમ જણાય છે. પ્રભુના મસ્તકની ડાબી બાજુએ સૌથી ઉપર હાથ ઊંચો કરીને પ્રભુ ઉપર વરસાદ વરસાવવા માટે આવાહન કરતી કમઠાસુરની આકૃતિ છે. આ આકૃતિની નીચે એક બીજી આકૃતિ છે જે પેટના ભાગમાં સિંહની મુખાકૃતિ દર્શાવે છે, અને આ બીજી આકૃતિ નીચે સિંહ ઉપર સવારી કરીને આવતો એક દેવ શિલ્પીએ રજૂ કર્યો છે. આ ત્રણે આકૃતિઓ પ્રભુને ભય પમાડવા, પોતાના ધ્યાનમાંથી ચલિત કરવા માટે જ કમઠાસુરે વિકુર્વેલાં દેવોના સ્વરૂપોની જણાય છે. આ ત્રણે દેવોની આકૃતિઓ નીચે, પ્રભુના ડાબા પગની બાજુમાં જ બે હાથ જોડીને પ્રભુની સ્તુતિ કરતો યક્ષરાજ બેઠેલો છે અને યક્ષરાજની પાસે જ બે હાથવાળી યક્ષિણી બેઠલી બતાવી છે. આ દૃશ્ય શ્રીહેમચંદ્રાચાર્યે શ્રીપાર્શ્વનાથ ભગવાનની શત્રુ અને સેવક પ્રત્યેની સમદૃષ્ટિપૂર્ણ સ્તુતિનું સ્મરણ કરાવે છે કે—

"कमठे धरणेन्द्रे च स्वोचितं कर्म कुर्वति । प्रभुस्तुल्यमनोवृत्तिः पार्श्वनाथः श्रियेऽस्तु वः ॥"

પ્રભુ પાર્શ્વનાથના ઉપર્યુક્ત શિલ્પમાં જ મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્રવાળી, અશોક વૃક્ષની આકૃતિવાળી અને બંને ખભા ઉપર લટકતી કેશવાળીયુક્ત શ્રીઋષભદેવ ભગવાનની પદ્માસનસ્થ સુંદર મૂર્તિ બિરાજમાન છે. આ પ્રતિમાની નીચે પદ્માસનના મધ્યમાં ધર્મચક્રની આકૃતિ કોતરેલી છે અને ધર્મચક્રની બંને બાજુએ એકેક સિંહનું સ્વરૂપ આલેખ્યું છે.

ગભારાની અંદર અર્ધ પદ્માસનસ્થ એક તીર્થંકર પ્રતિમા બિરાજમાન છે. આ પ્રતિમા ગરદનના ઉપરના ભાગથી ખંડિત થયેલી છે. પ્રતિમાની બંને બાજુએ એકેક ચામરધર ઊભેલ છે. મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્ર કોતરેલાં છે. પ્રભુની પાછળના ભાગમાં સાંચીના સ્તૂપના જેવી આકૃતિ પણ કોતરેલી છે અને પાછળના ભાગમાં એક તકિયાની આકૃતિ પણ જોવાય છે. આવી તકિયાની આકૃતિ અજંતાની ગુફામાં બુદ્ધ ભગવાનના પરિનિર્વાણ પ્રસંગે કોતરેલી છે

તેવી જ આ શિલ્પમાં છે. મસ્તક ઉપરના ત્રણ છત્રોની બંને બાજુએ આકાશમાંથી અવતરણ કરતા દિક્‌પાલ હાથમાં ચામરીનો ઝુંબ લઈને અને ગંધર્વ હાથમાં પુષ્પની માળા લઈને આવતા જોવાય છે. પલાંઠીની નીચે પબાસનના મધ્યમાં આડું ધર્મચક્ર છે અને તેની બંને બાજુએ એકેક સિંહની આકૃતિ છે.

ગર્ભદ્વારની બહાર જમણી બાજુએ એક ઊંચી વેદી ઉપર બે હાથવાળો યક્ષરાજ હાથીના વાહન ઉપર લલિતાસને બેઠેલો છે. તેના જમણા પગની નીચે દાંડી સહિત કમલનું પુષ્પ કોતરેલું છે અને બંને બાજુએ એકેક પરિચારક બેઠેલો છે. મસ્તક ઉપરનો મુગટ અને યક્ષરાજની આકૃતિ ઘણી જ સુંદર છે.

ગર્ભદ્વારની બહાર ડાબી બાજુએ બીજી ઊંચી વેદી ઉપર બે હાથવાળી અંબિકાદેવીની મૂર્તિ લલિતાસને બેઠેલી છે. અંબિકાની બેઠક નીચે સિંહનું વાહન સ્પષ્ટ દેખાય છે. દેવીના જમણા હાથમાં આમ્રલુંબ છે અને ડાબા હાથે પકડીને ડાબા પગ ઉપર એક સુંદર બાળક બેસાડેલું છે. બાળકનું મસ્તક ખંડિત થયેલું છે. દેવીના મસ્તક ઉપર કેરીઓ સાથેનું એક આમ્રવૃક્ષ બતાવ્યું છે. આમ્રવૃક્ષની કેરી ખાતો એક વાંદરો પણ શિલ્પીએ આ શિલ્પમાં કોતર્યો છે. દેવીની બાજુમાં જમણો હાથ ઊંચો રાખીને તથા ડાબા હાથમાં ખુલ્લું છત્ર પકડીને એક બ્રાહ્મણ ઊભેલો છે. દેવીના મસ્તક પરનો સુંદર કેશકલાપ, મારવાડમાં આવેલા નાંદિયા ગામના જિનમંદિરમાં ગભારામાંના મૂળનાયક શ્રીમહાવીરસ્વામીની મૂર્તિ પાસે ફૂલની માળા લઈને આવતા ગંધર્વ–સ્ત્રીના કેશકલાપને આબેહૂબ મળતો આવે છે.

સિવાય બંને બાજુની ભીંતોમાં નાની મોટી પ્રતિમાઓ કોતરેલી છે. આ ગુફામાં શક સંવત ૧૧૬૯ માં કોતરાયેલો એક શિલાલેખ છે.

(૨) ગુફા નંબર: ૩૨. ઉપર્યુક્ત ગુફાની પાસે જૈન ગુફાઓ પૈકી વિશાળ અને સુંદર શિલ્પયુક્ત સ્વરૂપોવાળી ગુફા આવેલી છે. આ ગુફામાં પેસતાં જ જમણી બાજુએ ઊભેલા હાથીનું સ્વરૂપ કોતર્યું છે. ગુફાના ચોકતળિયાના ગભારામાં મૂળનાયકની વેદી ઉપર ચૌમુખ પ્રતિમાઓ બિરાજમાન છે. બધી પ્રતિમાઓ પદ્માસનસ્થ છે અને દરેકના પદ્માસનની મધ્યમાં એકેક ધર્મચક્ર તેમજ બંને બાજુએ એકેક સિંહની આકૃતિ કોતરેલી છે. દરેકના મસ્તક ઉપરના ભાગમાં ત્રણ ત્રણ છત્ર છે. બંને બાજુએ એકેક ચામરધર દર્શાવ્યા છે અને છત્રની બંને બાજુએ એકેક ગંધર્વ પ્રભુભક્તિ નિમિત્તે આકાશમાંથી અવતરણ કરી રહ્યો હોય એમ જોવાય છે.

ગભારાની બહારની બાજુએ એક જિનપ્રતિમા ખંડિત થયેલી છે. તેમની જમણી બાજુએ યક્ષરાજ અને ડાબી બાજુએ યક્ષિણી અંબિકાની મૂર્તિ છે. યક્ષરાજના મસ્તક ઉપર વડનું ઝાડ અને યક્ષિણીના મસ્તક ઉપર આમ્રવૃક્ષ કોતરેલું છે. બને ઝાડ ઉપર એકેક પદ્માસનસ્થ જિનપ્રતિમા કોરેલી છે. બંનેના હાથનાં આયુધો ખંડિત છે. અંબિકાનું સ્વરૂપ કળામય અને દર્શનીય છે

સભામંડપમાં જમણી બાજુએ ગુફા નંબર: ૩૧ ની બરાબર સામે ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ ભગવાનના ઉપસર્ગને લગતો પ્રસંગ અને ડાબી બાજુએ વેલડીથી વીંટાયેલી શ્રીબાહુબલિજીની મૂર્તિ કાયોત્સર્ગ અવસ્થામાં કોતરેલી છે.

દેરાસરની નીચે મૂળનાયક તરીકે શ્રીમહાવીરસ્વામીની અર્ધ પદ્માસનસ્થ જિનપ્રતિમા એક ઓરડીમાં આવેલી છે. આ પ્રતિમાની નીચે પબાસનમાં વચ્ચે ધર્મચક્રને બદલે સિંહની આકૃતિ લાંછન તરીકે કોતરેલી છે અને વચ્ચેના સિંહની બંને બાજુએ બીજા એકેક સિંહની આકૃતિ દર્શાવેલી છે. પ્રભુની પીઠની પાછળ સાંચીના સ્તૂપના કઠેરા જેવી કોતરેલી આકૃતિ સ્પષ્ટ દેખાય છે અને બંને બાજુએ એકેક ચામરધર પરિચારક ઊભેલા બતાવ્યા છે. ગભારાની બહારના ભાગમાં જમણી બાજુની ભીંતે બેઠેલીને રાખેલી યક્ષિણી અંબિકાની સુંદરતમ મૂર્તિ બિરાજમાન છે. જ્યારે ડાબી બાજુએ યક્ષરાજની મૂર્તિ છે. યક્ષરાજ અને યક્ષિણીની પાછળના ભાગમાં અજંતાના શિલ્પીઓએ કોતરેલા તકિયા જેવો તકિયો પણ અહીં દર્શાવ્યો છે. યક્ષરાજ અને યક્ષિણીના બંને હાથનાં આયુધો નાશ પામ્યાં છે.

અહીં સભામંડપની જમણી બાજુએ શ્રીપાર્શ્વનાથ ભગવાનનો ઉપસર્ગ અને ડાબી બાજુએ તપસ્યા કરતા બાહુબલિની કાયોત્સર્ગસ્થ પ્રતિમાનાં શિલ્પો કોતરેલાં છે.

આ ઓરડીની ઉપરના ભાગની ભીંત ઉપર (૧) નાગરાજની સાત ફણાઓ સહિત શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા

બિરાજમાન છે. (૨) મધ્યમાં સ્થાપનાચાર્ય અને તેની એક બાજુએ બે સાધ્વીઓ તેમજ બીજી બાજુએ બે જૈન સાધુઓ પોતાના હાથમાં રાખેલાં ધાર્મિક પુસ્તકમાંથી ધર્મોપદેશ સંભળાવતા હોય એવું દૃશ્ય છે. (૩) સાત લડવૈયાઓની લડાઈનો પ્રસંગ પણ દર્શાવ્યો છે.

ઉપર્યુક્ત ઓરડીની બરાબર સામેની બાજુએ એક બીજી ઓરડી આવેલી છે. આ ઓરડીના ગભારામાં એક અર્ધ પદ્માસનસ્થ જિનમૂર્તિ છે. તેની નીચે પબાસનમાં વચ્ચે આડું ધર્મચક્ર છે અને ધર્મચક્રની બંને બાજુએ એકેક સિંહની આકૃતિ છે. ગભારાની બહારની બાજુએ શ્રીપાર્શ્વનાથ ભગવાન અને તેમને કમઠાસુરે કરેલો ઉપસર્ગ, તપસ્યા કરતા બાહુબલિજી, હાથી ઉપર આરૂઢ થયેલો અને મસ્તક પાછળ વટવૃક્ષના દેખાવ સાથેનો યક્ષરાજ તેમજ સિંહના વાહન ઉપર આરૂઢ અને ડાબા હાથમાં ફળ રાખીને ભદ્રાસને બેઠેલી, જેના મસ્તકની પાછળ આમ્રવૃક્ષ દર્શાવવામાં આવ્યું છે એવી યક્ષિણી અંબિકાદેવીની મનોહર મૂર્તિ છે. સભામંડપમાં બંને બાજુએ અર્ધ પદ્માસનસ્થ બબ્બે તીર્થંકર પ્રતિમાઓ ગુપ્તેન્દ્રિયવાળી છે. તેમના મસ્તકે અશોકવૃક્ષની આકૃતિ બતાવી છે. આ રીતે ચાર પ્રતિમાઓ છે.

ગુફાના ઉપલા માળે ઇલુરાની બધી ગુફાઓનાં શિલ્પોમાં સર્વોત્તમ કહી શકાય એવાં બે મોટાં શિલ્પો સામસામે આવેલાં છે. જે શિલ્પોને આજસુધીના વિદ્વાનોએ ઇંદ્ર અને ઇંદ્રાણી તરીકે જગતને ઓળખાણ કરાવી છે, તે વસ્તુત: હાથી ઉપર આરૂઢ થયેલા યક્ષરાજ અને વાઘના વાહન ઉપર આરૂઢ થયેલી યક્ષિણીનાં જ શિલ્પો છે. બે હાથવાળી યક્ષિણી એ અંબિકાદેવી સિવાય બીજું કોઈ નથી. યક્ષ અને યક્ષિણી પાછળ અનુક્રમે વટવૃક્ષ અને આમ્રવૃક્ષ કોતરી કાઢેલાં છે. આ અંબિકાદેવીની મૂર્તિના ઉપરના ભાગની છતમાં ભિત્તિચિત્રો દોરેલાં છે, જેનો ઘણોખરો ભાગ નાશ પામ્યો છે છતાં બચેલા ભાગ ઉપરથી તેના સૌંદર્યનો ખ્યાલ આવી શકે એમ છે. આ ગુફામાં સૌથી વધુ આકર્ષક તો સભામંડપમાં આવેલા સ્તંભો છે. વિશાળ પરિધિવાળા આ સ્તંભોમાં ફૂલહારથી સુશોભિત મોટા કળશો અને બીજા આકારો કોતરેલા છે. આ ગુફામાં આવેલા યક્ષરાજના મોટા શિલ્પને ઇંદ્ર તરીકે ઓળખાવવામાં આવેલું હોવાથી આ ગુફાને લોકો ઇંદ્રગુફાના નામે ઓળખે છે.

(૪) ગુફા નંબર : ૩૩. ઉપર્યુક્ત ગુફાના ઢબે જ કોરી કાઢેલી છે, છતાં આ ગુફામાંના શિલ્પમાં વિશેષતા એ છે કે, ગભારાની બારશાખમાં બંને તરફ અને ઉપરના ભાગમાં થઈને ચોવીશ ભગવાનની મૂર્તિઓ કોરી કાઢેલી છે. આવી રચના અહીંની બીજી ગુફાઓના ગભારાના બારશાખમાં નથી. ગભારાની બંને બાજુએ શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિઓ ઉત્કીર્ણ છે. આ ગુફાની છતમાં ઘણાં ભિત્તિચિત્રો દોરેલાં છે; જે ધીમે ધીમે નાશ પામી રહ્યાં છે. એક ખૂણામાં બચેલા ચિત્રકામ ઉપરથી આખાયે ચિત્રકામની સુંદરતાની કલ્પના સહેજે થઈ આવે છે. નાશ પામતાં આ ભિત્તિચિત્રોનો જીર્ણોદ્ધાર કરાવવા માટે અમે અહીં જૈનસમાજનું ધ્યાન દોરીએ છીએ.

(૪) ગુફા નંબર : ૩૪. આ બહુ નાની ગુફા છે. પ્રતિમા વગેરેની સ્થાપનાઓ છે. આ ગુફાની છતમાં પણ કેટલાંક સુંદર ભિત્તિચિત્રો સચવાઈ રહેલાં છે.

(૫) ગુફા નંબર : ૩૫. આ ગુફાઓથી લગભગ ૦।। માઈલ દૂર એક ગુફા છે. તેમાં ફણાયુક્ત શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ પદ્માસને બિરાજમાન છે. આ મૂર્તિની ઊંચાઈ સિંહાસનના પાયાથી લઈને ફણા સુધી ૧૦ ફીટની છે, જ્યારે બંને ઢીંચણની પહોળાઈ ૬ ફીટ છે, સિંહાસન ઉપર ઝ શ્રી[વ ?]ર્ધનપુરના વતની ગાલુગી નામના શ્રાવકના પુત્ર ચક્રેશ્વરે શક સંવત્ ૧૧૫૬ (વિ૦ સં૦ ૧૨૯૧)માં પ્રતિમા કરાવ્યાનો લેખ છે.[1]

ગુફા નંબર : ૩૧ થી ૩૪ માં યક્ષરાજ અને યક્ષિણીનાં સુંદર વિવિધ શિલ્પો તો ભારતીય શિલ્પના નમૂનાઓમાં ભાત પાડે એવાં છે. વળી, શ્રીપાર્શ્વનાથ ભગવાનના કમઠાસુરના ઉપસર્ગના પ્રસંગવાળું શિલ્પ, અને શ્રીબાહુબલિજીની તપસ્યાના પ્રસંગનું શિલ્પ વગેરેના ફોટાઓ લેવડાવવા માટે જૈન સમાજે ખાસ લક્ષ દેવાની જરૂરત છે અને ગુફામાં આવેલાં ભિત્તિચિત્રો જે હજુ સુધી બચી રહેલાં છે તેની નકલો સિદ્ધહસ્ત ચિત્રકાર પાસે કરાવી લેવા માટે જૈન સમાજે વિશેષ ધ્યાન આપવા જેવું છે. જૈન સમાજ જેવી સંપન્ન સમાજ પણ જો પોતાના જૈનાશ્રિત ચિત્રકળાના અવશેષોની નકલો કરાવવા પૂરતી પણ કાળજી નહિ રાખે તો ભવિષ્યની જૈન પ્રજા આ અમૂલ્ય કળાના વારસાથી વંચિત રહી જશે એમ અમારું માનવું છે.

★

૧. "જૈન સત્યપ્રકાશ:" વર્ષ : ૭, અંક : ૭; Archealogical Survey of Western India. Miscellaneous Publication, Bombay. 188, P. 98-100.

# મધ્યપ્રદેશની મંદિરાવલી

મધ્યપ્રદેશમાં જૈનધર્મનો પ્રચાર ક્યારથી શરૂ થયો એ વિશે નિર્ણયાત્મક કહેવું મુશ્કેલ છે પરંતુ જબલપુરની પાસે આવેલા રૂપનાથમાં સમ્રાટ અશોકનો શિલાલેખ મળે છે; એ ઉપરથી એમ જણાય છે કે, મૌર્ય સામ્રાજ્યનો આ પ્રદેશ સાથે સંબંધ હતો. અશોકના પૌત્ર મૌર્ય સંપ્રતિએ આ પ્રદેશમાં પોતાના ધર્મવિજયનો ધ્વજ ફરકાવ્યો હોય એમ માનવાને કારણ મળે છે. સરગુજા રાજ્યમાં સરગુજાથી ૧૨ માઈલના અંતરે આવેલા રામગિરિ પર્વતમાં જોગીમારા નામક ગુફાઓમાં જે કેટલાંક ભિત્તિચિત્રો મળી આવ્યાં છે; તે ચિત્રોમાં પદ્માસનસ્થ વ્યક્તિનું ચિત્ર અને ગુફામાંનો શિલાલેખ પ્રાકૃત ભાષામાં હોવાથી તે જૈનધર્મ સાથે સંબંધ ધરાવે છે એ નિર્વિવાદ છે. એ વિશે શ્રીરાયકૃષ્ણદાસ કહે છે: 'આ ગુફામાં એ જ સમયનાં એટલે ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીનાં અથવા તેથી કંઈક પાછલા કાળનાં ચિત્રો અંકિત છે, જે ઐતિહાસિક કાળની ભારતીય ચિત્રકળાના પ્રાચીનતમ ઉપલબ્ધ નમૂનાઓ છે પરંતુ એ ચિત્રોની સુંદર રેખાઓ તેના ઉપર ફરીથી ખેંચેલાં બેડોલ ચિત્રોમાં છુપાઈ ગઈ છે. બચેલા અંશો ઉપરથી અનુમાન થાય છે કે ત્યાંના કેટલાક ચિત્રોનો વિષય જૈન હતો.'[1] ડૉ. બ્લાખે ત્યાંના અભિલેખોની લિપિ ઈ. સ. પૂર્વ ત્રીજી શતાબ્દીની હોવાનું જણાવ્યું છે. એટલે એ લેખોમાં સંપ્રતિ સંબંધે હકીકત ન હોય તોપણ એ લેખો અને ચિત્રો સંપ્રતિકાલીન હોવાનું તો નક્કી થાય જ છે.

એ પછી આ પ્રદેશની નજીક આવેલા કલિંગ દેશના ચક્રવર્તી ખારવેલે ઈ. સ. પૂર્વે ૧૫૦ લગભગમાં આ પ્રદેશમાં જૈનત્વના પ્રસાર માટે પ્રયત્ન કર્યો હશે એવું અનુમાન છે.

ઈ. સ. ના પહેલા-બીજા સૈકામાં તો જૈનાચાર્યોએ અહીં પોતાનું મથક સ્થાપેલું હોવાનું જણાય છે. જૈનોના આગમ સાહિત્ય 'કલ્પસૂત્ર'માં જૈન શ્રમણોની બ્રહ્મદ્વીપિક શાખાનો જે ઉલ્લેખ છે તે આ પ્રદેશના બ્રહ્મદ્વીપ નામના દ્વીપ ઉપરથી જ અસ્તિત્વમાં આવી હતી. આ બ્રહ્મદ્વીપ એલચપુરની નજીક આવેલી કૃષ્ણા અને વેણા નદીની વચ્ચે આવેલો હતો.

એ બ્રહ્મદ્વીપમાં અનેક તપસ્વીઓ રહેતા હતા. શ્રીવજ્રસ્વામીના મામા આર્ય સમિતસૂરિ( ઈ. સ. પહેલો સૈકો )એ બ્રહ્મદ્વીપના ૫૦૦ તાપસોને જૈનધર્મમાં દીક્ષિત કર્યા હતા. એ તાપસોથી જૈન શ્રમણોની બ્રહ્મદ્વીપિક શાખાનો આરંભ થયો હતો.[2]

વસંતપુરના નિલય શ્રેષ્ઠીના પુત્ર ક્ષેમંકરે આર્ય સમિતસૂરિ પાસે દીક્ષા લીધી હતી.[3] વળી, હરંત સંનિવેશમાં રહેતો જિનદત્ત નામનો શ્રાવક સાધુઓ પ્રત્યે અત્યંત ભક્તિ હોવાથી તેમના નિમિત્તે આહાર તૈયાર કરાવતો હતો. આર્ય સમિતસૂરિ જ્યારે એ પ્રદેશમાં આવ્યા ત્યારે જિનદત્ત શ્રેષ્ઠીની એ હકીકત જાણીને તેમણે પોતાના સાધુઓને તેને ત્યાંથી આહાર વહોરવાનો નિષેધ કર્યો હતો.[4]

બ્રહ્મદ્વીપિક શાખાના પ્રસિદ્ધ આર્ય સિંહ બ્રહ્મદ્વીપિક નામે જ ઓળખાતા હતા. આર્ય સિંહને મધુમિત્ર અને સ્કંદિલ નામે બે શિષ્યો હતા. તેમાં મધુમિત્રના ગંધહસ્તિ નામે વિદ્વાન શિષ્ય બ્રહ્મદ્વીપિક શાખાના મુકુટમણિ ગણાતા

---

૧. શ્રીરાયકૃષ્ણદાસ: 'ભારતીય ચિત્રકળા' પૃ૦ ૧૨
૨. 'આચારાંગ ચૂર્ણિ' પૃ૦ ૫૪૩
૩. 'પિંડનિર્યુક્તિ–ટીકા' પૃ૦ ૧૦૦
૪. એજન : પૃ૦ ૩૧

હતા. એ ગંધહસ્તિએ ‘આચારાંગ–વિવરણ’ વિ. સં. ૨૦૦ વીત્યા પછી લખ્યું એમ હિમવદાચાર્યકૃત ‘થેરાવલી’ જણાવે છે. આ વિદ્વાને વાચકપુંગવ શ્રીઉમાસ્વાતિના ‘તત્ત્વાર્થ–ભાષ્ય’ ઉપર ‘ગંધહસ્તિ’ નામે ૮૦૦૦૦ શ્લોકપ્રમાણ મહાભાષ્ય અને અગિયાર અંગો ઉપર વ્યાખ્યાઓ રચી હોવાનું પણ જણાય છે.[૫]

એ પછીનો ઇતિહાસ અહીંના રાજકીય ઇતિહાસ સાથે ગૂંથાયેલો છે. કલચૂરી નરેશો આ પ્રદેશ ઉપર રાજ્ય કરતા હતા. તેમની રાજધાની ત્રિપુરીમાં હતી, જેને ચેદી દેશ પણ કહેવામાં આવતો. તેઓ મોટે ભાગે જૈનધર્મના પોષક હતા; એનું પ્રમાણ એ છે કે, તેઓ જૈનધર્મી રાષ્ટ્રકૂટ રાજાઓની સાથે ઘનિષ્ટ સંબંધમાં આવ્યા હતા. આ રાજવંશોમાં વિવાહસંબંધ પણ હતો. ઇ. સ. ની સાતમી શતાબ્દીમાં શંકરગણ નામક રાજા, જે જૈનધર્મનો અનુયાયી હતો, તેણે કુલ્પાકનું મંદિર બંધાવી, તેમાં માણિક્યસ્વામીની મૂર્તિને પ્રતિષ્ઠિત કરાવી; એટલું જ નહિ, તેણે એ તીર્થની રક્ષા માટે ૧૨ ગામ ભેટ કર્યાં હતાં કલચૂરી કાળના શિલાલેખો બહુરીબંદ આદિ કેટલાંક સ્થાનોની જૈન મૂર્તિઓને છોડીને મળી આવતા નથી.

ત્રિપુરીમાંથી કેટલાંયે જૈન અવશેષો મળી આવ્યાં છે. એક શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિ, જેમાં યક્ષિણી અંબિકા દેવી પણ છે, તે લેખ સાથેની મળી આવી છે. તે લેખમાં જણાવ્યું છે કે–‘માનાદિત્યની પત્ની સોમ તમને રોજ પ્રણામ કરે છે.’

બારમી શતાબ્દીમાં સિરપુરમાં અંતરિક્ષ પાર્શ્વનાથની સ્થાપના મલધારી શ્રીઅભયદેવસૂરિ હસ્તક થયેલી છે એ પછી જૈન સાધુઓ અને જૈન સંઘો આ અંતરિક્ષ, ભાંદક, કુલ્પાક વગેરે તીર્થોની યાત્રાએ આવતા હતા; એમ જણાય છે. શ્રીજિનપ્રભસૂરિ(ચૌદમો સૈકો)એ આ તીર્થોને સ્વયં નિહાળી તે તીર્થોનો ઇતિહાસ ‘વિવિધ તીર્થકલ્પ’માં આલેખ્યો છે. એ પછીના યાત્રીઓમાં જૈન સાધુઓએ રચેલી તીર્થમાળાઓમાં આ પ્રદેશોનું જાતમાહિતીનું વર્ણન મળે છે.

વળી, બારમા સૈકાના સુંદર નમૂનારૂપ ભગવાન મહાવીરની પ્રતિમા પણ આ પ્રદેશમાંથી મળી આવેલી છે સિવાય અહીંના ખેરમાઈમાં રહેલી પ્રતિમાઓના ઢગલાઓમાં કેટલીયે જૈન પ્રતિમાઓના અવશેષો હાથ લાગ્યાં છે.[૬]

આવાં અનેક અવશેષો જ્યાં ત્યાં આ પ્રદેશમાં પડેલાં છે. કેટલાંયે મંદિરો જૈનેતરોએ પચાવી પાડ્યાં છે. ડૉ૰ હીરાલાલના મત પ્રમાણે ‘કુકર્રા મઠની કારીગરી ૯–૧૦ મી શતાબ્દીની જણાય છે. પુરાતત્ત્વજ્ઞો આને જૈન મંદિર બતાવે છે.’[૭] બરેઠા, બિલહરી અને બડગામમાં આવાં મંદિરોના અવશેષોની ખોટ નથી. એક માત્ર આરંગનું પ્રાચીન જૈન મંદિર બચી શક્યું છે તે એટલા માટે કે તેમાં જૈન મૂર્તિ રહી જવા પામી છે. નહિતર એનું પણ ક્યારનુંયે રૂપાંતર થઈ ગયું હોત.

ત્રિપુરી, બિલહરી, ડોંગરગઢ, કામઠા, બાલાઘાટ, આંમગાંવ, અને બડગાંવ આદિ કેટલાંક સ્થાનોમાં કેટલાક સ્તંભો ઉપર સ્વસ્તિક, નન્દ્યાવર્ત, મીનયુગલ અને કુંભકલશ વગેરે ચિહ્નો જોવામાં આવે છે અને જિનમૂર્તિઓ પણ મળી આવે છે. નિઃસંદેહ આ અવશેષો જૈન મંદિરો સાથે સંબંધ ધરાવે છે.[૮]

આ બધાં પ્રમાણેથી જણાય છે કે અહીં જૈન મંદિરો પ્રચુર પ્રમાણમાં અવશ્ય હતાં જે દક્ષિણ ભારતની માફક અજૈનોને હાથ પડયાં છે.

હનુમાનતાલના જૈન મંદિરમાં મૂર્તિવિધાન શાસ્ત્રની દૃષ્ટિએ અનોખી કેટલીક મૂર્તિઓ સુરક્ષિત છે. ભાંદક અને અંતરિક્ષ તીર્થોમાંના મૂળનાયકની મૂર્તિઓ અર્ધ પદ્માસનસ્થ અને પ્રાચીન છે; જેનો ઇતિહાસ તે તે સ્થળે આપ્યો છે.



૫. હિમવદાચાર્ય કૃત ‘સ્થવિરાવલી’ પૃ૦ ૯

૬ ‘ધર્મયુગ’ તા. ૧૬–૯–૫૧

૭. ‘મંડલામયૂખ’ પૃ૦ ૭૯

૮. ‘જ્ઞાનોદય’ માસિકમાં મુનિ શ્રીકાન્તિસાગરજીનો લેખ–‘યે ઉપેક્ષિત અવશેષ’ વર્ષ : ૩, અંક : ૧૨.

# ૨૩૭. આકોલા

(કોઠા નંબર : ૪૧૬૮)

આકોલા રેલ્વે સ્ટેશન છે. સ્ટેશનથી ૧ માઈલ દૂર શહેર આવેલું છે. અહીં શ્વેતાંબર જૈનોની ૫૦૦ માણસોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને ૧ ધર્મશાળા છે. વરાડ પ્રાંતના પ્રાચીન તીર્થધામ અંતરિક્ષજી જવા માટેનું આ રેલ્વે સ્ટેશન છે.

અહીં બજારમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું ઘુમટબંધી એક મંદિર છે.

★

# ૨૩૮. સિરપુર–અંતરિક્ષ

(કોઠા નંબર : ૪૧૭૦)

વરાડમાં આકોલાથી ૪૪ માઈલ દૂર સિરપુર નામે ગામ છે. તેમાં અંતરિક્ષ પાર્શ્વનાથ ભગવાનનું તીર્થધામ આવેલું છે. શ્રીજિનપ્રભસૂરિ આ તીર્થની પ્રતિમાનો સંબંધ એક પૌરાણિક આખ્યાયિકા સાથે હોવાનું જણાવે છે.[1] એ મુજબ પ્રતિવાસુદેવ રાવણના સેવક માલિ અને સુમાલિએ આ પ્રતિમા વેળુની બનાવી હતી; અને તેનું પૂજન કરીને એ મૂર્તિને નજીકના કોઈ સરોવરમાં પધરાવી હતી. કાળાંતરે વિંગઉલ્લ–ચિંગઉલ્લ (એલચપુર) નગરના રાજા શ્રીપાલ, જેને કોઢ થયો હતો, તે જ્યારે શિકાર માટે બહાર ગયો ત્યારે સરોવરની નજીકમાં આવતાં તેણે સરોવરનું પાણી પીધું અને હાથ–મોં ધોવાથી તેનું શરીર એકદમ કંચનવર્ણું બની ગયું. તેનો કોઢ રોગ તદ્દન નાશ પામ્યો. આ રોગનાશક પાણીનું કારણ તપાસતાં તેમાં રહેલી માલિ–સુમાલિએ બનાવેલી વેળુની પ્રતિમા જડી આવી. એ પ્રભાવશાળી મૂર્તિ માટે શ્રીપુર–સિરપુર નગર વસાવી તેમાં મંદિર બંધાવ્યું અને મલધારી શ્રીઅભયદેવસૂરિએ સં. ૧૧૪૨ના મહાસુદિ ૫ ને રવિવારના રોજ વિજયમુહૂર્તમાં એ મૂર્તિની પ્રતિષ્ઠા કરી. શ્રીપાલે આ સિરપુર ગામ આ મંદિરના નિભાવ માટે અર્પણ કર્યું. આ મૂર્તિને જ્યારે સ્થાપન કરવામાં આવી ત્યારે તે જમીનથી ખૂબ અદ્ધર રહેલી હોવાથી તેની અંતરિક્ષ પાર્શ્વનાથ તરીકે પ્રસિદ્ધિ થઈ. એ પછી તેનો મહિમા એટલો લોકવિશ્રુત બન્યો કે કેટલાયે જૈનાચાર્યો અને જૈન સંઘો આ તીર્થની યાત્રા કરવા આવવા લાગ્યા.

શ્રીજિનપ્રભસૂરિ (ચૌદમી સદી) કહે છે કે, પહેલાં મૂર્તિની નીચેથી એક પાણિયારી સ્ત્રી નીકળી જાય એટલી એ પ્રતિમા અદ્ધર હતી પણ કલિયુગના પ્રભાવથી અત્યારે અંગલૂછણું જ નીચેથી નીકળે એટલી અદ્ધર રહે છે.

શ્રીસોમધર્મગણિએ સં. ૧૫૦૫માં રચેલી 'ઉપદેશ સપ્તતિકા' (બીજો અધિકાર–દશમો ઉપદેશ)માં એ જ વાત નોંધી છે.[2] એ પછીના શ્રીલાવણ્યસમયે સં. ૧૫૮૫માં રચેલા 'અંતરિક્ષ પાર્શ્વનાથ છંદ'માં આ મૂર્તિ, શ્રીપુરનગરમાં તીર્થની સ્થાપના, અને એ મૂર્તિના અદ્ધર રહેવા વિશે સુંદર વર્ણન આપ્યું છે, તે વર્ણન ભાગ આ પ્રમાણે છે:—

"પ્રૌઢી પ્રતિમા ભારી ઘણી, પાલખી છે મલોખા તણી; રાજા મન આવ્યો સંદેહ, કિમ પ્રતિમા આવે છે એહ. ૪૦
વાંકી દૃષ્ટિ કર્યો આરંભ, રહી પ્રતિમા થાનક થિર થંભ; રાજા લોક ચિંતાતુર થયો, એ પ્રતિમાનો થાનક થયો. ૪૧
સૂત્રધાર સિલાવટ સાર, તેડી આપ્યો ગરથ ભંડાર; આલસ અંગતણાં પરિહરો, વેગે ઈહાં જિનમંડપ કરો. ૪૨
સિલાવટ તિહાં રંગરસાલ, કીધા જિન પ્રાસાદ વિસાલ; ધ્વજ દંડ તોરણ થિર થંભ, મંડપ માંડયા નાટારંભ. ૪૩
પબાસણ કીધો છે જિહાં, તે પ્રતિમા નવિ બેસે તિહાં; અંતરિક્ષ ઊંચા એટલે, તલે અસવાર જાયે તેટલે. ૪૪
રાજા રાણી મનને કોડ, ખરચે દ્રવ્ય તણી તિહાં કોડ; સપ્ત ફણામણિ સોહે પાસ, એલગરાયની પૂરી આસ. ૪૫

---

૧. "વિવિધતીર્થકલ્પ"માં 'શ્રીપુરઅંતરિક્ષપાર્શ્વનાથકલ્પ' પૃ૦ ૧૦૨.

૨ निवेश्य नगरं नव्यं श्रीपुरं तत्र भूपतिः । अचीकरच्च प्रोत्तुङ्गं प्रासादं प्रतिमोपरि ॥ २१ ॥
[illegible] नारी [illegible] । [illegible] प्रयाति स्म पुरेति स्थविरा जगुः ॥ २२ ॥
किमप्यन्तरमद्यापि भूमि–प्रतिमयोः खलु । अस्तीति तत्र माहात्म्यं वदन्ति जनता अपि ॥ २३ ॥

પૂજે પ્રભુને ઉએવે અગર, તિન ઠામે વાસ્યો શ્રીનગર; રાજા રાજલોક કામિની, ઓલગ કરે સદા સ્વામિની. ૪૬ ”

શ્રીશીલવિજયજીએ સં. ૧૭૪૬માં રચેલી તીર્થમાળામાં ઉપર્યુક્ત હકીકતની આ પ્રમાણે ટૂંકી નોંધ લીધી છે:

“ અનુક્રમિ એલચરાયનો રોગ, ફૂરી ગયો તે જ સંયોગ; અંતરિક પ્રભુ પ્રગટ્યા જામ, સ્વામી મહિમા વધ્યો તામ. આગે તો જાતો અસવાર, એવડો અંતર હુંતો સાર; એક દોરાનું અંતર આજ, દિન દિન દીપીએ મહારાજ. ”

આ એલચપુરનો રાજા તે બીજો કોઈ નહિ પણ શ્રીપાલ નામે હતો, જેનો આ મૂર્તિના કારણે કોઢ રોગ દૂર થયો. તેણે શ્રીપુર વસાવીને એ મૂર્તિ માટે વિશાળ મંદિર બંધાવ્યું. સાહિત્યની કથા ઉપરથી જણાય છે કે, આ શ્રીપાલ સોપારક નગરના મહાસેન રાજાની પુત્રી તિલકસુંદરીને પરણ્યો હતો. ઈતિહાસજ્ઞોની માન્યતા પ્રમાણે એલચ નામનો જૈન રાજા વિ. સં. ૧૧૧૫ માં એલચપુરની ગાદીએ આવ્યો હતો.

પ્રતિમાના અદ્ધર રહેવાની બાબતમાં અગાઉ એક પાણિયારી બેડા સાથે જઈ શકે તેટલી અથવા એક ઘોડેસવાર નીકળી જાય તેટલી જગા પ્રતિમા અને ભૂમિતલ વચ્ચે હતી પણ ચૌદમા સૈકાની આસપાસ ભૂમિ અને પ્રતિમા વચ્ચેનું અંતર એક અંગલૂછણું નીકળી જાય તેટલું રહ્યું જે આજે પણ જોઈ શકાય છે. વસ્તુતઃ પ્રતિમાના પાછલા ભાગમાં તાંબાની મેખ છે અને એ ભાગમાં પ્રતિમાના પાષાણનો ભાગ જમીનને અડકે છે, જ્યારે બીજી બાજુનો ભાગ તદ્દન અદ્ધર રહે છે.

આ શ્યામ પ્રતિમા અર્ધપદ્માસનસ્થ અને પ્રાચીન છે. હાલમાં આ પ્રતિમા ભોંયરામાં પધરાવેલી છે. ભાંદક, કુલ્પાક અને ગુડીવાડાની મૂળનાયક પ્રતિમાઓ સાથે આ મૂર્તિનું સ્થાપત્ય મળતું આવે છે.

આ પ્રતિમાની મૂળ સ્થાપના ગામ બહાર આવેલા બગીચામાંના જિનમંદિરમાં કરવામાં આવી હતી. એ કળાપૂર્ણ વિશાળ મંદિર આજે પણ વિદ્યમાન છે. આ મંદિરને શિલ્પશાસ્ત્રના અભ્યાસીઓ પણ એક હજાર વર્ષ જૂનું બતાવે છે. આ સ્થળ આજે પણ દર્શનીય છે. એ પછી આ મૂર્તિને અત્યારના સ્થાનમાં લાવવામાં આવી છે.

શ્રીભાવવિજય ગણિએ બનાવેલા ‘ અંતરિક્ષ પાર્શ્વનાથ સ્તોત્ર ’માં તેમણે જાતે અનુભવેલા આ મૂર્તિના ચમત્કારનું વર્ણન આપ્યું છે. એ વર્ણન મુજબ તેઓ આંખના રોગથી તદ્દન અંધ થયા હતા ત્યારે તેઓ સિરપુર આવ્યા અને ભગવાનના દર્શન માટે તેઓ ભાવપૂર્વક સ્તવના કરતાં દેખતા થયા. એ પ્રત્યક્ષ ફળના ઉપલક્ષમાં તેમણે આ મૂર્તિવાળા નાના સ્થાનને બદલે વિશાળ મંદિર બંધાવ્યું અને એ નવા મંદિરમાં શ્રીઅંતરિક્ષ પાર્શ્વનાથ ભગવાનની સં. ૧૭૧૫ના ચૈત્ર સુદિ ૬ના દિવસે પ્રતિષ્ઠા કરી.

આ પ્રતિમાનું પ્રાચીન સ્થાન એક ભોંયરાના પેટા ભોંયરામાં હતું. તેમાં એક ઓટલા જેવી બેઠક ઉપર ભગવાનની મૂર્તિ પધરાવેલી હતી. તે અત્યારના મોટા ભોંયરામાં પ્રતિષ્ઠિત કરી તે પછી પ્રભુના સ્થાને માણિભદ્ર યક્ષની સ્થાપના કરેલી છે. એ બેઠકની ડાબી બાજુએ પ્રાચીન કાળના અધિષ્ઠાયક દેવની મૂર્તિ પણ બિરાજમાન છે, તે મૂર્તિને લોકો માણિભદ્ર યક્ષ તરીકે ઓળખે છે. એટલે આ નાના ભોંયરામાં આજે માણિભદ્રની ૨ મૂર્તિઓ વિદ્યમાન છે. બીજું મોટું ભોંયરું જેમાં આ નાના ભોંયરામાંથી પણ જઈ શકાય છે તેમાં અંતરિક્ષ પાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે. વસ્તુતઃ નાનું અને મોટું ભોંયરુ એક મંદિરનાં બે સ્થાનો છે.

જૈનેતર સાહિત્યમાં પણ આ તીર્થસ્થાનનો ઉલ્લેખ મળી આવે છે. મહાનુભાવ પંથના ચૌદમી સદીના ‘ સ્મૃતિસ્થલ ’ નામક મરાઠી ગ્રંથમાં વૃદ્ધાચાર વિભાગમાં અંતરિક્ષજીનો નામોલ્લેખ આ પ્રકારે કર્યો છે : “ जाल करि पारसनाथायेणा श्रीपुरावरूनि जा ”— ‘ જાઓ તો ઉપર શ્રીપારસનાથના શ્રીપુર થઈને જજો. ’

આ ઉપરથી જણાય છે કે ચોદમી સદીમાં આ તીર્થસ્થાનનો મહિમા વ્યાપક બની ચૂક્યો હતો.

પોલકરોના સમયમાં આ મંદિરના ઉપરના ચોકમાં રહેલો ધ્વજદંડ જે ચાંદીના પતરાંથી મઢેલો છે તેમાં આ પ્રકારે લેખ કોતરેલો છે:—

"संस्थान शिरपुर अंतरिक्ष महाराज बापुसा नागोसा सावजी सावळे ओसवाल दिगंबरी हस्ते ध्वजा चाढ, मुकाम कलमनूरी सन १२८९ मिती चैत्र शुद १० ॥"

ફસલી સન ૧૨૯૮ એટલે વિ. સં. ૧૯૩૫ સમજવો.

આ ઉપરથી એમ કહી શકાય કે શ્વેતાંબરાચાર્ય મલધારી શ્રીઅભયદેવસૂરિએ પ્રતિષ્ઠિત અને શ્રીભાવવિજય ગણિએ પુનઃ પ્રતિષ્ઠિત કરેલા તીર્થમાં સં. ૧૯૩૫ માં ધ્વજદંડ પણ શ્વેતાંબર શ્રાવકોએ જ ચડાવ્યો હતો.

આજે અહીં જૈન શ્રાવકોની વસ્તી નથી. માત્ર તીર્થસ્થાન અને એક જૈન ધર્મશાળા છે[1]

*

## ૨૩૯ ભાંદક

(કોઠા નંબર : ૪૧૮૩)

મધ્યપ્રદેશના ચાંદા જિલ્લામાં વર્ધા જંકશનથી બલ્લાર શાહ અને મદ્રાસ જતી રેલ્વે લાઇન પર ચાંદાની પાસે જ ભાંદક નામે સ્ટેશનનું ગામ છે. એનું પ્રાચીન નામ 'ભદ્રાવતી'. 'મહાભારત' અને જૈમિનિ 'કથાસાર'માં ભદ્રાવતીનો ઉલ્લેખ આવે છે પરંતુ એમાં ઉલ્લેખેલ ભદ્રાવતી આ હશે કે કેમ એ શોધનો વિષય છે; પરંતુ દોઢ–બે હજાર વર્ષના પુરાણા 'ગણેશ પુરાણ'માં 'ભાંનક–ભદ્રક' નગરીનો ઉલ્લેખ છે તે નિર્વિવાદ રીતે આ સ્થળનો પરિચાયક છે.

કલિંગ દેશના જૈન રાજવી ખારવેલ, જેનો પત્તો એક માત્ર મળી આવેલા ઉદયગિરિના શિલાલેખના આધારે મળે છે, તેની રાણી આ ભદ્રાવતીની રાજપુત્રી હતી. સંભવ છે કે, ખારવેલે આ સ્થળે જૈન સંસ્કૃતિનો મહિમા વધાર્યો હોય.

પ્રસિદ્ધ ચીની યાત્રી હુએનત્સાંગે (ઈ. સ. ૬૨૯) આ નગરીનો ઉલ્લેખ કર્યો નથી પરંતુ કલિંગથી કોસલમાં આવતાં તેણે આપેલા વર્ણન મુજબનું સ્થાન આ જ લાગે છે.[2]

આ પ્રમાણો સિવાય ભદ્રાવતીનો પ્રાચીન ઈતિહાસ અંધારામાં છે. જૈનોએ આ સ્થળમાં જૈન સંસ્કૃતિનો પ્રચાર ક્યારે કર્યો એ જાણવામાં નથી પરંતુ અવાંતર પ્રમાણોથી નક્કી થાય છે કે બૌદ્ધો પહેલાં જૈનોએ આ પ્રદેશમાં પ્રવેશ કર્યો હતો. આ પ્રદેશમાં આવેલો અશોકનો કહેવાતો સ્તૂપ સમ્રાટ સંપ્રતિનો હોવાનું કેટલાક વિદ્વાનોનું મંતવ્ય છે. બૌદ્ધો પછી વૈદિકોએ પણ અહીં પગપેસારો કરેલો છે એનું અનુમાન અહીંના ચંડિકાના મંદિરના થાંભલા ઉપરના એક શિલાલેખથી થાય છે. તેમાં संवत् ११३३ वैक्रमे અને चंडिका એટલા અક્ષરો વાંચી શકાય છે. વળી, ગામમાં આવેલા ભદ્રનાગના મંદિરની બહાર એક ખંડિત શિલાલેખ શાકે ૧૩૦૧ અથવા ૧૩૦૮ની સાલનો છે, જેમાં આ નાગનારાયણ મંદિરનો ઉદ્ધાર કર્યાની હકીકત છે. આ સિવાય તળાવ પાસેની ટેકરી ઉપરના એક મંદિરમાં સં. ૧૧૯૯નો લેખ વિદ્યમાન છે.

અહીંની જમીનમાંથી મળી આવતી જૈન, બૌદ્ધ અને વૈદિક એમ ત્રણે પ્રકારની મૂર્તિઓ ઉપરથી આ નગરી સમયે સમયે ત્રણે સંસ્કૃતિઓનું કેંદ્રધામ રહી છે. મળી આવેલી સામગ્રી નાગપુર વગેરેના સંગ્રહસ્થાનોમાં રાખવામાં આવી છે

આવી સંસ્કારધામ નગરી ઉપર કાળનો ક્રૂર પંજો ફરી વળેલો જોવાય છે. આજે ખંડિયેરો અને જંગલમાં પલટાઈ ગયેલી આ નગરીએ લાંબા સમય સુધી પોતાના ઐશ્વર્યથી લોકોનું આકર્ષણ કર્યે રાખ્યું હતું એમ ઉપર્યુક્ત પુરાતાત્ત્વિક સામગ્રી કહી રહી છે.

---

૧. વિશેષ હકીકત માટે જુઓ : મુનિરાજ શ્રીજંબૂવિજયજી મહારાજશ્રીની "શ્રીઆત્માનંદ પ્રકાશ"માં પ્રગટ થયેલી 'શ્રીઅંતરિક્ષ પાર્શ્વનાથજી તીર્થ' લેખમાળા : પુસ્તક : ૪૭, અંક : ૯ થી ૧૨, પુસ્તક : ૪૮ : અંક ૧ થી ૯

૨. આ દેશની રાજધાનીનો ઘેરાવો ૮ માઈલ છે. આ દેશની ભૂમિ ફળદ્રુપ છે. શહેર અને ગામડાં નજીક નજીક છે. લોકો આબાદ છે. ઊંચા અને કાળા છે. રાજા ક્ષત્રિય છે. પણ ધર્મે બૌદ્ધ છે. ઉદારતા માટે પ્રસિદ્ધ છે. અહીં ૧૦૦ બૌદ્ધ મઠો છે તેમાં ૧૦૦૦૦ મહાયાન પંથના બૌદ્ધ સાધુઓ રહે છે. શહેરની દક્ષિણે અશોકે બંધાવેલો સ્તૂપ છે, જ્યાં બુદ્ધે અન્ય મતવાળાઓને જીત્યા હતા અને જ્યાં પાછળથી નાગાર્જુને આવીને વસવાટ કર્યો હતો.—On Yuan-Chawang's Travels in India" Part II.

આજે અહીં જે સ્થળે જૈન મંદિર ઊભું છે ત્યાં આસપાસ જંગલ અને ઝાડીમાં પહેલાં એક નાનકડું મંદિર જીર્ણશીર્ણ બનેલું હતું, તેમાં એક જૈન પ્રતિમા ધૂળમાં અડધી દટાયેલી અવસ્થામાં જોવાતી હતી. ગ્રામડિયા લોકો તેને 'કેસરિયા બાબા' નામે ઓળખતા અને પોતપોતાની શ્રદ્ધા મુજબ સિંદૂર વગેરે ચડાવતા. એક વિદેશી પાદરીએ આ સ્થળ જોયું અને પુરાતત્ત્વખાતાના કાને હકીકત પહોંચાડી, ત્યારે આ મૂર્તિને સાફસૂફ કરાવી યોગ્ય સ્થાને બેસાડી અને એક ચોતરો બનાવી તારની વાડ બાંધી દઈ આ સ્થળને 'રક્ષિત સ્મારક' તરીકે જાહેર કરવામાં આવ્યું.

ચાંદા શહેરના વતનીઓને આની ખબર પડી ત્યારે ચાંદા, વર્ધા, હિંગનઘાટ, વરોરા વગેરે સ્થળના જૈનોએ મળીને સરકાર પાસેથી આ સ્થળનો કબજો મેળવ્યો. સને ૧૯૧૨માં આ પ્રતિમા અને ૧૦॥ એકર જમીન સરકારે શ્વેતાંબર સંઘને અર્પણ કરી, જમીનનો પટ્ટો કરી આપ્યો. એ પછી અહીં સુંદર ધર્મશાળા અને જિનમંદિર બાંધવામાં આવ્યું. વિ. સં. ૧૯૭૯ના ફાગણ સુદિ ૩ ના દિવસે જીર્ણોદ્ધાર કરવામાં આવેલા આ તીર્થના નૂતન મંદિરમાં એ મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી.

સર ફ્રેંકસ્લાયર નામના કમીશ્નર જ્યારે મધ્યપ્રાંતના ગવર્નર હતા ત્યારે આ મૂર્તિનાં દર્શન કરી એટલા પ્રભાવિત થયા કે તેમણે સરકાર તરફથી મંદિરને એક હજાર રૂપિયા અને ૧૪૨ એકર જમીન આ મંદિરને ભેટ તરીકે અર્પણ કરી છે. આજે આ સ્થળ જંગલમાં મંગલ જેવું બની ગયું છે.

સ્ટેશનથી ગામ લગભગ ૧ માઈલ દૂર છે. ગામના છેડા ઉપર આ શિખરબંધી મંદિર આવેલું છે. મંદિરના કંપાઉંડમાં પ્રવેશ કરતાં વિશાળ દરવાજાની બંને પડખે લાંબી ધર્મશાળા છે. સામે સુંદર મંદિર છે. જમણા હાથે ગુરુમંદિર અને ડાબા હાથે નાગપુરનિવાસી શેઠ હીરાલાલજી કેશરીમલજી ઝવેરીએ નવું બંધાવેલું શ્રીઆદીશ્વર ભગવાનનું નાનું જિનાલય છે.

મુખ્ય શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં ત્રણ ગભારા છે. વચલા ગભારામાં ઉપર્યુક્ત હકીકતવાળી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા મૂળનાયક તરીકે બિરાજમાન છે. આ પ્રતિમા અત્યંત પ્રાચીન છે. તેના ઉપર લેપ કરાવેલો છે. પ્રતિમાની પહોળાઈ ૪૭ ઈંચ છે અને ફણા સહિત ૬૧ ઈંચ ઊંચી છે, સપ્ત ફણાના વિશાળ છત્ર યુક્ત આ મૂર્તિ અર્ધ પદ્માસનસ્થ છે. મૂળનાયક ભગવાનની આ પ્રતિમા, અંતરિક્ષ તીર્થના મૂળનાયક, કુલ્પાક તીર્થના મૂળનાયક, અને તેમાંની બીજી ૧૧ પ્રતિમાઓ તેમજ ગુડીવાડાના મંદિરના મૂળનાયકની પ્રતિમાઓની સમકાલીન લાગે છે.

મુખ્ય વેદીની આસપાસ વિશાળ વેદીઓ ઉપરની મૂર્તિઓ બહાર ગામથી લાવીને પધરાવવામાં આવી છે. આ બધી મૂર્તિઓના શિલાલેખો ઉપરથી એ ચારસો-પાંચસો વર્ષની પ્રાચીન જણાય છે.

મંદિરનું ખોદકામ કરતાં એક ચૌમુખી જિનપ્રતિમા મળી આવેલી તે પણ ઉપર્યુક્ત શ્રીપાર્શ્વનાથની પ્રતિમા જેટલી જ પ્રાચીન જણાય છે. આ ચૌમુખી પ્રતિમાને મંદિરના ઉપરના શિખરમાં કરાવેલા ગભારામાં પ્રતિષ્ઠિત કરી છે. તેના ઉપર કેસરિયા રંગનો લેપ કરવામાં આવ્યો છે.

પાછળથી ખોદકામ કરતાં શ્રીઋષભદેવ ભગવાનની ૧૯ ઈંચ ઊંચી બે પ્રતિમાઓ મળી આવી હતી; એ બંને મૂર્તિઓને નીચેની ઓરડીમાં પધરાવેલી છે. એક પ્રતિમાની ગરદન ઉપર વાળની લટો જોવાય છે, જેથી એ ઋષભદેવની પ્રાચીન પ્રતિમા હોવાનું નક્કી થાય છે.

અહીં ખોદકામ કરતાં એક બાવન જિનાલયનો પત્તો લાગ્યો છે, તેમાંથી ઘણી મૂર્તિઓ અને શિલાલેખો મળી આવ્યા છે પરંતુ ખોદકામ કરતી વખતે જ એ પ્રાચીન શિલાલેખોને સંતાડી દેવામાં આવ્યા અને થોડીક ખંડિત મૂર્તિઓ મળેલી તે એક ઓરડીમાં મૂકી રાખવામાં આવી છે.

અહીં ઔષધાલય, ગૌશાળા, વાચનાલય, ઉપાશ્રય વગેરે બનેલાં છે પણ શ્વેતાંબર જૈનોની વસ્તી નથી.[1]



૧. વિશેષ પરિચય માટે જુઓઃ 'જૈન તીર્થ ભદ્રાવતી' પુસ્તિકા અને મુનિરાજ શ્રીજંબુવિજયજીનો લેખ– "શ્રીભદ્રાવતી પાર્શ્વનાથ તીર્થ"– 'શ્રીઆત્માનંદ પ્રકાશ' પુસ્તકઃ ૪૮, અંકઃ ૪.

# ઉત્તરપ્રદેશ અને બિહાર-બંગાળની મંદિરાવલી

જૈનોના પ્રાચીન આગમગ્રંથોમાં ઉત્તરપ્રદેશ અને બિહાર-બંગાળના પ્રદેશોને આર્યદેશોમાં ગણવામાં આવ્યા છે અને મોટા ભાગના તીર્થંકરોના જન્મ આદિ કલ્યાણકો[1] આ પ્રદેશના અયોધ્યા, અષ્ટાપદ, પ્રયાગ, શ્રાવસ્તી, કૌશાંબી, બનારસ, કાકંદી, ભદ્દિલપુર, ચંપાપુરી, કંપિલપુર, રત્નપુરી, હસ્તિનાપુર, સમેતશિખર, મિથિલા, રાજગૃહ, શૌરીપુર, ક્ષત્રિયકુંડ, ઋજુવાલુકા, પાવાપુરી વગેરે સ્થાનોમાં થયેલાં હોવાથી તે સ્થળો જૈન તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યાં છે. વળી, જે સ્થાનો તીર્થંકરોના ચરણસ્પર્શથી પવિત્ર થયાં હોય એ પણ તીર્થની ખ્યાતિને વર્યાં છે પરંતુ સમય જતાં થયેલી રાજ્યક્રાંતિ, ધર્મક્રાંતિ અને દુર્ભિક્ષના કારણે જૈનોએ કરેલા સ્થળાંતરના પરિણામે એ તીર્થો પૈકીના પ્રયાગ, શ્રાવસ્તી, કૌશાંબી, ભદ્દિલપુર, મિથિલા આદિ તીર્થોનો વિચ્છેદ થયો જ્યારે અષ્ટાપદ જેવાં તીર્થો વીસારે પડયાં છે. આ હકીકત આ પ્રદેશમાં જૈનધર્મની પુરાકાલીન સ્થિતિનું સ્મરણ કરાવી આપે છે.

હજારીબાગ જિલ્લામાં આવેલો સમેતશિખર પહાડ. જેનો શાબ્દિક વ્યુત્પત્તિની દૃષ્ટિએ સમ્ + આ + ઇતઃ = સારી રીતે આવેલા, એટલે નિર્વાણને યોગ્ય સ્થળ સમજીને આવેલા એવો અર્થ લગાવી શકાય, તેને જૈન અનુશ્રુતિઓથી સમર્થન મળે છે. ચોવીશ તીર્થંકરો પૈકી વીશ તીર્થંકરોએ આ પહાડ ઉપર નિર્વાણ પ્રાપ્ત કર્યું હતું જેના કારણે આ પહાડનું 'સમેતશિખર' એવું નામ પ્રાચીન કાળથી પ્રસિદ્ધિમાં આવેલું છે. કોઈ સ્થળે સમેતશિખરને 'સમાધિશિખર' પણ કહ્યું છે. એ નામમાં પણ સમાધિને યોગ્ય સ્થાન એવા અર્થમાં પણ ઉપર્યુક્ત હકીકતનો જ નિર્દેશ છે. વળી, જૈનોના ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુ, જેમણે ચોવીશ તીર્થંકરો પૈકી છેલ્લું નિર્વાણ આ સ્થળે પ્રાપ્ત કર્યું તેથી આ સમેતશિખર 'પારસનાથ પહાડ'ના નામે પણ ઓળખાય છે.

આ તો જૈન ગ્રંથો અનુસાર વાત થઈ; પરંતુ આપણે બીજા ગ્રંથોનાં પ્રમાણો તરફ ધ્યાન આપીએ તો ઉપર્યુક્ત હકીકત સ્પષ્ટ થશે.

વૈદિક કાળમાં કીકટ-મગધનું સ્થાન હેય ગણાતું હતું. બ્રાહ્મણોના 'સંહિતા' ગ્રંથોમાં આ દેશ અને તેના નિવાસીઓની નિંદા કરવામાં આવી છે તીર્થયાત્રાના કારણ સિવાય તેમાં પ્રવેશવાનો એ ગ્રંથોમાં નિષેધ કરેલો છે. ત્યાં વધુ વખત રહેનારને પ્રાયશ્ચિત્ત લેવાનું પણ ફરમાવવામાં આવ્યું છે. મગધને 'વ્રાત્ય-દેશ' કહી અનાર્ય દેશ તરીકે ઓળખાવ્યો છે.

બસો વર્ષ પહેલાંના એક જૈન કવિએ તેમની આ પ્રાચીન માન્યતાનું ચિત્ર રજૂ કરતાં જણાવ્યું છે:

"કાશીવાસી કાગ મૂઓ મુગતિ લહઈ; મગધિ મૂઓ નર ખર હુઈ એ."

—કાગડો પણ કાશીમાં મરે તો મુક્તિ પામે પરંતુ માણસ જો મગધમાં મરે તો ગધેડો થાય.

---

૧. તીર્થંકરોની પાંચ ઘટનાઓને જૈનો કલ્યાણક તરીકે ઓળખાવે છે. દરેક તીર્થંકરોનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને મોક્ષ એમ પાંચ-પાંચ કલ્યાણકોના હિસાબે અયોધ્યામાં ૧૯, પ્રયાગમાં ૧, અષ્ટાપદમાં ૧, શ્રાવસ્તીમાં ૪, કૌશાંબીમાં ૪, બનારસ-(ભદૈની)માં ૪,-(ભેલુપુર)માં ૪,-(ચંદ્રપુરી)માં ૪,-(સિંહપુરી)માં ૪, કાકંદીમાં ૪, ભદ્દિલપુરમાં ૪, ચંપાપુરીમાં ૫, કંપિલપુરમાં ૪, રત્નપુરીમાં ૪, હસ્તિનાપુરમાં ૧૨, મિથિલામાં ૮, રાજગૃહમાં ૪, શૌરીપુરમાં ૨, ક્ષત્રિયકુંડમાં ૩, ઋજુવાલુકામાં ૧, પાવાપુરીમાં ૧ અને સમેતશિખરમાં ૨૦ મળીને ૧૧૭ કલ્યાણકો અને ૩ સૌરાષ્ટ્રના ગિરનારમાં મળીને ૨૪ તીર્થંકરોનાં ૫ કલ્યાણકો ગણતાં આ રીતે કુલ ૧૨૦ કલ્યાણકો થાય.

બૌદ્ધધર્મના કારણે આ નિંદા કરવામાં આવી હોય એમ માની શકાય એમ નથી; કેમકે સંહિતાની રચના બુદ્ધદેવના ઉદય પહેલાં થઈ ચૂકી હતી એમ માનવામાં આવે છે. વળી, વ્રાત્યોની માન્યતા વિશે શ્રીજયચંદ્ર વિદ્યાલંકારના આ કથનથી સમર્થન મળે છે કે, 'આ વ્રાત્યો અર્હત અને ચૈત્યોના ઉપાસક હતા, જેઓ બુદ્ધથી પહેલાં વિદ્યમાન હતા.'[૨] આ હકીકત જૈનધર્મની સ્થિતિ ઉપર આછો પ્રકાશ પાથરે છે.

ડૉ. ભાંડારકર ઉપર્યુક્ત હકીકતને ટેકો આપતાં સ્પષ્ટ કહે છે કે, 'પ્રાચ્યદેશના લોકોને જૈનધર્મે આર્ય બનાવ્યા હતા.'[૩] વસ્તુતઃ વૈદિક કાળમાં મગધ, બિહાર, બંગાલ અને ઓરિસાના પ્રદેશોમાં જૈનધર્મનો ખૂબ પ્રચાર હતો તેથી જ વૈદિક લોકોને એના પ્રભાવથી બચાવી લેવા માટે કડક આદેશ કરવામાં આવ્યો હતો આ હકીકતને આપણે કંઈક વિગતથી જોઈએ.

જૈનોના 'પ્રજ્ઞાપના સૂત્ર' અને 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'માં ૨૫॥ આર્યદેશો ગણાવેલા છે; જેમાં તીર્થંકરો, ચક્રવર્તીઓ, બલદેવ અને વાસુદેવો આદિનો જન્મ થતો હતો અને જે પ્રદેશોમાં જૈન શ્રમણો વિહાર કરી શકતા એ જનપદો અને તેની રાજધાનીનાં નગરોનાં નામો ઉક્ત ગ્રંથોમાં આ પ્રકારે આપેલાં છે:—

| જનપદ | રાજધાની | જનપદ | રાજધાની |
|---|---|---|---|
| ૧. મગધ | રાજગૃહ | ૧૪. શાંડિલ્ય | નંદિપુર |
| ૨. અંગ | ચંપા | ૧૫. મલય | ભદ્રિલપુર |
| ૩. બંગ | તામ્રલિપ્તિ | ૧૬. મત્સ્ય (વચ્છ) | વૈરાટ |
| ૪. કલિંગ | કાંચનપુર | ૧૭. વરણા | અચ્છ |
| ૫. કાશી | વારાણસી | ૧૮. દશાર્ણ | મૃત્તિકાવતી |
| ૬. કોશલ | સાકેત | ૧૯. ચેદિ | શુક્તિમતી |
| ૭. કુરુ | ગજપુર | ૨૦. સિંધુ–સૌવીર | વીતભયપત્તન |
| ૮. કુશાવર્ત | શૌરીપુર | ૨૧. શૂરસેન | મથુરા |
| ૯. પાંચાલ | કાંપિલ્યપુર | ૨૨. ભંગી | પાવાપુરી |
| ૧૦. જાંગલ | અહિચ્છત્રા | ૨૩. વાર્તા | માસપુરી |
| ૧૧. સૌરાષ્ટ્ર | દ્વારવતી | ૨૪. કુણાલ | શ્રાવસ્તી |
| ૧૨. વિદેહ | મિથિલા | ૨૫. લાઢ | કોટિવર્ષ |
| ૧૩. વત્સ | કોશાંબી | ૨૫॥ કેકય–અર્ધ | શ્વેતાંબી |

આ જનપદોમાં ગણાવેલા સૌરાષ્ટ્ર, દશાર્ણ, સિંધુ–સૌવીર, ચેદિ આદિને બાદ કરતાં મોટા ભાગના જનપદો ઉત્તર પ્રદેશ, બિહાર–બંગાલ અને તેની આસપાસમાં આવેલા છે. આ પ્રદેશોમાં કેટલાંક સ્થળો તો પ્રાચીન કાળનાં જૈનધર્મનાં મુખ્ય કેંદ્રધામો બની ચૂક્યાં હતાં, જે સ્થળોનાં નામ ઉપરથી જૈન શ્રમણોના ગણ, શાખા અને કુલોનાં કેટલાંક નામો પ્રસિદ્ધિમાં આવ્યાં હતાં. 'કલ્પસૂત્ર'ની 'સ્થવિરાવલી'માં એવાં કેટલાંક ગણ, શાખા અને કુલોનાં નામો ઉલ્લેખ્યાં છે, તે આ પ્રકારે છે:—

ગોદાસ ગણની શાખાઓ—તામલિત્તિયા, કોડિવરિસિયા, પુંડવદ્ધણિયા, દાસી ખબ્બડિયા.

ઉત્તરબલિસ્સહ ગણની શાખાઓ—કોસંબિયા, સોઈત્તિયા (સુત્તિવત્તિયા), કોડંબાણી, ચંદનાગરી.

ઉદ્દેહ ગણની શાખાઓ—ઉદંબરિજ્જિયા, માસપુરિયા, મઈપત્તિયા, પુણ્ણપત્તિયા.

કુલ:—નાગભૂય, સોમભૂય, ઉલ્લગચ્છ, હત્થલિજ્જ, નંદિજ્જ, પારિહાસય.

૨. 'ભારતીય ઇતિહાસકી રૂપરેખા' પૃ૦ ૪૦૧–૪૦૨.

૩. Annals of the Bhandarkar Oriental Institute. Vol. XII, P. 110.

ચારણ ગણની શાખાઓ—હારિયમાલાગારી ( હારિયમાલગઢી ), સંકાસીઆ, ગવેધુયા, વજ્જનાગરી.

કુલ:—વચ્છલિજ્જ, પીઇધમ્મિઅ, હાલિજ્જ, પૂસમિત્તિજ્જ, માલિજ્જ, અજ્જવેડય, કણ્હસહ.

ઉડુવાડિય ગણની શાખાઓ—ચંપિજ્જિયા, ભદ્દિજ્જિયા, કાંકંદિયા, મેહલિજ્જિયા.

કુલ:—ભદ્દજસિય, ભદ્દગુત્તિય, જસભદ્દ.

વેસવાડિય ગણની શાખાઓ—સાવત્થિયા, રજ્જપાલિયા, અંતરિજ્જિયા, ખેમલિજ્જિયા.

કુલ:—ગણિય, કામિડ્ઢિય, ઇંદ્રપુરગ.

માણવ ગણની શાખાઓ—કાસવજ્જિયા, ગોયમજ્જિયા, વાસિટ્ઠિયા, સોરટ્ઠિયા.

કુલ:—ઇસિગુત્તિ, ઇસિદત્તિય, અભિજયંત.

કોડિય ગણની શાખાઓ—ઉચ્ચાનાગરી, વિજ્જાહરી, વઇરી, મજ્ઝિમિલ્લા.

કુલ:—બંભલિજ્જ, વચ્છલિજ્જ, વાણિજ્જ, પણ્હવાહણય.

આ સિવાય અજ્જસેણિયા, અજ્જતાવસી, અજ્જકુબેરી, અજ્જઇસિપાલિયા, બંભદીવિયા, અજ્જનાઇલી, અજ્જજયંતી, બંભદીવિય વગેરે નામની શાખાઓના ઉલ્લેખો મળે છે. પુરાતત્ત્વની સામગ્રી આ ઉલ્લેખોનું સમર્થન કરે છે. મથુરાના કંકાલી ટીલામાંથી મળી આવેલી કુશાનકાલીન મૂર્તિઓના શિલાલેખોમાં આમાંનાં કેટલાંક ગણ, કુલ, શાખાનાં નામો કોરેલાં જોવાય છે, જે મૂર્તિઓ નગ્ન હોવા છતાં શ્વેતાંબર આમ્નાયની હોવાનું પ્રમાણિત કરે છે.

કેમકે દિગંબર આમ્નાયમાં આવાં ગણ, કુલ, શાખાનો કયાંઇ ઉલ્લેખ મળતો નથી. એ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે કે, શ્વેતાંબરોને જે પ્રકારે અનગ્ન મૂર્તિઓ માન્ય છે તેવી જ નગ્ન મૂર્તિઓ પણ માન્ય છે; એથી જ બંગાળ, મથુરા, દક્ષિણ તેમજ અન્ય સ્થળોમાંથી જે નગ્ન મૂર્તિઓ મળી આવી છે તેને દિગંબરોની મૂર્તિઓ માની લેવી ઉચિત નથી. વળી, શ્વેતાંબર સૂત્રગ્રંથો જેને દિગંબરો માન્ય રાખતા નથી, તેમાંથી જ તત્કાલીન બંગાળમાં જૈનધર્મના પ્રભાવનો પત્તો લાગે છે એથી એ પણ સ્પષ્ટ થાય છે કે, બંગાળ આદિ સ્થળોમાં શ્વેતાંબર જૈનોનો જ પ્રભાવ હતો; એમ ઐતિહાસિક દૃષ્ટિએ કહેવામાં બાધ નથી.

જો કે ઉપર્યુક્ત ગણ, શાખા અને કુલનાં નામોમાં સૂચિત તે તે પ્રદેશોના નામોનો બરાબર પત્તો મળતો નથી છતાં કેટલાંક નામોથી આ પ્રદેશના તામ્રલિપ્તિ, કોટિવર્ષ, પુંડ્રવર્ધન, કોશાંબી, શુક્તિમતી, ઉદુંબર, ચંપા, કાકંદી, મિથિલા, શ્રાવસ્તી, અંતરજ્જિયા, કોમિલ્લા આદિ સ્થળોમાં જૈન શ્રમણોએ પોતાનાં પ્રવૃત્તિકેંદ્રો સ્થાપ્યાં હોવાનું જણાય છે. એ જ કારણે એ શ્રમણસમૂહ તે તે સ્થળોના નામ ઉપરથી ઓળખાતો હતો. આ પૈકી તામ્રલિપ્તિ તે આજનું મિદનાપુર, કોટિવર્ષ તે દિનાજપુર, પુંડ્રવર્ધન તે બોગડા જિલ્લો અને ખબ્બડિયા તે પશ્ચિમ બંગાળનું ખરવાટ રાજ્ય માનવામાં આવે છે. આ બધાં સાહિત્યિક ઉદાહરણોથી સ્પષ્ટ થાય છે કે, ભગવાન મહાવીરના સમયથી બંગાળમાં જૈનધર્મ અત્યંત ક્રિયાશીલ હતો અને જૈનોનો પ્રભાવ પ્રત્યેક વિભાગમાં ફેલાયો હતો, એમાં સંદેહ નથી.

વિહાર પ્રાંત શ્રમણ સંસ્કૃતિનું કેંદ્રધામ હતો. ભગવાન મહાવીર અને બુદ્ધે આ પ્રદેશને પોતાનું વિહારક્ષેત્ર બનાવ્યું હતું તેથી જ આ પ્રદેશ આજ સુધી વિહાર નામે ઓળખાય છે. ભગવાન મહાવીરના નામ ઉપરથી વીરભૂમિ, સિંહભૂમિ અને માનભૂમિ આદિ પ્રદેશોનાં નામો પડયાં છે. 'આચારાંગસૂત્ર'થી જણાય છે કે ભગવાન મહાવીરને રાઢ જિલ્લાની વજ્જભૂમિ અને સુબ્ભભૂમિમાં અનેક કષ્ટ સહન કરવાં પડયાં હતાં. આ પ્રાંત યાત્રા માટે દુર્ગમ ગણાતો. અહીંના નિવાસીઓ સાધુઓ પ્રત્યે નિર્દય હતા. તેઓ તેમની પાછળ કૂતરાંઓને ઉશ્કેરતા. એ કૂતરાંઓ વગેરેથી બચવા માટે સાધુઓને આ પ્રદેશમાં વાંસના દંડ રાખવા પડતા. જૈન સાધુઓ આજે પોતાની સાથે જે દાંડો રાખે છે તે સંભવત: એ સમયથી ચાલુ થયેલી પ્રણાલિકાનો સૂચક હશે. વૃદ્ધ અને ગ્લાનમુનિ માટે તેમજ જમીન ઉપરનું પાણી માપવા માટે પણ તેની ઉપયોગિતા માનવામાં આવી છે.

આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે પ્રારંભમાં જૈન સાધુઓને બંગાળના આદિવાસીઓ સાથે તેમના વિરોધનો સામનો કરવો પડયો હશે, તે પછી જ સાધુઓના પરોપકારપરાયણ જીવનથી તેઓ પ્રભાવિત થયા હશે. કરેલા દેશવ્યાપી પ્રચારથી સમજાય છે કે, ભગવાન મહાવીરના સમયથી જૈનધર્મના ઉત્થાનની લહેર આ ના સમસ્ત પ્રદેશોમાં પણ પહોંચી ચૂકી હતી, જેના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ પુરાતત્ત્વની મળી આવેલી ી પણ એ વાતનું સમર્થન કરે છે એ વિશે કેટલાંક પ્રમાણો જોઈ લઈએ.

'તિત્થોગાલી પ્રકરણ'માં ઉલ્લેખેલા નંદ રાજાઓએ બનાવેલા પાંચ સ્તૂપોનું સમર્થન પાટલીપુત્ર (કુમ્રહાર)ના કામોમાંથી મળે છે. આપણે ખારવેલના પ્રસિદ્ધ શિલાલેખથી જાણીએ છીએ કે, નંદરાજ ઓરિસાનો વિજય કરી 'કાલિંગજિન મૂર્તિ'ને પટણા લઈ આવ્યો હતો અને ઉપર્યુક્ત પાંચ સ્તૂપોના નિર્માણથી પણ નંદરાજના વનું સૂચન મળે છે.

વળી, પટણાના લોહાણિપુરથી ઈ. સ. પૂર્વ ત્રીજી શતાબ્દીની મૂર્તિઓ અને મૌર્યકાલીન લાકડાના પાટડાઓ પટણાના ખોદકામમાંથી મળી આવ્યા છે.

ગોરખપુર જિલ્લાના કોહામથી એક શિલાલેખ ગુપ્ત સં. ૧૪૯નો મળી આવ્યો છે, જેમાં મદ્ર નામના માણસે કર્તૃન્ની મૂર્તિ સ્થાપન કર્યાનો ઉલ્લેખ આ પ્રકારે છેઃ—

'पुण्यस्कंधं स चक्रे जगदिदमखिले संसरद्वीक्ष्य भीतः श्रेयोर्थं भूतभूत्यै पथि नियमवतामर्हतामादिकर्तॄन् ।
मद्रस्तस्यात्मजोभूत् द्विजगुरुयतिषु प्रायशः प्रीतिमान्यः ॥ "[૪]

આ શિલાલેખ ઉપરથી ભગવાનલાલ ઈંદ્રજીએ 'આદિકર્તૄન્'થી જૈનધર્મના પાંચ તીર્થંકરો( શ્રીઆદિનાથ, ંતિનાથ, શ્રીનેમિનાથ, શ્રીપાર્શ્વનાથ તથા શ્રીમહાવીરસ્વામી )નો બોધ થતો હોવાનું જણાવ્યું છે.

પુંડ્રવર્ધન જેના ઉપરથી પુંડવદ્ધણિયા શાખા અસ્તિત્વમાં આવી હતી તે સ્થાન આજે બોગરા જિલ્લામાં આવેલા સ્થાનના ખંડિયેરોમાં જોઈ શકાય છે. ઈ. સ. પૂર્વે કેટલીયે સદીઓ પહેલાં આ પુંડ્રવર્ધન જૈનધર્મનો કિલ્લો ગણાતું આ હકીકત બૌદ્ધોના 'બોધિસત્ત્વાવદાન કલ્પલતા'ના 'સુમાગધાવદાન'માં અનાથપિંડકની પુત્રી સુમાગધાની વાર્તાથી ખ્યાલમાં આવે છે. 'દિવ્યાવદાન'માં[૫] પણ આ વાર્તાની પરંપરાની નોંધ મળે છે કે, પુંડ્રવર્ધનમાં ભગવાન બુદ્ધની પ્રત્યે અનાદર બતાવવાના કારણે સમ્રાટ અશોકે અનેક નિર્ગ્રંથોને મારી નાખ્યા હતા. ચીની યાત્રી હુએનત્સાંગે પુંડ્રનગરમાં નિર્ગ્રંથોને મારી નાખવાની નોંધ આપી છે.[૬]

આ સ્થાનમાંથી મૌર્યકાલીન એક જૈન શિલાલેખ મળી આવ્યો છે અને બીજી કેટલીયે પુરાતત્ત્વ સંબંધી મહત્ત્વપૂર્ણ ી મળી છે જેમાં એક પ્રાચીન ખંડિત જૈન મૂર્તિ પણ છે.

મથુરાના એક શિલાલેખથી જણાય છે કે, કનિષ્ક સં. ૬૨ (ઇ. સ. પૂર્વે ૧૦૪)માં રાઢના જૈન સાધુની પ્રાર્થનાથી મૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી, એવું પ્રમાણ મળે છે.

પૂર્વ પાકીસ્તાનમાં આવેલા કોમિલ્લાથી ૬ માઈલ દૂર મૈનામતી અને લાલભાઈની પહાડીઓ પૈકી મૈનામતીમાંથી તીર્થંકરોની પાષાણમયી પ્રતિમા મળી આવી છે; જે આ પ્રદેશમાં જૈનધર્મના વિશેષ પ્રભાવનું સૂચન કરે છે. ંનાં મંદિરોના ખંડિયેરોની દીવાલ પર યક્ષો, કિન્નરો, ગંધર્વો, વિદ્યાધરો આદિની મૂર્તિઓ ઉત્કીર્ણ જોવા મળે છે.

---

૪. Corpus Inscriptions Indikerum. No. 15.
૫ Cowell, Divyavadana, P. 427.
૬. Watters, Yuan chwang, Vol. 2. P. 184.

શ્રી. બરૂઆ પોતાના નિબંધ પૃ૦ ૬૫ માં જણાવે છે કે, 'હુએનત્સાંગે ભૂલથી આજીવકોને નિર્ગ્રંથ માની લીધા છે. તે જ પરંપરા ના કથાનકોમાં પણ ઊતરી આવી છે. વસ્તુતઃ નિર્ગ્રંથોની સાથોસાથ આજીવકો પણ મોટા પ્રમાણમાં રહેતા હતા, તેમના વિશે ઉપર્યુક્ત હોવાનો સંભવ છે.'

ડૉ. કે. ડી. મિત્રને પ્રાચીન સમતટના સુંદરવનના ખાસ ભાગનું અન્વેષણ કરતાં ઓછામાં ઓછી ૧૦ જૈન મૂર્તિઓનો પત્તો મળ્યો હતો. હુએનત્સાંગે આ પ્રદેશના નિર્ગ્રંથોના ગૌરવની નોંધ કરી છે.

પહાડપુર તામ્રપત્ર ( ગુ. સં. ૧૫૯ )માં એક બ્રાહ્મણ દંપતીએ વટગોહલી વિહારના અર્હતની ચંદન, ધૂપ, તથા ફૂલોની પૂજા જારી રાખવા માટે એક ભૂમિનું દાન કરવાનો ઉલ્લેખ કરેલો છે.[૭] વટગોહલીનો વિહાર બનારસના પંચ-સ્તૂપાન્વયના અધિકારમાં નિર્ગ્રંથ ગુરુ ગુહનંદિના શિષ્યની પરંપરાની અધ્યક્ષતામાં હતો.

શ્રીપ્રમોદલાલ પાલ જણાવે છે કે, પહાડપુરનો મઠ જે પ્રારંભમાં ( પાંચમી શતાબ્દી કે તે પૂર્વે ) યથાર્થ રીતે જૈનો દ્વારા બનાવેલો પ્રતીત થાય છે તે થોડા સમય પછી બ્રાહ્મણોના મંદિરરૂપે પરિણત થયો અને તે પછી ઉત્તરી બંગાળના બૌદ્ધોના સુપ્રસિદ્ધ સોમપુર વિહાર રૂપે ( આઠમી શતાબ્દીમાં ) પરિવર્તન પામ્યો હતો. જો કે અહીંથી એક પણ જૈન મૂર્તિ મળી આવી નથી પરંતુ આ હકીકતનું સૂચન એક તામ્રશાસનમાંથી મળે છે.[૮] જો એ તામ્રશાસન આપણને પ્રાપ્ત થયું ન હોત તો આ સ્થળે જૈન મંદિરના અસ્તિત્વનો સાચો ઇતિહાસ આપણે મેળવી શક્યા ન હોત. આ જ સ્થિતિ જગન્નાથપુરીના ભુવનેશ્વર મંદિરને પણ લાગુ પડે છે.

વસ્તુતઃ બૌદ્ધો અને બ્રાહ્મણોએ જૈન મંદિરોને પોતાના ધર્મ અનુસાર રૂપ આપી બૌદ્ધ ચૈત્ય કે બ્રાહ્મણ મંદિર બનાવી દીધાના ઘણા દાખલાઓ મળી આવે છે. શ્રીઅદીશચંદ્ર વંદ્યોપાધ્યાય આપણને સૂચવે[૯] છે કે, 'રાજગૃહની પહાડી ઉપર મખદુમની ગુફા જેને દેવદત્તની સમાધિગુફા બતાવવામાં છે તે વાસ્તવમાં દેવદત્ત કરતાંયે પહેલેથી પવિત્ર સ્થાન માનવામાં આવતું હતું. વસ્તુતઃ બૌદ્ધોએ પાછળથી જ જૈનોના પ્રાચીનતર અવશેષો ઉપર પોતાના સ્તૂપ અથવા વિહાર બનાવી દીધા છે.'

તેઓ ઉમેરે છે કે, "રાજગૃહના સોનભંડારના પહેલાના ખોદકામમાં જૈનો દ્વારા અને તે પછી કરવામાં આવેલા ઉપયોગથી જણાય છે કે, આ ગુફા મૌર્યકાળમાં જૈનો માટે બનાવવામાં આવી, તે પછી તેના ઉપર શિલાલેખ લખવામાં આવ્યો. શિલાલેખની લિપિ ગુપ્તકાલીન અથવા પ્રાચીન ઉત્તર ભારતની નાગરી લિપિ છે " તેમાં આ પ્રકારે ઉલ્લેખ છેઃ—

" निर्वाणलाभाय तपस्वियोग्ये शुभे गुहेऽर्हत्प्रतिमाप्रतिष्ठे । आचार्यरत्नं मुनिवैरदेवः विमुक्तयेऽकारयद् दीर्घतेजाः ॥ "

બીજા લેખમાં—" **सरनिक पो** " એવા અક્ષરો કોતરેલા વાંચવામાં આવ્યા છે.

લેખમાં ઉલ્લેખેલ 'મુનિ વૈરદેવ' અને 'અર્હત–પ્રતિમા' શબ્દો જ આ સ્થાનનું જૈનત્વ સૂચિત કરે છે, જેને કેટલાક બૌદ્ધોનું બતાવે છે.

જો કે હ્યુએનત્સાંગે રાજગૃહના વર્ણનમાં જૈનો વિશે કાંઈ વર્ણન કર્યું નથી પરંતુ વિપુલ પર્વતના એક શિખર ભાગમાં સ્તૂપની સમીપે જ્યાં બુદ્ધ ભગવાને અનેકવાર ઉપદેશ આપ્યો હતો, એ સ્થળે ઘણા નિર્ગ્રંથોને તેણે જોયા હતા. તે કહે છેઃ 'કેટલાયે નિર્ગ્રંથો હજી અહીં નિવાસ કરે છે અને લગાતાર તપસ્યા કરી રહ્યા છે, જેઓ સૂર્યોદયથી લઈને સૂર્યાસ્ત સુધી સૂર્યની તરફ જોયા ( ધ્યાન ) કરે છે.'

રાજગૃહ જે જૈન અને બૌદ્ધ એ બંને સાહિત્યમાં પ્રસિદ્ધ છે તે આજે પણ જૈનોનું તીર્થસ્થળ છે. વૈભાર પર્વત અને ઉદયગિરિ પર ગુપ્તકાલીન ઘણી જૈન મૂર્તિઓ સુરક્ષિત છે. બીજી કોરેલી જૈન મૂર્તિઓ ૮–૯ મી શતાબ્દીની છે અને એક મૂર્તિ ઉપર બારમી શતાબ્દીના અક્ષરો ઉત્કીર્ણ છે. એવાં પણ શિલાલેખીય ઉદાહરણો મળે છે કે ધર્માનુરાગી જૈનોએ મુસ્લિમકાળમાં પણ આ સ્થળે મૂર્તિઓની સ્થાપના કરી હતી.

ચિટગાંવ જિલ્લામાં સીતાકુંડની પાસે 'ચંદ્રનાથ' અને 'સંભવનાથ'નાં પ્રસિદ્ધ પ્રાચીન મંદિરો છે. આ સમયે બંને મંદિરો શૈવોનાં મનાય છે પરંતુ એમાં સંદેહ નથી કે મૂળમાં આ મંદિરો જૈન તીર્થંકરોનાં હતાં.

---

૭. Apigraphica Indica, Part 20, No. 5, P. 59.

૮. 'જૈન ભારતી' વર્ષ : ૧૪, અંક : ૧.

૯. એજન : વર્ષ : ૧૨, અંક : ૨.

આ સાહિત્યિક અને પુરાતાત્ત્વિક સામગ્રીના આધારે આર. ડી. બેનરજી ઉલ્લેખે છે કે, 'જૈન પ્રચારકોની અસર ગંગાના દક્ષિણ કિનારા અને ગંગાના પશ્ચિમ કિનારાથી લઈને ઉત્તરના સંયુક્ત પ્રાંતના જંગલો સુધી, જ્યાં જંગલી ગોંડ લોકો રહે છે તે ગોંડવાના પ્રદેશ સુધી ફેલાયેલી હતી.'

આ વિસ્તારમાં બાંકુરા જિલ્લાનું બહુલારા ધ્યાનખેંચે એવું છે. તેમાં ઈંટોથી બનેલું સુંદર મંદિર છે. જો કે અત્યારે તેમાં મૂળ સ્થાને શિવલિંગની સ્થાપના છે પણ તેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ પણ વિદ્યમાન છે. આ મંદિર એક ટેકરી ઉપર છે અને તેની એક દીવાલ નીચે અવશેષો દટાયેલાં પડયાં છે. ગોળ અને ઊંચા એવા કેટલાક સ્તૂપો તેમાં હોવાનું જણાય છે. આપણને એમ માનવામાં હરકત નથી કે આ શૈવ મંદિરના પાયા નીચે જે સ્તૂપો વિદ્યમાન છે તે જૈન હોવા જોઈએ.[10]

બાંકુરાના દક્ષિણ-પૂર્વીય ભાગમાં વિશિષ્ટ અવશેષોની શોધ ડૉ. જે. સી. ફ્રેંચે કરી છે. એ અવશેષો દશમા સૈકાનાં જણાયાં છે. એક પથ્થરનું મંદિર જે કેટલાંયે વર્ષો અગાઉ પડી ગયેલું છે તેમાં શ્રીપાર્શ્વનાથની મૂર્તિ છે અને તેના પરિકરમાં ભક્તોની આકૃતિઓ હોવાનું તેમણે જણાવ્યું છે.

બાંકુરા જિલ્લાનું દોલભીરા સ્થાન પણ પુરાતત્ત્વનાં અવશેષો ધરાવે છે, જે સંબંધે હજી કોઈ શોધ કરવામાં આવી નથી.

સને ૧૮૭૨-૭૩માં મિ. બેગલરે બંગાલમાંથી કેટલાંય અવશેષો શોધી કાઢયાં તે મુખ્યતઃ જૈન હતાં. મિ. બેગલરે પુરિલિયાથી ૫૦ માઈલ દૂર સુવર્ણરેખા નદીના કિનારે દુલ્મી અથવા ધાપુરદુલ્મી નામક ગામમાં ત્યજાયેલાં ખંડિત મંદિરો, કિલ્લો અને અસંખ્ય મૂર્તિઓ જોઈ હતી.

ધોલી એક બીજું ગામ છે જે દુલ્મીથી ૧૨ માઈલ દૂર આવેલું છે. તેમાં જૈન મંદિરો અને જૈન મૂર્તિઓ મળી આવે છે. આ મંદિરોમાંથી એક મંદિરની મૂર્તિના પદ્માસનમાં હરણનું ચિહ્ન ઉત્કીર્ણ હોવા છતાં ત્યાંના લોકો તેને 'અરનાથ'ના નામે પૂજા કરતા હોવાનું મિ. બેગલરે જોયું હતું.

ધોલીથી ૦॥ માઈલ દૂર સૂરસા ગામમાં મિ. બેગલરને શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિની ભાળ મળી હતી.

પુરિલિયાથી ૨૩ માઈલ દૂર આવેલા પાકવીર નામના સ્થાનમાંથી જૈન મૂર્તિઓના અવશેષો મળી આવ્યા છે જેમાં શ્રીપદ્મપ્રભસ્વામીની એક મોટી મૂર્તિને ત્યાંના લોકો 'ભીરમ્'ના નામે પૂજતા હતા. વળી, બે મૂર્તિઓ પૈકી એક શ્રીઋષભદેવની હતી અને બીજી સર્વતોભદ્રિકા-ચૌમુખ મૂર્તિ હતી; જેમાં સિંહ લાંછનયુક્ત શ્રીમહાવીર, હરણ લાંછનયુક્ત શ્રીશાંતિનાથ, બળદ લાંછનયુક્ત શ્રીઋષભદેવ, અને બકરાના લાંછનયુક્ત શ્રીકુંથુનાથની પ્રતિમાઓ હતી. આ સ્થાનની પાસેથી પણ બીજી કેટલીક મૂર્તિઓ મિ. બેગલરે શોધી કાઢી હતી; જે તેમણે બૌદ્ધોના નામે ચડાવી દીધી છે. આમાંથી એક મૂર્તિ જેમાં એક ઝાડ નીચે એક મનુષ્ય અને સ્ત્રીની મૂર્તિઓ છે તે ભગવાન મહાવીરના માતાપિતા હોવાનો સંભવ જણાવ્યો છે. બીજી મૂર્તિ અંબિકાની છે, જે શ્રીનેમિનાથ ભગવાનની શાસનદેવી તરીકે ઓળખાય છે.

આ બધાં પુરાતાત્ત્વિક પ્રમાણો એમ સૂચવે છે કે, ઇ. સ. ની શરૂઆતથી કે તે પહેલાંથી લઈને બંગાળની વિવિધ સંસ્કૃતિઓમાં જૈન સંસ્કૃતિનું સ્થાન મુખ્ય હતું પરંતુ પાલયુગમાં બૌદ્ધ તેમજ બ્રાહ્મણ સંસ્કૃતિની મળી આવેલી સામગ્રીની તુલનામાં જૈનોની મૂર્તિ આદિ સામગ્રી ઓછી મળી આવે છે તે એ તથ્યનું સૂચન કરે છે કે, પાલયુગમાં જૈનધર્મ પોતાનું ગૌરવ ખોઈ રહ્યો હતો. આમ છતાં ઠેઠ તેરમા સૈકામાં ગુજરાતના મહામંત્રી વસ્તુપાલ જ્યારે આ તરફ તીર્થયાત્રા માટે આવ્યા ત્યારે લાદ, ગાહ્ય, મારુ, ઢાલા, અવંતી અને બંગાલના સંઘપતિઓ તેમને જઈને મળ્યા હતા, એવું 'વસંતવિલાસ' કાવ્યથી જણાય છે. આથી સમજાય છે કે, તેરમી સદીમાં પણ લાદ, ગાહ્ય અને બંગાળમાં સંગઠિત જૈનસંઘના નેતાઓ મોજુદ હતા.

---

૧૦. 'જૈન ભારતી' : વર્ષ : ૧૨, અંક : ૯-૧૦. Adishchadra Bandyopadhyaya, 'Traces of Jainism in Bengal.'

વસ્તુત: સાતમા આઠમા સેકા પછી બંગાળમાં થયેલી કોઈ રાજ્યક્રાંતિ કે ધર્મક્રાંતિને ભોગ જૈનો થયા ત્યારે તેઓ એ પ્રદેશથી પશ્ચિમ તરફ હઠતા ગયા અને પોતાના ઇષ્ટદેવોની મૂર્તિઓ પણ કેટલીક સાથે લેતા ગયા. એ જ કારણ છે કે, બંગાળમાં જૈન મૂર્તિઓ જેટલા પ્રમાણમાં મળવી જોઈએ તેટલી હજી ઉપલબ્ધ થઈ નથી અને એ પણ હકીકત છે કે, જૈનોનાં એ વિખ્યાત સ્થળોની શોધ અને ખોદકામ તરફ હજી સુધી કશું ધ્યાન આપવામાં આવ્યું નથી. મારવાડના પ્રદેશોમાંથી આઠમા–નવમા સેકાની મૂર્તિઓ અને શિલ્પસામગ્રી મળી આવે છે તેનો અંકોડો આ પ્રાદેશિક પરિવર્તનનું સૂચન કરે છે. એ પછી તેરમા–ચૌદમા સેકામાં અને તે પછીના કાળમાં જૈનોની જે વસ્તી અહીં હોવાનાં પ્રમાણો મળે છે તે તો વેપાર નિમિત્તે આવીને અહીં વસેલા જૈનો વિશે જ માની શકાય.

વળી, જૈનોની વસ્તીનો મોટો ભાગ તો ધર્મપરિવર્તન કરીને અહીં સ્થિર થયો અને અસલનાં જૈન મંદિરો અજૈન મંદિરોમાં પરિવર્તન પામ્યાં. અહીં સરાક નામની જાતિ એ અસલના જૈન શ્રાવકો હોવાનું ઇતિહાસવિદો પણ કબૂલ કરે છે. તેમની રહેણીકરણીમાં જૈનત્વની નિશાનીઓ આજે પણ મોજુદ જોવાય છે.

સરાક જાતિના લોકો અત્યારે માનભૂમ, રાંચી, વર્ધમાન, બાંકુરા, મેદનીપુર અને સંથાલ પરગણામાં પથરાયેલા છે. તે જાતિમાં આજે પણ આદિદેવ, ધર્મદેવ, શાંતિદેવ, અનંતદેવ, ગૌતમ વગેરે ગોત્રનામો જોવામાં આવે છે. તેઓ કુલદેવતા તરીકે ભગવાન પાર્શ્વનાથને માને છે. તેઓ આજે પણ કોઈ જીવની હિંસા કરતા નથી. એટલે સુધી કે જીવાતવાળાં ફળ કે વડ અથવા પીંપળાના ટેટાને પણ ખાતા નથી. તેમનામાં ત્યાગનો મહિમા આજે પણ જોવાય છે. વસ્તુતઃ તેઓ ભગવાન પાર્શ્વનાથ અને મહાવીરના ઉપાસક શ્રાવકો હતા. આજે તેઓ ધર્મ અને સંસ્કૃતિમાં ઘસાઈ ઘસાઈને છેવટે સરાક બની ગયા છે. 'સરાક' એ 'શ્રાવક' શબ્દનો જ અપભ્રંશ છે.

આસામ અને ઓરિસા પ્રદેશ વિશે અમે અહીં આ વિભાગમાં જ વર્ણન આપ્યું છે. ઓરિસાની હાથીગુંફાનો પ્રસિદ્ધ શિલાલેખ એ પ્રદેશમાં જૈનધર્મની સ્થિતિ ઉપર પ્રકાશ પાથરે છે.

ભગવાન મહાવીરના સમયથી જ ઓરિસામાં જૈનધર્મનો પ્રચાર હતો. ઓરિસા ઉપર પાટલીપુત્રના નંદ સમ્રાટે ચડાઈ કરીને વિજય મેળવ્યો ત્યારે ઓરિસાના રાજભંડાર સાથે અહીંની 'કલિંગ જિનમૂર્તિ' પણ તે સાથે લઈ ગયો હતો; એ હકીકત ચક્રવર્તી ખારવેલના શિલાલેખથી જાણવા મળે છે. આથી એમ માની શકાય કે નંદ પહેલાં આ મૂર્તિનો પ્રભાવ લોકમાં જાણીતો થયો હતો, જેથી નંદ એ પ્રાભાવિક મૂર્તિને પોતાની રાજધાનીમાં સ્થાપન કરવા માટે લઈ ગયો. છેવટે એ જ મૂર્તિ ખારવેલે પાટલીપુત્ર ઉપર વિજય કરીને મેળવી હતી. જો કે આ મૂર્તિનો આજે પત્તો નથી પરંતુ એટલું નિશ્ચિત છે કે નંદ પહેલાં કલિંગમાં જૈનધર્મના ઉપાસકો મોજુદ હતા. આ હકીકત ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં જૈનોના મૂર્તિપૂજા વિશે પણ ઐતિહાસિક સૂચન કરે છે.

અશોકે કલિંગનો વિજય કર્યો ત્યારે ત્યાંની રાજકીય અને સામાજિક સ્થિતિ ડામાડોળ બની ગઈ હતી પરંતુ સમ્રાટ ખારવેલના સમય (વિક્રમ સંવત પૂર્વે ૧૫૦)માં કલિંગ પોતાની સમૃદ્ધિ અને સંસ્કારમાં આગળ પડતો ભાગ ભજવે છે અને ખારવેલ મહારાજા જૈનધર્મને રાજધર્મની સ્થિતિ સુધી પહોંચાડી છે; એ જ કલિંગમાં આજે ખંડગિરિ અને ઉદયગિરિમાં બનેલી જૈન ગુફાઓને બાદ કરતાં જૈનત્વનું નામોનિશાન પણ જણાતું નથી.

ગ્વાલિયર અને તેની આસપાસનાં કેટલાંક ગામો મધ્યભારતનાં હોવા છતાં કોઠાઓમાં તેને ઉત્તરપ્રદેશના વિભાગમાં મૂકેલાં હોવાથી તેનું વર્ણન પણ અમે અહીં જ આપ્યું છે.

★

# ૨૪૦. ગ્વાલિયર

( કોઠા નંબર : ૪૨૩૪-૪૨૩૮ )

પ્રાચીન સાહિત્ય અને શિલાલેખોમાં ગ્વાલિયરનું સ્થાન ઉલ્લેખનીય છે. જૈન ગ્રંથો અને શિલાલેખોમાં તેને ગોપગિરિ, ગોવગિરિ, ગોપાચલ, ગોપાલાચલ, ઉદયપુર આદિ નામોથી ઉલ્લેખવામાં આવ્યું છે.

આ નગરનું ગ્વાલિયર નગર કેમ પડ્યું એ વિશે એક દંતકથા સંભળાય છે કે, ગ્વાલિય નામના મહાત્માએ શૂરસેન રાજાનું કષ્ટ નિવારણ કર્યું તેથી રાજાએ કૃતજ્ઞતા દર્શાવવા તેમના નામે ગ્વાલિયરનો કિલ્લો બંધાવ્યો. ઇતિહાસજ્ઞોની માન્યતા મુજબ અહીંનો કિલ્લો ત્રીજી શતાબ્દીમાં બંધાયો હશે. ભારતના પ્રાચીન કિલ્લાઓમાં ગ્વાલિયરના કિલ્લાની ગણના કરવામાં આવે છે.

ગ્વાલિયરના કિલ્લામાં આવેલું સૂર્યમંદિર શિલ્પકળાની દૃષ્ટિએ મહત્ત્વનું છે. હૂણ જાતિના મિહિરકુલે આ મંદિર બંધાવેલું એમ મંદિરમાં લાગેલા શિલાલેખથી જણાય છે. આ લેખ ઈ. સ. ૫૧૫ નો માનવામાં આવે છે.[1]

એ પછી નવમી શતાબ્દીમાં કનોજના રાજા નાગાવલોક જેને જૈનો આમ નામે ઓળખે છે તેનો અધિકાર ગ્વાલિયર સુધી હતો. આમ રાજા એક વણિક કન્યાને પરણ્યો હતો જેનાં સંતાન કોષ્ઠાગારિક–કોઠારી નામે ઓળખાયાં અને છેવટે એ ઓશવાળમાં ભળી ગયાં.

આ આમ રાજાના ગુરુ પ્રસિદ્ધ જૈનાચાર્ય બપ્પભટ્ટિસૂરિ હતા. તેણે આ સૂરિના ઉપદેશથી જેમ કનોજમાં ૧૦૧ હાથ ઊંચાઈવાળું જિન ચૈત્ય બનાવરાવીને તેમાં ૧૮ ભાર સુવર્ણની પ્રતિમાની બપ્પભટ્ટિસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી તેમ ગ્વાલિયરમાં ૨૩ હાથ ઊંચું શ્રીમહાવીર ભગવાનનું જિન મંદિર કરાવી તેમાં લેપ્યમય જિન પ્રતિમાની સ્થાપના કરાવી હતી. કહે છે કે, આ ચૈત્યના એક મંડપમાં એક કરોડ સુવર્ણ ટંકાનો ખર્ચ થયો હતો. શ્રીબપ્પભટ્ટિસૂરિના ઉપદેશથી આ આમ રાજાએ જૈનધર્મનાં મહત્ત્વનાં કાર્યો કર્યાની હકીકત જૈન પ્રબંધોમાં ઉલ્લેખી છે. આમ રાજાનો જન્મ વિ. સં. ૮૦૭ માં અને મૃત્યુ સં. ૮૯૫ માં થયું હતું.

'પ્રબંધકોષ'ના ઉલ્લેખ પ્રમાણે આમ રાજાએ ગોપગિરિમાં બંધાવેલા જૈન મંદિરમાં જ્યારે નમસ્કાર કર્યા ત્યારે શ્રીબપ્પભટ્ટિસૂરિએ **"शान्तो वेषः शमसुखफला"**થી શરૂ થતા ૧૧ પદ્યોનું સ્તોત્ર બનાવ્યું હતું.

એ પછી આમરાજના પૌત્ર રાજા ભોજદેવના સમયના ત્રણ શિલાલેખો ગ્વાલિયરના કિલ્લામાંથી મળી આવ્યા છે; જેમાંનો એક સંવત વિનાનો છે, જ્યારે બીજો વિ. સં. ૯૩૨ અને ત્રીજો વિ. સં. ૯૩૩ નો છે.

શ્રીપ્રદ્યુમ્નસૂરિએ અગિયારમી શતાબ્દીમાં ગ્વાલિયરના રાજાને પોતાની વાદશક્તિથી રંજિત કર્યો હતો. વળી, મહાબોધપુરમાં બૌદ્ધાચાર્યોને જીતીને પાછા વળતાં શ્રીવીરાચાર્યે ગ્વાલિયરમાં અનેક પરવાદીઓને જીત્યા હતા, જેથી ખુશ થઈને ત્યાંના રાજાએ છત્ર, ચામર આદિ રાજચિહ્નો શ્રીવીરાચાર્યની સાથે મોકલ્યાં હતાં.[2] એમના જ સમકાલીન મલધારી શ્રીઅભયદેવસૂરિ અહીં આવ્યા ત્યારે નાગાવલોકે ( આમરાજે ) કિલ્લા ઉપર શ્રીવીર ભગવાનનું જે મંદિર

---

૧. નવમી સદીમાં થયેલા પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીઉદ્દ્યોતનસૂરિએ રચેલી 'કુવલયમાળા' કથાની પ્રશસ્તિમાં હૂણ જાતિના આદિ સમ્રાટ તોરમાણનો ઉલ્લેખ આવે છે, જે આ મિહિરકુલનો પિતા હતો. આ તોરમાણના ગુરુ ગુપ્તવંશીય હરિગુપ્ત જૈનાચાર્ય હતા. તોરમાણની રાજધાની ઉત્તરાપથમાં ચંદ્રભાગા નદીના કિનારે આવેલી પવ્વઇયા ( પર્વતિકા ) નગરીમાં હતી. તોરમાણે એ નગરીમાં હરિગુપ્ત આચાર્યને નિવેશ આપ્યો હતો. અહિચ્છત્રાથી મળી આવેલા સિક્કાઓમાં એક પર '**महाराज हरिगुप्तस्य**' એવા શબ્દો ઉલ્લેખેલા છે, તે આ હરિગુપ્ત આચાર્ય સાથે રાજકીય સંબંધ ધરાવે છે અને જૈનધર્મની તત્કાલીન મહત્તા ઉપર પ્રકાશ પાથરે છે. આ પવ્વઇયાનો સબંધ સંભવતઃ હરપ્પા સાથે હોય એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે.

૨. "શ્રીપ્રભાવકચરિત"માંનો 'વીરાચાર્ય પ્રબંધ'

બંધાવ્યું હતું તે કોઈ કારણસર બંધ પડ્યું હતું અને ત્યારે અવ્યવસ્થા હતી, આથી આ આચાર્યે ખૂબ પ્રયત્ન કરી ભુવનપાલ રાજા દ્વારા એ મંદિર ખુલ્લું મુકાવી પૂજા વગેરેની વ્યવસ્થા કરાવી હતી.[3]

તેરમી શતાબ્દીમાં રચાયેલા 'સકલતીર્થ સ્તોત્ર'માં ગ્વાલિયરની ગણના તીર્થોમાં કરવામાં આવી છે. મુનિ કલ્યાણસાગરે રચેલી 'પાર્શ્વતીર્થ નામમાલા'માં ગ્વાલિયરના પાર્શ્વનાથ મંદિરનો તીર્થમહિમા નોંધ્યો છે.

પંદરમી શતાબ્દીમાં રચાયેલી 'વિજ્ઞપ્તિત્રિવેણી'માં ગોપાચલપુર (ગ્વાલિયર)માં ધીરરાજે બંધાવેલા શ્રીશાંતિનાથ મંદિરનો ઉલ્લેખ કરેલો મળે છે.

વળી, ગ્વાલિયરના તંવરવંશી રાજા વીરમના દરબારમાં રહેવાવાળા જૈનાચાર્ય શ્રીનયચંદ્રસૂરિએ વિ. સં. ૧૪૬૦ની આસપાસ 'હમ્મીર મહાકાવ્ય' નામનો ગ્રંથ રચ્યો હતો, જેમાં ચૌહાણોનો ઇતિહાસ આપેલો છે.

એ પછી લગભગ પંદરમી-સોળમી શતાબ્દીમાં દિગંબરોએ આ સ્થળને પોતાના પ્રભાવમાં લીધું અને કિલ્લા ઉપર મોટી વિશાળકાય જિનપ્રતિમાઓ કોરાવી, જેનો ઉલ્લેખ પં. શીલવિજયજી પણ આ પ્રકારે કરે છે:—

"બાવન ગજ પ્રતિમા દીપતી, ગઢ ગુઆલેરિ શોભતી"

શ્રીસૌભાગ્યવિજયજી પણ ઉલ્લેખે છે કે—

"ગઢ ગ્વાલેર બાવન ગજ પ્રતિમા, વંદું ઋષભ રંગરોલીજી."

આ દિગંબર પ્રતિમાઓ ઉપરના શિલાલેખો પંદરમી-સોળમી શતાબ્દીના છે

આજે ગ્વાલિયર અને લશ્કર બે વિભાગમાં વહેંચાયેલું છે. લશ્કરમાં ૩૦૦ અને ગ્વાલિયરમાં ૧૫૦ જૈન શ્રાવકોની વસ્તી છે. લશ્કરમાં ૩ ઉપાશ્રય અને ૩ જૈન મંદિરો છે જ્યારે ગ્વાલિયરમાં ૨ મંદિરો છે. મંદિરોનો પરિચય આ પ્રકારે છે:

૧. લશ્કરના શરાફ બજારના ઓસવાલ મહોલ્લામાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર છે. આ મંદિરમાં ચિત્રકામ અને મીનાકારી કામ સારું કરેલું છે. શ્રીસંઘે સં. ૧૮૭૫ માં બંધાવેલું છે.

૨. એ જ મહોલ્લામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં. ૧૯૯૮ માં શેઠ સૂરજમલ ધાડીવાલે બંધાવેલું છે.

૩. કટીઘાટી દાદાવાડીમાં શ્રીશાંતિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે.

૪. ગ્વાલિયરના છોટા બજારમાં યતિજીના ઉપાશ્રયમાં શ્રીમુનિસુવ્રતસ્વામીનું ધાબાબંધી મંદિર છે. મૂળનાયકની મૂર્તિ ઉપર સં. ૧૫૩૬ નો લેખ છે.

૫. ગ્વાલિયરમાં શીતલાગલીમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે. આમાં બધી મૂર્તિઓ ધાતુની છે.

ફરગ્યુસન નોંધે છે કે—Two Jain temples at Gwalior finished about 1093 A. D. covered with elaborate sculpture.—આ મંદિરો શોધવાનાં રહે છે



૩. "गोपालगिरिसिहरसंठियचरमजिणाययणदारमवरुद्धं । पुव्विं हिं सावय, संघायणिएहिं चिरकालं ॥
गंतूण तत्थ अभिक्खं, भुवणपालाभिहाणभूपालं । अइसयपबोहेणं मुक्कलयं कारियं जेण ॥"

—શ્રીમુનિચંદ્રસૂરિરચિત "મુનિસુવ્રતચરિત"ની પ્રશસ્તિ: શ્લોક: ૧૦૦–૧૦૧.

# ૨૪૧. લખનૌ

(કોઠા નંબર : ૪૨૪૩-૪૨૬૨)

'લખમણુ કિલ્લા' નામે ઓળખાતું નાનકડું ગામડું આગળ જતાં લખનો નામથી પ્રસિદ્ધ થયું. સુજા-ઉદ્-દૌલા પછી અસફ-ઉદ્-દૌલા ફૈઝાબાદમાં ગાદી પર આવ્યો ત્યારે તેની કૃપા લખનૌ ઉપર ઊતરી. જોતજોતામાં એ અવધ-દેશની રાજધાનીનું શહેર બની ગયું. આ શહેર ગોમતી નદીના કિનારે વસેલું છે અને નવાબી સમયની કેટલીયે ઈમારતો એની પ્રાચીન શિલ્પસમૃદ્ધિનો ખ્યાલ આપી રહી છે. એ કાળમાં કેટલાંયે જૈન મંદિરો જમીનદોસ્ત બન્યાં હશે અને કેટલાંક તો એ ભૂમિ ઉપર લગભગ બસો-ત્રણસો વર્ષોમાં પાછાં નવા સ્વરૂપે નિર્માણ થયાં હોય એવી અહીંના મંદિરોની હકીકત સાંપડે છે.

આજે અહીં ૨૫૦ જૈન શ્રાવકોની વસ્તી છે. ૫ ધર્મશાળા અને ૨ ઉપાશ્રયો છે. ૨૦ જૈનમંદિરો છે તેની હકીકત આ પ્રમાણે છે:—

૧. ઠાકોરગંજ દાદાવાડીમાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર લાલા ગુલાબચંદજી ઝવેરીએ બંધાવ્યું છે. મૂળનાયક ઉપર સં. ૧૮૮૮નો લેખ છે.

૨. ઉપર્યુક્ત મહોલ્લામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શેઠ ઈંદરચંદજી ખેમચંદજી ઝવેરીએ બંધાવેલું છે.

૩. ઉપર્યુક્ત મહોલ્લામાં શ્રીશાંતિનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે.

૪. ઉપર્યુક્ત મહોલ્લામાં શ્રીસીમંધરસ્વામીનું ધાબાબંધી મંદિર રાજા વચ્છરાજજીએ બંધાવેલું છે.

૫. ઉપર્યુક્ત મહોલ્લામાં શ્રીવાસુપૂજ્યસ્વામીનું શિખરબંધી મંદિર લાલા શિખરચંદજી બાબાજી કલકત્તાવાળાએ બંધાવેલું છે.

૬. ખુનખુનજીરોડ ચૂડીવાળી ગલીમાં શ્રીઅરનાથ ભગવાનનું ઘર દેરાસર શેઠ ઈંદરચંદજી લક્ષ્મીચંદજીએ બંધાવેલું છે.

૭. શેઠ હીરાલાલ ચૂનીલાલ ઝવેરીના મકાનમાં શ્રીઆદિનાથ ભગવાનનું ઘર દેરાસર લાલા ગિરધારીલાલજી ઝવેરીએ સં. ૧૯૩૦માં બંધાવ્યું છે. આ મંદિરમાં એક પાનાની મૂર્તિ છે અને ભીંતો પર પ્રાચીન ચિત્રો છે.

૮. ચૂડીવાળીગલીમાં તપાના મંદિર તરીકે ઓળખાતું શ્રીપદ્મપ્રભસ્વામીનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે. આ મંદિરમાં સ્ફટિકની ૨ મૂર્તિઓ છે અને સં. ૧૬૭૧ની સાલનો સોની કુંરપાલ શેઠનો લેખ વિદ્યમાન છે.

૯. ચૂડીવાલી ગલીમાં શ્રીઆદિનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર શ્રીલક્ષ્મીબાઈએ બંધાવેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૯૮૬ નો લેખ છે.

૧૦. ભોરનતોલામાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૦૦માં શ્રીસંઘે બંધાવેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૯૮૨નો લેખ છે. આ મંદિરમાં એક સ્ફટિકની મૂર્તિ છે.

૧૧. ભોરનતોલામાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૯૨૪ની સાલનો લેખ છે.

૧૨. ભોરનતોલામાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શેઠ ગુલાબચંદજી ઝવેરીએ બંધાવેલું છે. મૂળનાયક ઉપર સં. ૧૬૭૧નો લેખ છે. આ મંદિરમાં ૧ સ્ફટિકની અને ૨ નીલમની મૂર્તિઓ છે:

૧૩. ભોરનતોલામાં શ્રી.......ભગવાનનું શિખરબંધી મંદિર શેઠ ગુલાબચંદજી ઝવેરીએ બંધાવેલું છે.

૧૪. શાહગંજમાં શ્રીસંભવનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શેઠ રઘુનાથપ્રસાદજી ભંડારીએ સં. ૧૯૪૪ માં બંધાવેલું છે.

૧૫. સોનીતોલામાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર શ્રીસંઘે સં. ૧૯૦૦ લગભગમાં બંધાવ્યું છે. આ મંદિરમાં એક સ્ફટિકની પ્રતિમા છે.

૧૬. સોનીતોલામાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું ઘર દેરાસર સચ બદ્રીદાસજીએ સં. ૧૮૫૦ લગભગમાં બંધાવેલું છે.

૧૭. ફૂલવાળી ગલીમાં શ્રીસંભવનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શેઠ ધરમચંદજી રૂપચંદજીએ બંધાવેલું છે. આ મંદિરમાં ૧ સ્ફટિકની અને ૧ પાનાની મૂર્તિ છે.

૧૮. સતઘરા બહોરનતોલામાં શ્રીમુનિસુવ્રતસ્વામીનું ઘર દેરાસર સં. ૧૯૬૦ લગભગમાં બંધાવેલું ત્રીજે માળે છે. આ મંદિરમાં ગૌતમસ્વામીની ધાતુમૂર્તિ ૧ છે.

૧૯. સતઘરા બહોરનતોલામાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું શિખરબંધી મંદિર ઝવેરી ઈંદરચંદજી ખેમચંદજીએ સં. ૧૯૧૨ લગભગમાં બંધાવેલું છે, જે બીજે માળે છે.

૨૦. સતઘરા બહોરનતોલામાં શ્રીશ્રેયાંસનાથ ભગવાનનું ઘર દેરાસર ઝવેરી ઈંદરચંદજી ખેમચંદજીએ સં. ૧૯૧૨ લગભગમાં બંધાવેલું છે, આ મંદિરમાં એક માત્ર ધાતુની મૂર્તિ છે.

અહીં કેસરબાગમાં અવેલું અજાયબઘર ખાસ આકર્ષક અને દર્શનીય છે. આમાં પ્રાચીન વસ્તુઓનો બહુ મોટો સંગ્રહ કરેલો છે. આ પ્રાચીન સમગ્રી મોટે ભાગે મથુરાના કંકાલી ટીલા, ઉન્નાવ તેમજ આસપાસના પ્રદેશોમાંથી મળી આવેલી છે. એના વિશે ડૉ. ફુહરર, ડૉ. બુલ્હર, ડૉ. સ્મીથ વગેરે વિદેશી વિદ્વાનોએ ભારે શ્રમ ઉઠાવી ઠીક પરિચય કરાવ્યો છે છતાં કેટલીક સામગ્રી ઉપર હજીયે બૌદ્ધ પરિચાયક છાપ અંકિત છે. તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં એ વસ્તુઓ જૈન સ્થાપત્યની જણાઈ આવે છે. આ અજ્ઞાન આજના વિકસિત અધ્યયન કાળમાં હવે દૂર થવું ઘટે.

આમ છતાં જૈન સ્થાપત્યની લગભગ ૭૦૦ વસ્તુઓ આ સંગ્રહમાં પડી છે. તેમાં ૧૫૦–૨૦૦ પ્રાચીન જૈન મૂર્તિઓ છે. તેમાંથી જૂજ વસ્તુઓ જ અખંડિત છે. પચીશ ઉપરાંત પાષાણની ચોવીશીઓ છે. પચીશેક આયાગપટ્ટના ટુકડાઓ છે. અખંડ આયાગપટ્ટ બહુ થોડા હોવા છતાં પ્રાચીન કાળની પૂજા પદ્ધતિ ઉપર અને જૈનોની સ્તૂપ રચના ઉપર અનેરો પ્રકાશ પાડે છે. વળી, મંદિરનાં શિખરો, શિખર ઉપરના ભાગો, મનોહર તોરણો, આરસમાં આલેખેલાં સુંદર ચિત્રો, ઉંબરાઓ, પીઠિકા, સિંહદ્વાર, સિંહ અને હાથીનાં પૂતળાં, ઝીણી કોતરણીથી ઓપતા સ્તંભો, સ્તંભોના ટુકડાઓ વગેરેની વિવિધ સામગ્રી છે. મૂર્તિઓ અને આયાગપટ્ટો ઉપર પ્રાચીન લિપિમાં કોતરાયેલા લેખો છે જે કુશાન, કનિષ્ક અને હવિષ્કકાલીન હોવાનું જણાય છે. કંકાલી ટીલાનો એક શિલાલેખ શંખાકાર અક્ષરોમાં છે. સિવાય વિક્રમની નવમી–દશમી શતાબ્દી પછીના શિલાલેખોવાળી મૂર્તિઓ પણ છે. હરદ્વારથી આવેલી એક જૈન મૂર્તિ ઉપર સં. ૧૨૦૦ ની સાલનો લેખ છે. બીથુરથી આવેલી મૂર્તિ ઉપર સં. ૧૬૫૧–૫૨ નો લેખ છે. એક પ્રાચીન અંબિકાની મૂર્તિ છે, જેના ઉપર શ્રીનેમનાથ ભગવાનની મૂર્તિ છે. આ મૂર્તિ શિલ્પકળાનો ઉત્તમ નમૂનો છે.

કેટલીક સામગ્રીની વિગત "જૈન તીર્થોનો ઇતિહાસ"માં આલેખેલી છે તેના આધારે અહીં ટૂંકમાં ઉદાહરણ પૂરતી વિગત આપીએ છીએ:

૧. દેવનું પૂજન કરતી જૈન આર્યિકાઓનું આ શિલ્પ ગોળ પથ્થરમાં આલેખેલું છે પણ એ એટલું બધું ઘસાઈ ગયું છે કે તેની સ્પષ્ટ વિગત તરત સમજમાં આવી શકતી નથી. ( J. 1 )

૨. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પ્રાચીન ચરણપાદુકા છે. ( J. 2 )

૩. રાજા હુવિષ્કના સમયના લેખવાળી પ્રતિમા છે. ( J. 9 )

૪. રાજા કનિષ્કના સમયની મનોહર મૂર્તિ છે. ( J. 16 )

૫. એક ચોવિશી છે જેમાં સાથે જ પંચતીર્થી છે. વચ્ચે શ્રી.ઋષભદેવની સુંદર મૂર્તિ છે. ખભા ઉપર લટકતા વાળ, અર્ધ વિકસિત નેત્રયુગલ અને સુધારસ ઝરતું મુખકમળ જોઈ ગમે તેવો માનવી પણ મુગ્ધ બની જાય એવું આલેખન છે. ( J. 18 )

૬. હંસવાહિની સરસ્વતીની રમણીય મૂર્તિ છે. ( J. 24 )

૭. સં. ૬૦ નાં ઉલ્લેખવાળી કુશાનકાલીન મૂર્તિ છે. ( J. 26 )

૮. સં. ૯૨ના લેખવાળી કુશાનકાલીન મૂર્તિ છે. ( J. 27 )

૯. સં. ૯૩ ના લેખવાળી કુશાનકાલીન મૂર્તિ છે. ( J. 34 )

૧૦. કુશાનકાલીન આ મૂર્તિ દર્શનીય છે. (J. 35)

૧૧-૧૨. ભગવાનની પ્રતિમાઓ છે. સિંહના પાયાવાળી પાટ અને તેની નીચે ધર્મચક્ર છે. બંને બાજુએ વસ્ત્રધારી સાધુઓની આકૃતિ છે. ( J. 53-54 )

૧૩. ભામંડળવાળી આ મૂર્તિ દર્શકનું ધ્યાન ખેંચે એવી છે. ( J. 114 )

૧૪-૧૫-૧૬-૧૭. આ ચારે મૂર્તિઓ સુંદર અને ચિત્તાકર્ષક છે. તેમાં (J.143) વાળી મૂર્તિને જોતાં થાય છે કે શિલ્પીએ આ મૂર્તિ નિશ્ચિંત સમયે ખૂબ ધૈર્ય રાખીને ઘડી હોય એવી અલૌકિક છે. તેની નીચે ઘસાયેલો લેખ આ પ્રકારે છે:—

"संवत् १०७६ कार्तिक शुक्लद्वादश्यां श्रीश्वेतांबर........माथुरीकायां श्रीदेववि........प्रतिमा प्रतिष्ठिता ॥"

બીજી મૂર્તિ ( J. 144 ) નીચે લેખ છે પણ વંચાયો નથી. ( J. 146 ) ત્રીજી પ્રતિમા નીચે આ પ્રકારે લેખ છે:—

"संवत् ११३८ श्रीसेतंबर श्रीमाथुर श्रीसंघ श्रीदेवततिनिर्मितप्रतिमाकारि ॥"

આની નીચે વસ્ત્રધારી સાધુઓ ભક્તિભાવે અંજલિ કરતા ઊભા હોય એવું આલેખન છે. ( J. 142-146 )

૧૮. ચોમુખી પ્રતિમાઓ નાની હોવા છતાં શાંતિ અને વૈરાગ્યનો ભાવ પ્રદર્શિત કરી રહી છે. ( J. 236 )

૧૯. એક આરસનો અખંડિત આયાગપટ્ટ છે. આયાગપટ્ટો ઘરમાં પૂજા નિમિત્તે રાખવામાં આવતા હતા. ( J. 258 ) વચ્ચે સુંદર જિનમૂર્તિ છે અને ચારે તરફ પ્રમાણસરની સુંદર રેખાવલી ( ડિઝાઈન ) છે. (જુઓ ચિત્ર: "ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ" )

૨૦. 'કલ્પસૂત્રની આખ્યાયિકાનો આબેહૂબ ભાવ આ શિલ્પમાં ઉતાર્યો છે. હરિણૈગમેષી દેવ માતા દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીમાંથી ભગવાન મહાવીરને હસ્તસંપુટમાં ભક્તિથી ઉપાડી માતા ત્રિશલા રાણીની કુક્ષીમાં પધરાવવા લઈ જાય છે. એક બાજુ મનોહર શય્યામાં દેવાનંદા સૂતાં છે અને બીજી તરફ ત્રિશલાદેવી રાજભવનમાં પલ્યંક શય્યામાં પોઢયાં છે. પાસે દાસીઓ પણ સૂઈ રહેલી છે. હરિણૈગમેષી દેવ રાણી ત્રિશલાના શયનભવન પાસે આવી રહ્યો હોય એવું ભાવગમ્ય ચિત્ર છે; શિલ્પી જાણે એ સમયે સાક્ષાત્ દ્રષ્ટારૂપે હાજર રહ્યો હોય એવો હૃદયંગમ તાદૃશ ચિતાર આલેખ્યો છે, આ શિલ્પ તૂટેલું છે. (જુઓ ચિત્ર: "ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ" ) ( J. 626 )

૨૧. સવસ્ત્ર કાયોત્સર્ગસ્થ જિનમૂર્તિ છે અને તેના ઉપર એક નાની રમ્ય મૂર્તિ છે. ( J. 776 )

૨૨. ભગવાન નેમનાથની સુંદર મૂર્તિની ગાદીમાં કરેલું કોરણી કામ દર્શનીય છે. ( J. 777 )

૨૩. શ્રીનેમનાથ ભગવાનની શાસનાધિષ્ઠાયિકા દેવી અંબિકાની રમણીય મૂર્તિ છે. ( J. 851 )

૨૪. નાગરાજ ધરણેન્દ્રના આસનવાળી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા અતિસુંદર છે. ( J. 879 )

૨૫. એક મૂર્તિ નીચે આ પ્રકારે લેખ છે:—

" सं. ११३२ ज्येष्ठ सुदि ३ शनौ पं. श्रुतसोमदेव तस्य शिष्य विशालदेव[ : ] प्रतिमें(मां) प्रणमति ॥ " ( J. 880 )

૨૬ લંગોટની રચનાયુક્ત કાયોત્સર્ગસ્થ સુંદર જિનમૂર્તિ ધ્યાન ખેંચે એવી છે.

૨૭. એક ચોવીશપટ્ટની મૂર્તિ છે, જેમાં શ્રીઆદિનાથની મૂર્તિ નીચે વૃષભ લંછન છે અને કોરણીભર્યું પરિકર છે. તેમાં શાસનદેવીની આકૃતિઓ પણ આલેખેલી છે.

૨૮. એક પથ્થરમાં ભગવાન મહાવીરનો જન્મોત્સવ ઊજવતા દેવતાઓનું સુરમ્ય ચિત્ર કોરેલું છે.

આ સિવાય બીજી ઘણી વસ્તુઓ છે પણ એ બધાનો ઉલ્લેખ કરવાને અહીં સ્થાન નથી.



## ૨૪૨. કાંપિલ્યપુર
### ( કોઠા નંબર : ૪૨૬૩ )

કાયમગંજ સ્ટેશનથી ૧ માઇલ દૂર ગામમાં અવાય છે. ત્યાંથી ૫ માઈલ દૂર 'કંપિલપુર' નામનું ગામ છે. આ તરફના લોકો જેને 'કંપલાના લાડકા' નામે ઓળખે છે તે જ જૈનોનું કાંપિલ્યપુર કે 'કંપલાજી' તીર્થધામ છે. શ્રીસૌભાગ્યવિજયજી સં. ૧૭૫૦માં રચેલી 'તીર્થમાળા'માં આ તીર્થમાં બનેલી ઘટનાઓનું આછું દર્શન આ રીતે કરાવે છે.

" જીહો અયોધ્યાથી પશ્ચિમ દિશિ, જીહો કાંપિલપુર છે ઠાય; જીહો વિમલ જન્મભૂમિ જાણજો, જીહો પિટિયારી વહિ જાય. ૧૪
જીહો બ્રહ્મદત્ત ચક્રી ઈહાં, જીહો ચૂલણીનાં ચરિત હોય; જીહો કેસર વનમૃગ ક્રીડતો, જીહો સંજય રાજા હોય. ૧૫
જીહો ગર્દભિલ્લ ગુરુવચનથી, જીહો ગંગાતટ વ્રતસાર; જીહો ઉત્તરાધ્યયને જાંણજો, જીહો દ્રુપદી પીહરવાસ. ૧૬

શ્રીસૌભાગ્યવિજયજી કંપલાને 'પિટિયારી' એવું નામ પણ આપે છે એટલે અઢારમી સદીમાં આ સ્થળ એ નામે જાણીતું હશે.

ડૉ૦ ફુહરર કહે છે કે, અહીં કેટલાંક જૈન મંદિરો છે, જેમાં કેટલીક મૂર્તિઓ કોરી કાઢેલી જોવાય છે.[1]

એક વખતની દક્ષિણ પાંચાલ દેશની રાજધાનીનું સંપન્ન નગર આજે તો ઝુંપડાવાળા નાનકડા ગામમાં ફેરવાઈ ગયું છે. આ ગામના પાછલા ભાગમાં એક ઊંચી ટેકરી ઉપર શ્રીવિમલનાથ ભગવાનનું મંદિર તેમના જન્માદિ કલ્યાણકોના સ્મારક તરીકે જીર્ણોદ્ધાર પામીને ઊભું છે.

એક વિશાળ વંડામાં કોટબંધી ધર્મશાળા છે અને તેના મધ્ય ભાગમાં કોટસહિત શિખરબંધી નાનું છતાં મનોહર મંદિર છે. મૂળનાયક શ્રીવિમલનાથ ભગવાન છે. તેમની ડાબી બાજુએ શ્રીમલ્લિનાથ અને જમણી બાજુએ શ્રીશાંતિનાથ તેમજ શ્રીમહાવીરસ્વામી ભગવાન પ્રતિષ્ઠિત છે. વચલી વેદિકા ઉપર ચાર જોડી પગલાં છે ને મંદિરના કોટના ચારે ખૂણે કલ્યાણકોની યાદ આપતી ચાર પાદુકાઓની સ્થાપના કરેલી છે.

વંડાની પાછળના ભાગમાં જૂનાં વીખરાયેલાં ખંડિયેરો આ પ્રાચીન સંપન્ન નગર ઉપર ફરી વળેલા કાળચક્રની યાદ અપાવે છે.

---

૧. 'Achaeological survey of India' (New seris) Vol. 2, P. 79.

**અહિચ્છત્રા :—**

પ્રાચીન ગ્રંથમાં અહિક્ષેત્ર, અધિક્ષેત્ર અથવા અહિચ્છત્રાનું નામ ઉલ્લેખાયેલું જોવાય છે. જૈનોના પ્રાચીન સૂત્રગ્રંથો—'જ્ઞાતાધર્મકથા,' 'આવશ્યનિર્યુક્ત' આદિ ગ્રંથોમાં અહિચ્છત્રાને તીર્થસ્થાન તરીકે ઓળખાવ્યું છે. 'આવશ્યકનિર્યુક્તિ'માં તેનો આ પ્રકારે ઉલ્લેખ કરેલો છે:—

"गजाग्रपदे दशार्णकूटवर्तिनि तथा तक्षशिलायां धर्मचक्रे तथा अहिच्छत्रायां पार्श्वनाथस्य धरणेन्द्रमहिमास्थाने ॥"

ધરણેન્દ્રે શ્રીપાર્શ્વનાથ ભગવાનનો મહિમા કર્યો હતો એવું 'અહિચ્છત્રા' નામક તીર્થ. અહિચ્છત્રાનો અર્થ નાગફણા અથવા નાગના ફણાની છત્રી એવો થાય છે. 'વિવિધ તીર્થકલ્પ'માં શ્રીજિનપ્રભસૂરિ આ સાર્થક નામનો મર્મ ખુલ્લો કરતાં કહે છે :—

"શ્રીપાર્શ્વનાથ ભગવાન છદ્મસ્થપણામાં વિહાર કરતા સંખવઈ (શંખાવટી) નગરીમાં પધાર્યા અને ત્યાં કાઉસગ્ગ ધ્યાને ઊભા રહ્યા ત્યારે કમઠ નામના અસુરે ઉપસર્ગ કરવા અવિચ્છિન્ન ધારાથી વર્ષા કરી. જ્યારે ભગવાનને નાસિકા સુધી પાણી આવી પહોંચ્યું ત્યારે ધરણેન્દ્ર નામના નાગરાજે આવીને પોતાની ફણા ઉપર ભગવાનને ઉપાડી લીધા. ત્યારથી આ નગરીનું નામ અહિચ્છત્રા પડયું."

આ અહિચ્છત્રા તીર્થ કયાં આવ્યું? શોધખોળ કરનારા વિદ્વાનોએ પ્રાચીનકાળમાં અહિચ્છત્રા નામનાં એક કરતાં વધારે સ્થળો હતાં; એવું નક્કી કર્યું છે. 'વિવિધતીર્થકલ્પ'માં જણાવ્યા પ્રમાણે કુરુ–જાંગલ દેશમાં અહિચ્છત્રપુર છે જેને જોધપુર રાજ્યના ઉત્તરવિભાગમાં આવેલું હાલનું 'નાગોર' હોવાનું પં. ગૌરીશંકર ઓઝા જણાવે છે.[1] એ સિવાય સિંધમાં એક અહિચ્છત્રપુર હતું[2] અને પ્રાચીનકાળના ઉત્તર પાંચાલની રાજધાનીનું નગર અહિચ્છત્રા હતું.

આ પુરાતન તીર્થ અહિચ્છત્ર નગર આજે બરેલી જિલ્લામાં આવેલા એઓનલા નામના ગામથી ઉત્તરમાં ૮ માઈલ દૂર રામનગર શહેર છે, ત્યાંથી દક્ષિણમાં ૩॥ માઈલના ઘેરાવામાં કેટલાંક ખંડિયેરો પડયાં છે. આ ખંડિયેરોવાળી જગા પ્રાચીન અહિચ્છત્રા તરીકે પુરાતત્ત્વવેત્તાઓએ ઓળખી કાઢી છે.

'મહાભારત'માં અહિચ્છત્રાનો ઉલ્લેખ છે. તેમાં જણાવ્યા મુજબ જૂના પાંચાલ દેશના બે ભાગ થતાં ગંગાના દક્ષિણ કાંઠા ઉપર ચર્મણ્વતી નદી સુધીનો પ્રદેશ, જેનું મુખ્ય શહેર 'કાંપિલ્ય' હતું તે દ્રુપદને મળ્યો અને ઉત્તર પાંચાલનો અહિચ્છત્ર દેશ અને તેની રાજધાનીનું નગર અહિચ્છત્રાપુરી દ્રોણાચાર્યને મળ્યાં.

'મહાભારત'ની જેમ પ્રાચીન બ્રાહ્મણ સાહિત્યમાં તેમજ બૌદ્ધ સાહિત્યમાં પણ અહિચ્છત્રાનો ગૌરવભર્યો ઉલ્લેખ મળી આવે છે. એ ગ્રંથોની હકીકતો જોતાં ઈ. સ. પૂર્વે ૪૦૦ વર્ષથી તે ઈ. સ. ના ૬૦૦–૭૦૦ વર્ષ સુધી અહિચ્છત્રા નગરી આબાદ હતી; એમ જણાય છે.

આ દેશના વતનીઓ અહિચ્છત્ર કહેવાતા હતા. અહીંના વતનીઓની રહેણીકરણી પવિત્ર હતી એમ 'કામસૂત્ર'ના રચયિતા વાત્સ્યાયને નોંધ્યું છે. 'ગાથાસત્તસઈ'માં પણ આ નગરીનો ઉલ્લેખ કરેલો છે. ઇ. સ. ની બીજી શતાબ્દીના પૂર્વાર્ધમાં ભારતપ્રવાસે આવેલા ખગોળવેત્તા ટોલેમીએ જેને Adisadra (અડીસદ્રા) નામે ઓળખાવ્યું છે તે જ આ પ્રાચીન નગરી અહિચ્છત્રા છે. અહીંથી એક બ્રાહ્મીલિપિનો લેખ મળી આવ્યો છે તેમાં અહિચ્છત્રાનું ગ્રીક શબ્દમાં 'ઓદિસદર' નામ આપ્યું છે.

અહીંથી મળી આવેલી જૈન મૂર્તિઓ ઉપર કનિષ્ક સંવત્ ૪૦, હુવિષ્ક સં. ૪૦ અને ૭૪ના ઉલ્લેખો મળે છે, એ ઉપરથી જણાય છે કે, ઈ. સ. પૂર્વે અહીંના જૈન તીર્થનો મહિમા જળહળતો હતો.

મહારાજા હરિગુપ્તનો એક સુવર્ણ સિક્કો અહીંથી મળી આવ્યો છે. એક તરફ महाराज हरिगुप्तस्य અને બીજી તરફ ફૂલવાળા કળશનું ચિહ્ન આપેલું છે. હરિગુપ્ત આ અહિચ્છત્રા પ્રદેશના ગુપ્તવંશી રાજા હતા અને પાછળથી તેમણે

૧. "નાગરી પ્રચારિણી પત્રિકા" ભા. ૨, પૃ૦ ૩૨૯.

૨. Epigrafia Indica, vol. 3, P. 253.

જૈન દીક્ષા લીધી હતી. 'કુવલયમાળા'ની પ્રશસ્તિમાં શ્રીઉદ્યોતનસૂરિએ પોતાના પૂર્વજ ગુરુઓની નોંધ આપી છે, તેમાં એમણે પ્રથમ હરિગુપ્તને નોંધ્યા છે. તેઓ હૂણરાજ તોરમાણના ગુરુ હતા અને માળવાના રાજા દેવગુપ્તને દીક્ષા આપી પોતાના શિષ્ય બનાવ્યા હતા. તેઓ છઠ્ઠા સૈકામાં વિદ્યમાન હતા એમ ઈતિહાસજ્ઞોએ પુરવાર કર્યું છે.

સાતમા સૈકામાં અહીં આવેલા ચીનીયાત્રી હુએનત્સાંગ કહે છે કે—"અહીં એક નાગહ્રદ હતો. બુદ્ધે લાગલાગટ સાત દિવસ સુધી અહીં પોતાના ધર્મનો ઉપદેશ કર્યો હતો. અહીં ૧૨ મઠો હતા અને તેમાં હજારો સંન્યાસીઓ રહેતા હતા. એ ઉપરાંત બ્રાહ્મણોનાં ૯ દેવાલયો હતાં અને ૩૦૦ બ્રાહ્મણો મહાદેવની પૂજા કરતા હતા. નગરની ચારેકોર એક કિલ્લો હતો અને તેનો ઘેરાવો ૩ કોશનો હતો."

આમાં ઉલ્લેખેલો નાગહ્રદ તે જ જૈનોનું પ્રાચીન તીર્થસ્થળ હોય એમ લાગે છે. શ્રીહેમચંદ્રાચાર્ય અહિચ્છત્રનો ઉલ્લેખ કરતાં તેનું બીજું નામ 'પ્રત્યગ્રથ' બતાવે છે.

ચૌદમા સૈકામાં થયેલા શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં પોતાના સમયે આ નગરમાં શું શું વિદ્યમાન હતું તેની નોંધ કરે છે: 'અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મૂળ ચૈત્ય, તેની પાસેના સિદ્ધિક્ષેત્રમાં આવેલું ધરણેન્દ્ર-પદ્માવતી યુક્ત શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બીજું મંદિર, કિલ્લાની પાસે અંબાજીની મૂર્તિ, મીઠા પાણીના ૭ કુંડો, મહાપ્રભાવવાળી ઉત્તરા વાવડી, ધન્વન્તરી કૂવો, બ્રહ્મકુંડ, નગરીને ફરતો કિલ્લો, સિદ્ધરસ કૂપિકાઓ અને અનેક પ્રકારની ઓષધિઓ સમાં વન ઉપવનો વિદ્યમાન હતાં."

આ હકીકતો ઉપરથી જણાઈ આવે છે કે, આ નગરીમાં બહુ પ્રાચીનકાળથી જૈનોનો પ્રભાવ હતો. અહીંથી કેટલીક પુરાતાત્ત્વિક સામગ્રી જડી આવી છે એ પણ આ વાતનું સમર્થન કરે છે.

અહીંના પુરાતન કિલ્લાથી ઉત્તરમાં કંઈક દૂર 'કટારી ખેડા' નામે જગા છે ત્યાં જૈન મંદિરનો ટેકરો છે. તેમાંથી કેટલીક જૈન મૂર્તિઓ અને એક જૈન સ્તૂપ મળી આવ્યો છે. એ સ્થળે એક પ્રાચીન સમયના મોટા સ્તંભનો અંશ પણ વિદ્યમાન છે. તેમાં આ રીતે કોતરેલા અક્ષરો વાંચવામાં આવ્યા છે:—

"आचार्य इंद्रनंदि शिष्य महादरि पार्श्वपतिस्य कोट्टारि..........."

એ સ્તૂપની ઉપર સિંહોની ચાર આકૃતિઓ કોતરેલી છે, જેને મહાવીર ભગવાનના લાંછન તરીકે ઓળખી શકાય. ડૉ. ફુહરરે પહેલાં આ સ્તૂપને બૌદ્ધ સ્તૂપ જાહેર કર્યો હતો પરંતુ મિ. હાવેલે આ સ્તૂપને જૈનોનો પુરવાર કરી બતાવ્યો છે; જે બધા વિદ્વાનોએ હવે સ્વીકારી લીધું છે. આ સ્તૂપ ઈ. સ. પૂર્વે ૮ મી શતાબ્દીનો હોવાનું કહે છે.

કુશાનકાલીન કેટલીક જૈન મૂર્તિઓ અને પદ્માસનો મળી આવ્યાં છે. તેમાં એક જૈન મૂર્તિનો ડાબી બાજુનો કેટલોક ભાગ ખંડિત થયેલો મળ્યો છે. આ મૂર્તિ પબાસન સહિત ધ્યાન મુદ્રાએ બેઠેલી છે. પદ્માસનની બંને બાજુએ એકેક સિંહ અને વચમાં ધર્મચક્ર તેમજ આજુબાજુમાં કેટલાંક સ્ત્રી-પુરુષો વંદન કરતાં બતાવ્યાં છે, પદ્માસન ઉપર બ્રાહ્મી લિપિમાં નીચે મુજબ અક્ષરો ઉત્કીર્ણ છે:—

"सं० १२ मा ४ मास ११ दिवसे इतिशावपूर्वम कोटिगन बामभाडासियानो कुलातो अने उचनागरीशाखातो जेनिरब आर्यपुसिलसय ॥"

—સં. ૧૨ ના વરસાદના મહિનામાં ૧૧ મા દિવસે કોટિગણ, બમભાડાસિય કુલ, અને ઉચ્ચનાગરીશાખામાં આર્ય પુસિલસય વગેરે.

આ મૂર્તિને દિગંબરીય મૂર્તિ બતાવી છે પરંતુ કોટિગણ અને ઉચ્ચનાગરીશાખા એ તો ખાસ કરીને પ્રાચીન જૈન શ્વેતાંબરીય સૂત્રગ્રંથોમાં ઉલ્લેખાયેલી મળે છે.[3]

---

૩. ડૉ. કનિંઘહામે ઉચ્ચનગરને ઉચ્છાનગર નામ સાથે સરખાવી તેને બુલંદ શહેર પાસે બતાવ્યું છે પરંતુ પુરાતન જૈન સાહિત્યથી જણાય છે કે ઉચ્ચસ્થળ એટલે ઉચ્ચનગર નામનું પુરાતન સ્થાન તક્ષશિલાથી ઉત્તર-પશ્ચિમે આવેલું હતું; જેમાંથી જૈન શ્રમણોની ઉચ્ચનાગરી શાખાનો જન્મ થયો. આ શાખાના જન્મદાતા આર્યશાંતિ શ્રેણિક હતા. આ શાખા શ્વેતાંબર શ્રમણોમાં ગણાય છે.

બીજી એક ચતુર્મુખ જૈન મૂર્તિના પબાસનવાળો ભાગ મળી આવ્યો છે તેમજ બીજા બે પથ્થરો લેખવાળા મળ્યા છે તે બધા બ્રાહ્મી લિપિમાં છે. તેમાં પબાસનવાળો શિલાલેખ સં. ૭૪ની સાલનો કુશાનકાલીન છે. ડૉ. ફુહરરે બતાવ્યો હતો તેમ આ શક સંવત નથી.

(૧) "सं० ७०४ प्र० १ दि० ५ अयवरणतो गणतो कुलातो वजनकरितो शाखातो अयशीरकातो........नघनस्य वाचकस्य शिशिनये अर्यगहवलाये पण तिधारिये शिशिनये आर्यदासिये देवस्य कुटुम्बिनये धरवलाये दति..........सशुये ॥"

કુશાન સંવત્ ૧૨ના લેખવાળી જૈન મૂર્તિ રામનગરમાંથી જ મળી આવેલી છે તે ઉપર આ પ્રકારે લેખ છે:–

(૨) "सं० १०२ व० ४ दि० १० एतस्य पुर्व्वायां कोट्टियातो गणतो ब्रह्मदासियातो कुलतो उचेनगरीतो शाखातो गणिस्य आर्य-पुशिलस्य शिशिनि दति लाति............तिहरिनन्दिस्य भगिनिये निवर्तना साविकानां वद्रकिनिनं जिनदासि रुद्रदेव दातागाला रुद्रदेव सानिना रुद्र गहमित्र........कुमारशिरि वमददासि हस्तिसेना प्रहशिरि रुद्रदता जयदासि मित्रशिरि ॥"

ગામની ઉત્તર દિશાએ કંઈક દૂર એક મોટા ટેકરા ઉપર એક સમયે જૂનાં કેટલાંક મંદિરો હશે એવું જણાઈ આવે છે. તેમાંથી એક જૈન મંદિરનો સભામંડપ મળી આવ્યો છે. તેના ઉપર ઈ. સ. ૯૬ થી ૧૫૨ સુધીના લેખો કોતરેલા મળે છે. તેની પાસે જ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઈંટોનું બનાવેલું એક અર્વાચીન જૈન મંદિર પણ વિદ્યમાન છે.

આ સિવાય બીજા કેટલાક શિલાલેખો મળી આવ્યા છે તે ઉપરથી જણાય છે કે ઈ. સ. ૧૦૦૪ સુધી તો આ નગર આબાદ હતું. એ પછી મુસ્લિમ કાળમાં આ નગરનું પતન થયું એમ વિશેષજ્ઞોનું માનવું છે.



## ૨૪૩. મથુરા

(કોઠા નંબર : ૪૨૬૬)

યમુના નદીના કિનારે વસેલી મથુરા પુરાતન નગરી છે. ૨૫ાા આર્યદેશો પૈકી શૂરસેન જનપદની રાજધાનીની આ નગરી હતી.[1] એને 'ચિરકાલ પ્રતિષ્ઠિત' કહેવામાં આવી છે.[2] મથુરાનું બીજું નામ ઇંદ્રપુર હતું.[3] એની ભૂતકાલીન યશસ્વી સમૃદ્ધિ આજે અહીં રહી નથી છતાં એના પ્રાચીન વૈભવની એંધાણી ધૂળમાં દટાયાની ઝાંખી થઈ આવે છે. આજે તો આ વૈદિકોનું તીર્થધામ બનેલું છે પણ એક કાળે મથુરા સાથે જૈનધર્મનો ગાઢ સંબંધ હતો એમ જૈન અનુશ્રુતિઓ કહેવા લાગે છે :

સાતમા તીર્થંકર શ્રીસુપાર્શ્વનાથના સમયથી આ નગરીની મહત્તાનો આરંભ થાય છે. કલ્યાણક ભૂમિ ન હોવા છતાં આ નગરીની ગણના જૈનોની પવિત્ર તીર્થભૂમિ જેટલી આંકેલી છે, એ હકીકત અહીં ભજવાયેલી મહત્ત્વની ઘટનાઓનો સંકેત કરે છે. ત્રેવીસમા શ્રીનેમનાથ ભગવાનના સમયમાં ઉગ્રસેન રાજાની અહીં રાજધાની હતી. તેમની પુત્રી સતીશિરોમણિ રાજિમતીના જન્મથી, શ્રીપાર્શ્વનાથ અને શ્રીમહાવીર ભગવાનના ચરણસ્પર્શ અને ઉપદેશથી તેમજ અંતિમ કેવળી શ્રીજંબૂસ્વામીના નિર્વાણથી આ ભૂમિને જૈનધર્મના કેન્દ્રની મહત્તા વરી ચૂકી હતી. આર્ય મંગૂ અને આર્ય વજ્ર જેવા પ્રાભાવિક આચાર્યો અહીં આવ્યા હતા.

જૈનોના સાહિત્ય (બૃહત્કલ્પ)માંથી પુરાવો સાંપડે છે કે, અહીં શ્રીસુપાર્શ્વનાથનો મોટો (સોનાનો) સ્તૂપ હતો. એને દેવોએ નિર્માણ કર્યો હતો.[4] ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના સમયમાં એટલે ઇ. સ. પૂર્વ આઠમી શતાબ્દીમાં તેને ઈંટોથી મઢી લેવામાં આવ્યો અને તેની પાસે એક મંદિર પણ બંધાવવામાં આવ્યું. પાંચમી–છઠ્ઠી શતાબ્દીમાં જ્યારે

૧. 'બૃહત્ કલ્પસૂત્ર–ટીકા,' ભા. ૩, પૃ. ૯૧૨–૧૪.

૨. 'ઉત્તરાધ્યયનસૂત્ર–શાંત્યાચાર્ય ટીકા,' પૃ. ૧૨૫.

૩. 'આચારાંગચૂર્ણિ' ઉત્તરભાગ, પૃ. ૧૯૩.

૪. महुरानयरीए थूभो देवनिम्मितो ॥–બૃહત્કલ્પસૂત્ર–ભાગ. ૬, પૃ. ૧૬૫૬.

બૌદ્ધોએ એ સ્તૂપને તોડી–ફોડી નાખ્યો ત્યારે આઠમી શતાબ્દીમાં બપ્પભટ્ટિસૂરિએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. દશમી શતાબ્દીના ગ્રંથોમાં આ 'દેવનિર્મિત સ્તૂપ'ની રચનાના ઉલ્લેખો મળે છે. દિગંબરાચાર્ય હરિષેણના 'કથાકોશ'માં અને તે પછીના 'યશસ્તિલકચંપૂ'માં પણ આ સ્તૂપની કથાનાં સુવિસ્તૃત પ્રમાણો નોંધાયાં છે. 'બૃહત્કલ્પસૂત્ર'માં ચૈત્યોના શાશ્વત ચૈત્ય, સાધર્મિક ચૈત્ય, મંગળ ચૈત્ય અને ભક્તિ ચૈત્ય એવા જે ચાર પ્રકારો બતાવ્યા છે તદનુસાર શ્રીસુપાર્શ્વનાથનું ભક્તિચૈત્ય મથુરામાં હતું.[5] પુરાતત્ત્વજ્ઞો કહે છે કે, જૈનોનો આ દેવનિર્મિતસ્તૂપ જેનું બીજું નામ 'વોદ્વસ્તૂપ' પણ હતું તે કુશાનકાળમાં મથુરાના કંકાલી ટીલામાં અવશ્ય હતો એમાં શંકા નથી. ખંડિયેરો અને અવશેષોથી એ સિદ્ધ થાય છે કે તે સાંચી અને ભરહુતના બૌદ્ધ સ્તૂપોની માફક તોરણ, વેષ્ટની, વેદિકા, સ્તંભ અને સૂચી આદિથી અલંકૃત હતો. ભિન્ન ભિન્ન સમયના સેંકડો શિલાલેખોની સાથે ઇ. સ. પૂર્વ ૨૦૦ ના અક્ષરોમાં લખાયેલો એક મહત્ત્વપૂર્ણ શિલાલેખ ડૉ. ફૂહરરને મળ્યો હતો તે સિદ્ધ કરે છે કે, મથુરાના સ્તૂપનું તોરણ, સાંચી અને ભરહુતના સ્તૂપોના તોરણો કરતાં અધિક પ્રાચીન હતું. આ સ્તૂપની રચના સંબંધે આપણે વિચાર કરી લઈએ.

"મધ્યમાં પવિત્ર ચિહ્ન તરીકે ત્રિશૂલના આધારે રહેલ ધર્મચક્ર આપેલું છે કે જે કમળ પર રહેલું છે. સ્મૃતિચક્ર યા ધર્મચક્ર એ જૈન, બ્રાહ્મણ અને બુદ્ધ એ ત્રણે સંપ્રદાયની સામાન્ય સંજ્ઞા છે. આ ચક્ર મથાળે બે બાજુ કર્ણાકારે આગળ પડે છે. તથા તેમાં પાયા તરફ ઢળતા બે શંખો હોવાથી એ બાબતમાં તે બુદ્ધ અને જૈન શિલ્પથી જુદું પડે છે. આકૃતિની જમણી બાજુનો પૂજકોનો સમૂહ પોતાના હસ્તકમળમાં હાર લઈ ઊભેલ ચાર સ્ત્રી આકૃતિઓનો છે, જે શિલાલેખમાં નિર્દેશેલ અર્હતની પૂજા કરવાનો ઇરાદો દર્શાવે છે. પહેલી ત્રણ આકૃતિઓમાંની દરેક પોતાના જમણા હાથમાં લાંબી દાંડીવાળું કમળ ધરાવે છે, જ્યારે ચોથી આકૃતિ કે જે કદમાં નાની છે તે યુવાન દેખાય છે અને તેણે ભક્તિભાવથી હાથ જોડેલા છે. ડૉ. બુહલરના મતે, આ સ્ત્રીઓના ચહેરા ચિત્રના જેવા દેખાય છે અને તેઓનો વિચિત્ર વેશ આખા શરીરને ઢાંકતા પગ સુધીના એક જ વસ્ત્રનો છે અને તે કમરે વીંટાયેલું છે."[6]

કોઈ કાળે એ સ્તૂપને બૌદ્ધોએ પોતાના કબજામાં કરી લીધો હતો,[7] જેની સાચી પ્રતીતિ થતાં મથુરાના રાજાએ એ સ્તૂપ જૈનોને પાછો અપાવ્યો હતો.

પર્વ દિવસોમાં આ સ્તૂપનો ઉત્સવ થતો. જૈન સંઘો એની યાત્રાર્થે આવતા હતા. આ દેવનિર્મિત સ્તૂપમાં પંદર દિવસ ઉપવાસ કરી શ્રીજિનભદ્ર ક્ષમાશ્રમણે ઊધેઈથી નાશ પામેલા 'મહાનિશીથ' સૂત્રને સાંધ્યું હતું

'બૃહત્કલ્પસૂત્ર' મથુરાના મકાન-સ્થાપત્યનો આપણને ખ્યાલ આપતાં જણાવે છે કે, મથુરામાં ઘરના બારણાના ઉત્તરંગ ઉપર અર્હત્ પ્રતિમાની સ્થાપના કરવામાં આવતી, જેને 'મંગલ ચૈત્ય' કહેતા. મકાન પડી ન જાય એ ખાતર આવી સ્થાપના અનિવાર્ય ગણાતી. આથી મથુરા સાથે સંબંધ ધરાવતાં ૯૬ ગામોમાં આવાં 'મંગલચૈત્ય'ની સ્થાપના કરવામાં આવી હતી. આ હકીકત જૈનોના રાજકીય અને ધાર્મિક વર્ચસ્નું આપણને ભાન કરાવે છે.[8]

મથુરામાં ભંડીર યક્ષનું આયતન પણ હતું, જ્યાં લોકો યાત્રાર્થે આવતા હતા.

ભારતીય ઇતિહાસની નોંધો સ્મરણ કરાવે છે કે, ઇ. સ. પૂર્વેની બીજી શતાબ્દીમાં મથુરા ઉત્તરાપથના રાજમાર્ગ પર વિશાળ નગર હતું. એ સમયથી લઈને અગિયારમી શતાબ્દી સુધી જૈન સંસ્કૃતિએ અહીં વિદ્યા અને કળાની સાધનાથી વિવિધ અને અપૂર્વ સૃષ્ટિ કરી હતી.

વિદ્યાસાધનાની દૃષ્ટિએ જોઈએ તો આગમસાહિત્યની જે ત્રણ પ્રસિદ્ધ વાચનાઓ થયેલી–એક પાટલીપુત્રમાં, બીજી મથુરામાં અને ત્રીજી વલભીપુરમાં–તે પૈકીની બીજી વાચનાનું જૈન સાહિત્યના વિકાસમાં વિશિષ્ટ સ્થાન છે. 'માથુરીવાચના' અથવા 'સ્કાંદિલીવાચના'ના નામે પ્રસિદ્ધિ પામેલો આગમવાચનાનો પાઠ આ ભૂમિમાં વ્યવસ્થિત

---

૫. 'વિવિધતીર્થકલ્પ'–'મથુરાપુરી કલ્પ' પૃ. ૧૭.

૬. 'ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ'–પૃ. ૨૩૦.

૭, बुद्धा भणंति, न एस थूभो किंतु बुद्धंडउ ।–વિવિધતીર્થકલ્પ પૃ. ૧૭.

૮. अरिहंतपइट्ठाए, महुरानयरीए मंगलाइं तु । गेहेसु चच्चरेसु य, छन्नउइगाम अद्धेसु ॥—બૃહત્કલ્પસૂત્ર–ગાથા– ૧૭૭૬.

થયો હતો. પં. શ્રીકલ્યાણવિજયજીની કાળગણના મુજબ: આ ઘટના વીરનિર્વાણ સંવત ૮૨૭ થી ૮૪૦ (વિ. સં. ૩૫૭ થી ૩૭૦)માં બની હતી.[૯] એ સમયે આ પ્રદેશમાં પડેલા ભારે દુષ્કાળથી જૈનોમાં મુખોપમુખ રહેતી શ્રુતપરંપરા વિચ્છિન્ન થવા માંડી. જાણે જૈન શાસનના મજબૂત પાયા હાલી ઊઠયા. એ સમયે દૂરંદેશી એક આચાર્ય–પુંગવે કમર કસી. શ્રુતધર આર્ય સ્કંદિલ વિદ્યાધર આમ્નાયના અને શ્રીપાદલિપ્તસૂરિની પરંપરાના સમર્થ આચાર્ય હતા. એમની આ પ્રદેશમાં ભારે નામના હતી. આર્ય ભદ્રબાહુસ્વામીના સમયે પડેલા દુષ્કાળની સ્થિતિ પછી થયેલી 'પાટલીપુત્રની વાચના' એમના લક્ષમાં હતી. દુષ્કાળના ઓછાયા દૂર થતાં જ તેમણે જૈન શ્વેતાંબર શ્રમણસંઘને એકઠો કરી આગમવાચનાનો પાઠ વિશુદ્ધ કર્યો હતો. આ ઉપરથી એટલું નિઃસંદેહ સિદ્ધ થાય છે કે ચોથી શતાબ્દીમાં મથુરા જૈનધર્મનું મોટું કેંદ્ર હતું.

એ પછી કનોજના પ્રતિહારવંશીય નાગભટ્ટ અથવા નાગાવલોક તરીકે જે ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામ્યો છે તેને જૈનોએ આમરાજાના નામે ઓળખાવ્યો છે. તેણે શ્રીબપ્પભટ્ટિસૂરિના ઉપદેશથી સં. ૮૨૬ માં આ તીર્થધામનો ઉદ્ધાર કરાવી[૧૦] અહીં એક જિનાલય બંધાવ્યું હતું. તેમાં પ્રતિષ્ઠિત મૂળનાયકની મૂર્તિ ગ્વાલિયરથી લાવવામાં આવી હતી. છેવટે સોળમા સૈકામાં મંત્રી કર્મચંદ્રે મથુરાના જિનાલયનો ઉદ્ધાર કરાવ્યો હતો.

ચૌદમા સૈકામાં થયેલા શ્રીજિનપ્રભસૂરિ પોતાના 'વિવિધ તીર્થકલ્પ'માં આ નગરીના વૈભવનો અને અહીંનાં પવિત્ર ધામોની શોભાનો વાસ્તવિક પરિચય કરાવતાં કહે છે:–"મથુરા બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી હતી. એની આસપાસના કોટ–કિલ્લાને યમુનાનાં પાણી સ્પર્શતાં હતાં. ધવલગૃહો, દેવાલયો, જિનાલયો, વાવ, કૂવા, પુષ્કરિણી અને હાટોનો અહીં પાર નહોતો." જો કે આ સમૃદ્ધ શોભા કયા સમયે હતી એ એમણે નોંધ્યું નથી. સંભવ છે કે, ઇ. સ. પૂર્વેની બીજી શતાબ્દીથી લઈને અગિયારમી શતાબ્દી સુધીમાં વિકાસ પામેલી આ સમૃદ્ધિનું વર્ણન હશે. શ્રીજિનપ્રભસૂરિના સમયમાં પણ અહીં મહાલક્ષ્મી નિર્મિત સ્તૂપ, કલ્પદ્રુમ (પાર્શ્વ મંદિર) અને શ્રીનેમિનાથ પ્રાસાદ વગેરે પવિત્ર સ્થળો મોજુદ હતાં.

'હીરસૌભાગ્ય'કાર શ્રીદેવવિમલ ગણી કહે છે કે, "શ્રીહીરવિજયસૂરિ જ્યારે સંઘ લઈને અહીં આવ્યા ત્યારે તેમણે શ્રીસુપાર્શ્વનાથ અને શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં (બે મંદિરોનાં) દર્શન કર્યાં હતાં. વળી, શ્રીજંબૂસ્વામી અને શ્રીપ્રભવસ્વામી વગેરેનાં ૫૨૭ સાધુ–સાધ્વીઓના સ્તૂપોની તેમણે ગણના કરી હતી."

આજે આ પ્રાચીન વૈભવ અને પવિત્ર સ્થળો મોજુદ નથી. લગભગ અગિયારમી શતાબ્દી પછી અહીં જૈનધર્મની આથમતી કળા જોવાય છે. સત્તરમી સદીમાં એ બુઝાતી કળાનો દીવો કંઈક સંકોરાયો ખરો પરંતુ તે પછી ઔરંગઝેબના ઝંઝાવાતી ઝાપટા આગળ ટકી શકે એવું એનું ગજુ નહોતું.

પુરાતત્ત્વની દૃષ્ટિએ જોઈએ તો અહીંનાં પ્રાચીન અવશેષોની શોધ થઈ નહોતી ત્યાં સુધી આ નગરી વૈદિક સંસ્કૃતિનું પ્રાચીન તીર્થધામ મનાતી હતી. બૌદ્ધોએ પણ એને પોતાની તીર્થભૂમિ બતાવી હતી પરંતુ મથુરાના જૂના કિલ્લાથી ૧ માઈલ દૂર આવેલા 'કંકાલી ટીલા' નામે ઓળખાતા સ્થળનું ઉત્ખનન કરવામાં આવ્યું ત્યારે જ જૈનધર્મ સાથે સંબંધ ધરાવતી પુરાતત્ત્વની સામગ્રીએ જૈનોના ઉપર્યુક્ત દાવાને પુરવાર કરી બતાવ્યો છે. ઇતિહાસની દૃષ્ટિએ મથુરાના શિલાલેખો ઈ. સ. પૂર્વે તથા પછીના ઇંડોસિથિયન સમયના જૈનધર્મની પ્રગતિનો અચૂક પુરાવો છે તેની ના પાડી શકાય એમ નથી. ભારતીય વિદ્વાન રા. બ. રાધાકૃષ્ણજી કહે છે: "મથુરા જૈનો માટે પહેલા નંબરે, બૌદ્ધો માટે બીજા નંબરે અને વૈષ્ણવો માટે ત્રીજા નંબરે છે. મતલબ કે, અહીંના કંકાલી ટીલાથી જે પ્રાચીન શિલાલેખો અને મૂર્તિઓ વગેરે જે કંઈ વસ્તુઓ નીકળી છે તે બધામાં પ્રાચીન વસ્તુઓ જૈનોની મળી છે. તે પછી બૌદ્ધોની અને એ સમય પછીની વૈષ્ણવોની છે."

વિન્સેંટ સ્મિથે "Jain stupa of Mathura"માં નોંધ્યું છે કે, "કનિંઘહામને જે વસ્તુઓ અહીંથી મળી આવી છે, તેમાંનો ⅚ ભાગ બ્રાહ્મણ ધર્મની સશસ્ત્ર મૂર્તિઓને બાદ કરતાં બધી જૈનોની જ મળી આવી છે."

વસ્તુતઃ ઈ. સ. ની કેટલીયે શતાબ્દી પૂર્વે મથુરામાં મૂર્તિ–નિર્માણ થવા લાગ્યું હતું પરંતુ બુદ્ધની મૌલિક અને

૯. 'વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના'–પૃ. ૧૦૬.
૧૦. 'વિવિધ તીર્થકલ્પ', પૃ. ૧૯.

પહેલી ભારતીય પ્રતિમા બનાવવાનું સર્વ પ્રથમ શ્રેય મથુરાને પ્રાપ્ત થાય છે. કુશાનવંશી રાજાઓના શાસનકાળ પહેલાં બુદ્ધની મૂર્તિનું નિર્માણ પરંપરાથી વર્જિત હતું પરંતુ કુશાનોના શાસનકાળમાં બૌદ્ધોના મહાયાન પંથનો પ્રચાર થઈ ગયા પછી પહેલી બુદ્ધ મૂર્તિ બની અને તેને માટે જૈન તીર્થંકરોની પ્રતિમાઓથી નમૂના લેવામાં આવ્યા. આ દૃષ્ટિએ શુંગકાળની મથુરાકળા વિશેષત: જૈન સંપ્રદાયની છે; એમ શ્રીરાયકૃષ્ણદાસજી પોતાના ' ભારતીય મૂર્તિકળા ' નામક પુસ્તકમાં જણાવે છે.[11] કુશાન રાજાઓનો શાસનકાળ તો મથુરાકળાનો સુવર્ણયુગ છે; એમ બેધડક કહી શકાય.

આ હકીકતો આપણને કહેવા માંડે છે કે, જૈન સંસ્કૃતિ આ નગરીમાં ધાર્મિક વિકાસ સાધી જે સોળે કળાએ ખીલી હતી એનું બૌદ્ધો અને વૈદિકોને મન ઓછું મૂલ્ય નહોતું. એ ગૌરવે એમને આકર્ષ્યા અને એમણે મથુરાની કાયાપલટ કરવામાં ભારે ભાગ ભજવ્યો.

આ પ્રાચીન સામગ્રીનો મોટો ભાગ આજે લખનૌના પ્રદર્શનાગરને શોભાવે છે. મથુરાના સ્થાનિક પ્રદર્શનાગારમાં પણ કેટલીક સામગ્રી ગોઠવાયેલી છે. આ શિલ્પસામગ્રી વિવિધતા અને વિલક્ષણતાની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વની છે. અધિકાંશે જૈન મૂર્તિઓ પ્રાપ્ત થઈ છે, તેમાં જુદા જુદા તીર્થંકરોને ઓળખાવવા માટે તેમનાં વિશિષ્ટ લાંછનો અથવા ચિહ્નોનો ઉપયોગ થયો છે પરંતુ કુશાનકાલીન પ્રતિમાઓમાં આવાં લાંછનો જોવાતાં નથી. માત્ર ઋષભદેવની પ્રતિમાને ઓળખવા માટે એમના સ્કંધ ઉપર બે છૂટી લટો પડેલી જોવાય છે. પદ્માસનસ્થ અને ઊભી કાયોત્સર્ગસ્થ એમ બંને પ્રકારની પ્રતિમાઓ મળે છે. આમાં મિશ્રરૂપની ચૌમુખ પ્રતિમાઓ જેને સર્વતોભદ્ર કહે છે તે પણ આજે પ્રાપ્ત છે. ડૉ બુહલરના મતે અહીંથી મળેલો નીચેનો લેખ પ્રાચીનતમ છે :–

" समनस माहरखितास अंतेवासिस वछीपुत्रस [ स्रावकास ] उत्तरदासक[ा]स पासादो तोरनं ॥ "

—મહારખિત ( મહારક્ષિત ) મુનિના શિષ્ય, વછીનો પુત્ર ( વાત્સી માતા ) શ્રાવક ઉત્તરદાસકના મંદિરના ઉપયોગ માટે શણગારેલું એક તોરણ.

આ ઉપરાંત સાધુઓની જે મૂર્તિઓ મળી છે તેમાં પણ સવસ્ત્ર અને હાથમાં વસ્ત્ર રાખીને ઊભેલી નગ્ન એમ બે પ્રકારની છે. નગ્ન મૂર્તિઓ ઉપરથી રખે કોઈ દિગંબર સંપ્રદાયની એ મૂર્તિઓ હોવાનું કલ્પી લે; કેમકે આગમ ગ્રંથોમાં સ્થવિરકલ્પી અને જિનકલ્પી એવા સાધુઓના આચારભેદો બતાવ્યા છે એ મુજબ: સ્થવિરકલ્પી નગરનિવાસી બની ઉપદેશપરાયણ હોવાથી સચેલક રહેતા જ્યારે જિનકલ્પીઓ તપ:–પરાયણ બની જંગલમાં રહેતા અને અચેલક સ્થિતિમાં સંયમની સાધના કરતા. આથી જિનકલ્પી સાધુની અવસ્થાને બતાવતી એ મૂર્તિઓ માની શકાય.

આ કંકાલી ટેકરીમાંથી સ્તૂપનો એક ભાગ જડી આવ્યો છે. એ સ્તૂપના બે ભાગ પાડેલા છે. ઉપલો ભાગ સાંકડો છે. અને તેના મધ્યમાં સ્તૂપની આકૃતિ છે. કુલ તે ચાર આકૃતિઓ ( મૂર્તિઓ ) છેલ્લા ચાર તીર્થંકર નમિ, નેમિ, પાર્શ્વ અને વર્ધમાન જિનની છે. નીચેના ભાગમાં કણ્હ (?)ની મૂર્તિ છે કે જેના માનમાં આ સ્તૂપ બનાવવામાં આવ્યો હતો. કણ્હની મૂર્તિને વસ્ત્ર પહેરાવેલાં છે, એટલે શ્વેતાંબર મૂર્તિ છે એમાં સંદેહ નથી. તેના ઉપરનો લેખ કોઈ અનિર્ણીત લિપિમાં છે. આરંભમાં ૯૫ (?)ની સાલ હોવાનું જણાય છે, કે જે વખતે વાસુદેવનું રાજ્ય હતું, તે લેખ આ પ્રમાણે વંચાય છે :–

" (१) [सि]द्धम् सं० ९५ (?) ग्रो० २ दि० १८ कोट्टय[ा]तो गणातो थानीयातो कुलातो वइर[ातो] [सा]खातो आर्य अरह[मह]
(२) सिसिनि धामथाये (?) ग्रहदतस्य धि............धनहथि ॥ "

—સિદ્ધ સં, ૯૫ (?)માં બીજા [ માસ ]માં ૧૮ દિવસે કોટ્ટય ( કૌટિક )ગણનાં થાનીય કુલના વૈરશાખાના આર્ય મહા-[દિન]ની શિષ્યા ધામથ(?)ની વિનતિથી ગૃહદત્તની પુત્રી ધનહથી (ધનહસ્તિ)ની સ્ત્રીની [ભેટ].

આ અને બીજા લેખોમાં કોટિકગણ, થાનીયશાખા અને વૈરિશાખા જેવા ભેદોપભેદો નોંધાયેલા મળે છે, તેનો ' કલ્પસૂત્ર ' ની પટ્ટાવલીસૂચી સાથે પણ મેળ ખાય છે. આ દૃષ્ટિએ મથુરાની સામગ્રી શ્વેતાંબર જૈનોની પ્રાચીનતાને

૧૧. શ્રી. રાયકૃષ્ણદાસ: ' ભારતીય મૂર્તિકળા ', પૃ. ૬૫.

પ્રામાણિક ઠરાવે છે. વળી, ભગવાન મહાવીરના જીવનનો ગર્ભાપહાર પ્રસંગ આખોયે શિલાપટ્ટ ઉપર અંકિત થયેલ છે એ પણ એનું પૂરતું સમર્થન કરે છે.

અહીંથી વિવિધ પ્રકારના કોરણીભર્યા આયાગપટ્ટો પણ મળી આવ્યા છે. એનું શિલ્પવિધાન અજોડ છે. તેમાં ચોખૂટા આકારમાં વચ્ચે જૈન તીર્થંકરની પ્રતિમા કોતરેલી હોય છે અને આસપાસ જુદી જુદી જાતની પવિત્ર નિશાનીઓ શિલ્પબદ્ધ કરવામાં આવે છે. અષ્ટમંગલ—દર્પણ, ભદ્રાસન, વર્ધમાન, શ્રીવત્સ, મત્સ્યયુગલ, સ્વસ્તિક, કુંભ અને નંદ્યાવર્ત—ગણાતા પૈકી કેટલાક જોવામાં આવે છે. વળી, સ્તંભો અને ચક્ર પણ એમાં કોતરેલા છે.

આ રચના સાંચીના પ્રવેશદ્વારના તોરણસ્તંભો સાથે આબેહૂબ મળતી આવે છે. મથુરા સંગ્રહાલયમાં સુરક્ષિત (ક્યૂ. ૨ સંખ્યક : ૩) આયાગપટ્ટ અનેક દૃષ્ટિઓથી મહત્ત્વપૂર્ણ છે. આના ઉપર મથુરાના પ્રાચીન સ્તૂપની પ્રતિકૃતિ બનેલી છે અને ઉપરની બાજુએ છ પંક્તિનો લેખ પણ છે, જેનાથી વિદિત થાય છે કે, "શ્રમણોની શ્રાવિકા ગણિકા લવણ-શોભિકાની પુત્રી ગણિકા વસુએ પોતાની માતા, બહેન, ભાઈ, પુત્ર, પુત્રી તથા અન્ય પરિજન સાથે અર્હતમંદિરમાં દેવકુલ, આયાગસભા, આયાગપટ્ટ આદિની સ્થાપના કરાવી." બીજા પટ્ટ ઉપર પ્રાચીન લિપિમાં કોતરાયેલો લેખ છે જે પ્રાયઃ કનિષ્કના રાજ્યના સમયમાં એટલે ઈ. સ. ના પ્રારંભમાં લખાયેલો હોવો જોઈએ; તે લેખ આ પ્રમાણે છે :—

" (१) नमो अरिहंताणं सिंहकस वणिकस पुत्रेण कोशिकिपुत्रेन (२) सिंहनादिकेन आयागपटो प्रतिथापितो अरहंतपूजये ॥ "

—અરહંતોને નમસ્કાર. સિંહ વણિકના પુત્ર અને કૌશિકીના પુત્ર સિંહનાદિકે અર્હતની પૂજા માટે આયાગપટ્ટ પ્રતિષ્ઠિત કર્યો.

બીજો અયાગપટ્ટ જેનો સમય બુહલરના મતે કનિષ્કના પહેલાના સમયનો છે; તે લેખનો અર્થ નોંધવા જેવો છે :—

" અર્હત્ વર્ધમાનને નમસ્કાર. શકો તથા પોથિયોને માટે કાળા નાગ સમાન ગોતિપુત્રની કૌશિકગોત્રની પત્ની શિવ-મિત્રાએ આયાગપટ્ટ ( પૂજાની એક તકતી ) કરાવ્યો."

આ શિલાલેખ અહીંના જિનમંદિરની પ્રાચીનતાનો બેવડો પુરાવો રજૂ કરે છે. એક બીજો શિલાલેખ જૈન સાંપ્રદાયિક દૃષ્ટિએ અગત્યનો છે. તે લેખનો અર્થ આ છે :—

" ૭૯ વર્ષના વર્ષાઋતુના ચોથા માસના વિશમા દિવસે....... ની સ્ત્રી શ્રાવિકા દિના(દત્તા)એ ભેટ આપેલી મૂર્તિ દેવોએ બંધાવેલ વોદ્ધસ્તૂપમાં પધરાવવામાં આવી."

આ શિલાલેખ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે મથુરામાં એક પ્રાચીન સ્તૂપ હતો, જે બુહલરના મતાનુસાર ઈ. સ. ૧૫૭ ( શક સં. ૭૯ )માં દેવોથી બંધાયેલ મનાતો—અર્થાત્ એ એટલો પ્રાચીન હતો કે તેની રચનાની સાચી હકીકત ભુલાઈ ગઈ હતી.

આ સ્થળે સાધ્વીઓનાં નામો અને તેમની પ્રવૃત્તિની નોંધ પણ શિલાલેખોમાંથી સાંપડે છે: એક લેખમાં સાધ્વીઓનાં નામવાળો અંશ આ રીતે મળે છે :—

" ..........अर्य्यसंगमिकये शिशीनिनं अर्य्यवसुलये निर्वर्तनं............... "

—પૂજ્ય સંગમિકાની શિષ્યા, પૂજ્ય વસુલાના ઉપદેશથી. આર્ય સંગમિકા અને આર્ય વસુલાના ઉપદેશથી અપાયેલા દાનો ઉપરથી નક્કી થાય છે કે મથુરાના જૈનોમાં સાધ્વીઓનું પણ અગત્યનુ સ્થાન હતું.

લખનઉ અને મથુરાના સંગ્રહાલયમાં અનેક એવી પ્રતિમાઓ સુરક્ષિત છે, જેમાં ચારે બાજુએ એકેક તીર્થંકરની ઊભી કે બેઠી મૂર્તિ હોય છે. આ ચારે પ્રતિમાઓ કેટલીક વખત એક જ તીર્થંકરની હોય છે અને ક્યાંક ભિન્ન ભિન્ન તીર્થંકરની હોય છે. ચારે બાજુએ દર્શન થવાથી અને બધી બાજુએ ભદ્ર-કલ્યાણકર હોવાથી તેને 'સર્વતોભદ્રિકા' પ્રતિમા કહેવામાં આવે છે. કુશાનકાલીન સર્વતોભદ્રિકા પ્રતિમાઓ મોટે ભાગે ઊભી જ મળે છે, તેમાંથી કેટલીક મથુરા સંગ્રહાલયની બી ૭૩, બી ૬૭, બી ૬૮, બી ૭૦ આદિ તથા લખનઉ સંગ્રહાલયની જે. ૨૩૦, જે. ૨૩૫ વગેરે છે.

ઉપરાંત સરસ્વતીની મૂર્તિઓ જેનું જૈન પરંપરામાં મહત્ત્વનું સ્થાન છે અને જે તીર્થંકરની વાણીનું મૂર્તરૂપ છે, તેની બે મૂર્તિઓ લખનઉ સંગ્રહાલયમાં સુરક્ષિત છે. તેનો ક્રમાંક જે. ૨૪ અને જે. ૩૫ છે. આ મૂર્તિઓ ઈ. સ.ના પ્રારંભની છે.

આ સિવાય અહીંના કંકાલી ટીલામાંથી બે મંદિરોના અવશેષો પણ મળી આવ્યા છે. વળી, ૮૦ મૂર્તિઓ, ૧૨૦ સ્તંભો અને બીજાં કોરણીભર્યાં તોરણો વગેરેનાં કેટલાયે શિલ્પો અને શિલાલેખો મળી આવ્યા છે. આ ઉપરાંત બીજા દેવદેવીઓની મૂર્તિઓ, સ્તંભો, તોરણો, કુંભીઓ વગેરેની વિવિધ સામગ્રી મળેલી જોવાય છે. આ બધાના વર્ણનને અહીં સ્થાન નથી. ઉપર્યુક્ત નમૂનારૂપે આલેખેલી વિગતો અહીંના શ્વેતાંબર જૈનોની ભૂતકાલીન સમૃદ્ધિની ઝાંખી કરાવવા માટે પૂરતી ગણાય.

આજે અહીં શ્રાવકોનાં ૮–૧૦ ઘર વિદ્યમાન છે. દિગંબરોની વસ્તી વધારે છે.

ઘીયામંડીમાં એક પ્રાચીન શ્વેતાંબર મંદિર છે. તેનો જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા સં૦ ૧૯૮૪ માં મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) એ કરાવ્યો છે. વળી, ચોરાશીનું મંદિર ૮૪ આગમોના સ્મરણરૂપે ઊભું થયેલું તે આજે દિગંબરોના હસ્તક છે. તેમાં ઉપા૦ વિવેકહર્ષગણિએ પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓ, પાદુકા–સ્તૂપો વગેરે હતા, મૂળનાયક ઉપર લેખ પણ હતો. એ બધા ઉપર સાંપ્રદાયિક દૃષ્ટિએ હાથ ભૂંસ્યો છે એ ખરેખર, શોચનીય છે. આ મંદિરના પાછળના ભાગમાં દિગંબરોએ નવીન મૂર્તિઓ સ્થાપિત કરેલી છે.

અહીં શ્વેતાંબર ધર્મશાળા થવાની જરૂર છે.

અહીંથી મળી આવેલી કેટલીક મૂર્તિઓ, આયાગપટો અને સ્તૂપ ઉપરના લેખો અને તેનું વર્ણન આ પ્રકારે છે:—

૧. મથુરામાંથી મળેલા એક લેખવાળા કોતરકામની વચ્ચે એક સ્તૂપ છે. તેની આજુબાજુએ કઠેરો છે. તેને એક દ્વાર છે અને સ્તૂપ ઉપર જ કોતરેલી બે કઠેરાની હારો છે. એક મધ્યમાં ગોળાકારે અને બીજી જરા ઊંચે છે. સ્તૂપની બંને બાજુએ એકેક નાચતી સ્ત્રી અને એ સ્ત્રીઓની પેલી પાર એકેક સ્તંભ છે. જમણી બાજુના સ્તંભને સિંહ છે અને ડાબી બાજુના સ્તંભ ઉપર 'ધર્મચક્ર' કોરેલું છે. ઊંચે સાધુઓ સ્તૂપ તરફ દોડી આવતા હોય એવા કિન્નરોની આકૃતિઓ છે. કિન્નરોને રુંવાટાવાળું શરીર અને મનુષ્ય જેવું મુખ છે. સાધુઓ નગ્ન છે.

બે કઠેરાની હારોની વચ્ચે જે છ લીટીનો લેખ છે, તેની લિપિ ઈ. સ. પૂર્વે ૫૦ ની હોય તેમ લાગે છે. તે લેખ આ પ્રકારે છે:—

" (१) नमो अरहतो वधमानस दंदाये गणिका(२)ये लेण शोभिकाये धितु शमणसनिकाये (३) नादाये गणिकाये वासये आरहता देवकुले (४) आयगसभा प्रपा शिलापटा प्रनिस्ठापितं निगमा(५)ना अरहतायतने सह मातरे भगिनिये धितरे पुत्रेण (६) सविन च परिजनेन अरहतपुजाये ॥ "

—અર્હત્ વર્ધમાનને નમસ્કાર. ગણિકા દંડાની પુત્રી ગણિકા નંદાએ વેપારીઓના આર્હત દેવાલયમાં શ્રમણ સમૂહને રહેવા માટે તથા અર્હંતની પૂજા માટે એક નાનું આર્હત–દેવાલય, આચાર્યો માટે બેઠકો, એક (પાણીનો) વાવ, અને એક શિલાપટ્ટ (દેવાલયનું પુણ્ય) માતા, બહેન, પુત્રી અને સગાંઓ સાથે (ભોગવવાને) કરાવ્યાં.

આ સ્તૂપ આકારમાં તથા દેખાવમાં આજસુધી મળી આવેલા બૌદ્ધ સ્તૂપોને એટલો બધો મળતો આવે છે કે જો આ જૈન લેખ ન હોત તો તેને બૌદ્ધ સ્તૂપ તરીકે જ ગણવામાં આવ્યો હોત.

૨. કુશાન સંવત્ ૯ના લેખવાળી મથુરાના કંકાલી ટીલામાંથી મળેલી મૂર્તિ આજે લખનૌ મ્યુઝિયમમાં છે. ખડ્ગાસનસ્થ આ મૂર્તિનું મસ્તક ખંડિત છે. મૂર્તિની જમણી બાજુએ બે પુરુષો હાથ જોડીને ઊભા છે અને ડાબી બાજુએ એક સ્ત્રી ઊભેલી છે. તેના ઉપરનો લેખ અપભ્રષ્ટ સંસ્કૃત ભાષામાં આ પ્રકારે છે:—

" सिद्धं सं० ९ हे० २ दि० १० प्रहमित्रस्य धितु शीवशिरिस्य वधु एकडलस्य कोट्टियातो गणातो आर्यतरिकस्य कुटुम्बिनिये ठानियातो कुलातो वैरातो शाखातो निवर्तना गहपलाये दति ॥ "

—સિદ્ધને નમસ્કાર. ૯મા વર્ષના હેમંતના ત્રીજા માસમાં ૧૦મા દિવસે કોટિયગણ, સ્થાનીય કુલ અને વજ્રશાખાના આર્ય તરિકની આજ્ઞાથી એકડલની સ્રી, શિવશિરીની પુત્રવધૂ ગ્રહમિત્રની પુત્રી ગ્રહપલાએ આપેલી (કરાવેલી).

ઉપર્યુક્ત લેખની ત્રણ અસમાન પંક્તિઓ છે. પ્રથમ પંક્તિની ગાદીની ધાર ઉપર અને બીજી પંક્તિઓના પગ (સિંહચિહ્ન પગ ઉપર મૂકેલી ગાદી પર ઊભી મૂર્તિની ) ઉપર કોતરેલી છે. પાદની મધ્યમાં બે પંક્તિમાં આ પ્રમાણે લેખ છેઃ—

" आर्य अधमस्स शिशिनि ॥ "

—આર્ય અધમની સ્રી શિષ્યા.

૩. કુશાન સંવત્ ૪૮ની સાલની શ્રીસંભવનાથની એક મૂર્તિ લખનૌ મ્યુઝિયમમાં છે. આ મૂર્તિનો હાથ અને મસ્તક ખંડિત છે, પદ્માસનસ્થ ધ્યાન મુદ્રામાં અવસ્થિત છે. તેની ગાદી નીચે સિંહોની આકૃતિ દર્શાવી છે. મધ્યમાં ત્રિરત્નનું ચિહ્ન છે અને તેની નીચે બે નાનાં ચક્રો આલેખ્યાં છે. એક તરફ પુરુષ અને એક તરફ સ્રીની આકૃતિઓ છે. તેમના હાથમાં પુષ્પ અને ચક્ર છે. તેની નીચે આ પ્રકારે લેખ છેઃ—

" महाराजस्य हुविष्कस्य संवत्सरे ४०८ व० २ दि० १०७ एतस्य पुवायं कोट्टिये [गणे] ब्रमदासीये कुले पंचनगरिये शाखाये धुजवलस्य शिशिनिये धुजशिरिये निवतना बुधुकस्य वधुये शवत्रन (!) पोत्रिये यशाये वन संभवस्य प्रोतिमा प्रतिस्थापिता ॥ "

—મહારાજ હુવિષ્કના ૪૮મા વર્ષે વર્ષાઋતુના બીજા માસમાં ૧૭મા દિવસે શવત્રનની પૌત્રી અને બુધુકની વધૂ યશાએ કૌટ્ટિય ગણ બ્રહ્મદાસીય કુલ અને વજ્રનાગરી શાખાની ધુજવલની શિષ્યા ધુજશિરિની આજ્ઞાથી સંભવનાથની મૂર્તિને સ્થાપન કરી.

૪. કુશાન સંવત્ ૫૮ની મૂર્તિ પરનો લેખઃ—

" सिद्धं नम सर[स]तम महरजस्य हुवष्कस्य संवत्सरे अष्टपनाशस्य मस ३ दिवस २ एतस्याम् पुर्वायां पे (!) गणे आर्य चेटिये कुले हरितमालधियातो शा............... वाचकस्य हगिनादिस्य शिशोगन........नागसेनो दनम् ॥ "

—સિદ્ધને નમસ્કાર. સરસતમ મહારાજ હુવિષ્કના ૫૮મા વર્ષે ઉનાળાના ૩ માસમાં બીજે દિવસે....ગણ આર્ય ચેટિયકુલ અને હરિઆલકધ (હરિતમાલગધિ) શાખાના વાચક હગિનદી (ભગનંદિ ?)ના શિષ્ય નાગસેન( ? )નું દાન.

૫. કુશાન સંવત્ ૭૧ની મથુરાની એક જૈન મૂર્તિ છે, તેની જંઘા અને કમરનો ભાગ જ બચેલો છે. મૂર્તિની પાછળના સમચોરસ સ્તંભના ભાગ ઉપર આ પ્રકારે લેખ છેઃ—

" समo ७०१ व० १ वि० १०५ एतये पुवये हय्यि(?) मुनशिमिता(?) ये(!) मिनिरव सुघोति धितु हेमदेवस्य ॥ "

—૭૧મા વર્ષે વર્ષાના પ્રથમ માસમાં ૧૫મા દિવસે હેમદેવની....મિનિરવની બેનની પુત્રીની પુત્રી....મુનાશિમિતાની....

૬. કુશાન સંવત્ ૭૪ની સાલની એક ચૌમુખ જિનપ્રતિમા છે. એ મૂર્તિની દરેક બાજુએ થોડાક ભાગો ઉપસાવેલા છે. મધ્યમાં સ્તંભ છે અને તેના ઉપર ચક્ર છે. બંને બાજુએ ત્રણ-ત્રણ ભક્તો હાથ જોડીને ઊભેલા છે. મૂર્તિની ગાદીની ચારે બાજુએ લેખ છે. દરેક બાજુએ લેખની બબ્બે લીટીઓ છે, જેમાં થોડાક ભાગ ઘસાયેલો છે, તે લેખ આ પ્રકારે છેઃ—

" सं० ७०४ म० १ दि० ५ अयवरणतो गणतो कुलातो वजनकरितो शाखातो अयशीरकाती............नयनस्य वाचकस्य शिशिनिये आर्य दासिये देवस्य कुटुम्बनिये धरवलाये दति...........सशुये ॥ "

—૭૪ની સાલમાં ઉનાળાના પ્રથમ માસમાં પાંચમે દિવસે........દેવની પત્ની ધરવલાની, આર્યવરણગણ—કુલ વજ્રનાગરી શાખા અને આયક (સંભોગ)ની નયન........વાચકની........શિષ્યા........દાસીની આજ્ઞાથી દાન.

૭. કુશાન સંવત્ ૮૦ની મથુરાની જૈનમૂર્તિ પરનો લેખઃ—

" सिद्धं महाराजस्य वासुदेवस्य सं ८० हमव १ दि १०२ एतस्य पुर्व्वा लावको स मित संघमाचिस(?) वधुये बलस्य ॥ "

—મહારાજ વસુદેવના રાજ્યમાં ૮૦ વર્ષે હેમંતના પ્રથમ માસમાં બારમા દિવસે શ્રાવક....સ....ની પુત્રી બલની વધૂ....

૮. કુશાન સંવત ૯૯નું મથુરાનું એક શિલ્પ, પીળી રેતીના પથ્થરમાં છે, જેના એક ટુકડામાં ઉપસાવેલા ભાગ બે ચોરસ આકારના ભાગોમાં છે. ઉપરનો ચોરસ સારી હાલતમાં છે. તેના ઉપર સ્તૂપનો આકાર છે. સ્તૂપની આસપાસ ૨ જિન-મૂર્તિઓ છે. એક મૂર્તિ ઉપર છત્ર છે જ્યારે બીજી મૂર્તિ ફણાયુક્ત શ્રીપાર્શ્વનાથ ભગવાનની છે. નીચેના ભાગમાં એક સ્ત્રી બતાવી છે, જેણે એક હાથ ઊંચો કરેલો છે અને બીજો હાથ જંઘા ઉપર મૂકેલો છે, તેની ડાબી બાજુએ એક અર્ધનગ્ન પુરુષની આકૃતિ છે. પુરુષની ડાબી બાજુએ બે સ્ત્રીઓની નાની આકૃતિઓ છે અને તેમની પાછળ એક ઝાડ નીચે ઊભેલા નાગની આકૃતિ પ્રણામ કરતી બતાવી છે આ ટુકડાના ઉપરના ભાગમાં આ પ્રકારે લેખ છે:—

" सिद्धं सं० ९०९ ग्रि० २ दि० १०६ कोटियातो गणतो ठनीयातो वैरातो शाखातो आर्यसुर शिशिनि धमशिरिये निवर्तना ............अहदतस्य धिता धनहथि । अनघ श्रेष्ठि विजा कण श्रमण ॥ "

—સિદ્ધને નમસ્કાર. ૯૯ વર્ષે ગ્રીષ્મ ઋતુના બીજા માસમાં સોળમા દિવસે કોટિય ગણની સ્થાનીય કુલની વજ્રશાખાના આર્યસુરની શિષ્યા ધર્મસિરિની આજ્ઞાથી અર્હદત્તની પુત્રી ધનહથિ. અનઘ શ્રેષ્ઠી વિજા (વિદ્યા) કૃષ્ણ શ્રમણ.

આ બધા લેખોમાં આપેલા કોટ્ટિયગણ, વારણગણ, બ્રહ્મદાસીયકુલ, સ્થાનીયકુલ, ચેટિયકુલ, વજ્રનાગરીશાખા, પંચ-નાગરીશાખા, માલિજ્જશાખા—આ બધા ગણો, કુલો અને શાખાઓ શ્વેતાંબરીય સૂત્રોની પટ્ટાવલીઓમાં પણ નિર્દિષ્ટ છે અને તેની સાથે મળતાં આવે છે. આ ઉપરથી નગ્ન મૂર્તિઓ પણ શ્વેતાંબર સમાજમાં બરાબર માન્ય હતી એમ પુરવાર થાય છે.

★

## ૨૪૪. શૌરીપુર

(કોઠા નંબર : ૪૨૬૭)

શીકોહાબાદ જંક્શનથી ૧૩ માઈલ દૂર અને નવી રેલ્વેના બાહ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૫ માઈલ દૂર યમુનાના દક્ષિણ કાંઠે બટેશ્વર નામે ગામ વસેલું છે. અહીંથી લગભગ ૧ માઈલ દૂર પહાડી રસ્તે શૌરીપુરનાં ધ્વંસાવશેષો આવેલાં છે. પ્રાચીન કાળમાં આજના બટેશ્વર વગેરેનો સમગ્ર વિસ્તાર શૌરીપુરમાં સમાઈ જતો હતો. આનાં સોરિયપુર, સૂર્યપુર, સોરીપુર અને શૌરીપુર વગેરે પ્રાચીન નામો મળી આવે છે. બટેશ્વર નામ તો ભદાવરનરેશે અહીં સ્થાપેલા ભદ્રેશ્વર શંકરના મંદિર ઉપરથી ભદ્રેશ્વર વસ્યું તે પછી બટેશ્વર—વટેશ્વર નામ પડયું હોય કાં તો અહીં આવેલાં વડનાં વૃક્ષોની બહુલતાથી બહેરમાં આવ્યું હોય. ગમે તે હોય પણ આ બટેશ્વરની ભૂમિ જ પ્રાચીન કાળનું શૌરીપુર છે. આ દેશના નિવાસીઓની 'શૌરસેની' ભાષા વ્યાકરણ-શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

મેગેસ્થિનિસે પોતાના ભારતભ્રમણ વૃત્તાંત નામે 'એરિયન'માં શૌરીપુરનો Calisoboraca (કાલીસોબોરેકા) નામે ઉલ્લેખ કરીને જણાવ્યું છે કે આ નગર યમુનાના જમણા કાંઠે મનુષ્યોથી ભરચક સુંદર અને સમૃદ્ધિશાળી નગર છે.[1]

જૈનોના પ્રાચીન આગમ ગ્રંથોમાંથી 'સમવાયાંગસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, આવશ્યક નિર્યુક્તિ, કલ્પસૂત્ર' વગેરેમાં શૌરીપુરનો ગૌરવભર્યો ઉલ્લેખ મળે છે. ૨૫॥ આર્યદેશોમાં કુશાવર્તની રાજધાનીનું આ નગર હતું. યાદવકુલતિલક શ્રીનેમનાથ ભગવાનના જન્મથી પવિત્ર થયેલી આ ભૂમિ તીર્થધામની ખ્યાતિને વરે એમાં નવાઈ નથી.

લગભગ પાંચમા-છઠ્ઠા સૈકામાં રચાયેલા 'વસુદેવહિંડી' નામના ગ્રંથમાં ઉલ્લેખ છે કે, "હરિવંશમાં સોરી અને વીર નામના બે ભાઈઓ હતા, જેમાં સોરીએ 'સોરિયપુર' અને વીરે 'સોવીર' વસાવ્યું. સોરીને પુત્ર અંધક-

1. " Royal Asiatic Society Journal " Vol. I, p. 314.

વૃષ્ણિ થયો, તેને ભદ્રા રાણીથી સમુદ્રવિજય વગેરે દશ પુત્રો અને કુંતી તથા માદ્રી નામે બે કન્યાઓ થઈ. બીજાનો પુત્ર ભોજવૃષ્ણિ થયો. તેનો પુત્ર ઉગ્રસેન થયો અને ઉગ્રસેનને બંધુ, સુબંધુ તેમજ કંસ વગેરે છ પુત્રો થયા હતા."

શ્રીહેમચંદ્રાચાર્ય પોતાના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' ગ્રંથમાં સોરીએ શૌરીપુર વસાવ્યાનું જણાવી વિશેષમાં ઉમેરે છે તેનો સાર એ છે કે, સમુદ્રવિજય શૌરીપુરીમાં અને કંસ મથુરામાં રાજ્ય કરતા હતા[2] સમુદ્રવિજયના પુત્ર શ્રીનેમનાથ હતા અને કૃષ્ણ વાસુદેવના પુત્ર હતા. શ્રીકૃષ્ણે કંસને મારીને મથુરાનું રાજ્ય હાથ કર્યું પરંતુ મગધના પરાક્રમી જરાસંધ રાજાના ભયથી શ્રીકૃષ્ણ અને સમુદ્રવિજય વગેરે યાદવો પશ્ચિમમાં સૌરાષ્ટ્રની દ્વારિકા નગરીમાં જઈને વસ્યા.[3] એ સમયે અનેક જૈન કુટુંબો તેમની સાથે ગયા હશે અને તેથી જ સૌરાષ્ટ્રમાં જૈનોનો પ્રવેશ શ્રીનેમનાથ અને શ્રીકૃષ્ણના જેટલો જ પ્રાચીન ગણાય.

ભગવાન મહાવીરસ્વામી આ ભૂમિમાં આવ્યા હતા.[4] એમના સમયમાં આ નગરનો રાજા સૌર્યદત્ત નામે હતો. અહીંના સૌર્યાવતંસક ઉદ્યાનમાં ભગવાન મહાવીરે એક માછીમારના પૂર્વ ભવોનું વર્ણન કહી સંભળાવ્યું હતું.[5]

ભગવાન મહાવીરસ્વામી અને તે પછીના સમયમાં અનેક પ્રભાવશાળી સૂરિપુંગવો આ તીર્થની યાત્રા કરતા ને જીવનને કૃતાર્થ બનાવતા પણ એ સમયની ઘટનાઓ ઉપર અજવાળું પાડે એવી માહિતી મળી શકતી નથી. સમેતશિખર તીર્થની યાત્રા કરનારાઓ આ તીર્થભૂમિને વીસરતા નહોતા; એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. શ્રીબપ્પભટ્ટિસૂરિએ ( સ્વર્ગ: સં. ૮૯૫ ) મથુરા તીર્થનો ઉદ્ધાર કર્યો એ સમયે શૌરીપુરનો પણ ઉદ્ધાર કરાવ્યો હતો એ પછી શ્રીવિમલચંદ્રસૂરિ ( સ્વર્ગ: સં. ૯૯૧ ), શ્રીઉદ્દ્યોતનસૂરિ ( સં. ૯૯૪ ), શ્રીનેમિચંદ્રસૂરિ ( સં. ૧૧૦૨ ), શ્રીદેવેન્દ્રસૂરિ ( તેરમો સૈકો ) વગેરે પ્રભાવશાળી આચાર્યો સમેત શિખરની યાત્રાએ જતાં આ શૌરીપુરમાં આવ્યા હતા. ચૌદમા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ પોતાના 'વિવિધતીર્થકલ્પ'માં નોંધે છે કે,–" **शौर्यपुरे शङ्खजिनालये.........श्री नेमिनाथः** " અર્થાત્–શૌરીપુરમાં શંખ રાજાએ ( ઉદ્ધાર ) કરાવેલા જિનાલયમાં શ્રીનેમિનાથ ભગવાન છે.

એ પછીનો શૌરીપુરનો ઇતિહાસ અંધારામાં છે. લગભગ સત્તરમી શતાબ્દીમાં સંઘવી સેહિલ, જે 'હીરસૌભાગ્ય મહાકાવ્ય'કાર શ્રીસિંહવિમલગણિના પિતામહ થતા તેમણે, શૌરીપુરનો સંઘ કાઢ્યો હતો. તેમાં અનેક સાધુ–સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ હતાં. સંઘવી સેહિલે શ્રીનેમિનાથ ભગવાનની એક મૂર્તિ ભરાવી હતી પરંતુ તેની અંજન-શલાકા થઈ શકી નહોતી. છેવટે સમ્રાટ અકબરને પ્રતિબોધ કરવા ફતેપુરસિક્રીમાં અને તે પછી આગરામાં ચાતુર્માસ નિમિત્તે સં. ૧૬૩૯ માં આવેલા શ્રીહીરવિજયસૂરિ સં. ૧૬૪૦ માં શૌરીપુર તીર્થની યાત્રાએ સંઘ સાથે પધાર્યા ત્યારે તેમણે સં. સેહિલે ભરાવેલી મૂર્તિની અંજનશલાકા કરી પ્રતિષ્ઠા કરી અને શ્રીનેમિનાથ ભગવાનની ચરણપાદુકા પણ તેમાં પધરાવી હતી.

સં. ૧૬૬૨ માં શ્રીહીરવિજયસૂરિના શિષ્ય ઉપાધ્યાય શ્રીકલ્યાણવિજયજી, તેમના શિષ્ય શ્રીજયવિજયજી પૂર્વ દેશની યાત્રા કરવા ગયા ત્યારે તેમણે શૌરીપુરમાં સાત શ્વેતાંબર મંદિરો હોવાની નોંધ કરી છે:

" શ્રીજિનવર પ્રાસાદ સાત પૂજી બહુ ભગતઈ; જનમભૂમિ પ્રભુ નેમિની પ્રણમી બહુ જુગતિઈ. "

એ પછી સં. ૧૬૬૭ માં શ્રીવિવેકહર્ષગણિ શૌરીપુર પધાર્યા હતા અને તેમણે ઘણી મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી હતી. સં. ૧૬૬૮ માં શ્રીજિનચંદ્રસૂરિ, સં. ૧૬૭૧ માં શ્રીસહજસાગર ગણિ, પં. વિજયસાગર, પં. હેતુસાગર ગણિ વગેરે સાથે આગરાથી શૌરીપુરની યાત્રાએ પધાર્યા હતા, એ જ સમયમાં શ્રીકલ્યાણસાગરજીએ પણ યાત્રા કરી

---

૨. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' પર્વ ૮, સર્ગ ૨, પૃ૦ ૨૦.

૩. "Historical quarterly" Vol, 10, No. 3, P. 542.

૪. પં. બેચરદાસ કૃત–'ભગવતી સૂત્ર' અનુવાદ, ભા. ૨ પૃ. ૧૩૯, ૧૪૦, ટિપ્પણ.

૫. 'વિશેષાવશ્યક ભાષ્ય' કોટ્યાચાર્ય વૃત્તિ, પૃ૦ ૧૪૨.

હતી. સં. ૧૭૪૭ માં શ્રીસૌભાગ્યવિજયજી, સં. ૧૭૫૭ માં ઉપાધ્યાય શ્રીમેઘવિજય ગણિ અને સં. ૧૮૦૫ માં પં. શ્રીકુશળવિજય ગણિ વગેરેએ શૌરીપુરની યાત્રાઓ કર્યાની હકીકત તીર્થમાળાઓ અને ઐતિહાસિક કાવ્યો પૂરી પાડે છે.

આ પ્રમાણોથી સમજાય છે કે શ્રીહીરવિજયસૂરિએ આ તીર્થની પ્રતિષ્ઠા કરી યાત્રાનો માર્ગ ખુલ્લો કર્યો ત્યારથી આ તીર્થની યાત્રા આજસુધી ચાલુ રહી છે. શ્રીહીરવિજયસૂરિએ અહીંના ઘણા રજપૂતોને પ્રતિબોધ કર્યો હતો અને તેમને જૈનધર્મથી પરિચિત કર્યા હતા, ત્યારથી યાત્રાળુઓને સગવડ રહેતી હતી.

પુરાતત્ત્વની દૃષ્ટિએ શૌરીપુરનાં ધ્વંસાવશેષોમાંથી અનેક વસ્તુઓ મળી આવી છે. સર કનિંઘહામે દર્શાવેલા ૭ ટેકરાઓ આજે પણ ગઢવી (ગઢી)ના નામે ઓળખાય છે. તેમાંના બે ટીલાઓ (ટેકરાઓ) જેને 'પુરાણખેડા (પ્રદ્યુમ્ન ખેડા)' અને બીજો 'ઓંધખેડા (અનિરુદ્ધ ખેડા)' કહે છે તેમાં અનેક મંદિરો, મકાનો, અને તેની મોટી મોટી ઈંટો વગેરે જોઈ શકાય છે. અહીંની જૂની ધાર પર એક ઊંચી કરાડ છે તેને લોકો 'કંસકરાડ' કહે છે. આ બધાં નામોનો આજે અપભ્રંશ થઈ ગયો છે પરંતુ વસ્તુતઃ એ બધાં સ્થળોનાં નામો મહાભારત કાળની યાદ આપાવે છે. પુરાણ ખેડા સાતેક હિંદુમંદિરોના ઝુમખાથી ઢંકાયું છે જ્યારે ઓંધખેડામાં પાંચેક ચોરસ ઘુમટવાળાં જૈનમંદિરો ખંડિયેરરૂપે જોવાય છે.[૪] આ ખંડેરો શૌરીપુરની પ્રાચીનકાલીન ભવ્ય જાહોજલાલીનાં સ્મારકો છે, એમાં શંકા નથી. સર કનિંઘહામના કથન પ્રમાણે આ ખંડિયેરોવાળી ભૂમિ ઉપર જૈન તેમજ અહિર પ્રજાએ લગભગ ૪૦૦ વર્ષ સુધી વસવાટ કરીને તેનું નામ બટેશ્વર પાડયું હતું. તેમણે અહીં ૧૭૦ જેટલાં મંદિરો જોયાં હતાં, જેમાં ૯ મંદિરો તો મોટાં હતાં. આ પૈકીનાં કેટલાંક મંદિરો ઊભાં છે. તેરમા સૈકામાં અહીં શિવમંદિર બંધાયાનું પ્રમાણ મળે છે; પરંતુ એ પહેલાં જૈનોનું આ મુખ્ય સ્થળ હતું. યમુનાના ઘાટે સ્થપાયેલાં નવાં શિવાલયોની વચ્ચે એક પ્રાચીન જૈનમંદિર અને જૈન ઘાટ પણ છે.

સર કનિંઘહામે અહીંથી અનેક પુરાણી વસ્તુઓ, જેમાં મૂર્તિઓ, શિલાલેખો, તામ્રસિક્કા, પ્રસ્તરખંડો વગેરેનાં ભગ્નાવશેષોનો સંગ્રહ કર્યો હતો અને સને ૧૮૭૦માં કાર્લાઈલે અહીંથી એકઠી કરેલી બીજી અનેક પ્રાચીન વસ્તુઓ કેટલાંયે ગાડામાં ભરીને આગરા મોકલી આપી હતી. એ વસ્તુઓમાં સં. ૧૦૮૪(૯૪?)ના લેખવાળી શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિમા, ભીંત પરના જૈન શિલાલેખો અને બીજી વિવિધ શિલ્પમૂર્તિઓ છે, જેના વિશે ઇતિહાસ ગવેષકોએ પ્રકાશ પાડવાની જરૂરત છે. એમાંથી જ જૈન ઇતિહાસનાં પૂરતાં પ્રમાણો મળી રહેશે.

અહીંના જૈન દેવાલયની વ્યવસ્થા યતિ ઋષભદાસના શિષ્ય ધન્નામલજી શ્વેતાંબર યતિ મહાત્મા કરતા હતા, એથી જ એ મંદિર 'યતિમંદિર નામે જાણીતું હતું. મંદિરના કંપાઉંડની સામેનો ચોતરો પણ યતિજીના નામે ઓળખાય છે. એ યતિની ગાદીએ આવેલા શિષ્યે દિગંબર જૈનોના પ્રભાવમાં આવી જઈ મંદિરની વ્યવસ્થાને બહાને શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિને બદલે તેમાં શ્રીઅજિતનાથ ભગવાનની દિગંબરીય મૂર્તિને સ્થાપન કરી દીધી. સરકારી ગેઝેટીયરના નકશામાં શ્રીનેમિનાથ ભગવાનનું નામ ઉલ્લેખાયું છે અને પ્રાચીન ઇતિહાસનાં અનેક પ્રમાણો હોવા છતાં અને દિગંબરો શૌરીપુરને નેમિનાથ ભગવાનની જન્મભૂમિ માનતા ન હોવા છતાં દિગંબર અને શ્વેતાંબરો વચ્ચે તીર્થમાલિકીનો ઝગડો ઉપસ્થિત થયો. છેવટે એનો ચૂકાદો શ્વેતાંબરોના લાભમાં આવ્યો છે.

તીર્થમાળાકારે આ તીર્થભૂમિ વિશે સાચું કહ્યું છે:

"જીહો સોરિપુર રળિયામણો જીહો, જન્મ્યા નેમિજિણંદ; જીહો યમુના તટિનીને તટે જીહો, પૂજ્યાં હોઇ આણંદ."

પહાડી પરનાં પાંચ જૈન મંદિરો પૈકી ચાર મંદિરો ખાલી પડયાં છે. એકમાં શ્રીનેમિનાથ ભગવાનનાં પગલાં હતાં. સં. ૧૯૬૦ માં ગ્વાલિયરનિવાસી શેઠ નથમલ ગુલેચ્છાએ અહીંના આલીશાન મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાનું શરૂ કર્યું ત્યારે આગરાના જૈન સંઘે તેનો વહીવટ સંભાળ્યો. સં. ૧૯૮૧ માં તેના જીર્ણોદ્ધારનું કામ પૂરું થતાં એક મૂર્તિની મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી અને શ્રીજયંતવિજયજી મહારાજે પ્રતિષ્ઠા કરી છે.

કલકત્તાવાળા શેઠ હનુમાનસિંહ લક્ષ્મીચંદજીએ એક નવી જૈન ધર્મશાળા બંધાવી છે, જેથી યાત્રાળુઓને સગવડ રહે છે.



૪. Archaeological survey of India (New series) Vol, P. 68.

# ૨૪૫. રત્નપુરી

(કોઠા નંબર : ૪૨૮૩-૪૨૮૪)

સોહાવલ સ્ટેશનથી ૨ માઈલ દૂર રત્નપુરી નામનું તીર્થ આવેલું છે. આજકાલ આ ગામને 'નવરોઈ' નામે લોકો ઓળખે છે. અહીં જૈનોની વસ્તી બિલકુલ નથી.

ગામની બહાર પાંચેક વીઘાના ઘેરાવામાં કિલ્લાવાળા સુંદર સ્થળમાં પંદરમા તીર્થંકર શ્રીધર્મનાથ ભગવાનનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન એમ ચાર કલ્યાણકોનું સ્મરણ આપતું પવિત્ર ધામ છે. પ્રથમ ધર્મશાળા આવે છે ને એમાંથી એક બારી વાટે મંદિરના ચોગાનમાં જવાય છે.

૧. વચ્ચે સમવસરણના ત્રણ ગઢની માફક ત્રણ પગથાર પર આ મંદિર નાજુકતાનો અંબાર ધરી ઊભું છે. તેમાં કેવળજ્ઞાન કલ્યાણકની પાદુકા પધરાવેલી છે. તેની સામે આવેલા શિખરબંધી જિનમંદિરમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્યામવર્ણી પ્રતિમા છે અને તેની આસપાસ શ્રીધર્મનાથ અને શ્રીઅરનાથ વગેરેની પ્રાચીન ભવ્ય મૂર્તિઓ સ્થાપન કરેલી છે. મંદિરની મધ્ય વેદિકામાં કેવલજ્ઞાન કલ્યાણકની સ્થાપના છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર સં. ૧૮૭૭ માં બાબુ છોટનજી લખનૌવાળાએ કરાવેલો છે.

૨. દક્ષિણ દ્વાર સામે આરસની સુંદર છત્રીવાળું દેવાલય સં. ૧૯૬૮ માં શેઠ ધસુમલજી મારવાડીએ બંધાવેલું છે. તેમાં શ્રીઆદિનાથ ભગવાનની પોણા બે હાથ જેવડી મૂર્તિ બિરાજે છે. એ સિવાય બીજી સાત પ્રાચીન મૂર્તિઓ છે.

ચારે ખૂણામાં ચાર દેરીઓ છે. અગ્નિખૂણાની દેરીમાં શ્રીધર્મનાથ ભગવાન અને શ્રીમહાવીરસ્વામીનાં પગલાં છે. નૈર્ઋત્યખૂણાની દેરીમાં શ્રીધર્મનાથ ભગવાનના ચ્યવન કલ્યાણકની સ્થાપના, વાયવ્યખૂણાની દેરીમાં શ્રીધર્મનાથ ભગવાનના જન્મ કલ્યાણકની સ્થાપના, અને ઈશાનખૂણાની દેરીમાં શ્રીધર્મનાથ ભગવાનના દીક્ષા કલ્યાણકની સ્થાપનાનાં પગલાં છે.

આ મંદિર ઘણું પ્રાચીન છે, જેનો હાલમાં જ જીર્ણોદ્ધાર થયો છે.



# ૨૪૬. બનારસ

(કોઠા નંબર : ૪૨૮૭-૪૨૯૬, ૪૩૦૩-૪૩૧૦)

બનારસનું પ્રાચીન નામ વારાણસી. આ નામમાં અહીંની વરણા અને અસી નામની બે નદીઓના સંગમની સ્મૃતિ જળવાયેલી છે. એને કાશી પણ કહે છે. આ કાશી નગરીની પ્રાચીનતાનાં મૂળ ઊંડાં છે, શોધવાંયે અશક્ય છે. એને માટે એમ કહી શકાય કે કાશીએ ભારતની અનેક નગરીઓના ઉત્થાન અને પતન જાતે નિહાળ્યા હોય એટલી એ વૃદ્ધ છે. આ નગરી પ્રાચીનકાળથી ધાર્મિક દૃષ્ટિએ ખૂબ મહત્ત્વ ધરાવે છે. જૈન, બૌદ્ધ અને વૈદિક સંસ્કૃતિનો અહીં સુભગ સંગમ થતો રહ્યો છે, અને તેથી જ આજે પણ ભારતની બધી વિદ્યાઓનું કેંદ્ર બની રહી છે. સરસ્વતી ધામો માટે આજ સુધી કાશી ઉપમાન બની રહી છે.

જૈન અનુશ્રુતિઓના આધારે અતિપ્રાચીનકાળમાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનો અહીં જન્મ થયો હતો. ત્યારથી જૈનો માટે બનારસનું મહત્ત્વ વધવા લાગ્યું. એ પછી નજીકમાં આવેલી ચંદ્રપુરીમાં શ્રીચંદ્રપ્રભ ભગવાન અને સિંહપુરીમાં શ્રીશ્રેયાંસનાથ ભગવાનનો જન્મ થયો હતો, અને ઈ. સ. પૂર્વે નવમી શતાબ્દીમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનો આ સ્થળે જન્મ થયો હતો. એ રીતે અહીં કુલ ૧૧ કલ્યાણકો થયાં છે. શ્રીપાર્શ્વનાથ ભગવાને આ નગરને પોતાના જ્ઞાનનો લાભ આપ્યો હતો. જો કે તેમનું નિર્વાણ સમેતશિખર ઉપર થયું હતું પરંતુ પ્રથમ ઉપદેશ માટે તેમણે આ સ્થળ પસંદ કર્યું હતું. ભગવાન બુદ્ધને આ પ્રદેશમાં જ્યાં જ્યાં નિર્ગ્રંથોનો પરિચય થયો હતો, જેની નોંધ તેમના પિટક ગ્રંથોમાંથી મળી આવે છે તે ભગવાન પાર્શ્વનાથના જ શિષ્યો હતા. જૈન ગ્રંથોમાં તેમને પાર્શ્વાપત્ય નામે ઓળખાવ્યા છે. આથી

સિદ્ધ થાય છે કે એ કાળમાં વારાણસી શ્રમણોનું કેંદ્રધામ હતું અને બનારસથી લઈ ને સમેતશિખર સુધીનો પ્રદેશ એમની ઉપદેશવાણીથી પ્રભાવિત થયો હતો. ભગવાન મહાવીર પણ ભગવાન પાર્શ્વનાથના પંથે એ જ મહાન ધર્મના પુરસ્કર્તા હતા. એમના સમયમાં આ નગરી મલ્લકી જાતિના રાજાઓની રાજધાની હતી. મહારાજા શ્રેણિકને આ નગરી પહેરામણીમાં મળી હતી; એવો ઉલ્લેખ આગમગ્રંથોમાં આવે છે. ભગવાન મહાવીરના સમયે એ પ્રભાવે [illegible] લીધું અને તેનો વિકાસ થયો. દશાશ્વમેધઘાટ એ વાતની સાખ પૂરી રહ્યો છે.

ભગવાન પાર્શ્વનાથના વખતમાં અહીં અશ્વમેધ યજ્ઞોની ધૂમ મચેલી હતી. પરંતુ શ્રીપાર્શ્વનાથ ભગવાન અને શ્રીમહાવીરસ્વામીના ઉપદેશના જ કારણે એ યજ્ઞો અહિંસારૂપમાં પરિવર્તન પામ્યા. વૈદિક લોકો આજે પણ મુમુક્ષુ ભાવનાથી પોતાનું અંતિમ જીવન આ સ્થળે સમર્પણ કરવાની ભાવના રાખે છે. આ આદર્શ એ જ બ્રાહ્મણ સંસ્કૃતિ ઉપર શ્રમણસંસ્કૃતિના વિજયનું ચિહ્ન છે. વસ્તુતઃ જૈન સંસ્કૃતિએ પોતાનો અહીં પ્રભાવ પાથર્યો ત્યારે બીજી સંસ્કૃતિઓને માટે આ સ્થાન આકર્ષણનું કારણ બન્યું એમ કહેવામાં ઐતિહાસિક દૃષ્ટિએ બાધ નથી.

એ પછી જૈનોના આ કેંદ્રધામની મહત્તા ક્યારે ઘટવા માંડી એ જાણી શકાતું નથી

કાશી આજે તો હિંદુધર્મનું મોટું તીર્થસ્થળ છે. કાશી–વિશ્વનાથનું પ્રસિદ્ધ મંદિર તેમનું યાત્રાધામ છે. 'વિવિધ-તીર્થકલ્પ'કાર શ્રીજિનપ્રભસૂરિ કહે છે કે, "વિશ્વનાથ મંદિરમાં શ્રીચંદ્રપ્રભસ્વામીની મૂર્તિ છે." આ તીર્થધામ પાસે એક મસ્જિદ છે, તેને વિશે કહેવાય છે કે તે અસલ શિવાલય હતું પરંતુ સ્થાપત્યની દૃષ્ટિએ જોનારને એમાંની જૈન શૈલી નજરે પડ્યા વિના રહેતી નથી.

વસ્તુતઃ કાળ–ઘટનાએ આર્યાવર્તની અંદર ઘણા ઘણા રંગ બનાવ્યા છે. કોણ જાણે કેટલાયે પલટા આવી ગયા અને એ પલટામાં જૈન, બૌદ્ધ અને શૈવ મંદિરો પલટાતાં જ રહ્યાં. કોઈ કાળે જ્યાં જૈન મંદિર હોય ત્યાં શૈવ મંદિર બની જાય અને શૈવ મંદિર હોય ત્યાં મસ્જિદ બને. રાજક્રાંતિઓ અને આક્રમણના સમયમાં એમ બને એ સ્વાભાવિક છે.

ભારતની પ્રાચીન વિદ્યાઓની પરંપરાને સાચવી રાખનાર સમર્થ પંડિતો અહીં જ મળી આવે છે. આથી જ દર્શન, વ્યાકરણ, જ્યોતિષ, આયુર્વેદ વગેરે વિદ્યાઓનું આ પીઠ છે. એના એવા ગુણોથી જ એ ભારતનું મસ્તક ગણાય એમાં નવાઈ નથી. ભારતના વિશ્વવિદ્યાલયોમાં અહીંના હિંદુ વિશ્વવિદ્યાલયનું સ્થાન મોખરે છે. આ વિશ્વવિદ્યાલયમાં જૈન સાહિત્યના અભ્યાસ માટે પણ પૂરતી સગવડ છે.

ચૌદમા સૈકાના શ્રીજિનપ્રભસૂરિ અહીં આવ્યા ત્યારે આ નગરી ચાર વિભાગમાં વહેંચાયેલી હતી. ૧. દેવ–વારાણસી, જ્યાં વિશ્વનાથનું પ્રાચીન મંદિર હતું. ૨. રાજધાની–વારાણસી, જ્યાં યવન–મુસલમાન લોકો અધિક વસેલા હતા. ૩. મદન–વારાણસી, જે આજકાલ મદનપુરાના નામે ઓળખાતો ભાગ છે તે જ હોવો જોઈએ. ૪. વિજય–વારાણસી, જ્યાં ભેલુપુરામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું જૈનમંદિર છે, તે હોવી જોઈએ; કેમકે શ્રીજિનપ્રભસૂરિ શ્રીપાર્શ્વનાથના તીર્થ પાસે તળાવ હોવાનું કહે છે. આજે પણ તેની આગળ તળાવ છે.

એ પછી આ સ્થળ ઉપર બ્રાહ્મણોનું વર્ચસ જામ્યું હશે એમ લાગે છે; કેમકે સત્તરમા સૈકાના એક જૈન કવિએ ઉચ્ચાર્યું છે કે—

"કોસ ચ્યાલીસ પ્રમાણથી રે, વારાણસી વિખ્યાત; અંતરાલ એ દેશની રે, ચોકીસી કહું વાત રે.
રૂડો નગર સોહામણો, વાણારસી વિલાસ; ધવલગેહ વખાણના, ઉચ્ચા અતિવિશેષ.
તિણ નગરી ભેલુપુરો, તિહાં ભાઈનાં નેહ; પ્રતિમા પાસ જિણંદની, પૂજે પૂરણ નેહ."

આ હકીકત ઉપરથી જણાય છે કે, જ્યારે અહીં વૈદિક મતાનુયાયીઓનું ખૂબ જોર હતું ત્યારે જૈન મંદિર બાંધવાની પરવાનગી મળી શકતી નહિ અને મંદિર બંધાય તો બીજે જ દિવસે જમીનદોસ્ત બને એવી વિષમ સ્થિતિ હતી, એ સમયે બે ભાટ લોકો અહીં રહેતા તેઓ ભગવાનની મૂર્તિ રાખતા અને આજે જ્યાં ભેલુપુર તીર્થ છે ત્યાં એક વડની નીચે પ્રભુ પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપન કરીને જૈન યાત્રીઓ પૂજા કરતા હતા.

[illegible]

હશે તે સ્થળ આ ગંગા નદીના કાંઠે હતું. અહિંસાધર્મની આ અભૂતપૂર્વ ઘટનાનું કોઈ સ્મારક આપણા કમનસીબે બન્યું નથી પરંતુ તેમના ચાર કલ્યાણકોનું એક માત્ર સ્મારક ચોક બજારથી લગભગ ૧ માઈલ દૂર આવેલા ભેલુપુરમાં છે.

[૧] ભેલુપુરના મંદિરનો અડધો ભાગ શ્વેતાંબરો અને અડધો ભાગ દિગંબરોના કબજામાં છે. ધર્મશાળાની વચ્ચે જ બાગબંધી શ્વેતાંબર જૈન મંદિર આવેલું છે. ઊંચી બેઠકની છત્રીમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે અને બીજી પ્રતિમાઓ પણ છે. સાથે બગીચો અને દાદાજીની દેરી છે. આ મંદિર અને [૨] અંગ્રેજી કોઠીમાં આવેલું શ્રીપાર્શ્વનાથનું ઘર દેરાસર સિવાય અહીંનાં બાકીનાં મંદિરો શિખરબંધી છે. [૩] સુતાતોલામાં શિખરબંધી શ્રીગોડીપાર્શ્વનાથનું છે. [૪–૭] નયાઘાટ ઉપર શ્રીપાર્શ્વનાથ, શ્રીઆદિનાથ, શ્રીસુપાર્શ્વનાથ અને શ્રીઆદિનાથ; એમ ચાર મંદિરો છે. [૮] રામઘાટ ઉપર શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું, [૯] બાલુજીકા ફરસમાં શ્રીઆદિનાથનું, [૧૦] ઠઠેરીબજારમાં શ્રીકેશરિયાજીનું, જેમાં સ્ફટિકનાં બિંબ અને પાદુકાઓ છે, અને [૧૧] ભદૈની ઘાટ ઉપર શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનાં મંદિરો વિદ્યમાન છે. છેલ્લું સુંદર મંદિર વચ્છરાજ ઘાટના મથાળે ગંગાની સપાટીથી લગભગ ૨૫૦ ફીટ ઊંચે આવેલું છે, આગળ વિશાળ ચોક છે, તેમાં આરસની છત્રીમાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનાં કલ્યાણકોનું સ્મરણ આપતી સ્થાપના કરેલી છે. તેમાં જિનબિંબો અને પગલાં વિરાજમાન છે. સુવર્ણ કળશોથી સુશોભિત શિખર છે. અહીંનું વાતાવરણ ગમે તેવાનું મન હરી લે એવું છે. અહીં ૧૦૦ જૈનોની વસ્તી છે, ૨ ધર્મશાળા અને ૨ ઉપાશ્રયો વિદ્યમાન છે.

### ચંદ્રપુરી :

કાશીથી ૧૪ માઈલ અને કાદીપુર સ્ટેશનથી ૨ માઈલ દૂર ચંદ્રપુરી નામનું ગામ છે. અહીંના લોકો આ ગામને ચંદ્રાવતી કે ચંદ્રૌટી નામે ઓળખે છે. ગંગાના કિનારે ઊંચી ભૂમિકા ઉપર આ ગામ વસ્યું છે. આ નાના ગામડાની મધ્યમાં પ્રથમ દિગંબર મંદિર આવે છે અને ત્યાંથી થોડું આગળ ચાલતાં એક ચાર વીઘા જેવડા વિશાળ ચોગાનમાં કિલ્લાથી ઘેરાયેલું, આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભ જિનેશ્વરનાં ચાર કલ્યાણકોનું સૂચન કરતું નાનું છતાં મનોહર મંદિર ઊભું છે. નજીકમાં જ ચરણપાદુકાની દેરી અગાઉ હતી પરંતુ ગંગામાં પૂર આવવાથી આ દેરી ધ્વસ્ત બની અને મંદિર ખંડિયેર જેવું બની ગયું. આ મંદિરવાળા ટેકરાને લોકો 'રાજાનો ટીલો' કહે છે. હાલમાં જ તેનો જીર્ણોદ્ધાર અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી થઈ રહ્યો છે.

આ સ્થળથી જરા દૂર એક મોટી જૈન શ્વેતાંબર ધર્મશાળા છે અને મંદિરની સામી બાજુએ દિગંબરી જૈન ધર્મશાળા છે. ગામમાં જૈનનું એકે ઘર નથી.

આ તીર્થનો શ્રીજિનપ્રભસૂરિએ ઉલ્લેખ કરેલો છે. આથી ચૌદમી શતાબ્દીમાં આ તીર્થની યાદ જૈનો ભૂલ્યા નહોતા એમ સિદ્ધ થાય છે.

અહીં આસપાસમાં ઘણા ટીંબા ટેકરાઓ છે. એનું ખોદકામ કરવામાં આવે તો પુરાતત્ત્વની કેટલીયે વસ્તુઓ જડી આવે એવો સંભવ છે.

### સિંહપુરી (સારનાથ) :

ચંદ્રપુરીથી પાછા ફરતાં લગભગ ૯ માઈલ પર અને સારનાથ સ્ટેશનેથી ૦॥ માઈલ દૂર આ તીર્થધામ આવેલું છે. અહીંથી એક માઈલ દૂર હીરાપુર કે હીરાવન નામનું ગામ છે. સિંહપુરીમાં અગિયારમા તીર્થંકર શ્રેયાંસનાથ પ્રભુનાં ચાર કલ્યાણકો થયાં હતાં. સંભવતઃ આધુનિક સારનાથ એ પ્રાગ્‌ઐતિહાસિક કાળના શ્રેયાંસનાથનો જ અપભ્રંશ હોય. સારનાથ નામ વસ્તુતઃ ક્યારથી કેવી રીતે પ્રચલિત થયું એનો નિર્ણય કરવો કઠણ છે.

શ્રીઅદીશચંદ્ર વંદ્યોપાધ્યાય સારનાથ તીર્થનો રહસ્યસ્ફોટ કરતાં કહે છે કે, "ભારતના કોઈ પણ તીર્થસ્થાનનું મહત્ત્વ નિર્ધારિત કરવામાં આપણે જે સૌથી વધુ ભયંકર ભૂલો કરી છે એમાંની એક એ છે કે, આપણે બૌદ્ધધર્મને અતિશયોક્તિપૂર્ણ મહત્તા આપી છે. અશોક અને અશાંત ચીની યાત્રીઓ અને તેનાં વિવરણોના પ્રભાવથી બીજા ધર્મોનો એના પરથી અધિકાર જ જતો રહ્યો હોય એમ જણાય છે. મિગદાવ (સારનાથ)ના રક્ષિત મૃગઉદ્યાનની પ્રાચીનતા ઓછીયે આગળ જઈ શકે એમ છે. આ તથ્ય તર્કની કસોટી પર કદી કસવામાં આવ્યું નથી."

સારનાથના ખોદકામમાંથી જે લેખ પ્રાપ્ત થયો છે તે જૈનધર્મ સંબંધે સૂચન આપે છે.

"धर्माशोकनराधिपस्य समये श्रीधर्मचक्री जिनो, यादृक् तन्नयरक्षितः पुनरयं चक्रे ततोऽप्यद्भुतं ।
वी(वि ?)हारः स्थविरस्य तस्य च तथा मल्लादयं कारितः, तस्मिन्नेव समर्पितश्च वसता वा चन्द्रचम्द्रधुतिः ॥"

બૌદ્ધ સાહિત્યમાં ધર્મચક્રી વિશે કોઈ ઉલ્લેખ નથી. છતાં કેટલાક વિદ્વાનો આને બુદ્ધ તથાગત સમજે છે. વસ્તુતઃ ધર્માશોક એ સંપ્રતિનું બીજું નામ છે. આમાં ધર્માશોકે બનાવેલા ધર્મનાથ ધર્મચક્રી તીર્થંકરના વિહારનું સ્પષ્ટ વર્ણન છે.

આ બાતમીમાંથી એટલું ફલિત થાય છે કે સારનાથ (સિંહપુરી) ના મૃગદાવ ઉદ્યાનની પ્રાચીનતા જે નિર્ધારિત કરવામાં આવી છે તેના કરતાં આગળ જઈ શકે એ હકીકત જૈનોના સાહિત્યિક ઉલ્લેખો સાથે બંધબેસતી છે. પરંતુ જૈનોએ પોતાના તીર્થોના ઈતિહાસ તરફ આજસુધી દુર્લક્ષ કર્યું છે. છેલ્લા દશ વર્ષમાં બૌદ્ધધર્મીઓએ લુપ્ત પ્રાયઃ થઈ ગયેલા પોતાના ધર્મ માટે જે ધગશ બતાવી છે તેના સોમા ભાગ જેટલી ધગશ પણ ભારતના જૈનોએ બતાવી નથી. સારનાથની જેટલી પ્રસિદ્ધિ દેશ-પરદેશમાં છેલ્લા દશ વર્ષમાં થઈ છે તેટલી પ્રસિદ્ધિ જૈનોના આ સિંહપુરી તીર્થ માટે થઈ શકી નથી એ શોચનીય બીના છે. આજે જૈનમંદિર નિર્જન સ્થાનમાં તદ્દન વિખુટું પડી ગયેલું જોવાય છે.

રેલ્વે સડક સામેના કંપાઉંડમાં એક તરફ નાની શ્વેતાંબર ધર્મશાળા છે અને બીજી તરફ કોટવાળું શ્રીશ્રેયાંસનાથ ભગવાનનું દેવાલય છે. તેની સામે સમવસરણના આકારનું મંદિર છે, જે ભગવાનના કેવળજ્ઞાનનું સ્મરણ કરાવી રહ્યું છે. કોટના ચારે ખૂણામાં ઉપર નીચે ગોળાકાર ચાર દેરીઓ બનેલી છે, જેમાં ભગવાનના જીવનપ્રસંગોનો ચિતાર અને ચરણ-પાદુકાઓ છે. અગ્નિખૂણામાં અધિષ્ઠાયક દેવની દેરી છે. નૈર્ઋત્યખૂણામાં આવેલી દેરીમાં ભગવાનની માતા ચૌદ સ્વપ્ન નિહાળતી હોય એવો દેખાવ આપ્યો છે. વાયવ્યખૂણાની દેરીમાં જન્મકલ્યાણકની સ્થાપના છે અને ઇશાનખૂણામાં દીક્ષા કલ્યાણકની સ્થાપના કરેલી છે. તેમાં આરસના બનાવેલા એક અશોકવૃક્ષ નીચે ભગવાન દીક્ષા લઈ રહ્યા હોય એવું દૃશ્ય આપ્યું છે અને નીચેની છત્રીમાં ચ્યવન કલ્યાણકની સ્થાપના બતાવી છે. વળી એક છત્રીમાં મેરુપર્વત ઉપરના જન્માભિષેકનું દૃશ્ય બતાવ્યું છે, જ્યારે બીજી છત્રીમાં ચરણપાદુકાઓ છે. એક છત્રીમાં કુશાલાજીની મૂર્તિ બિરાજમાન છે.

શ્રીજિનપ્રભસૂરિએ આ સ્થાનનું સૂચન કેમ નહિ કર્યું હોય? સંભવ છે કે એ સમયે એ વિચ્છિન્ન થયું હોય અને પછીથી તેનો જીર્ણોદ્ધાર થયો હોય. ગમે તે હોય પણ 'ધર્મેક્ષા સંનિવેશ' સંબંધે તેમણે નિર્દેશ કર્યો છે અને ત્યાં ગગનચુંબી શિખરવાળું બોધિસત્ત્વનું આયતન હોવાનું તેઓ કહે છે. આજે જે 'ધમેખસ્તૂપ' કહેવાય છે તેને જ તેમણે 'ધર્મેક્ષા સંનિવેશ' કહ્યું છે. ધમેખનો સંબંધ ધર્મચક્ર સાથે હોવાનું આથી પુરવાર થાય છે. આ સ્તૂપ ૯૦ ફીટ ઊંચો અને ૩૦૦ ફીટના ઘેરાવામાં છે.

બૌદ્ધ સાહિત્યમાં ઇસિપત્તન નામે આ સ્થળનો ઉલ્લેખ આવે છે. ચોથી શતાબ્દીના ચીની યાત્રી ફાહિયાને આ સ્થળની નોંધ લીધી છે. છઠ્ઠી શતાબ્દીમાં હૂણોના નાયક મિહિરકુલે અહીં આક્રમણ કર્યું હતું, એમ કહેવાય છે. સાતમી શતાબ્દીના ચીની યાત્રી હુએનત્સાંગે અહીં ૩૦ બૌદ્ધવિહારો જોયા હતા, જેમાં થેરવાદના અનુયાયી ૧૫૦૦ ભિક્ષુઓ રહેતા હતા. આ ઉપરાંત ૧૦૦ હિંદુમંદિરો હતાં. અગિયારમા સૈકામાં મહમ્મુદ ગિઝનવીએ સારનાથ જીતી લીધું તે પછી કનોજના રાજા ગોવિંદચંદ્રની રાણી કુમારદેવી, જે બૌદ્ધ હતી, તેણે અહીં 'ધર્મચક્ર જિનવિહાર' બંધાવ્યો હતો, પરંતુ સં. ૧૧૯૪માં શહાબુદ્દીન ઘોરીના સેનાપતિ કુતબુદ્દીને અહીંનાં દેવળોનો નાશ કર્યો છતાં બે વિશાળ સ્તૂપો બચી રહ્યા હતા. આજે અહીં એક ભવ્ય બાંધણીવાળો વિહાર બાંધેલો વિદ્યમાન છે.

★

## ૨૪૭. આગરા

(કોઠા નંબર : ૪૨૯૮-૪૩૦૮)

પુરાણ કાળમાં જે ભૂમિને 'અગ્રવન' કહેતા એ જ આ આગરા શહેર યમુનાના કાંઠે વસેલું છે. શિલાલેખોમાં આને 'ઉગ્રસેનપુર' 'અર્ગલપુર' એ નામે ઉલ્લેખ્યું છે. ઈ. સ. પૂર્વે ૨૬૩ થી ૨૨૩ સુધી આગરા પર સમ્રાટ અશોકનો

અધિકાર હતો એમ ઈતિહાસમાંથી જાણવા મળે છે, પરંતુ એટલા પ્રાચીન કાળનાં કોઈ અવશેષો જોવા મળતા નથી. વિદેશી સંશોધક ડૉ. ફુહરરની નોંધથી જાણવા મળે છે કે, મોગલોએ અહીં રાજકીય અડ્ડો જમાવ્યો એ પહેલાંનાં કેટલાંક મળી આવેલાં અવશેષોમાં એક પ્રાચીન જૈનમંદિરના થાંભલા અને શિલાલેખવાળી મૂર્તિ મળી આવી છે. નદી અને તે તરફનો કિલ્લાનો દરવાજો: એ બેની વચ્ચે સ્તંભોની હાર ઊભી હતી અને કાળા-ભૂરા પથ્થરમાં બહુ પરિશ્રમ-પૂર્વક ઘડાયેલી નકશીદાર વિશાળકાય મૂર્તિ એ સ્થળેથી મળી આવી. એ મૂર્તિ વીસમા તીર્થંકર મુનિસુવ્રતસ્વામીની છે. તેના ઉપર કુટિલ લિપિમાં એ મૂર્તિ સમર્પણ કર્યાનો સં. ૧૦૬૩ નો લેખ છે. એ સ્તંભાવલી આ સ્થળે ઊભેલા જૈનમંદિરની છે, એમાં સંદેહ નથી. કિલ્લો બંધાવતાં એ મંદિર પાડી નાખવામાં આવ્યું હશે; એમ તેઓ જણાવે છે.[1] શોધવામાં આવે તો આ સિવાય બીજાં અવશેષો પણ મળી આવવા સંભવ છે.

આ હકીકત દશમી-અગિયારમી સદીમાં અહીંના જૈન સમાજની સમૃદ્ધ સ્થિતિનું અનુમાન કરવા માટે પૂરતી ગણાય.

એ પછી પંદરમી શતાબ્દીમાં બહલોલ લોદીએ આ નવીન શહેર આગરાનો પાયો નાખ્યો અને તેના પુત્ર સીકંદર લોદીએ આ નગરીને ભારતની પાટનગરીનું સૌભાગ્ય અર્પ્યું ત્યારથી એનાં રૂપરંગ બદલાવા લાગ્યાં. બાદશાહ અકબર, જહાંગીર અને શાહજહાંના સમયમાં તો અહીં લક્ષ્મીની છોળો ઊડી રહી હતી. આજે એ સમૃદ્ધિ તો કાળની ઓટમાં ઓસરી ગઈ છે, છતાં એ બાદશાહી ત્રિપુટીએ સર્જેલી વિવિધ ઇમારતોમાં એમની સમ્રાટ્‌પણાની ગૌરવગરિમા આજે પણ કલ્પી શકાય છે. અહીંના 'અકબરાબાદ' નામે પ્રસિદ્ધિ પામેલા કિલ્લાની પ્રચંડ વિરાટતા, શિલ્પસમ્રાટ તાજમહેલની કળામય અદ્‌ભુત સૌંદર્યવિભૂતિ, ફતેમહેલા કે અકબરની કબર : ગમે તે જુઓ તો એ બાદશાહોની ભાવના એમાં ડોકિયાં કરી રહી હોય એમ જણાશે. એ બધી જોવાલાયક ગણાતી ઇમારતો પાછળ એ બાદશાહોએ સામ્રાજ્યની અનર્ગલ સંપત્તિનો છૂટે હાથે ઉપયોગ કરી પોતાના કૌટુંબિક સંસારની વાસનાકથાનાં ભવ્ય સ્મારકો ઊભાં કર્યાં છે. એ જોઈ એમાંથી કોઈ સાત્ત્વિક પ્રેરણા સ્ફુરે એવી આશા રાખી શકાય નહિ. એ માટે તો એ બાદશાહોની ધર્મજિજ્ઞાસા તરફ દૃષ્ટિ ફેરવીએ તો જૈનો સાથેના તેમના ગાઢ સંપર્કનો ખ્યાલ આવે. ઇતિહાસનાં પુષ્ટ પ્રમાણો આપણને સમ્રાટ અકબર અને જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરિના મિલનપ્રસંગની યાદ આપે છે[2] શ્રી હીરવિજયસૂરિ બાદશાહ અકબરને ફતેપુરસિક્રીમાં સં. ૧૬૩૯ માં મળ્યા અને તેમને જૈનધર્મના સ્વરૂપથી વાકેફ કર્યા એટલું જ નહિ; તેમાં તેને રસ ઉત્પન્ન કર્યો. અકબરે એ સૂરીશ્વરને પોતાના વિદ્વદ્દરબારમાં માનભર્યું સ્થાન આપી 'જગદ્‌ગુરુ'ની પદવીથી નવાજ્યા. સૂરીશ્વરે તેને માંસાહાર-માંથી અટકાવવા પ્રયત્ન કર્યો અને પર્વતિથિના દિવસોમાં સમસ્ત રાજ્યમાં અમારિપટહ વગડાવવાનાં ફરમાનો મેળવી લીધાં. વળી, બૂતપરસ્ત બાદશાહોથી ગૂંગળાતા જૈન ભક્તો માટે યાત્રીઓને હરેક પ્રકારે છૂટછાટ આપવાના પરવાના પણ પ્રાપ્ત કર્યા. અકબરે જે ધર્મનો રસાસ્વાદ ચાખ્યો તે તેના પુત્ર જહાંગીર અને પૌત્ર શાહજહાંએ વારસામાં સાચવી રાખ્યો. શ્રીહીરવિજયસૂરિના શિષ્ય-પ્રશિષ્યોએ તેમના દરબારમાં પણ ધર્મગુરુ તરીકેનું સ્થાન એ જ રીતે સાચવી રાખ્યું હતું. આ વિશે કેટલાયે પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોમાંથી વિસ્તૃત માહિતી સાંપડે છે. શ્રીવિવેકહર્ષગણીએ સં. ૧૬૬૮ માં બાદશાહ જહાંગીર પાસેથી મેળવેલા ફરમાનનું એક ચિત્રપટ, જે શાહી ચિત્રકાર શાલિવાહન ઉસ્તાદે ચીતર્યું છે તેના ઉપરથી પણ આ હકીકતનો હૂબહૂ ચિતાર મળી રહે છે અને બાદશાહો પાસેથી મેળવાયેલાં એ ફરમાનો પણ પ્રગટ થઈ ચૂક્યાં છે.[3]

મતલબ કે, અકબર બાદશાહ સાથે ફતેપુરસિક્રીમાં થયેલા સુભગમિલન પછી તરત જ સૂરીશ્વરે આગરાની ભૂમિમાં પદાર્પણ કર્યું અને તેમની સમક્ષ કેટલાંયે જૈન મંદિરો ઊભાં થયાં, જેની પ્રતિષ્ઠા તેમણે પોતે કરી એવી હકીકત તીર્થમાળા નોંધે છે. શ્રેષ્ઠી માનસિંહ, સંઘવી ચંદ્રપાલ, શ્રીહીરાનંદ મુકીમ વગેરે જે શ્રાવકો રાજ્યમાં અગ્રગણ્ય હતા તેમણે વિશાળ જિનમંદિરો બંધાવી સૂરીશ્વર પાસે પ્રતિષ્ઠાઓ કરાવી શિલાલેખોથી જણાય છે કે, થાનસિંહ અને દુર્જનશલ્ય નામના શ્રાવકોએ ભરાવેલાં કેટલાંયે બિંબોની પ્રતિષ્ઠા શ્રીહીરવિજયસૂરિએ કરી હતી.[4] વળી, જહાંગીરના માનીતા મંત્રીઓ કુંરપાલ અને સોનપાલે શ્રીશ્રેયાંસપ્રભુનું ભવ્ય મંદિર બંધાવી તેની તથા ૪૫ જિનપ્રતિમાઓની

---

૧. A. Fuhrer: 'Archaeological Survey of India' (New Series) Vol. ii.

૨. 'સૂરીશ્વર અને સમ્રાટ' ફરમાનો સાથે.

૩. 'કૃપારસ કોશ' ફરમાન સાથે; અને 'Comiseriet: The Imperial Mughal Farmans in Gujrat.'

૪. 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ'માં શ્રીસૌભાગ્યવિજયકૃત 'તીર્થમાળા' પૃ૦ ૭૩, ૭૪.

સં. ૧૬૭૧ માં અંચલગચ્છીય આચાર્યોના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી હતી. તેમજ સં. ચંદ્રપાલે સં. ૧૬૬૭ માં શ્રીવિવેકહર્ષ ઉપાધ્યાયના ઉપદેશથી એક મંદિર બંધાવ્યું હતું. આ બંને મંદિરો આજે મોજુદ નથી. નદીપાર બે મંદિરો જીર્ણ થયેલાં હતાં તેની બધી મૂર્તિઓ શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં લાવવામાં આવી છે. એ જ જીર્ણ મંદિરો ઉક્ત શ્રેષ્ઠીઓએ બંધાવેલાં મંદિરો હોવાની સંભાવના છે.

આજે અહીં ૧૧ જિનમંદિરો મોજુદ છે. ૩૦૦ જેટલા જૈન શ્રાવકોની વસ્તી, ૩ ઉપાશ્રયો અને ૨ જૈન ધર્મશાળાઓ છે.

૧. રોશન મહોલ્લામાંના શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનના વિશાળ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૬૭૬ માં થઈ અને ઉદાર શ્રેષ્ઠી શ્રીમાનસિંહે (માનુ કલ્યાણે) એ ઉત્સવ પ્રસંગે અઢળક ધન વાપર્યું હતું. મૂળનાયક ઉપર શ્રીમાનસિંહે આ મૂર્તિ ભરાવ્યાનો અને શ્રીહીરવિજયસૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે. પાસેના વિશાળ ચોકવાળા સભામંડપમાં શ્રીશાંતિનાથ પ્રભુ, શ્રીમુનિસુવ્રતસ્વામી, શ્રીચૌમુખજી તથા શ્રીપાર્શ્વનાથ ભગવાન છે. ગોખલાઓમાં બીજી પ્રતિમાઓ બિરાજમાન છે. વચમાં ઊંચી બેઠક પર બિરાજમાન શ્રીશીતલનાથ ભગવાનની શ્યામવર્ણી મૂર્તિ ચક્ષુ-ટીલાં વિનાની શ્વેતાંબરાચાર્ય પ્રતિષ્ઠિત છે. તેના ઉપર ચક્ષુ ચડાવાતાં નથી. આ મૂર્તિ એક મસ્જિદમાંથી મળી આવી હતી. બહારના ભાગમાં શ્રીહીરવિજયસૂરિ દાદાની મૂર્તિ છે. સં. ૧૩૮૯ ના લેખવાળી પંચતીર્થીની પ્રતિમા આ મંદિરમાં મોજુદ છે.[5] વળી, સં. ૧૬૭૧ નો મોટો શિલાલેખ, જેમાં શ્રેષ્ઠી કુંરપાલ અને સોનપાલની ધાર્મિક ખ્યાતિ આલેખી છે તે આ મંદિરમાં છે.[6]

૨. તેની પાસે જ શ્રીસીમંધરસ્વામીનું મંદિર છે, જે શ્રેષ્ઠી હીરાચંદ નિહાલચંદે બંધાવ્યું હતું. તેમાં મૂળનાયક સીમંધરસ્વામી નહિ પણ શ્રીચંદ્રાનન પ્રભુ હોવાનું કહે છે.

રોશન મહોલ્લામાં શ્રીહીરવિજયસૂરિ મહારાજના સમયનો એક જૂનો ઉપાશ્રય છે. આ ઉપાશ્રય વિશે એમ કહેવાય છે કે અકબર બાદશાહે પ્રસન્ન થઈ પોતાના કબજામાં આવેલો એક પ્રાચીન ગ્રંથભંડાર સૂરીશ્વરને સમર્પણ કર્યો હતો જે આ ઉપાશ્રયમાં રાખવામાં આવ્યો હતો.

૩. નાકમંડીમાં શ્રીશાંતિનાથ ભગવાનનું વિશાળ મંદિર પથ્થરની બાંધણીવાળું છે. તેની ભમતીમાં પણ પ્રતિમાઓ બિરાજમાન છે.

૪. હીંગમંડીમાં શ્રીનેમનાથ ભગવાનનું નાનું મંદિર છે.

૫. મોતીકટરામાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં ઉપરના ભાગમાં શ્રીઆદીશ્વર પ્રભુ બિરાજમાન છે. બહારના ભાગમાં શ્રીસીમંધર પ્રભુ અને શ્રીઅભિનંદન જિન પ્રતિષ્ઠિત છે.

૬. મોતી કટરામાં શ્રીવાસુપૂજ્ય ભગવાનના મંદિરમાં દાદાનાં પગલાં છે.

૭. મોતી કટરામાં શ્રીકેશરિયાનાથ ભગવાનના મંદિરમાં વચ્ચે નીલમની નાની પણ સુંદર પ્રતિમા છે. બહારના ગોખલાઓમાં પણ પ્રતિમાઓ છે. પાછળના બગીચામાં દાદાજી અને શ્રીવૃદ્ધિચંદ્રજીની પાદુકાઓ છે.

૮. મોતી કટરામાં શ્રીસૂરપ્રભુ ભગવાનનું મંદિર છે. તેમાં શ્રીજિનકુશલસૂરિની ચરણપાદુકાઓ પણ છે.

૯. બેલનગંજમાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી સુંદર મંદિર છે. મૂળનાયકની મનોહર મૂર્તિ ફણાવાળી છે. બાજુમાં હીરવિજયસૂરિ, શ્રીરત્નપ્રભસૂરિ અને શ્રીવિજયધર્મસૂરિની મૂર્તિઓ છે.

પાસે વિશાળ ધર્મશાળા અને તેની બાજુમાં શ્રીવિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર છે. તેમાં ૨૨૦૦૦ પુસ્તકોનો સારો સંગ્રહ છે અને ૮૦૦૦ જેટલાં હસ્તલિખિત પુસ્તકોની પોથીઓ છે. મંદિર, ધર્મશાળા અને જ્ઞાનમંદિર શ્રીલક્ષ્મીચંદજી બેદે શ્રીવિજયધર્મસૂરીશ્વરજીના ઉપદેશથી બંધાવ્યાં છે.

---

૫. 'જૈન લેખ સંગ્રહ' ભા. ૨—શ્રીપૂરણચંદ નાહર. લેખાંક: ૧૪૪૨.

૬. એજન: લેખાંક [illegible]

૧૦. શિવનગંજમાં શેઠ તેજકરણ ચાંદમલના મકાનમાં શ્રીઆદીશ્વર પ્રભુનું ઘર દેરાસર છે.

૧૧. શહેરથી ૨॥ માઈલ દૂર શહાગંજમાં તપાગચ્છીય દાદા શ્રીહીરવિજયસૂરિની દાદાવાડી અને શ્રીમહાવીરપ્રભુનું મંદિર છે, જે 'શેઠજીકા મંદિર'ના નામે ઓળખાય છે. તેના ભોંયરામાં ઘણી પ્રાચીન પ્રતિમાઓ છે. મંદિરમાં શ્રીગૌતમસ્વામી, શ્રીસીમંધરસ્વામીની ચરણ પાદુકાઓ છે અને શ્રીઆત્મારામજી મહારાજની મૂર્તિ છે. બહારના ભાગમાં શ્રીહીરવિજયસૂરિનાં પગલાં છે. અગાસી ઉપર શ્રીરત્નધીરવિજયજીની દેરી છે. મંદિર પાસે નજીકમાં શ્રીહીરવિજયસૂરિની દેરીમાં પાદુકાઓ પ્રતિષ્ઠિત છે. પાસે એક ધર્મશાળા છે

આજે અહીં શ્રાવકોની વસ્તી ઓછી થઈ છે પરંતુ એક કાળે જૈનોની પુરજાહોજલાલી હતી એટલું તો સ્પષ્ટ થાય છે. શ્રીબનારસીદાસે પોતાના મતની સ્થાપના આગરામાં કરી હતી, જેનું ખંડન શ્રીમેઘવિજય ઉપાધ્યાય જેવા પ્રકાંડ પંડિતને 'યુક્તિપ્રબોધ' ગ્રંથ દ્વારા કરવું પડ્યું હતું.



## ૨૪૮. ગીરડી—ઋજુવાલુકા

( કોઠા નંબર : ૪૩૧૧-૪૩૧૨ )

ગીરડી નામે સ્ટેશનનું નાનું ગામ છે. અહીંથી સમેતશિખર જવા માટે વાહનો મળે છે. સ્ટેશનની નજીકમાં રા. બ. ધનપતિસિંહજીએ યાત્રાળુઓની સગવડ માટે વિશાળ ધર્મશાળા બંધાવી છે. તેમાં દરેક પ્રકારની સગવડ મળે છે.

ધર્મશાળાની પાસે એક મનોહર જિનાલય રા. બ. ધનપતિસિંહજીએ બંધાવેલું છે. મંદિરની આરસછત્રીમાં મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ ભગવાનની નાગફણાવાળી મૂર્તિ સ્વસ્તિકના લાંછનયુક્ત છે.

અહીં કોલસા અને અબરખની ખાણો હોવાથી આ નાનું ગામ પણ વેપારનું મથક બની ગયું છે. અબરખ સફેદ, લાલ અને કાળી જાતનું હોય છે. જે અબરખ દળમાં અને લંબાઈમાં જાડાં અને મોટાં હોય તે વધારે કિંમતી ગણાય છે. એને સાફ કરવાનાં કારખાનાં અહીં જ છે.

બરાકડ :

ગિરડીથી પાકી સડકે સમેતશિખરના માર્ગે ૧૦ માઈલ દૂર બરાકડ નામનું ગામ નદી કિનારે વસેલું છે. આ ગામના નામ ઉપરથી આ નદીને લોકો 'બ્રાકર' નામે ઓળખે છે. આ બ્રાકર નદી જ અસલની ઋજુવાલુકા હોવાની જૈનોની માન્યતા છે.

અહીંથી ૩ માઈલ દૂર 'જમક' નામે ગામ છે, જ્યાં શાલવૃક્ષોનું ગાઢ વન પણ છે. એ જમક ગામ જ અસલનું જંભીય ગામ મનાય છે.

જૈનશાસ્ત્રોથી જણાય છે કે, જંભીયગામની બહાર આવેલા વ્યાવૃત્ત ચૈત્યની પાસે ઋજુવાલુકાના તટ ઉપર, શ્યામાક ગૃહસ્થના ખેતરમાં, શાલવૃક્ષની નીચે ભગવાન મહાવીરસ્વામીને ધ્યાન ધરતાં કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી.

ભગવાન મહાવીરે ૧૨ વર્ષની ઘોર તપશ્ચર્યા કરીને જે નદી કિનારે નિર્મળ એવું કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું એ ઋજુવાલુકા એ જ બ્રાકર નદી હોવા વિશે યાત્રીઓ, કવિઓ અને સંશોધકોમાં બે મત છે.

પ્રાચીન 'તીર્થમાળા'ના કર્તાઓ પણ આ કેવળજ્ઞાનના સ્થાન માટે એકમત નથી. અહીં ચારેક કવિઓના મતો ક્રમશઃ નોંધીએ છીએ.

(૧) "ગિરિ આગિં કોશ બારે, ઉપરિથી દેવ જુહારે; રિજુવાલુઅ જંભી ગામ, વીરહ જિન કેવળ ઠામ."

—પં. શ્રી વિજયસાગર ( ૧૭મી સદી )

(૨) સમેતશિખર આગલિ વીસ કોસ, રજુવાલુકાનઈ પાસઈ; જંભીગામ વિસાલ તુ, જય જય જંઉ.

વર્ધમાન તિહાં નાણ લહીજઇં, સુગુખિ જિનહર વીર નમીજઇં; આણી ભાવ સ્થાલ ગુ. જય જય જં૦.
ઇમ સુણીઇં લોકની વાત, તિહાં જઇનઇ કીધી જાત્ર; ઇહાંથી કીજઇં ધ્યાન ગુ, જય જય જં૦."

—પં. શ્રી હંસસોમ (સં. ૧૫૬૫)

(૩) "સમેતશિખરથી જિમણઇ પાસ, જંભીય ગામ અછઇ બહુ વાસ;
રિજુવાલુકા નદીનઇ તીર, કેવલ પામ્યઉ શ્રીમહાવીર, "

—પં. શ્રી જયવિજય (સં. ૧૬૬૪)

(૪) 'ગિરિથી દૂરે દક્ષિણ દિશિં, દેખિઇં રિજુવાલુકા રે નાંમ; દામોદર તટની હમણાં વહે', વીર જિન કેવલ ઠામ."

—પં. શ્રીસૌભાગ્યવિજય (સં. ૧૭૫૦)

આ અવતરણો પૈકી (૧) પં. વિજયસાગર નામના યાત્રી આ સ્થળને સમેતશિખરથી ૧૨ કોશ દૂર બતાવે છે, જ્યારે (૨) પં. શ્રીહંસસોમ એ સ્થળને સમેતશિખરથી ૨૦ કોશ દૂર બતાવતાં ઉમેરે છે કે-' લોકોના કથનથી એમ જણાય છે, (૩) પં. શ્રીજયવિજયે સમેતશિખરથી જંભીયગામ કેટલું દૂર છે તે બતાવ્યું નથી પરંતુ તેનાથી જમણી બાજુએ હોવાનું સૂચન કર્યું છે, જ્યારે (૪) પં. સૌભાગ્યવિજયજી એ સ્થળને દક્ષિણ દિશાએ રહેલી દામોદર નદીને ઋજુવાલુકા બતાવે છે.

પં. શ્રીકલ્યાણવિજયજી આ વિશે સંશોધન કરતાં ઉલ્લેખે છે કે—"આ ઉલ્લેખોથી ભગવાનની કેવળ કલ્યાણકની ભૂમિનો નિશ્ચિત પત્તો લગાડવો કઠણ છે. આજકાલ જ્યાં સમેતશિખરની પાસે કેવળભૂમિ બતાવવામાં આવે છે તેની પાસે ન તો ઋજુવાલુકા અથવા એનાથી મળતાજુલતા નામવાળી કોઈ નદી છે અને ન જંભિયગ્રામ અથવા એના અપભ્રષ્ટ નામનું કોઈ ગામ છે. સમેતશિખરથી પૂર્વ-દક્ષિણ દિશામાં દામોદર નદી આજે પણ છે પરંતુ ઋજુવાલિકા અથવા ઉજુવાલિયા નદીનો ક્યાંઈ પત્તો નથી. હા, ઉક્ત દિશામાં 'આજી' નામની એક મોટી નદી અવશ્ય વહે છે, જો આ આજીને જ ઉજુવાલિયા માની લેવામાં આવે તો જુદી વાત છે, પરંતુ એક વાત અવશ્ય વિચારણીય છે કે આજી એક મોટી અને આ નામથી પ્રસિદ્ધ પ્રાચીન નદી છે. 'સ્થાનાંગસૂત્ર'માં ગંગાની પાંચ સહાયક મોટી નદીઓમાં આની 'આજી' એ નામથી જ પરિગણના કરવામાં આવી છે. આથી આજીને ઉજુવાલિયાનો અપભ્રંશ માનવો ઠીક નથી. એક વાત એ પણ છે કે, આજી અથવા દામોદર નદીથી પાવા-મધ્યમા, જ્યાં ભગવાનનું બીજું સમવસરણ થયું હતું તે લગભગ ૧૪૦ માઈલ દૂર પડી જાય છે. જ્યારે શાસ્ત્રોમાં ભગવાનના કેવળજ્ઞાનના સ્થાનથી મધ્યમા ૧૨ યોજન દૂર બતાવી છે. 'આવશ્યકચૂર્ણિ'ના લેખાનુસાર ભગવાન કેવલી થયા એ પહેલાં ચંપાથી જંભિય, મિંઢિય, છમ્માણી થઈને મધ્યમા ગયા હતા અને મધ્યમાથી પાછા જંભિય ગામમાં ગયા હતા, જ્યાં ભગવાનને કેવળજ્ઞાન થયું હતું. આ વિહારવર્ણનથી સમજાય છે કે, 'જંભિયગામ' અને 'ઋજુપાલિકા' નદી મધ્યમાના રસ્તામાં ચંપાની પાસે જ ક્યાંક હોવાં જોઈએ, જ્યાંથી ચાલીને ભગવાન એક રાતમાં જ મધ્યમા પહોંચ્યા હતા. આથી ૧૨ યોજનનો હિસાબ પણ ઠીક ઠીક બંધ બેસે છે."[1]

મુનિરાજ શ્રીન્યાયવિજયજી કહે છે કે—"આ સ્થાન પરત્વે કેટલાક મહાનુભાવો એમ કહે છે કે, આ સ્થાપના તીર્થ છે. અમારી દૃષ્ટિએ આ વાત લગારે સાચી નથી લાગતી. અહીંથી ભગવાન શ્રીમહાવીરદેવ પાવાપુરી ગયા છે. શાસ્ત્રોમાં વર્ણન આવે છે કે આ સ્થાનથી પાવાપુરી (અપાપાપુરી) ૧૨ યોજન દૂર છે, આજે પણ પ્રાયઃ અહીંથી પાવાપુરી એટલી જ દૂર છે. પગરસ્તે લગભગ ૧૦૦ માઈલ દૂર અહીંથી પાવાપુરી છે. ૧૨ યોજનની દૃષ્ટિએ આ વસ્તુ બરાબર મળી રહે છે. બીજું જમગ્રામ અને ઋજુપાલ નદી પણ વિદ્યમાન છે; એટલે પ્રભુ શ્રીમહાવીર દેવના કેવળજ્ઞાનનું સ્થાન આ જ છે એમ અમને નિર્વિવાદ લાગે છે."[2]

ઉપર્યુક્ત મતભેદો કેવળજ્ઞાનના સ્થાન માટે એકમત નથી; એટલું તો સમજાય છે. છતાં અહીં બરાકડ ગામની નજીકમાં નદી કિનારે ૧ નાજુક ધર્મશાળા અને ૧ જિનાલય છે. તેમાં ભગવાનના કેવળજ્ઞાન કલ્યાણકની સ્થાપનારૂપે ચરણપાદુકાઓ પધરાવેલી છે. ચરણપાદુકા ઉપર પણ આ પ્રકારે જીર્ણોદ્ધારનો લેખ વિદ્યમાન છે:—

---

૧. "ભગવાન મહાવીર" પૃ૦ ૩૫૭-૫૮.

૨. "જૈન તીર્થોનો ઇતિહાસ" પૃ૦ ૪૬૬-૬૭.

" ...... ત્યાગ...... વૈશાખ શુક્લ १० तृतीयप्रहर केवलज्ञानकल्याणिक–समवसरणमभूत् मुर्शिदा-बादवास्तव्यप्रतापसिंह तद्भार्या महेताबकुंवर तत्पुत्र लक्ष्मीपतसिंह बहादुर–तत्कनिष्ठभ्राता धनपतसिंहबहादुरेण सं० १९३० वर्षे जीर्णोधा(द्धा)रे(रः) कारापितं(तः) ॥ "

આ લેખ ઉપરથી જણાય છે કે, રા. બ. શ્રીધનપતિસિંહજીએ સં. ૧૯૩૦માં આ તીર્થસ્થળનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

શોધકો આ સ્થળના નિર્ણય માટે વધુ પ્રકાશ પાડે એ જરૂરનું છે.

★

## ૨૪૯. મધુવન

( કોઠા નંબર : ૪૩૧૩–૪૩૨૩ )

'પારસનાથ હીલ' નામે ઓળખાતા સ્ટેશનને ઇસરી પણ કહે છે. ઇસરીમાં સ્ટેશનની નજીક વિશાળ જૈન ધર્મ-શાળા છે અને તેમાં એક નાનું જિનાલય છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી (કારખાનું) છે, જે પહાડ વગેરેની વ્યવસ્થા અને દેખરેખ રાખે છે. ધર્મશાળામાં યાત્રાળુઓને બધી સગવડ મળે છે.

ઇસરીથી ૧૪ માઈલ દૂર મધુવન ગામ છે. મોટર, ગાડાં વગેરે વાહનો અહીંથી મળી શકે છે મધુવન સુધીનો આખાયે માર્ગ ગીચ ઝાડીથી રળિયામણો લાગે છે.

મધુવન સમેતશિખર પહાડની તળેટીમાં વસેલું છે. એના નૈસર્ગિક સૌંદર્યમાં દેવમંદિરોની હારમાળાનું કળાવિધાન ભાત પાડી રહ્યું છે.

યાત્રાળુઓ માટે હરકોર શેઠાણીએ અને બાબુ ધનપતિસિંહજીએ બંધાવેલી બે વિશાળ શ્વેતાંબર જૈન ધર્મશાળાઓ છે. ધર્મશાળાની અંદર જ યાત્રાળુઓ માટે ભોજનશાળા પણ છે. આ સિવાય દિગંબર તેરાપંથીઓ અને વીસપંથીઓની પણ ધર્મશાળા અને મંદિરો છે.

શ્વેતાંબર ધર્મશાળામાં પ્રવેશતાં કોટની બહાર ભોમિયાજીનું મંદિર છે. પહાડ જેવી આકૃતિવાળા મંદિરમાં શાસનદેવતા યક્ષની મૂર્તિ છે. ધર્મશાળામાં જુદા જુદા પાકા કોટયુક્ત વંડામાં શ્વેતાંબર જૈનોનાં ૧૧ જિનાલયો લગોલગ આવેલાં છે. [૧–૩] મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનાં ત્રણ, [૪] વીશ તીર્થંકર ભગવાનોની પાદુકાનું, [૫] શ્રીશુભ ગણધરનું, [૬] નીચે ગોડીપાર્શ્વનાથ ભગવાનનું અને ઉપર શ્રીસંભવનાથ ભગવાનનું, [૭] શ્રીજગતશેઠે બંધાવેલું શ્રીશામ-ળિયા પાર્શ્વનાથનું, [૮] નીચે શ્રીપાર્શ્વનાથ અને ઉપર શ્રીસુપાર્શ્વનાથનું, [૯] શ્રીજશરૂપ નવલખાએ બંધાવેલું શ્રીચંદ્રપ્રભ જિનેશ્વરનું, [૧૦] શ્રીસુપાર્શ્વનાથનું, [૧૧] નીચે શ્રીપાર્શ્વનાથ અને ઉપર શ્રીચંદ્રપ્રભસ્વામીનાં મંદિરો છે ધર્મશાળાની પાછલી બાજુએ ડાબે હાથે દાદાજીની છત્રી છે અને થોડે દૂર શ્રીજિનેશ્વર ભગવાનની દેરી છે. ઉપર્યુક્ત મંદિરોમાં સાત મંદિરો મુખ્ય છે અને બાકીનાં તેની આજુબાજુએ આવેલાં છે

[૧૨] 'રાજા કોઠી'ના નામે ઓળખાતા ગામ બહારના મંદિરમાં શ્રીસુધર્મસ્વામી બિરાજે છે ને [૧૩] ભોમિયાજીનું મંદિર મળીને કુલ ૧૩ શ્વેતાંબર મંદિરો અહીં વિદ્યમાન છે. દેરાસરની પાસેની કોટડીમાં તથા દેરાસરની અંદર એક બાજુએ કેટલીક નવીન પ્રતિમાઓ તેમજ યક્ષ, યક્ષિણીની મૂર્તિઓ સંઘરી રાખેલી છે.

★

## ૨૫૦. ગુણાયા

( કોઠા નંબર : ૪૩૨૪ )

નવાદા સ્ટેશનથી ૨ માઈલ દૂર ગુણાયા નામે જૈનોનું તીર્થધામ છે. ભગવાન મહાવીરના સમયમાં ગુણશીલવન નામે ઓળખાતું રાજગૃહનું ઉદ્યાન તે જ આ ગુણાયા એમ માનવામાં આવે છે. ભગવાન મહાવીર જ્યારે જ્યારે રાજગૃહ

આવતા ત્યારે 'ગુણશીલવન'ના ચૈત્યમાં રહેતા હતા. એ ચૈત્ય ગુણશીલ નામના યક્ષનું હતું. એ ગુણશીલવનમાં ભગવાન મહાવીરના હાથે સેંકડો લોકોએ શ્રાવકધર્મ અને શ્રમણધર્મની દીક્ષા લીધી હતી. ભગવાન મહાવીરના અગિયારે ગણધરો અનશનપૂર્વક એ ઉદ્યાનમાં નિર્વાણ પામ્યા હતા. આ સ્થળ રાજગૃહથી ઉત્તર–પશ્ચિમમાં હતું;[1] અત્યારે આ સ્થળ દક્ષિણ–પૂર્વમાં છે. અસલના ચૈત્યનું કોઈ નિશાન અત્યારે હયાત નથી. અત્યારનું મંદિર પાછલા કાળનું છે

અહીશચંદ્ર વંદ્યોપાધ્યાય જણાવે છે કે–"પટણા જિલ્લાના બિહાર સબડીવીજનના બેસબક પરગણાનું આધુનિક ગુણાયા ગામ ગુણશીલાનું સ્થાન બની શકતું નથી. ડૉ. વિમલચરણ લૉએ ઇસગિલ્લી પાસે કાલશિલા ચટ્ટાણને ગુણશીલા માન્યું છે, જ્યાં નિર્ગ્રંથ યતિઓ તપ કરતા જોવાયા હતા, પરંતુ ઉપલક દૃષ્ટિથી પણ એ અવિશ્વસનીય છે, કેમકે 'કાલશિલા' ચટ્ટાણ છે અને 'ગુણશીલા' ચૈત્ય છે."

તેઓ એના સમર્થનમાં ઉમેરે છે કે, 'ઉવાસગદસાઓ' ગુણશીલાનું સ્થાન 'બાહિકા'ને નિર્ધારિત કરે છે. શ્રીહેમચંદ્રસૂરિકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' અનુસાર ગુણશીલા ચૈત્યનું સ્થાન વૃક્ષોપશોભિત હતું. 'ભગવતીપુરાણ' ગુણશીલાની સ્થિતિ રાજગૃહમાં જ બતાવે છે. શ્રીહેમચંદ્રપ્રણીત 'સ્થવિરાવલીચરિત'માં ગુણશીલાનો ઉલ્લેખ (અધ્યાહારરૂપે) રાજગૃહની અંતર્ગત જ કરેલો છે. દિગંબરીય 'ઉત્તરપુરાણ'માં વિપુલ પહાડીનો ઉલ્લેખ મહાવીરના સ્થાયી આવાસરૂપે કર્યો છે. શ્વેતાંબર સૂત્ર ગુણશીલાનું સ્થાન રાજગૃહની ઉત્તર–પશ્ચિમ બતાવે છે જે વિપુલ પહાડીનું સ્થાન છે.'

આ હકીકત હજી વધુ સંશોધન માગી લે છે. અત્યારે તો જૈનો હાલના ગુણાયાને ગુણશીલરૂપે માને છે.

ભગવાનના સમયની પવિત્ર સ્મૃતિઓની યાદ આપતું આ તીર્થધામ એક સોહામણા સરોવરની વચ્ચે આવેલું છે. નાજુક બાંધણીથી ઓપતા સુંદર જિનમંદિરમાં જવા માટે કઠેડાબંધી પૂલ બાંધેલો છે.

મંદિરમાં મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની મૂર્તિ છે. તેની આજુબાજુમાં ભગવાન મહાવીર અને ગણધર ગૌતમસ્વામીની પાદુકાઓ પ્રતિષ્ઠિત છે. શ્રીગૌતમસ્વામીની પાદુકા પર સં. ૧૬૮૮નો લેખ છે અને શ્રીમહાવીર ભગવાનની પાદુકા પર સં. ૧૯૩૦ નો લેખ છે. આ શિલાલેખો અનુક્રમે છેવટે આપેલા છે.

અગ્નિખૂણાની છત્રીમાં ૨૦ તીર્થંકરોની શ્યામવર્ણી પાદુકાઓ, વાયવ્યખૂણાની છત્રીમાં શ્રીનેમિનાથ ભગવાનની પાદુકા, નૈર્ઋત્યખૂણાની છત્રીમાં શ્રીઋષભદેવની પાદુકા અને ઈશાનખૂણાની છત્રીમાં શ્રીવાસુપૂજ્ય ભગવાનની પાદુકાઓ બિરાજમાન છે.

અહીં નાની પણ સુંદર ધર્મશાળા છે. મંદિરના શિલાલેખો આ પ્રકારે છે:—

૧. શ્રીગૌતમસ્વામીની પાદુકા પરનો લેખ:—

" (१) संवत् १६८८ वर्षे वैसाष (शाख) सुदि १५ तिथौ मंत्रोदल वंसे(वंशे) चोपरा गो(२)त्रे ठा० विमलदास तत्पुत्र ठा० तुलसी (३) दास तत्पुत्र श्री ठा० संग्राम गोवर्द्धनदास तस्य माता ठकुरी श्रीनि(४) हाली तत्पु० भार्या ठकोरा यु० भ [०] श्रीजिन (५) कुसलसूरिक्षा कारि(रा)पिता पुज्य(६) श्रीश्रीपूश्रीश्रीराजसूरिविजयमाने उपाध्याय अभयधर्मे(७)ण प्रतिष्ठा स्थिरलग्ने खरतर(८)गच्छे ॥"

૨. શ્રીઆદીશ્વર ભગવાનની ચરણપાદુકા પરનો લેખ:—

"संवत् १९२४ मिति माघ कृष्ण ५ भौमे श्रीगुणशिलचैत्ये श्रीदूगड प्रतापसिंहजीत्कानां भार्या महताबकुंवर तत्कुक्षितोत्पन्न-कनिष्ठपुत्रश्रीरायधनपतसिंह बहादुरनाम्ना स्वपत्नी प्राणकुंवर जन्मसफलीकरणार्थं श्रीअष्टापदतीर्थे श्रीशत्रुंजयनिर्वाणलाभतया श्रीआदि-जिनचरणपादुका कारापिता श्रीजिनभक्तिसूरिशाखायां उ० सदालाभगणिना प्रतिष्ठितं शुभम् "

૩. શ્રીમહાવીરસ્વામીની ચરણપાદુકા પરનો લેખ:—

"सं० १९३० माघ शु० ५ सकलसंघेन श्रीवीरपादुका कारापित (ता) स्थापितं (ता) श्रीगुणशीलचैत्ये आत्महिताय ॥"

---

1. "तएणं रायगिहस्स बहिया, नगरस्स उत्तर पुरत्थिमे दिसीभाए गुणसीलए नाम चेइए होत्था ।"—भगवतीसूत्र शतक १, उ० १.

૪. જીર્ણોદ્ધારનો શિલાલેખ:—

" सं० १९२४ मिति माघ कृष्ण ५ भौमे गुणशीलचैत्ये दूगडगोत्रे श्रीप्रतापसिंहजी तत्भार्या महताबकुंवर तद् पुत्र चिरू राय-बहादुर तत्प्रथम पत्नी प्राणकुंवर जन्मसाफल्य करापिता जीर्णोद्धारं । उ० श्रीआणंदवल्लभगणि तत्शिष्य उ० श्रीसागरचंद्रगणि उपदेशात ॥ श्रीः ॥ शुभं भूयात् ॥ "

૫. જીર્ણોદ્ધારનો બીજો શિલાલેખ:—

" श्रीजिनेंद्र जयती(ति) स्वस्ती(ति) श्रीमद्वीरजिनेंद्र सं० २४२९ वि० सं० १९५९ वर्षे वै० वद ८ बुधवारे श्रीतपा-गच्छाम्नायधारक सुश्रावक दसाश्रीमालज्ञातीये सा० रूपचन्द रंगीलदास देवचन्द पाटनवाला हाल मुकाम येवला मुंबई येवनना स्मनार्थे तत् बन्धु चतुरचन्द सुत वेलचन्द वालचन्द भागचन्द जण=३ ये ॥ श्रीगुणशोलचैत्ये आ धर्मशाला बंधावी छे तथा देरासरमां पबासणो गोखलाओ दरवाजो भमतीनी देरी=४ सहीत सरवे आरसनुं काम तथा तलावनो भींत तथा रीपेर वीगेरे जीर्नो(र्णो)द्वार करावो(व्यो) ने श्रीशुभं भवतु सदा। सलाट भाइचंद जगजीवन मीस्त्री पालीताणावाला ॥ "



## ૨૫૧. સમેતશિખર

(કોઠા નંબર : ૪૩૨૫)

મધુવનમાં આવેલા ભોમિયાજીના મંદિરથી સમેતશિખર પહાડ ઉપર ચડવાનો રસ્તો છે. પહેલાં પહાડ તરફ આવ-વાને ત્રણ સડકો હતી. સં. ૧૭૭૦ સુધી આ સડકો કામમાં આવતી હતી. ઉત્તર–પશ્ચિમથી આવનારા યાત્રાળુઓ પટના અને નવાદાથી ખડગદિહા થઈને માલગંજ આવતા હતા. દક્ષિણ–પૂર્વ તરફથી આવતા યાત્રાળુઓ માનપુર–જૈપુર સ્થાનથી ચાલીને નવાગઢ થઈ પાલગંજ આવતા. આજે આ મધુવનનો જ માર્ગ મુખ્ય છે.

આ પર્વત સમેતશિખર, સમિદગિરિ, સમાધિગિરિ, મલ્લ પર્વત અને શિખરજી એવાં નામોથી ઓળખાય છે, ગિરિ ઉપર ચોવીશ તીર્થંકરો પૈકી પહેલા આદિનાથ, બારમા વાસુપૂજ્યસ્વામી, બાવીશમા શ્રીનેમનાથ અને ચોવીશમા મહાવીરસ્વામી સિવાયના ૨૦ તીર્થંકરો અને કેટલાયે મુનિવરો નિર્વાણ પામ્યા છે. તીર્થંકરોમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન અહીં છેલ્લા નિર્વાણ પામ્યા તેથી લોકો આને 'પાર્શ્વનાથ પહાડ' પણ કહે છે. રાજદફતરમાં પણ આનું 'પાર્શ્વનાથ હીલ' નામ નોંધાયેલું છે, આથી જ આ પહાડ પ્રાચીન કાળથી જૈનોનું મુખ્ય પવિત્ર તીર્થધામ મનાયો છે.

આ તીર્થનો વચલા કાળનો ઇતિહાસ જાણવા મળતો નથી. પણ લગભગ બીજા સૈકામાં થયેલા વિદ્યાસિદ્ધ શ્રીપાદલિપ્તસૂરિ અને નવમા સૈકામાં થયેલા પ્રભાવક આચાર્ય શ્રીબપ્પભટ્ટિસૂરિ આ તીર્થની હમેશાં યાત્રા કરતા હતા એવો ઉલ્લેખ 'પ્રભાવક ચરિત'માંથી મળે છે. તેરમા સૈકાના આચાર્ય શ્રીદેવેન્દ્રસૂરિએ રચેલી 'વન્દારુવૃત્તિ'માં શિખરજી ઉપર જિનાલય અને જિનમૂર્તિઓ હોવાની નોંધ આપી છે.[1] કુંભારિયા (આરાસણ)ના મંદિરના એક શિલાલેખથી જણાય છે કે—"સં. ૧૩૪૫માં શરણદેવના પુત્ર વીરચંદ્રે પોતાના ભાઈ, પુત્ર, પૌત્રો આદિ પરિવાર સાથે શ્રીપરમાણંદસૂરિના હાથે સંમેતાચલમાં મુખ્ય પ્રતિષ્ઠા કરાવી હતી." એના મૂળ લેખનો ઉપયોગી સંદર્ભ આ પ્રકારે છે—

" सं. १३४५ श्रीसंमेतशिखरतीर्थे मुख्यप्रतिष्ठां महातीर्थयात्रां विधाप्यात्मजन्म एवं पुण्यपरंपरया सफलीकृतः(तं) ॥"[2]

એ પછી સં. ૧૬૭૦માં આગરાનિવાસી શેઠ કુંરપાલ અને સોનપાલે આ તીર્થનો સંઘ કાઢી તીર્થયાત્રા કરી હતી. એનું

---

1. चैत्यान्तर्बिंबिवर गत्वा, कृत्वा तिस्रः प्रदक्षिणाः । स्नपयित्वा जिनानुर्बरर्चयामास सादरः ॥ એજ ગ્રંથ, પૃ૦ ૭૮, ૭૯.

2. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ". લેખાંક: ૩૦

વર્ણન શ્રીજયકીર્તિએ 'સમેતશિખર રાસ'માં વિશદ રીતે કર્યું છે.[3] તે પછી તો ઘણા સંઘો અને યાત્રીઓ આ તીર્થમાં આવ્યાની નોંધ તીર્થમાળાઓ આપે છે.

સત્તરમા સૈકાના પં. શ્રીજયવિજયજી આ તીર્થનું વર્ણન કરતાં આનો મહિમા શત્રુંજય જેવો આંકતાં કહે છે—

"સમેતાચલ શત્રુંજય તોલઇ, સીમંધર જિનવર એમ બોલઈ, એહ વયણ નવિ ડોલઈ."

જ્યારે અઢારમા સૈકાના પં. વિજયસાગરજી આ તીર્થને શત્રુંજય કરતાં પણ વધુ મહત્તા આપતાં કહે છે—

"અધિકો એ ગિરિ ગિરૂઆડો, શત્રુંજયથી જાણ્યોજી."

આ બંને યાત્રી કવિઓએ સમેતશિખરની આસપાસના મનુષ્યો અને ભૂમિની રસાલતાનું જે વર્ણન કર્યું છે તે એ વખતની સ્થિતિનું ભાન કરાવે છે. આ કવિઓએ કરેલા વર્ણનનો સાર આ પ્રમાણે છે:

અહીંના લોકો લંગોટિયા છે, માથું ઉઘાડું રાખે છે, માથે વાળનાં ગૂંચળાં વધારે છે. સ્ત્રીઓ કાંચળીઓ પહેરતી નથી. કાંચળી નામથી તો ત્યાં ગાળ માનવામાં આવે છે. સ્ત્રીઓ કદરૂપી–ભૂતડા જેવી લાગે છે. માથું ઢાંકેલી કોઈ સ્ત્રીને તેઓ જુએ છે ત્યારે તેમને બહુ આશ્ચર્ય થાય છે. ત્યાંના ભીલો હાથમાં ધનુષ્ય અને બાણ લઈ ફરે છે.

એ પછી આગળ જતાં આ કવિઓએ અહીંની રસાલ ભૂમિનું સ્વાભાવિક વર્ણન કરી આ દેશમાં થતાં ફળ, ફૂલ અને ઔષધાદિ તેમજ પંખીઓ, પશુઓ અને ઝરણાંઓ વગેરેનું મનોહર વર્ણન કર્યું છે.

સમેતશિખરની યાત્રાએ જનારાઓને તે સમયમાં રાજાની સમ્મતિ મેળવવી પડતી હતી; એવું તીર્થમાળાઓ પરથી જણાય છે. એક યાત્રી કવિ કહે છે કે, બંગાળમાં આવેલા ઝરિયા ગામમાં રઘુનાથસિંહ રાજા રાજ્ય કરે છે, તેના દીવાનનું નામ સોમદાસ છે. સમેતશિખરની યાત્રાએ જતાં જે કોઈ યાત્રી અહીં આવે છે તેની પાસેથી અઢયો રૂપિયો લઈને તેને આગળ જવા દે છે. વચમાં દલાલો પણ ફર્યા કરે છે. તેઓ કહે છે કે—'શ્રીપાર્શ્વનાથના પાળેલા અમે રખવાળ છીએ. તમે સંઘ લઈને આવ્યા છો માટે જે કંઈ લાવ્યા હો તે અમને આપો.'

આગળ જતાં આ કવિ જણાવે છે કે, કતરાસના રાજા કૃષ્ણસિંહ પણ દાણ લે છે. વળી, સમેતશિખરની તળેટીમાં રઘુનાથપુરા ગામ છે. અહીંથી બે ગાઉ સપાટ જમીન પર ચાલ્યા પછી પહાડનો ચડાવ આવે છે; એમ પણ કવિએ જણાવ્યું છે. આ પછી કવિ આખી એક ઢાળમાં આ મનોહર અને રસાળ પહાડનું વર્ણન કરી પહાડમાં થતી વનસ્પતિઓ, વાઘ, સિંહ વગેરે કેવાં કેવાં જાનવરો આ જંગલમાં રહે છે તે પણ નોંધે છે.

આજે પણ આખો પર્વત સઘન વનરાજિથી વીંટાયેલો છે. અહીંની ભૂમિમાં મોટી મોટી હરડે, ધોળી મુસળી, વત્સનાગ, વરાધનાં પાંદડાં, આમળાં અને ભીલામાં પુષ્કળ પ્રમાણમાં પાકે છે. આજે જેનું આપણને જ્ઞાન રહ્યું નથી એવી ચમત્કારિક ઔષધિઓનો આ ભૂમિ ભંડાર છે એમ કહીએ તો ચાલે. વસ્તુતઃ અહીં રત્નગર્ભા વસુંધરાનું અલાયબીભર્યું દર્શન થાય છે.

કોઈ કોઈ ઠેકાણે ગુફાઓ છે. પહેલાં આ પર્વતની શ્રેણિઓમાં હાથીનાં ઝુંડ વસતાં હતાં એમ કહેવાય છે. આજે તો ગેંડા, સાબર, રીંછ, વાઘ વગેરે પ્રાણીઓ અવારનવાર જોવામાં આવે છે પરંતુ આજસુધી કોઈ યાત્રીને હેરાન કર્યા હોય એવું સાંભળવામાં આવ્યું નથી.

આ ગિરિરાજની ઊંચાઈ સમુદ્ર સપાટીથી ૪૪૮૧ ફીટની છે. પં. શીલવિજયજી 'તીર્થમાળા'માં નોંધે છે કે—'આ પહાડ સાત કોશ ઊંચો અને પાંચ કોશ પહોળો છે.'

આ તરફના પ્રદેશમાં રહેનારા રજપૂતો અને ભીલો વગેરે આ 'પારસનાથ' પ્રભુને મહાદેવ–મોટા દેવ તરીકે માને

૩. "જૈન સત્ય પ્રકાશ" વર્ષઃ ૭, અંકઃ ૧૦–૧૧માં પ્રસિદ્ધ થયેલો સાર જુઓ.

છે અને ભાવથી યાત્રા કરે છે. અહીં પોષ દશમીએ મોટો મેળો ભરાય છે અને તેમાં જૈન–જૈનેતર હજારો માણસો આવે છે. અહીંની યાત્રા આસો મહિનાથી ફાગણ સુદિ ૧૫ સુધીની ગણાય છે. તે પછી ભીલામાની પુષ્કળતાને લીધે પાણી બગડી જાય છે અને મેલેરિયાનો ઉપદ્રવ વધી પડે છે જેથી યાત્રાળુઓ બાકીના કાળમાં યાત્રાએ આવતા નથી.

સવારે ત્રણ–ચાર વાગ્યે યાત્રાળુઓ પહાડ ઉપર ચડવાની તૈયારી કરે છે અને સાંજે ચારથી છ વાગ્યા સુધીમાં પાછા મધુવન આવે છે. કોઈ યાત્રી ઉપર રહી શકતો નથી.

ભોમિયાજીના મંદિરથી પહાડ ઉપર ચડવા માટે સાંકડી પણ સુંદર સડક બાંધેલી છે. છ માઈલ ઉપર ચડયા પછી જુદી જુદી ટેકરીઓ ઉપર જતાં છ માઈલનો રસ્તો થાય છે અને ઊતરતાં છ માઈલ; એમ મળીને ૧૮ માઈલનો પંથ થાય છે.

એ માઈલ ઉપર 'ગંધર્વનાળુ' અને ત્યાંથી અર્ધો માઈલ દૂર 'સીતાનાળુ' આવે છે. અહીંથી અઢી માઈલ દૂર પહાડની ૨૮ ટૂંકો પૈકી પ્રથમ શ્રીગૌતમસ્વામીની ટૂંક આવે છે. તેમાં ચોવીશ તીર્થંકર ભગવાનની ચરણપાદુકાઓ સ્થાપન કરેલી છે.

એ પછી બીજી ટૂંક શ્રીકુંથુનાથની, ત્રીજી શ્રીચંદ્રાનનની, ચોથી શ્રીનેમિનાથની, પાંચમી શ્રીઅરનાથની, છઠ્ઠી શ્રીમલ્લિનાથની, સાતમી શ્રીશ્રેયાંસનાથની, આઠમી શ્રીસુવિધિનાથની, નવમી શ્રીપદ્મપ્રભસ્વામીની, દશમી શ્રીમુનિવ્રત-સ્વામીની, અગિયારમી શ્રીચંદ્રપ્રભુની, બારમી શ્રીઆદિનાથની, તેરમી શ્રીશીતળનાથની, ચૌદમી શ્રીઅનંતનાથની, પંદરમી શ્રીસંભવનાથની, સોળમી શ્રીવાસુપૂજ્યસ્વામીની, સત્તરમી શ્રીઅભિનંદનસ્વામીની ટૂંકો–દેરીઓ છે. આ બધી દેરીઓમાં ચરણપાદુકાઓ પધરાવેલી છે.

અઢારમી ટૂંક મુખ્ય છે. શિખરબંધી મોટું કોટયુક્ત વિશાળ મંદિર છે. તેની પાસે કુંડ હોવાથી તેને 'જળમંદિર' પણ કહે છે. આ મંદિર જગતશેઠ શ્રીખુશાલચંદે બંધાવેલું છે. તેને 'ઘુરમટ'નું મંદિર પણ કહે છે. આખાયે પહાડ ઉપર મૂર્તિઓ માત્ર આ મંદિરમાં જ છે. તેમાં મૂળનાયક સહસ્રફણા શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્યામલ મૂર્તિ બિરાજમાન છે.

મૂળનાયકની બંને બાજુએ શ્યામ અને શ્વેત મોટી મૂર્તિઓ છે. આરસની એક છત્રી નીચે સહસ્રફણા પાર્શ્વ-નાથની મૂર્તિ બિરાજમાન છે.

અહીં નજીકમાં નાની શ્વેતાંબર જૈન ધર્મશાળા છે ને પાણીનો એક કુંડ છે.

એ પછી ઓગણીશમી ટૂંક શુભ ગણધરની છે. દેરી જીર્ણ થવાથી અહીંથી પગલાં ઉત્થાપન કરી જળમંદિરમાં સ્થાપન કર્યાં છે. વીશમી શ્રીધર્મનાથની, એકવીશમી શ્રીસુમતિનાથની, બાવીશમી શ્રીશાંતિનાથની, ત્રેવીશમી શ્રીમહા-વીરસ્વામીની, ચોવીશમી શ્રીસુપાર્શ્વનાથની, પચીશમી શ્રીવિમળનાથની, છવ્વીશમી શ્રીઅજિતનાથની, સત્તાવીશમી શ્રીનેમિ-નાથની અને અઠ્ઠાવીશમી શ્રીપાર્શ્વનાથ ભગવાનની ટૂંકો છે.

છેલ્લી ટૂંક શ્રીપાર્શ્વનાથ ભગવાનની નિર્વાણભૂમિ મનાય છે. આ ટૂંક ખૂબ ઊંચી છે. એંશી પગથિયાં ચડયા પછી એ ટૂંકનો દરવાજો આવે છે. સુંદર શિખરબંધી મંદિર બાંધેલું છે. આને 'મેઘાડંબર ટૂંક' પણ કહે છે.

ગિરિરાજ ઉપર શ્રીચંદ્રપ્રભુની ટૂંક અને આ મેઘાડંબર ટૂંક સામસામે પૂર્વ–પશ્ચિમમાં ઊંચામાં ઊંચાં શિખરો પર આવેલી છે. તેમાંયે આ મેઘાડંબર ટૂંકનું શિખર સૌથી ઊંચું છે.

અહીંથી ઊતરતાં સરકારી ડાકબંગલો આવે છે. આ સ્થળે બે માર્ગો ફંટાય છે. એક રસ્તો મધુવન તરફ જાય છે અને બીજો નિમિયાઘાટના ડાકબંગલા પાસે થઈને સીધો ઈસરી તરફ જાય છે. બીજા રસ્તે ભોમિયા સિવાય જવું જોખમભર્યું છે.

૧. જળમંદિરમાં રહેલી મૂર્તિઓના શિલાલેખો: તે પૈકી મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનો લેખ:—

" ॥ संवत् १८२२ वर्षे वैशाख सुदि १३ गुरौ सा । खुसालचंदेन श्रीपार्श्वबिंबं कारापितं । प्र । सकलसूरिभिः ॥ "

૨. મૂળનાયકની બાજુના શ્રીસહસ્રફણા પાર્શ્વનાથનો લેખઃ—

" (१) ॥ संवत् १८२२ वर्षे वैशाख सुदि १३ गुरौ श्रीमखसूदाबादवास्तव्य सा। –सू– गोत्रीय ओसवंसज्ञाती(२)य वृद्धशाषीय सा। लालचंदसुतसुगालचंदेन श्रीमद्वृजणा उपदेशात् आत्मश्रेयार्थं च श्रीसम्मेतशैले (३) पार्श्वजिनविहारश्रीसहस्रफणापार्श्वजिनबिंबं कारापितं प्रतिष्ठितं च सुविहितागणीभिः सकलसूरिवरैः ॥ श्रीरस्तु ॥ "

૩. દેરાસરમાંની પ્રાચીન ધાતુની ચોવીશીની પાછળનો લેખઃ—

" (१) ९ सं[०] ११८७ वैशाख शु[०] ३ गुरौ नंदाणिग्रामे मालु श्राविकया आत्मीयपुत्र लुणदेवश्रेयोर्थं चतुर्विंशतिपट्टकः कारितः ॥ (२) श्रीमोढगच्छे श्रीवप्पभट्टिसंताने श्रीजिनभद्राचार्यैः प्रतिष्ठितः ॥ "

૪. સમેતશિખર પર્વત પરની જુદી જુદી દેરીઓમાં આવેલ ચરણપાદુકાઓ પરનો લેખોઃ તે પૈકી બીજા તીર્થંકર શ્રીઅજિતનાથ ભગવાનની ચરણપાદુકા પરનો લેખઃ—

" (१) ॥ संवत् १८२५ वर्षे माघ सुदि ३ गुरौ बिरा(२)नीगोत्रीय सा खुसालचंदेन श्रीअजित(३)नाथपादुका कारापिता श्रीमत्तपागच्छे ॥ "

૫. જીર્ણોદ્ધારનો લેખઃ—

" (१) ॥ संवत् १९३१ । माघे । शु । १० । चंद्रे । श्रीअजितनाथ(२)जिनेंद्रस्य (३) चरणपादुका जीर्णोद्धाररूपा श्रीसंघेन कारापिता । मलधारपूर्णिमा श्रीमद्विजयगच्छी भट्टा(४)रक । श्रीजिनशांतिसागरसूरिभिः प्रतिष्ठितं च ॥ "

૬. ત્રીજા તીર્થંકર શ્રીસંભવનાથ ભગવાનની ચરણપાદુકા પરનો લેખઃ—

" (१) ॥ संवत् १८२५ वर्षे माघ सुदि ३ गुरौ (२) बिरानीगोत्रीय सा० खुसालचंदेन (३) श्रीसंभवपादुका कारापिता श्रीमत्तपागच्छे ॥ "

૭. જીર્ણોદ્ધારનો લેખઃ—

" (१) ॥ संवत् १९३१ । माघे ॥ शु० १० । चंद्रे श्रीसंभवजिनेंद्रस्य । (२) चरणपादुका श्रीसंघेन कारापिता । मलधार–पूर्णिमा (३) विजयगच्छे । श्री भट्टारकोत्तमश्रीपूज्यश्रीजिनशांतिसागरसूरिभिः प्रतिष्ठितं ॥

૮. જીર્ણોદ્ધારનો લેખઃ—

" (१) ॥ सं ॥ १९३३ का जेष्ट(ज्येष्ठ)शुक्लद्वादस्यां शनिवासरे श्रीअभिनन्द(२)नजिनेंद्रस्य चरणपादुका जीर्णोद्धाररूपा श्रीसंघेन कारि(३)ता मलधारपूनमीया विजयगच्छे श्रीजिनचंद्रसाग(४)रसूरिपट्टोदयप्रभाकरभट्टारकश्रीजिनशांतिसाग(५)रसूरिभिः प्रतिष्ठितां । स्थापितां च शुभं श्रेयसे भवतु । "

૯ પાંચમા તીર્થંકર શ્રીસુમતિનાથ ભગવાનની ચરણપાદુકા પરનો લેખઃ—

" (१) ॥ सं० । १८२५ वर्षे माघ सुदि ३ गुरौ बिरानीगोत्रीय सा[०] खुसाल(२)चंद्रेण श्रीसुमतिनाथपादुका कारापिता प्र । सर्वसूरिभिः । श्री(३)तपागच्छे ॥ "

૧૦. જીર્ણોદ્ધારનો લેખઃ—

" (१) ॥ सं । १९३१ । माघे शु । १० श्रीसुमतिनाथजिनेंद्रस्य चरण(२)पादुका । जीर्णोद्धाररूपा । गुर्जरदेशे श्रीसंघेन स्थापना (३) । कारापिता । विजयगच्छे । भ । श्रीजिनशांतिसागरसूरिभिः । प्रतिष्ठितं ॥

આ સિવાયના લેખો સ્થાનાભાવે અહીં આપ્યા નથી.

★

# ૨૫૨. કુંડલપુર

( કોઠા નંબર : ૪૩૨૬ )

નાલંદા સ્ટેશનથી પશ્ચિમ તરફ ૧ માઈલના અંતરે કુંડલપુર નામે ગામ છે. આનું બીજું નામ 'વડગામ' પણ હતું. સ્ટેશનથી ઠેઠ સુધી પાકી સડક બાંધેલી છે. પૂર્વ તરફ વિશ્વવિખ્યાત નાલંદાનાં ખંડિયેરો એનું ભૂતકાલીન ગૌરવ સૂચવી રહ્યાં છે.

શાસ્ત્રોમાં જેનો ગુબ્બરગામ તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે જ આ કુંડલપુર અને નાલંદા. આ બંને રાજગૃહનાં ઉપનગરો તરીકે ઉલ્લેખાયાં છે. રાજગૃહ અને નાલંદા વચ્ચે એક યોજનનું અંતર બતાવવામાં આવ્યું છે, જેમાં અંબલટ્ઠિકા નામનું વન વચ્ચે પડતું હતું.

અનેક અટ્ટાલિકાઓ અને બાગ-બગીચાઓથી શોભતા આ સમૃદ્ધ નગરોમાં અનેક ધનાઢયો અને વિદ્વાનો વસતા હતા. ભગવાન મહાવીરના ૧૧ ગણધરો પૈકી ૩ ગણધરો ઇંદ્રભૂતિ ગૌતમ, અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામના ત્રણ ભાઈઓનો અહીં જન્મ થયો હતો. નાનપણમાં જ વેદ-વેદાંગમાં પારગામી બનેલા આ વિદ્વાનોએ કુશળ ક્રિયાકાંડી તરીકેની ખ્યાતિ મેળવી હતી. તેમને અનેક શિષ્યો હતા. એ જોતાં એ ત્રણે વિદ્વાનોનો પ્રભાવ અને સત્તા કેટલી હશે તેનું અનુમાન થઈ આવે છે.

દિગંબર જૈનો ભગવાન મહાવીરનું જન્મસ્થાન કુંડગ્રામને માને છે તે આ કુંડલપુર હોવાનું જણાવે છે પરંતુ એ હકીકત સાચી નથી. એટલું ખરું કે, ભગવાન મહાવીરે નાલંદામાં ૧૪ ચતુર્માસ ગાળી કેટલાયે ભાવુકોને ધર્મમાર્ગે વાળ્યા હતા. ભગવાનને ગોશાળાનો મેળાપ આ નગરમાં થયો હતો. ગણધર ગૌતમસ્વામીએ 'સૂત્રકૃતાંગ' નામના જૈન આગમસૂત્રમાં આવતા 'નાલંદીય અધ્યયન'ની રચના કરી નાલંદાને વિશ્વવિશ્રુત બનાવ્યું હતું. એ પછી ભગવાન બુદ્ધ અહીં કેટલોક સમય રહ્યા હતા. તેમના મુખ્ય શિષ્ય સારિપુત્તનો જન્મ અને પરિનિર્વાણ આ સ્થળે થયાં હતાં.

એ પછીનો આ નગરનો ઈતિહાસ અંધકારમાં છે. ચીની યાત્રી ફાહિયાને ( ઈ. સ. ૪૧૦ માં ) આ સ્થળને સાધારણ ગામડારૂપે નિહાળ્યું હતું. એ પછી શક્રાદિત્ય કુમારગુપ્ત( ઈ. સ. ૪૨૪-૪૫૪ )નું ધ્યાન આ સ્થળ ઉપર દોરાયું. તેણે બૌદ્ધ સાધુઓ માટે એક મોટો મઠ અહીં બનાવી આપ્યો. એ પછી આ સ્થળે વિશ્વવિદ્યાલયની સ્થાપના થતાં બૌદ્ધવિદ્યાનું એ કેંદ્ર બની ગયું. સાતમી સદીમાં અહીં આવેલા ચીની યાત્રી હુએનત્સંગ અને ઈત્સિંગે આ વિદ્યાલયની સંપન્ન સ્થિતનું વર્ણન કર્યું છે. હુએનત્સંગે આ વિદ્યાલયમાં રહીને જ અભ્યાસ કર્યો હતો. લગભગ તેરમી સદી સુધી આ વિદ્યાલય હયાત હતું એ પછી બખ્ત્યાર ખિલજીએ તેનો નાશ કર્યો. સરકારી પુરાતત્ત્વ સંશોધનખાતા તરફથી હમણાં ખોદકામ થયું ત્યારે આ સંસ્કારધામનાં ખંડિયેરોનો પત્તો લાગ્યો છે. અત્યાર સુધીમાં અહીં જે ખોદકામ થયું છે તે કરતાંયે ભૂમિનાં વધુ સ્તરો ખોદી કાઢવામાં આવે તો બૌદ્ધો પહેલાંની પ્રાચીન જૈન સામગ્રી હાથ લાગવાનો વધુ સંભવ છે.

ચૌદમા સૈકાના યાત્રી શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં જણાવે છે કે, અહીં પહેલાં મેઘનાદ નામના ક્ષેત્રપાલનું અને કલ્યાણક સ્તૂપની પાસે શ્રીગૌતમસ્વામીનું સ્થાન હતું.[2] તીર્થમાળાઓના કથન મુજબ એ સ્થાન 'યાત્રાથાણું' ( યાત્રા સ્થાન )ના નામે લોકમાં ખ્યાતિ પામ્યું હતું. શ્રીસૌભાગ્યવિજયજી ( સં. ૧૭૫૦ ) આ યાત્રાથાણુંનું સ્થાન અહીંથી ૫ કોશ દૂર બતાવે છે; જ્યાં શ્રીગૌતમસ્વામીને કેવળજ્ઞાન ઉપજ્યું હતું.[3]

પં. શ્રીહંસસોમ નામના યાત્રી પોતાના સમયમાં ( સં. ૧૫૬૫ ) અહીં ૧૬ મંદિરો હોવાની નોંધ આપે છે.[4]

---

૧. नालंदालंकृते यत्र वर्षारात्रांश्चतुर्दश । अवतस्थे प्रभुर्वीरस्तत् कथं मास्तु पावनम् ॥२५॥
यस्यां नैकानि तीर्थानि नालंदा भाग्यभृन्मयाम् । भव्यानां जनितानन्दा नालंदा नः पुनातु सा ॥२६॥—વિવિધતીર્થકલ્પ, પૃ. ૨૨.

૨. मेघनादः स्फुरन्नादः क्षेत्रपालो रणाङ्गणे । क्षेत्रपालाग्रणीः कामान् कांस्कान् पुष्णाति पिपर्ति न ॥२७॥
श्रीगौतमस्वाम्यायतनं कल्याणस्तूपसन्निधौ । दृष्टमात्रमपि प्रीतिं पुष्णाति प्रणतात्मनाम् ॥२८॥—વિવિધતીર્થકલ્પ, પૃ૦ ૨૩.

૩. "પ્રાચીન તીર્થમાલા સંગ્રહ" પૃ૦ ૬૨.

૪. એજન: પૃ૦ ૧૭.

તે પછી પં. જયવિજય સં. ૧૬૬૪ માં અહીં આવ્યા ત્યારે એકેકથી ચડિયાતાં ૧૭ મંદિરો, જેમાં ભગવાન મહાવીરના સમયની પ્રતિમાઓ હોવાની વાત કરે છે.[૫] તે પછી પં. શ્રીવિજયસાગર નામના યાત્રી અહીં ૨ મંદિરો હોવાનો ઉલ્લેખ કરે છે.[૬] જ્યારે પં. સૌભાગ્યવિજયજી સં. ૧૭૫૦ માં અહીં આવ્યા ત્યારે ૧ મંદિર, ૧ સ્તૂપ અને બીજાં પ્રતિમા વિનાનાં મંદિરો જીર્ણદશામાં હોવાનું કહે છે.[૭]

તીર્થમાળાઓની આ નોંધ આપણને સૂચવે છે કે અઢારમા સૈકાની શરૂઆતમાં અહીંનાં જૈન મંદિરો ઉપર એવો ક્રૂર પંજો ફરી વળ્યો કે ૧૬–૧૭ મંદિરોમાંથી માત્ર એકાદ મંદિર બચી રહ્યું.

અત્યારે અહીં જૈનોની વસ્તી નથી. એક જૈન શ્વેતાંબર ધર્મશાળા છે અને ગામના એક છેડા ઉપર શિખરબંધી જૈન શ્વેતાંબર મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની સુંદર પ્રાચીન પ્રતિમા બિરાજમાન છે. નીચેના ગભારામાં ૮ અને મેડા ઉપર કુળ ૯ પાષાણની તેમજ ધાતુની ૨ પ્રતિમાઓ છે. રંગમંડપની સામે બહાર જવાના માર્ગ પાસે જ નંદીશ્વરદ્વીપની રચના કરેલી છે. ધર્મશાળાના કૂવાની નજીક એક સુંદર છત્રીમાં દાદાજીનાં પગલાં છે.

દેરાસરની પાષાણની પ્રતિમાઓ પૈકી પાંચ પ્રતિમાઓ પ્રાચીન છે. મૂળનાયક શ્રીઋષભદેવની જમણી બાજુએ આવેલી શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમાનું શિલ્પ તો શિલ્પીએ ફુરસદના સમયે ઘડયું હોય એવું લાગે છે. નાલંદા વિશ્વવિદ્યાલયના ખોદકામમાંથી મળી આવેલી આ પ્રતિમાની બરાબરી કરી શકે એવું એક પણ શિલ્પ હજી મળી આવ્યું નથી. પરંતુ જૈનોની કળા તરફની બેદરકારીના લીધે, નાલંદા વિશ્વવિદ્યાલયના ખંડિયેરો અને શિલ્પોનું જ્ઞાન જગતના કલાપ્રેમીઓમાં જેટલું મશહૂર છે, તેટલું જ અજ્ઞાન નાલંદાના પડોશમાં આવેલા આ કલાશિલ્પોનું છે. અહીંની પ્રાચીન પાંચ મૂર્તિઓ પૈકી એક મૂર્તિ ઉપર સં. ૧૪૭૭ નો લેખ છે પણ તે લેખ પાછળથી કોતરાયેલો જણાય છે જ્યારે મૂર્તિ પ્રાચીન કાળની છે. એ પાંચે મૂર્તિઓનું વર્ણન આ પ્રકારે છે:—

૧. મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિમાના ખભા ઉપર સુંદર કેશવાળીની લટો જણાય છે અને પલાંઠી નીચે મધ્યમાં વૃષભનું લંછન વિદ્યમાન છે પ્રતિમાના પાછળના ભાગમાં સાંચીના સ્તૂપના કઠેરા જેવી આકૃતિ કોતરેલી છે. મસ્તકની બંને બાજુએ હાથી ઉપર આરૂઢ થયેલી એકેક પુરુષાકૃતિ બંને હાથમાં કળશ લઈને પ્રભુને અભિષેક કરવા આકાશમાંથી અવતરણ કરતી બતાવવામાં આવી છે. આ બંને આકૃતિઓ ઇંદ્રની છે. પ્રભુના મસ્તક ઉપર ત્રણ છત્રો કોતરેલાં છે અને એ છત્રની બંને બાજુએથી એકેક ગંધર્વ હાથમાં ફૂલની માળા લઈને પ્રભુની પાસે આવતો હોય એવી રજૂઆત કરી છે. આ પ્રતિમાનું શિલ્પ દશમા સૈકા પછીનું જણાતું નથી.

૨. મૂળનાયકની જમણી બાજુએ સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથ ભગવાનની અત્યંત રમણીય મૂર્તિ બિરાજમાન છે. મૂર્તિની પલાંઠી નીચે સુંદર એવી કમલની પાંખડીઓ કોતરેલી છે. પલાંઠીના મધ્ય ભાગમાં હરણનું લંછન પણ કોતરેલું છે. મૂર્તિની બેઠક ઉત્થિત પદ્માસનસ્થ છે અને કુલ્પાકતીર્થની મૂર્તિઓને મળતી આવે છે. પ્રભુની બંને બાજુએ હાથમાં ચામર ઝાલીને ઊભેલા પરિચારકોનું રૂપ પણ સુંદર અને કળામય આલેખ્યું છે. ટૂંકમાં એમ કહીએ શકીએ કે ભારતભરનાં જિનમંદિરોમાં આવાં કલાત્મક સ્વરૂપો બહુ ઓછાં જોવામાં આવે છે.

૩. શ્રીપાર્શ્વનાથ ભગવાનના મસ્તક ઉપર નાગરાજની સાત ફણાવલીવાળું એટલા પરનું શિલ્પ પણ સુંદર છે. પ્રભુની બેઠક નીચેના સર્પનાં ગૂંચળાંઓ તથા કમલની પાંખડીઓ અદ્ભુત રીતે કોતરેલી છે.

૪. જમણી બાજુના ગોખલામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની સુંદર મૂર્તિ નાગરાજની સાત ફણાઓવાળી બિરાજમાન છે. આ મૂર્તિની પલાંઠી નીચે સુંદર એવી કમળની પાંખડીઓ શિલ્પીએ કોતરેલી છે.

---

૫. " પ્રાચીન તીર્થમાળા સંગ્રહ " પૃ૦ ૩૦.

૬. એજનઃ પૃ૦ ૯.

૭. એજનઃ પૃ૦ ૬૧.

૫. મૂળનાયકની ડાબી બાજુની નાની ઓટલી પરની ૩ પ્રતિમાઓ પૈકીની મધ્યમાં રહેલી મૂર્તિના બંને ખભા ઉપર કેશવાળીની સુંદર લટો બતાવી છે. આથી આ મૂર્તિ પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવની હોવાનું માની શકાય.

આ પાંચે મૂર્તિઓ જૈન મૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ અને મગધની પ્રાચીન કળાના પુરાવા તરીકે રજૂ કરી શકાય એવી છે. આ પ્રતિમાઓ જોતાં કુલ્પાક તીર્થની પ્રતિમાઓની યાદ આવી જાય છે.

★

## ૨૫૩. પાવાપુરી

(કોઠા નંબર : ૪૩૨૭-૪૩૩૦)

બિહાર-ઉડીસા પ્રાંતમાં બિહારથી અગ્નિખૂણામાં ૭ માઇલ દૂર આવેલી પુરી અથવા પાવાપુરી જૈનોનું પવિત્ર તીર્થધામ છે. બી. બી. એલ. રેલ્વેમાં પાવાપુરી સ્ટેશન પણ છે.

જૈન શાસ્ત્રોમાં જેને 'મધ્યમા પાવા' તરીકે ઓળખાવી છે, તે આ જ પાવાપુરી ભગવાન મહાવીરની પ્રસિદ્ધ નિર્વાણભૂમિ છે એમાં શંકા નથી. આને 'મધ્યમા પાવા' ઓળખાવવાનું કારણ તો એ હતું કે એ કાળે પાવા નામે ત્રણ નગરીઓ મોજુદ હતી. એક ગોરખપુર જિલ્લામાં કુશીનારાની પાસે જ્યાં આજે પડરૌનાની પાસે પપઉર નામક ગામ છે, તે પાવા નામે પ્રસિદ્ધ હતું. બીજી પાવા હજારીબાગની આસપાસનો જે પ્રદેશ ભંગી અથવા ભગ્ગ દેશના નામે પ્રસિદ્ધ આર્ય દેશોમાંનો એક હતો-તેની રાજધાની હતી. ત્રીજી પાવા ઉપર્યુક્ત બિહાર અને રાજગૃહના પાસે આવેલી હતી. ત્રીજી પાવાથી પહેલી પાવા વાયવ્યખૂણામાં અને બીજી પાવા અગ્નિખૂણામાં હતી. આ બંનેની વચ્ચે લગભગ સમાન અંતરે ત્રીજી પાવા આવેલી હોવાથી તેની 'મધ્યમા પાવા' તરીકે પ્રસિદ્ધિ હતી.

જૈન ગ્રંથો આ મધ્યમા પાવાનું 'અપાપાપુરી' એવું નામ પણ આપે છે. પરંતુ ભગવાન મહાવીરસ્વામીનું અહીં નિર્વાણ થયું ત્યારથી તેનું નામ પાપાપુરી-પાવાપુરી પડયું એમ જણાવે છે. ભગવાન મહાવીરના સમયે આ એક વિશાળ નગર હતું અને તે સમયે હસ્તિપાલ નામે રાજા અહીં રાજ્ય કરતો હતો. ભગવાન મહાવીરની બનેલા કેટલાક પ્રસંગોમાંથી એક પ્રસંગ નોંધપાત્ર છે, જે આ નગરની તત્કાલીન સ્થિતિનું સૂચન કરે છે, તે તરફ આછું દર્શન કરી લઇએ.

ભગવાન મહાવીરસ્વામીને કેવળજ્ઞાન થયું એ પછી તેઓ જંભીય ગામથી અહીં પધાર્યા હતા. એક તરફ ભગવાન મહાવીરનું સમવસરણ રચાયું ત્યારે બીજી તરફ સોમિલ નામના ધનાઢ્ય બ્રાહ્મણે યજ્ઞનો આરંભ કર્યો હતો. એ યજ્ઞમાં ભારતમાં ખ્યાતિ પામેલા યજ્ઞકર્મમાં કુશળ અને સમગ્ર વિદ્યાઓમાં પારંગત એવા ૧૧ વિદ્વાન બ્રાહ્મણો પોતાના શિષ્યપરિવાર સાથે આવ્યા હતા. યજ્ઞમાં એકઠી થયેલી માનવ મેદનીએ જ્યારે ભગવાનના આગમનની અને તેમના સમવસરણની વાત સાંભળી કે તરત એ મેદની એ તરફ જવા લાગી. એ જોઈ અગિયારે વિદ્વાનોને મન ભગવાન મહાવીર એક આશ્ચર્યનો વિષય બની ગયા. એ અગિયારમાંના ઇંદ્રભૂતિ નામના મુખ્ય વિદ્વાનને પોતાનો જ્ઞાનગર્વ ડંખવા લાગ્યો. ભગવાનને પોતાની પાંડિત્યપ્રતિભાથી આંજી દેવાનો સંકલ્પ કરી ઇંદ્રભૂતિ વિદ્વાન ભગવાન પાસે આવ્યો પરંતુ જ્યારે તેણે ભગવાનની જ્ઞાનગંભીર મુખમુદ્રામાંથી વહેતી તેજસ્વી વાણી સાંભળી ત્યારે તેનો જ્ઞાનમદ ઓગળી ગયો અને જ્યારે ભગવાને તેનું નામ અને તેના હૃદયમાં સાલતી કેટલીક શંકાઓનું પૂછ્યા વિના સમાધાન કર્યું ત્યારે ઇંદ્રભૂતિ એટલો બધો પ્રભાવિત થઇ ગયો કે તેણે ભગવાન પાસે શિષ્ય બનવાની માગણી કરી.

એ પછી તો અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, મંડિક-મૌર્યપુત્ર, અંકપિત, અચલભ્રાતા, મેતાર્ય અને પ્રભાસ: એમ એક પછી એક અગિયારે વિદ્વાનો ભગવાન પાસે આવ્યા અને એ રીતે પ્રભાવિત થતાં-એ બધાયે પોતાના શિષ્યપરિવાર સાથે દીક્ષા લીધી. અગિયારે બ્રાહ્મણો ૪૪૦૦ ની શિષ્યમંડલી સાથે ભગવાનના શિષ્યો બન્યા અને અગિયાર ગણધરો કહેવાયા. આ ગણધરોએ ભગવવાની વાણીને ઝીલી લઈ દ્વાદશાંગીની રચના અહીં જ કરી હતી, જેનો બચી રહેલો ભાગ આજે પણ ભારતીય સાહિત્યનો અક્ષયનિધિ બની રહ્યો છે.

આ શિષ્યલાભ પછી બીજા તબક્કામાં ભગવાને શ્રમણધર્મની માફક ગૃહસ્થધર્મની સ્થાપના કરી. આ રીતે ભગવાને સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘની-તીર્થની સ્થાપના કરી હતી.

છેલ્લે છેલ્લાં ભગવાને જ્યારે પોતાનું નિર્વાણ પાસે આવેલું જાણ્યું ત્યારે લોકો મરણથી હતાશ ન થાય એ ખાતર સોળ પ્રહરની દેશનામાં 'ઉત્તરાધ્યયન-સૂત્ર'નાં અધ્યયનોની વાણી ભગવાને અહીં જ વહેતી કરી હતી. આ અધ્યયનોમાં મોતનો ભય જીતી લેવા એટલું જ નહિ, મરીને પણ જીવી જાણવાનો વાસ્તવિક ઉપદેશ ભરેલો છે.

એ પછી હસ્તિપાલ રાજાની રજ્જુગશાળામાં આ ઝગઝગતી જ્યોતિ એકદમ બુઝાઈ ગઈ અને નિર્વાણની પરમ શાંતિ પ્રાપ્ત કરી. એ દિવસે એકઠા થયેલા મલ્લિક અને લિચ્છવિ વંશના રાજાઓએ ભગવાનની જ્ઞાન જ્યોતિના અભાવમાં નિર્વાણનો ઉત્સવ ઉજવવા માટે દ્રવ્ય ઉદ્યોત પ્રગટાવ્યો ત્યારથી 'દિવાળી પર્વ' અસ્તિત્વમાં આવ્યું. આજે પણ આ પર્વ માનવ માત્ર વિવિધ ભાવથી ઊજવે છે; પરંતુ તેનું ખરું રહસ્ય તો આ હકીકતને જ આભારી છે.

એ પ્રાચીન કાળની પાવાપુરી આજે તો પાવા અને પુરી એ બે ગામડાંઓમાં વિભક્ત થયેલી છે. આ બંને ગામો વચ્ચે એક માઈલનું અંતર છે. જૈનોનું તીર્થધામ પુરીમાં વિદ્યમાન છે.

૧. ગામમંદિર નામે ઓળખાતું મંદિર પાવાપુરીના પશ્ચિમ ભાગમાં છે. તેની ચારે બાજુએ મોટું કંપાઉંડ છે. મંદિર બે માળનું છે અને પાંચ શિખરોથી સુશોભિત છે. તેમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામીની શ્વેતવર્ણી પ્રતિમા બિરાજમાન છે, તેની જમણી બાજુએ શ્રીઆદિનાથ અને ડાબી બાજુએ શ્રીશાંતિનાથ ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમાઓ છે. જમણી તરફની વેદિકામાં સં. ૧૬૪૫ના વૈશાખ સુદિ ૩ ને ગુરુવારે પ્રતિષ્ઠિત કરેલાં મોટાં ચરણયુગલની સ્થાપના છે. મૂળ ગભારાની દક્ષિણ તરફની દીવાલના એક ગોખલામાં સં૦ ૧૭૭૨ના મહા સુદિ ૧૩ ને સોમવારના દિવસે પ્રતિષ્ઠિત કરેલી પુંડરીક ગણધરની ચરણપાદુકા છે. મૂળ વેદીની ડાબી બાજુએ શ્રીવીર ભગવાનના ૧૧ ગણધરોની પાદુકાઓ છે. તેના ઉપર સં. ૧૬૯૮ની સાલનો લેખ છે. તે વેદી ઉપર સં. ૧૯૧૦માં શ્રીમહેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણની પીળા પાષાણની સુંદર મૂર્તિ છે. મૂળ મંદિરની વચમાં વેદી ઉપર સં. ૧૬૯૮ના લેખ સહિત કસોટીના પાષાણની ભવ્ય પાદુકા બિરાજમાન છે.

મંદિરનો શિલાલેખ છે તેમાં જણાવ્યું છે કે—"બાદશાહ શાહજહાનના રાજ્યમાં વિ. સં. ૧૬૯૮ના વૈશાખ સુદિ ૫ ને સોમવારે ખરતરગચ્છાચાર્ય શ્રીજિનરાજસૂરિના અધ્યક્ષપણા હેઠળ બિહારના શ્વેતાંબર શ્રીસંઘે આ 'વરવિમાનાનુકારી' મંદિરની પ્રતિષ્ઠા કરી એ સમયે કમલલાભોપાધ્યાય અને લબ્ધિકીર્તિ આદિ કેટલાયે વિદ્વાન મુનિરાજો અહીં વિદ્યમાન હતા;" વગેરે ઉલ્લેખ આ પ્રશસ્તિમાં છે. આ શિલાલેખ પ્રથમ વેદીની નીચે હતો પરંતુ સ્વ. બાબુ શ્રીપૂરણચંદજી નાહરના હસ્તક થયેલા ઉદ્ધાર સમયે ત્યાંથી કાઢીને મંદિરની દીવાલ પર લગાડવામાં આવ્યો છે તે લેખ નં. ૪ માં અમે છેવટે આપ્યો છે.

મંદિરના ચારે ખૂણામાં ચારે શિખરના અર્ધા ભાગમાં ચાર કોટડીઓ છે. તેમાં અનેક પાદુકાઓ અને મૂર્તિઓ છે. તે બધા પરના લેખો જોતાં તે વિક્રમની સત્તરમી શતાબ્દીથી વર્તમાન શતાબ્દી સુધીના જણાય છે. આ સિવાય મંદિરમાં દિક્પાળ, ભૈરવ, શાસનદેવી આદિની મૂર્તિઓ પણ છે. પ્રાચીન મંદિરનો સભામંડપ વગેરે ખૂબ સાંકડા ભાગો હતા, તે અજિમગંજનિવાસી બાબુ નિર્મળકુમારસિંહજી નવલખાએ બહારના ભાગને વિશાળ બનાવી જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

આ મંદિરમાં શ્વેતાંબર સંઘની પેઢી, તીર્થભંડાર અને ધર્મશાળા છે. આ ધર્મશાળામાં હજારો યાત્રાળુઓ ઊતરી શકે એવી વ્યવસ્થા છે. મંદિરની દક્ષિણ બાજુએ ઉપાશ્રય છે અને તેની આગળ નવરત્ન નામે ઓળખાતી જૂની ધર્મશાળા છે.

૨. શાંત અને પવિત્ર વાતાવરણમાં જળમંદિરના નામે ઓળખાતું મંદિર કમળોથી છવાયેલા સરોવરની બરાબર મધ્ય ભાગમાં આવેલું છે. મંદિરમાં જવા માટે ૬૦૦ ફીટ લાંબો કઠેરાવાળો સુંદર પૂલ બાંધવામાં આવ્યો છે, પૂલ નહોતો બન્યો ત્યારે યાત્રાળુઓ નાવમાં બેસીને મંદિરમાં જતા હતા. મુખ્ય દરવાજા ઉપરની એક મેડીમાં ચોઘડિમાં બેસે છે

આ સ્થળે ભગવાન મહાવીરના દેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. તેમની ચિતા શાંત થઈ જતાં એ પવિત્ર રાખ લોકોએ ઉપાડયે રાખી અને ત્યાંની માટીને પણ લોકોએ ખોતરી ખોતરીને ઉપાડી લીધી, જેના કારણે એક મોટો ખાડો પડી ગયો. એ સ્થળે સરોવર બની ગયું જેની મધ્યમાં ભગવાનના મોટાભાઈ નંદિવર્ધને મંદિર બંધાવ્યું હતું એમ કહેવાય છે, એ મંદિર કેટલાયે ઉદ્ધારો પામી આજે આ નવા સ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે. આ જળમંદિરે ૮૪ વીઘા જેટલી જમીન રોકેલી છે.

જળમંદિરને કોઈ શિખર નથી પણ કેવળ ઘુંમટ સહિત હોવા છતાં તે દૂરથી દેખાય છે. મંદિરની અંદર કલકત્તા-નિવાસી શેઠ જીવનદાસજીએ સં. ૧૯૨૯ની સાલમાં બનાવેલી મકરાણા આરસની ૩ સુંદર વેદિકાઓ વિદ્યમાન છે. મધ્યની વેદીમાં શ્રીમહાવીર પ્રભુની ચરણપાદુકા બિરાજમાન છે. તેના ઉપર કોઈ લેખ દેખાતો નથી. વેદી ઉપર શ્રીમહાવીર પ્રભુની ધાતુની પ્રતિમા છે, તેના ઉપર સં. ૧૨૬૦ના જેઠ સુદિ ૨ ના દિવસનો શ્રીઅભયદેવસૂરિએ પ્રતિષ્ઠિત કર્યાનો લેખ છે. સ્નાત્રાદિ પૂજાપ્રસંગે આ મૂર્તિને ઉપયોગમાં લેવામાં આવે છે. પાદુકાઓ સિવાય અહીં બીજી મૂર્તિ નથી. જમણી વેદીમાં શ્રીમહાવીર પ્રભુના પ્રથમ ગણધર શ્રીગૌતમસ્વામીની અને ડાબી તરફની વેદિકામાં શ્રીસુધર્મા-સ્વામીની ચરણપાદુકાઓ છે, તેના ઉપર સં. ૧૯૩૫ની સાલમાં પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે.

મંદિરની બહાર બંને તરફ બે ક્ષેત્રપાળ છે અને નીચેની પ્રથમ પ્રદક્ષિણામાં એક બ્રાહ્મી, ચંદનાદિ ૧૬ સતીઓનો વિશાળ ચરણપટ્ટ સં. ૧૯૩૧ અને બીજી સં. ૧૭૩૫માં પ્રતિષ્ઠિત શ્રીદીપવિજયજી ગણિની પાદુકા છે. બહારની પ્રદક્ષિણામાં સં. ૧૯૫૮ની પ્રતિષ્ઠિત શ્રીજિનકુશળસૂરિની પાદુકા છે. મંદિરની ઉત્તર દિશામાં સરોવરમાં ઊતરવા માટે પગથિયાં બનાવેલાં છે.

૩. શ્રીસમવસરણ મંદિરના નામે ઓળખાતું મંદિર ચારે બાજુએ લોખંડના રેલીંગવાળા ગોળાકાર કંપાઉંડમાં આવેલું છે. ત્રણ પ્રાકારનો ભાવ દર્શાવતી ભૂમિકાના મધ્યભાગે એક અષ્ટકોણાકૃતિ સુંદર મંદિર બનાવેલું છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૯૫૩માં બિહારનિવાસી બાબુ ગોવિંદચંદજી સુચંતીએ કરાવી છે. આ મંદિરની વચમાં ચતુષ્કોણ વેદી ઉપર સં. ૧૬૪૫ના વૈશાખ વદિ ૫ ના રોજ શ્રીવીરપ્રભુનું ચરણયુગલ પ્રતિષ્ઠિત છે.

પાવાપુરીની પૂર્વ દિશામાં આંબાના વનની પાસે એક નાનો સ્તૂપ છે તે ભગવાનના સમવસરણનું સ્થાન છે. ભગવાન મહાવીરે પોતાની છેલ્લી દેશના આ સ્થળે આપી હતી એમ કહેવાય છે. આ સ્થાન થોડું દૂર હોવાથી શ્રીશ્વેતાંબર જૈન સંઘે સરોવરના તટ ઉપર નવા સમવસરણની રચના કરી મંદિર બંધાવ્યું છે.

આ સમવસરણ મંદિરની પાસે પશ્ચિમ દિશાએ બાબુ પૂરણચંદજી નાહરની માતુશ્રી ગુલાબકુમારીની બે માળની ધર્મશાળા છે અને ઉત્તર તરફ રાવ બહાદુરસિંહજી દૂધેડિયાની ધર્મશાળા છે.

૪. મહેતાબકુંવરના મંદિરના નામે ઓળખાતું મંદિર બે માળનું છે. ઉપરના ભાગમાં ચોમુખજી બિરાજમાન છે જ્યારે નીચેની ભૂમિકામાં શ્રીવીર ભગવાનની મૂર્તિ અને બીજી પાષાણ તથા ધાતુની પ્રતિમાઓ બિરાજમાન છે. શ્રીમતી મહેતાબકુંવરે સં. ૧૯૩૨માં આ મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી.

વીર ભગવાનના નિર્વાણ દિવસે એટલે ગુજરાતી આસો વદિ અમાવાસ્યાના દિવસે આ તીર્થમાં મોટો મેળો ભરાય છે, દૂર દૂરથી હજારો યાત્રીઓ અહીં એકઠા થાય છે. કારતક સુદિ ૧ના રોજ ભગવાનની રથયાત્રાનો વરઘોડો કાઢવામાં આવે છે.

પુરી ગામ શ્વેતાંબર જૈનોના તાબામાં છે. એ ઉપરાંત બે-ત્રણ ગામો પણ શ્વેતાંબર જૈનોની હકુમત હેઠળ છે.

૧. ગામમંદિરવાળી શ્વેતાંબર ધર્મશાળાના દેરાસરની પાછળની ભીંત પરનો શિલાલેખ:—

"(१) ॥ संवत् १९१४२ मासोत्तममासे अग्र(२)हनमासे कृष्णे ९ बापु श्रीप्रतापसिंघजीसु[पु](३)त्र रायबहादुर लछमीपति धनपतिसिंघजा (४) चि । छत्रसिंघजी गणपतिसिंघ नरपतिसिं(५)धैः धर्मशाला कारिता पावापुर्य्यां निर्वाणभूमौ ॥ श्रीः ॥"

૨. ઉપર્યુક્ત ગામમંદિરમાં મૂળનાયકની જમણી બાજુએ કહેવાતી નંદિવર્દ્ધને બનાવરાવેલી પ્રાચીન ચરણપાદુકા પરનો લેખ:—

"(१) ॥ संवत् १६४५ वर्षे वैशाख शुदि ३ गुरौ.... (२) रूपचंद पुत्र जसराजद्रव्येण रामकु(३)स्वामि श्रीवर्द्धमानस्येयं पादुका.....भट्टारक(४)श्रीहीरविजयसूरिभिः ॥"

૩. પાષાણની બીજી ચરણપાદુકા પરનો લેખ:—

"॥ संवत् १७७२ वर्षे माह सुदि १३ दिने सोमवारे श्रीपुण्डरीकचरणकमलपादुके ॥"

૪. દેરાસરની મધ્યમાં ચાંદીની છત્રી નીચે કાળા પાષાણની ચરણપાદુકા પરનો લેખ:—

" (१) ॥ स्वस्ति श्रीजयो मंगलाभ्युदयश्च ॥ श्री(२)गौतमस्वामिनो लब्धिः ॥ संवत् १६९८ वैशा(३)ख सुदि ५ सोमवारे (४) श्रीवि[वि]हारनगरवास्तव्य(५)श्रीऋषभजिनेश्वर(६)प्रथमपुत्रश्रीभरतचक्रवर्त्तिरा(७)जान मुख्यमंत्रीदलसंतानीय (८) महतीयाणज्ञातिमुख्य-चोपडा गो(९)त्रीय संघनायक सं० संग्राम । रो(१०)हदिआगोत्रीय संघ० परमाणंद (११) प्रमुख श्रीबृहत्खरतरगच्छीय १२)नर-मणिमंडितभालस्थल श्री(१३)जिनचंद्रसूरिप्रतिबोधित महति(१४)याण श्रीसंघकारित श्रीवीरजि(१५)ननिर्वाणभूमि श्रीपावापुरी स(१६)-मीपवर्ति वरविमानानुकार श्री(१७) वीरजिनप्रासादमूलस्थान (१८) प्रतिष्ठित श्रीमहावीर वर्द्धमान (१९) जिनराजपादुके महतिआण श्रीसंघेन कारिते प्रतिष्ठिते च श्रीबृ(२०)हत्खरतरगणाधीश्वर श्री(२१) शत्रुंजयाष्टमोद्धार प्रतिष्ठाकर युगप्रधान श्रीजिनसिंहसूरिपट्टो-(२२)दयगिरिदिनकरयुगप्रधानश्रीजिनराजसूरिभिः ॥ श्रीर्भवतु ॥ (२३) श्रीकमललाभोपाध्यायाः पं० लब्धिकीर्ति राजहंसादि-शिष्यसहिताः प्रणमंति ॥ "

૫. મૂળનાયકની ડાબી બાજુએ ૧૧ ગણધરની ચરણપાદુકા પરનો લેખ:—

" (१) ॥ संवत् १६९८ प्रमिते । वैशाख सुदि ५ सोमवारे । श्रीविहारनगरवास्तव्य श्रीभरतच(२)क्रवर्तिमहाराजात् सकलमंत्री-श्वरदलान्वीयनरमणिमंडित । श्रीजिनचंद्र(३)सूरिप्रबोधितमहतिआणज्ञातिमंडन चोपडागोत्रीय संघवी संग्रामसपरिवारेण ॥ "



## ૨૫૪. રાજગિર

( કોઠા નંબર : ૪૩૩૧-૪૩૩૯ )

પ્રાચીન ભારતવર્ષમાં મગધનું સામ્રાજ્ય નામાંકિત ગણાયું છે. પહેલવહેલા સામ્રાજ્યનું ઘડતર કરનાર રાજાઓ શિશુનાગ વંશના હતા. એ વંશના ઉદય સાથે હજારો વર્ષના ઇતિહાસનો અંધકાર ઓગળતો જણાય છે. પ્રાચીન ભારતના ઇતિહાસનો પોણો ભાગ મગધની ભૂમિએ જ રોકેલો છે. એ વંશનો બિંબિસાર પ્રથમ નહિ પરંતુ મુખ્ય રાજવી હતો; જેણે મગધના સામ્રાજ્યમાં અનેરા ઘેરા રંગ પૂરી મગધના ઇતિહાસનું પૃષ્ઠ યાદગાર બનાવ્યું છે.

પ્રાચીન મગધની રાજધાનીનું પાટનગર રાજગૃહ હતું, જેને આજે રાજગિર નામે ઓળખે છે. પ્રાચીન કાળમાં એ વિવિધ નામોથી ઓળખાયું. ક્ષિતિપ્રતિષ્ઠિત, ચણકપુર, ઋષભપુર, કુશાગ્રપુર અને છેવટે રાજગૃહ એવાં નામે પ્રસિદ્ધિમાં આવ્યાં. આ નગર પાંચ પહાડોથી ઘેરાયેલું હોવાથી 'મહાભારત'માં આનો 'ગિરિવ્રજ'થી પણ ઉલ્લેખ કરેલો છે.

અતિપ્રાચીન કાળમાં ભગવાન શ્રીમુનિસુવ્રતસ્વામી અહીં જન્મ્યા હતા. તેમનાં ચાર કલ્યાણકો આ સ્થળે થયેલાં હોવાથી આ નગરી પ્રાચીન કાળથી જૈનોના તીર્થરૂપે પ્રસિદ્ધિ પામેલી હતી. એ પછી જરાસંઘ નામનો પ્રબળ રાજવી અહીં રાજ્ય કરી ગયો. જ્યારે અગ્નિપ્રકોપથી આ નગરનો નાશ થયો ત્યારે પ્રસેનજિત રાજાના પુત્ર બિંબિસાર—શ્રેણિકે આ નગરનું નવનિર્માણ કર્યું. આ નગર અને રાજ્યનો વિસ્તાર કરવામાં બિંબિસારે પ્રબળ પુરુષાર્થ દાખવ્યો. એ જ કારણ છે કે, મહારાજા શ્રેણિકના સમયમાં મગધનું સામ્રાજ્ય બીજા દેશો કરતાં સોળે કળાએ ખીલેલું જોવાય છે.

'ઔપપાતિક–સૂત્ર'માં મગધની આ પાટનગરી રાજગૃહીની ભવ્યતા, વિશાળતા અને સમૃદ્ધિનું સુંદર વર્ણન કરેલું છે. ગગનચુંબી રાજમહેલો, શ્રેષ્ઠીઓની હવેલીઓ અને મંદિરોની રચનાથી રાજગૃહની શોભા અનેરી હતી. અહીંની કુત્રિકાપણમાંથી જગતભરની કોઈ પણ વસ્તુ મળી શકતી. અહીં ગુણશીલ, મંડિકુચ્છ, મોગ્ગરપાણિ આદિ યક્ષોનાં ચૈત્યો હતાં. નાલંદા જેવાં વિશાળ પુરો આ નગરનાં પરાંઓ ગણાતાં, એ સમયે ૩૬૦૦૦ શ્રાવકોનાં અહીં ઘરો હતાં, જેમાંથી અડધાં બૌદ્ધધર્મી હતાં.

રાજા બિંબિસાર ભગવાન મહાવીરનો પરમ ઉપાસક હતો. એણે જૈનધર્મની ખ્યાતિ વધારવાનાં જે કાર્યો કર્યાં, તેનાથી એ જૈન ઇતિહાસમાં વધુ કીર્તિ મેળવી શક્યો છે. ભગવાન મહાવીર અહીં ઘણી વખત પધાર્યા હતા. ભગવાને પોતાનું આઠમું ચતુર્માસ આ નગરીમાં વીતાવ્યું હતું. ભગવાન મહાવીરના અગિયારે ગણધરો આ નગરની પહાડીમાં જ

નિર્વાણપદ પામ્યા હતા. અહીં મેતાર્ય, અઈમુત્તા, ધન્ના, શાલિભદ્ર, મેઘકુમાર, અભયકુમાર, નંદિષેણ, અર્જુનમાળી, કયવન્ના, જંબૂસ્વામી, પ્રભાસ, શય્યંભવસૂરિ, પુણિયા શ્રાવક વગેરે અનેક નામાંકિત મહાપુરુષો થઈ ગયા ને આ તીર્થની ખ્યાતિ વધારી ગયા.

અજાતશત્રુ-કૂણિકે પિતા બિંબિસારના મરણશોકથી આ નગરીનો ત્યાગ કર્યો અને ચંપાપુરી નામે નવી નગરી વસાવી આથી રાજગૃહનો સઘળો વૈભવ ચંપાપુરીમાં ઊભરાવા લાગ્યો.

ખારવેલના શિલાલેખથી જણાય છે કે, ખારવેલે પોતાના રાજકાળના આઠમા વર્ષે રાજગૃહ ઉપર ચઢાઈ કરી તેને પોતાના અધિકારમાં લીધી હતી.

ઈ. સ. ની પ્રારંભિક અથવા પૂર્વ શતાબ્દીઓમાં સોપારાથી એક આર્યિકા-સાધ્વીઓનો સંઘ આ તીર્થની યાત્રા માટે આવ્યો હતો. તેમાં ધીવરી પુતિગંધા પણ એ સંઘમાં હતી, જે પાછળથી ક્ષુલ્લિકા-સાધ્વી બની હતી. તેણે અહીંની નીલગુફામાં સમાધિ-મરણ પ્રાપ્ત કર્યું હતું.[1]

મધ્યકાળમાં બૌદ્ધધર્મ આ દેશમાં રાજ્યાશ્રય મેળવી ખૂબ ફાલ્યોફૂલ્યો; તેના કારણે બૌદ્ધ વિહારો આ પ્રદેશમાં અસ્તિત્વમાં આવ્યા. ફાહિયાનના સમય(પાંચમા સૈકા)માં આ નગર નાશ પામેલી સ્થિતિમાં હતું

વિક્રમની નવમી શતાબ્દીમાં થયેલા કનોજના આમ રાજાએ રાજગૃહ ઉપર ચડાઈ કરીને ૧૨ વર્ષ સુધી ઘેરો ઘાલ્યો હતો; પરંતુ તે રાજગૃહનો કબજો લઈ શકયો નોહતો. આખરે આમના પુત્ર દદુકના પુત્ર ભોજરાજાએ રાજગૃહને પોતાના અધિકારમાં લઈ ભસ્મસાત્ કરી મૂકયું. ભસ્મીભૂત થયેલું આ નગર નવીન રાજગૃહ હશે કેમકે પુરાણુ રાજગૃહનો તો વર્ષો અગાઉ નાશ થઈ ચૂકયો હતો.

એ પછી રાજગૃહ ફરી વસ્યું હોય એમ જણાય છે. આચાર્ય જીવદેવસૂરિ, જેઓ સ્વર્ણકીર્તિ નામે દિગંબર મુનિ હતા, તેઓ રાજગૃહમાં આચાર્ય રાશિલસૂરિ પાસે દીક્ષા લઈ શ્વેતાંબર મુનિ થયા હતા અને પોતાની પ્રતિભાથી આચાર્ય બની જીવદેવસૂરિ તરીકે ખ્યાતિ પામ્યા હતા.

સં. ૧૩૫૨ માં વા. શ્રીરાજશેખર ગણિ રાજગૃહની યાત્રાએ આવ્યા હતા, અને રાજગૃહ પાસેના ઉદ્દંડવિહાર નગરમાં ચતુર્માસ રહ્યા હતા; જ્યાં તેમણે નંદિમહોત્સવ, માલારોપણ વગેરે ધાર્મિક અનુષ્ઠાનો કરાવ્યાં હતાં.

શ્રીજિનપ્રભસૂરિએ સં. ૧૩૬૪ માં અહીંના વૈભારગિરિનું જાતમાહિતીનું વર્ણન પોતાના 'વિવિધતીર્થકલ્પ'માં આપેલું છે. ખરતરગચ્છીય 'ગુર્વાવલી'થી જણાય છે કે, સં. ૧૩૮૭ ના ફાગણ વદિ ૯ ના દિવસે જાલોરમાં શ્રીજિનકુશળસૂરિએ, મંત્રિદલીય ઠ. પ્રતાપસિંહના પુત્ર ઠ. અચલસિંહે ભરાવેલાં, રાજગૃહના વૈભારગિરિના ચતુર્વિંશતિ જિનાલયના મૂળનાયક યોગ્ય શ્રીમહાવીરસ્વામી આદિ અનેક પાષાણ અને ધાતુનાં જિનબિંબો, ગુરુમૂર્તિઓ અને અધિષ્ઠાયક દેવતાઓની પ્રતિષ્ઠા કરી હતી. વિપુલગિરિ પર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર ઠ. મંડનના પુત્ર દેવરાજ અને વચ્છરાજે બનાવેલું તેની માહિતી સં. ૧૪૧૨ ની એક મોટી પ્રશસ્તિથી જાણવા મળે છે. 'વિજ્ઞપ્તિ મહાલેખ'થી જણાય છે કે, શ્રીલોકહિતાચાર્યે સં. ૧૪૩૧ માં રાજગૃહમાં આવી પાંચે પહાડીઓની યાત્રા કરી હતી. સં. ૧૫૦૪ માં શ્રીશુભશીલ ગણિએ અહીંનાં ઘણાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. એ પ્રતિષ્ઠિત મૂર્તિઓ વૈભારગિરિનાં ખંડિયેરોમાં, સ્વર્ણગિરિ અને નાલંદાનાં મંદિરોમાં હજી સુધી વિદ્યમાન છે. સં. ૧૫૨૪ માં શ્રીમાલ શ્રાવક છીતમલ્લે વૈભારગિરિના શિખર પર ધન્ના-શાલિભદ્રની મૂર્તિઓ, અગિયાર ગણધરોની પાદુકાઓ તેમજ ગુરુ શ્રીજિનભદ્રસૂરિની પાદુકાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. શ્રીસિદ્ધસેનસૂરિ, શ્રીસંગમસૂરિ, શ્રીમુનિપ્રભસૂરિ વગેરેએ રચેલાં સ્તુતિસ્તોત્રોમાં રાજગૃહનો તીર્થ તરીકે ઉલ્લેખ આપ્યો છે. શ્રીજિનવર્દ્ધનસૂરિએ પંદરમી શતાબ્દીમાં રચેલી 'તીર્થમાળા'માં રાજગૃહ તીર્થનું સુંદર વર્ણન કર્યું છે. સં. ૧૫૬૫ માં શ્રીહંસસોમ, સં. ૧૬૫૭ માં શ્રીજયકીર્તિ, સં. ૧૬૬૪ માં શ્રીજયવિજય, સત્તરમી શતાબ્દીમાં શ્રીવિજયસાગર, સં. ૧૭૪૬ માં શ્રીશીલવિજય, સં. ૧૭૫૦ માં શ્રીસૌભાગ્યવિજય અને ઓગણીસમી શતાબ્દીમાં શ્રીઅમૃતધર્મ ગણિએ રચેલી તીર્થમાળાઓમાં રાજગૃહ તીર્થની મહત્તા ગાઈ છે. એ મહનીય ભવ્ય નગર આજે તો જૈન તીર્થ સિવાય નામશેષ બનેલું છે. પઝાત ગામનાં કેટલાંક મકાનો સિવાય અહીં બીજી વસ્તી નથી.

---

1. શ્રી. કામતાપ્રસાદ જૈનઃ 'જૈન તીર્થ ઔર ઉનકી યાત્રા.'

બી. બી. લાઇટ રેલ્વે લાઈનનું રાજગિર સ્ટેશન છે. અહીં જૈનોની વસ્તી નથી. સ્ટેશનથી થોડે દૂર શ્વેતાંબર જૈન ધર્મશાળા છે. તેની નજીકમાં કોટબંધી ૨ જૈન મંદિરો છે. એકમાં શ્રીમુનિસુવ્રતસ્વામી અને બીજામાં શ્રીપાર્શ્વનાથ પ્રભુ બિરાજમાન છે. બંને દેરાસરો એક જ જણાય છે.

કવિ જયકીર્તિએ ગામમાં ૩ મંદિરો હોવાનું જણાવ્યું છે. જ્યારે બીજા કવિઓએ અહીં એક જ મંદિર હોવાનો ઉલ્લેખ કર્યો છે. વસ્તુતઃ એક જ વિશાળ મંદિરમાં બનેલાં ત્રણ મંદિરોનો જ એક રૂપે ઉલ્લેખ કરેલો જણાય છે. આ મંદિરનો છેલ્લો જીર્ણોદ્ધાર હુગલીનિવાસી ગાંધી માણેકચંદજીએ સં. ૧૮૧૯ માં કરાવ્યો છે.

મંદિરમાં પ્રવેશ કરતાં એક દેરીમાં શ્રીજિનદત્તસૂરિ દાદાની અને શ્રીજિનભદ્રસૂરિની પ્રાચીન ચરણપાદુકાઓ પ્રતિષ્ઠિત છે. જિનાલયમાં જમણી તરફ શ્રીમુનિસુવ્રતસ્વામી અને ડાબી બાજુએ શ્રીપાર્શ્વનાથ પ્રભુ છે જ્યારે ઉપરના માળે શ્રીઆદિનાથ પ્રભુનાં મંદિરો છે. આ મંદિરોમાં પાષાણ અને ધાતુની પ્રાચીન પ્રતિમાઓ ઘણી છે. કેટલીક પ્રતિમાઓનો પરિચય આ પ્રમાણે છે:

૧. શ્રીમુનિસુવ્રતસ્વામીની સપરિકર પ્રતિમા શ્યામ પાષાણની બનેલી છે. પ્રભુના મસ્તક ઉપર બંને તરફ ગજારૂઢ દેવયુગલ અભિષેક કરી રહ્યું હોય એવો દેખાવ રજૂ કર્યો છે. પ્રભુની બંને તરફ હાથમાં ચામરધારી ઇંદ્રો ઊભેલા બતાવ્યા છે, અને બે કાઉસગ્ગિયા પ્રતિમાઓ પણ ઉત્કીર્ણ કરેલી છે. મસ્તક ઉપર ત્રણ છત્રો અને પાછલા ભાગમાં પાંખડીઓવાળું ભામંડળ દર્શાવ્યું છે. પ્રભુના સિંહાસનમાં બંને તરફ સિંહની આકૃતિઓ કોરેલી છે. તેની નીચેનો શિલાલેખ લગભગ ઘસાઈ ચૂક્યો છે; છતાં તેમાં जिनदास એવા શબ્દો વાંચી શકાય છે. અનુમાનતઃ આ મૂર્તિ સં. ૧૫૦૪ માં પ્રતિષ્ઠિત થયેલી છે.

૨. શ્રીઆદિનાથ પ્રભુની પ્રતિમા અત્યંત પ્રાચીન અને સુંદર છે. પદ્માસનસ્થ પ્રભુના ખભા ઉપર મસ્તકની કેશલતા વિખરાયેલી પડી છે અને પબાસનના બંને છેડા ઉપર કોરેલા વૃષભોથી આ મૂર્તિ શ્રીઆદિનાથની હોવાનું નિશ્ચિત થાય છે. વૃષભોની વચ્ચે ચાર હાથવાળી એક દેવી સશસ્ર બેઠેલી છે અને તેની પાસે એક ભક્ત પ્રભુની પૂજા માટે માળા ધારણ કરીને ઉત્સુક વદને બેઠેલો બતાવ્યો છે. પ્રભુની બંને બાજુએ મોટા ચામરધારી ઈંદ્રો અને મસ્તકની બંને બાજુએ અંતરિક્ષમાંથી અવતરણ કરી રહેલા દેવો પુષ્પમાળા સાથે આવતા દર્શાવ્યા છે. મસ્તકની પાછળ ભામંડળ વિદ્યમાન છે. મસ્તક ઉપરનું છત્રત્રય ખંડિત થયેલું છે. પબાસન નીચે પ્રાચીન લિપિમાં આ મૂર્તિના નિર્માતાનો લેખ છે. લેખમાં–'देयधर्मोयं जलाइलकस्य' આટલા અક્ષરો કોતરેલા છે. અક્ષરો ઉપરથી આ મૂર્તિ હજાર વર્ષ પહેલાંની જણાય છે. આ મૂર્તિની રચના એના ઢંગમાં નિરાળી છે.

૩. શ્રીશાંતિનાથ પ્રભુની મૂર્તિ પદ્માસનસ્થ છે. સિંહાસનમાં બંને તરફ હરણ અને મધ્યમાં એક ભક્ત શ્રી ધ્યાનમગ્ન અવસ્થામાં હાથ જોડીને બેઠેલી છે. સં. ૧૫૦૪ માં આ મૂર્તિની પ્રતિષ્ઠા થયેલી છે.

૪. બીજા માળે ૧૧ ગણધરોની ચરણપાદુકાઓ અને શ્યામ પાષાણની શ્રીઆદિનાથ પ્રભુની નાની પંચતીર્થી પ્રતિમા છે. મૂળનાયકની બંને બાજુએ બે પદ્માસનસ્થ મૂર્તિઓ પૈકી એક શ્રીચંદ્રપ્રભુ અને બીજા શ્રીસંભવનાથ છે જ્યારે એ જ રીતે બે કાઉસગ્ગિયા મૂર્તિઓમાં એક શ્રીનેમિનાથ અને બીજા શ્રીમહાવીરસ્વામી ભગવાન છે. આ મૂર્તિઓની નીચે ચામરધારી ઈંદ્રો અને બીજા દેવો બતાવ્યા છે, ઉપરના છત્રની પાસે એક ગજારૂઢ વ્યક્તિની આકૃતિ છે. પબાસનમાં બે સિંહો અને ચોકી ઉપર યક્ષ, યક્ષિણી અને વૃષભ લંછન બતાવ્યાં છે, નીચે આ પ્રકારે લેખ વિદ્યમાન છે:—

" स्मत (संवत्) ११११९ चैत म(मा)स सुदि १३ सतुर ने प्रतिमा का[रा]पित (ता) ॥ "

આ મંદિરમાં બીજી કેટલીયે પાષાણ અને ધાતુની મૂર્તિઓ છે. જેમાં કેટલીક તો પ્રાચીન અને અતિસુંદર છે.

૫. એક શ્રીપાર્શ્વનાથ ભગવાનની સુંદર અને પ્રાચીન પંચતીર્થી ઉપર આ પ્રકારે લેખ ઉત્કીર્ણ છે:—

"संवत् ११९३ श्रीसहकूपीयसंताने श्रीशांत्याचार्यगच्छे आदू ठोहर धर्मार्थ जाल्हकेन द्वितीय चैत्र शुक्लपंचम्यां कारितेयं ॥ "

આ મંદિરની સામેના એક ઓરડામાં 'સંગ્રહાલય' છે. તેમાં ૧૭ ચરણપાદુકાઓ અને ૨૦ જિનપ્રતિમાઓ રાખવામાં આવેલી છે. આ મૂર્તિઓ અને પાદુકાઓ પહાડ ઉપરનાં મંદિરોના જીર્ણોદ્ધાર સમયે લાવીને અહીં રાખવામાં આવેલી છે. કેટલીક મૂર્તિઓ ઉપર શિલાલેખો છે, જે સ્વ. બાબુ પૂરણચંદજી નાહરે 'જૈન લેખ સંગ્રહ' ખંડ: ૧માં સંગ્રહીત કરેલા છે. એ મૂર્તિઓ પૈકી કેટલાકનો પરિચય આ પ્રકારે છે :

૬. ભગવાન મહાવીરની પ્રાચીન પ્રતિમા સુંદર કળાયુક્ત છે. જો કે મૂર્તિનો પથ્થર ખરવાઈ ગયો છે એટલે એનું પ્રાચીન શિલ્પ સ્પષ્ટ નથી; છતાં અંગવિન્યાસની આકૃતિ ઉપરથી એની કળા અભિવ્યક્ત થાય છે. શિલ્પીએ પ્રાચીન શાસ્ત્રોક્ત પદ્ધતિએ આ મૂર્તિનું નિર્માણ કરેલું જણાય છે. પદ્માસનસ્થ પ્રભુની બંને બાજુએ મોટા ઇંદ્રો અને ઉપરના ભાગમાં પુષ્પમાલધારી દેવો બતાવ્યા છે. પ્રભુના મસ્તક ઉપર દંડયુક્ત છત્રત્રય અને પાછળ ભામંડળની રજૂઆત છે. તેના ઉપરના ભાગમાં અશોકવૃક્ષ બતાવ્યું છે. પબાસનમાં લંછન રૂપે બંને છેડે બે સિંહોની આકૃતિ દર્શાવી છે. આ મૂર્તિ ગુપ્તકાલીન પ્રતીત થાય છે.

૭. વૈભારગિરિના પાંચમા મંદિરમાંથી લાવેલી કેટલીક મૂર્તિઓ આ સંગ્રહાલયમાં છે એ પૈકી એક ઋષભદેવની પદ્માસનસ્થ પ્રતિમા પ્રાચીન છે. એ પ્રતિમાનું પબાસન ખંડિત છે; છતાં ડાબી તરફનો ભાગ વિદ્યમાન છે, જેમાં ચૈત્યવંદન કરતા કોઈ ભક્તની આકૃતિ કોરેલી છે. નીચેના ભાગમાં ધર્મચક્ર અને વચ્ચે ચતુર્ભુજાવાળી દેવીની આકૃતિ છે. બંને તરફ છેડા ઉપર બળદના આકારો દર્શાવ્યા છે અને સ્કંધ ઉપર કેશગુચ્છ વિખરાયેલો પડયો છે, જે આ પ્રતિમાને ઋષભદેવ પ્રભુની હોવાની સાબિતી આપે છે. બંને તરફ ચામરધારી ભક્તો છે અને તેના ઉપર પુષ્પમાલધર દેવો બતાવ્યા છે. મસ્તક ઉપર છત્ર છે અને બંને તરફ દેવદુંદુભિ જોવામાં આવે છે, આ પ્રતિમાની નીચે–'**देवधर्मोयं मड्ड-मलवालडकस्य**' એ પ્રકારે પ્રતિમા ભરાવનારના નામનો લેખ છે.

૮. શ્રીપાર્શ્વનાથ ભગવાનની સાત ફણાવાળી એક સુંદર મૂર્તિ સપરિકર છે, જેની નીચે સિંહાસન ઉપર સર્પની ગૂંથેલી આકૃતિ પ્રભુની પાછળના ભાગમાંથી ઠેઠ મસ્તક સુધી જાય છે અને એ જ સાત ફણાઓ વિકુર્વીને પ્રભુનું છત્ર બનાવે છે. તેના ઉપર પણ અલગ ત્રણ છત્રો બતાવેલાં છે. પબાસનમાં બંને તરફ ભક્તયુગલ ચૈત્યવંદન કરી રહ્યું હોય એમ જણાય છે. પરિકરમાં ચામરધારી દેવો ઉપરના ભાગમાં બતાવ્યા છે.

૯. વૈભારગિરિના છઠ્ઠા મંદિરમાંથી લાવેલી એક પદ્માસનસ્થ પ્રાચીન પ્રતિમાની બંને તરફ સ્તંભો છે અને તેના ઉપર તોરણ બતાવ્યું છે. સ્તંભની ઉપલી પટ્ટીમાં જમણા પડખે સૂતેલી એક સ્ત્રીના દૃશ્યની રજૂઆત છે. આ સ્ત્રી સંભવત: ત્રિશલાદેવી હોય તો પ્રતિમા શ્રીમહાવીરસ્વામી પ્રભુની હોવાનું માની શકાય.

૧૦. શ્રીનેમિનાથ પ્રભુની શ્યામ પાષાણની બનાવેલી સુંદર પ્રતિમા અતિપ્રાચીન જણાય છે. પ્રભુના પાછળના ભાગમાં મોટો મત્સ્ય અને બંને તરફ સિંહ, વચ્ચે ધર્મચક્ર, નીચે લાંછન સ્વરૂપ બે શંખની આકૃતિ અને તેની બંને બાજુએ દીપશિખા અથવા મેરુ પર્વત હોય એવી રજૂઆત જોવાય છે. આ પ્રતિમા ગુપ્તકાળ પહેલાંની અને સંભવત: કુશાનકાલીન જણાય છે.

૧૧. શ્રીઋષભદેવની એક પ્રાચીન પ્રતિમા છે, જેમાં જમણી તરફનો ઇંદ્ર નષ્ટ થયેલો છે. પબાસનમાં સ્તૂપ ઉપર ધર્મચક્ર અને બંને તરફ બળદની આકૃતિઓ છે.

આ સિવાય પણ બીજી કેટલીક પ્રતિમાઓ છે પણ પ્રાચીન શિલ્પની દૃષ્ટિએ વૈવિધ્ય બતાવનારી પ્રતિમાઓનું ઉપર વર્ણન આપેલું છે, જે શિલ્પકળાના અભ્યાસીને મૂર્તિવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી નમૂનાઓ સ્વરૂપ જણાઈ આવશે.

હવે આપણે તીર્થસ્વરૂપ પાંચ પહાડી ઉપર નજર કરી લઈએ:

જુદી જુદી તીર્થમાળાઓમાં નોંધેલી હકીકતથી જણાય છે કે, સં. ૧૫૬૫ માં કવિ શ્રીહંસસોમ એમના સમયમાં વૈભારગિરિ પર દેવલોકની સાથે હરિફાઈ કરે એવાં ઝાકઝમાલ ૨૪ જિનપ્રાસાદો હોવાનું વર્ણન કરે છે. એ સઘળાં મંદિરોમાં વૈભારગિરિ ઉપર ૭૦૦ દેવ હોવાનું તેમણે જણાવ્યું છે. પાંચે ડુંગરોનાં બધાં મળીને ૧૫૦ ચૈત્યો અને ૩૦૦ બિંબ હોવાનું તેઓ નોંધે છે.

સં. ૧૬૬૪ માં શ્રીજયવિજયજીના કથન મુજબઃ વૈભારગિરિ ઉપર ૨૫, વિપુલગિરિ ઉપર ૬, ઉદયગિરિ ઉપર ૧ ચોમુખ અને સુવર્ણગિરિ ઉપર ૫ મંદિરો હતાં. સત્તરમી શતાબ્દીના કવિ શ્રીવિજયસાગર પાંચે પહાડ ઉપર મળીને ૧૫૦ મંદિરો અને ૩૦૩ જિનમૂર્તિઓ હોવાનું કહે છે. સં. ૧૭૫૦ માં શ્રીસૌભાગ્યવિજયજી વૈભારગિરિ ઉપર ૫૨, વિપુલગિરિ ઉપર ૮, રત્નગિરિ ઉપર ૩, સુવર્ણગિરિ ઉપર ૧૬ અને ઉદયગિરિ ઉપર ૧ જિનમંદિર હોવાનો ઉલ્લેખ કરે છે અને ગામમાં ૮૧ જિનપ્રાસાદ હોવાનું કહે છે.

## ૨. વિપુલગિરિ :

ધર્મશાળાથી પહાડોની યાત્રાએ જતાં માર્ગમાં દિગંબર મંદિર, ધર્મશાળા તથા ડાકબંગલો આવે છે. લગભગ એક માઈલનું અંતર કાપતાં પહાડની તળેટી આવે છે; જ્યાં ગરમ પાણીના પાંચ કુંડો વિદ્યમાન છે. તળેટીથી વિપુલગિરિ ઉપર ચડવાનો માર્ગ વાંકોચૂંકો અને આડાઅવળા પથ્થરોને લીધે કઠણ લાગે છે.

આ ગિરિ ઉપર ભગવાન મહાવીરે શ્રેણિક મહારાજા આગળ 'રામાયણ'ની કથાનો ઉપદેશ સંભળાવ્યો હતો, એવું વિક્રમની પહેલી સદીમાં થયેલા શ્રીવિમલસૂરિએ 'પઉમચરિય'માં જણાવ્યું છે. ભગવાન મહાવીર આ વિપુલગિરિ અને ગુણશીલ ચૈત્યમાં અધિકાંશે સમોસર્યા હતા; એમ શ્વેતાંબરીય ગ્રંથોથી જણાય છે.

પંદરમી શતાબ્દીમાં અહીં ૨ જૈનમંદિરો બંધાયેલાં હોવાનો ઉલ્લેખ મળે છે. એ પૈકી શ્રીપાર્શ્વનાથ ભગવાનનું એક મંદિર હતું જેની ૩૮ શ્લોકોની વિસ્તૃત પ્રશસ્તિવાળો શિલાલેખ આજે પણ રાજગિરમાં આવેલા સ્વ. પૂરણચંદજી નાહરના 'શાંતિભવન' નામના બંગલામાં સુરક્ષિત છે. એ પ્રશસ્તિ "જૈન લેખ સંગ્રહ' ખંડ : ૧ માં પ્રસિદ્ધ થયેલી છે એ ૩૮ શ્લોક પછીનો ઐતિહાસિક ગદ્ય ભાગ આ પ્રકારે છેઃ–

" विक्रम संवत् १४१२ आषाढ वदि ६ दिने । श्रीखरतरगच्छशृंगारसुगुरु श्रीजिनलब्धिसूरिपट्टालंकार श्रीजिनेन्द्रसूरीणामुपदेशेन श्रीमन्त्रिवंशमंडन ठ० मंडननंदनाभ्यां श्रीभुवनहितोपाध्यायानां पं० हरिप्रभगणि । मोदमूर्तिगणि । हर्षमूर्तिगणि । पुण्यप्रधानगणिसहितानां पूर्वदेशविहारश्रीमहातीर्थयात्रासंसूत्रणादिमहाप्रभावनया सकलश्रीविधिसंघसमाननंदनाभ्यां ठ० वच्छराज ठ०देवराज सुश्रावकाभ्यां कारितस्य श्रीपार्श्वनाथप्रासादस्य प्रशस्तिः शुभं भवतु श्रीसंघस्य ॥ठ॥ "

આ શિલાલેખથી માલમ પડે છે કે, સં. ૧૪૧૨ માં અહીં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શ્વેતાંબરીય મંદિર મંત્રી મંડનના પુત્ર ઠકુર વચ્છરાજ અને દેવરાજે બંધાવ્યું હતું. આ મંદિરનાં ખંડિયેરો સ્તૂપથી આગળના ભાગમાં આજે પણ જોવાય છે.

'વિજ્ઞપ્તિ મહાલેખ'થી જણાય છે કે, એક બીજા મંદિરની સં. ૧૪૩૧ માં પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

અહીંનાં મંદિરોની સંખ્યા વિશે કવિ હંસસોમ ૬, શ્રીજયકીર્તિ ૫, શ્રીજયવિજય ૬, શ્રીસૌભાગ્યવિજયજી ૮ ની નોંધ આપે છે. સત્તરમી શતાબ્દીમાં સંઘવી કુંરપાલ અને સોનપાલે સંઘ સાથે આ તીર્થની યાત્રા કરી ત્યારે શ્રીજંબૂસ્વામી, શ્રીમેઘકુમાર, ધન્ના, સ્કંધક આદિની પાદુકાઓવાળી દેરીઓ વિદ્યમાન હતી; જે આજે અહીં વિદ્યમાન નથી. યદ્યપિ પ્રાચીન સ્તૂપો અહીં ભગ્નાવસ્થામાં પડેલા છે પરંતુ એ વિશે વિશેષ પ્રકાશ પાડવામાં આવ્યો નથી.

શ્રીઆશીશચંદ્ર વંદ્યોપાધ્યાય શ્વેતાંબરસૂત્રો અનુસાર બતાવતાં કહે છેઃ–'ગુણશિલાનું સ્થાન રાજગૃહની ઉત્તર-પૂર્વમાં બતાવવામાં આવ્યું છે તે વિપુલ પહાડીનું સ્થાન છે.'

'મહાભારત'માં ગિરિવ્રજની પાંચ પહાડીઓની બે સૂચીઓમાં ચૈત્યક નામક એક શિખરનો ઉલ્લેખ છે, જેને રા. બ. આર. ચંદે વિપુલથી અભિન્ન માન્યું છે.

આ હકીકતનો સમન્વય કરતાં માની શકાય એમ છે કે વિપુલગિરિમાં ગુણશીલ ચૈત્ય હતું જ્યાં ભગવાન મહાવીર વારંવાર સમોસર્યા હતા. એ પછી અહીં બીજાં ચૈત્યો બન્યાં હોવા જોઈએ, જે ક્રમક્રમે નાશ પામ્યાં.

અહીં કેટલીક દેરીઓ આજે વિદ્યમાન છે તેમાં અઈમુત્તાની ખાલી દેરી છે.

એ પછી પથ્થરમાં કોતરેલા કમલપત્ર પર પધરાવેલી શ્રીવીર પ્રભુની પાદુકાની દેરી છે. આ પાદુકા ભગવાને ૧૪ ચાતુર્માસ ગાળ્યાના સ્મારકરૂપે હશે એવું અનુમાન છે.

પર્વત ઉપર એક ઉત્તરાભિમુખ શ્રીમુનિસુવ્રતસ્વામીનું શ્વેતાંબર મંદિર વિદ્યમાન છે. મૂળનાયકની એક માત્ર પાષાણની પ્રતિમા છે. એ સિવાય અતિમુક્તક મુનિની સં. ૧૮૪૮માં પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિ છે. આ મૂર્તિ ખરવાઈ ગઈ છે, તેમના જમણા હાથમાં મુહપત્તિ અને ડાબા હાથમાં રજોહરણ [ ઓઘો ] અને શરીરે ચોળપટ્ટાની નિશાનીઓ જોવાય છે.

## ૨. રત્નગિરિ:

વિપુલગિરિ પહાડના ઓઠાણમાં રત્નગિરિ પહાડ પર જવાય છે. આ પહાડ પર કવિ જયકીર્તિએ કરેલા વર્ણન મુજબ શ્રીઋષભ જિનાલય વિદ્યમાન હતું. સં. ૧૬૬૪માં પં. જયવિજયે અહીં ૨ મંદિરો અને સં. ૧૭૫૦માં શ્રીસૌભાગ્યવિજયજી ૩ જિનાલયો હોવાનો ઉલ્લેખ કરે છે પરંતુ આજે એક માત્ર શ્રીશાંતિનાથ ભગવાનનું શ્વેતાંબર મંદિર ઉત્તરાભિમુખ છે. વચ્ચેના સ્તૂપમાં શ્રીશાંતિનાથ, શ્રીપાર્શ્વનાથ, શ્રીવાસુપૂજ્ય અને શ્રીનેમિનાથ ભગવાનની ચરણપાદુકાઓ વિદ્યમાન છે. આમાં એકે જિનપ્રતિમા નથી; માત્ર પાદુકાઓ જ છે. ચારે પાદુકાઓ ઉપર તીર્થંકરોના નામના ફેરફાર સાથે આ પ્રકારે લેખ કોતરેલા છે:—

" ॥ ॐ नमः ॥ संवत् १८२९ वर्षे माघमासे शुक्लपक्षे ६ तिथौ श्रीनेमिनाथजिनचरणकमले स्थापिते हुगलीवास्तव्य ओशवंशे गांधीगोत्रे बुलाकीदास तत्पुत्र शाह माणिकचंदेन श्रीराजगृहे रतनगिरे(रौ) जीर्णोद्धार[:] क(का)रापिता(तः) । श्रि(श्रे)योस्तु ॥ "

આ મંદિરના શ્રીશાંતિનાથ પ્રભુની સં. ૧૫૦૪માં પ્રતિષ્ઠિત કરેલી સુંદર મૂર્તિ અત્યારે ગામના મંદિરના સંગ્રહાલયમાં વિદ્યમાન છે.

## ૩. ઉદયગિરિ:

રત્નગિરિ પહાડથી ઊતરીને એક માઈલ દૂર ઉદયગિરિ પહાડ પર ચઢવાનો રસ્તો છે, આ પહાડનો ચઢાવ કઠણ છે; કેમકે પહાડ પોતે જ સીધો છે.

સં. ૧૫૬૫ની અને બીજી તીર્થમાળાઓમાં અહીં ચૌમુખજીનું મંદિર હતું એવા ઉલ્લેખો મળે છે.

અહીં પૂર્વાભિમુખ કિલ્લામાં પશ્ચિમાભિમુખ એક શ્વેતાંબર જૈન મંદિર વિદ્યમાન છે. તેમાં શ્રીશામળિયા પાર્શ્વનાથની સુંદર અને પ્રાચીન મૂર્તિ મૂળનાયકરૂપે બિરાજમાન છે. તેમની જમણી તરફ શ્રીપાર્શ્વનાથ અને ડાબી તરફ શ્રીમુનિસુવ્રતસ્વામીની પાદુકાઓ વિદ્યમાન છે. ચારે બાજુએ આવેલી ચાર દેવકુલિકાઓમાં શ્રીપાર્શ્વનાથ, શ્રીઆદિનાથ, શ્રીનેમનાથ, તેમજ શ્રીપદ્મપ્રભસ્વામીની પાદુકાઓ પ્રતિષ્ઠિત કરેલી છે.

આ મંદિર રાજગૃહીમાં વિદ્યમાન મંદિરોમાં સૌથી પ્રાચીન હોય એમ જણાય છે; એટલું જ નહિ, મંદિરની પ્રતિમાઓ પણ શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ પ્રાચીન પ્રતીત થાય છે. તે મૂર્તિઓનું શિલ્પદૃષ્ટિએ વર્ણન આ પ્રકારે છે:

(૧) મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્યામ પાષાણની પ્રતિમા ૨। ફીટ ઊંચી છે. 'પ્રશમરસ નિમગ્ન'નો ભાવ વહન કરતી આ પ્રતિમાને જોતાં વીતરાગતાની ઝાંખી થાય છે. પદ્માસને બિરાજિત ભગવાનનાં અણિયાળાં નેત્ર, સુંદર ભ્રૂભંગિમા, ગૂંચળાળા વાળ વગેરે જોઈને આપણને 'ये शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं निर्मापितः०' વાળો ભાવ જાગૃતિ થઈ આવે છે. પદ્માસન નીચે ગૂંથેલી સર્પાકૃત ભગવાનના બંને પડખે પરિકર બનાવતી ઉપર મસ્તક સુધી જઈને પ્રમાણસરનાં સાત ફણાઓનાં છત્ર વિકુર્વી રહી છે. આ પ્રતિમા ભારતીય શિલ્પકળાનો ઉત્તમ નમૂનો ગણાવી શકાય. આ મૂર્તિ ક્યારે અને કોણે બનાવી એ સંબંધી કોઈ લેખ વિદ્યમાન નથી છતાં શિલ્પાકૃતિ ઉપરથી અનુમાન કરી શકાય કે એ ગુપ્તકાળમાં બની હશે.

(૨) મૂળનાયકની સામેની દેરીમાં શ્યામ પાષાણની શ્રીપાર્શ્વનાથની સુંદર પ્રતિમા લગભગ ૧ ફૂટની છે. તેની

બંને બાજુએ ઇંદ્રો વિદ્યમાન છે. પબાસનમાં બંને તરફ સિંહોની આકૃતિની પાસે ચૈત્યવંદન કરતા સ્ત્રી-પુરુષનું યુગલ બતાવવામાં આવ્યું છે. સિંહાસન ઉપર—'દેયધર્મોયં ર...વિકટસ્ય' એવા અક્ષરો ઉત્કીર્ણ છે. આ લેખની લિપિ લગભગ આઠમા-નવમા સૈકાની પ્રતીત થાય છે.

(૩) બહારની દક્ષિણ દિશાની દેવકુલિકામાં શ્યામપાષાણની શ્રીઋષભદેવ પ્રભુની ૧ ફૂટ ઊંચી અતિસુંદર મૂર્તિ છે, પદ્માસનસ્થ પ્રભુના ખભા ઉપર લટકતી કેશવાળી બતાવવામાં આવી છે. બંને પડખે ઇંદ્રોની આકૃતિઓ છે. પ્રભુની બેઠકમાં કમલની સુંદર પાંખડીઓ કોતરેલી છે. બેઠકમાં એક તરફ સિંહ અને બીજી તરફ ભક્ત સ્ત્રી ચૈત્યવંદન કરતી બતાવેલી છે. બેઠકની નીચેના ભાગમાં વચ્ચે ધર્મચક્ર અને તેની બંને તરફ વૃષભની આકૃતિઓ ઉત્કીર્ણ છે. પ્રભુના પાછળના ભાગમાં સ્તૂપના કઠેરાની આકૃતિ કોતરેલી છે અને તેના ઉપર છત્રત્રય બતાવેલાં છે. ઉપરના ભાગમાં બંને તરફ અદૃશ્ય દેવો દુંદુભિ વગાડતા હોય એવી રજૂઆત કરેલી છે.

(૪) પશ્ચિમ દિશાની દેવકુલિકામાં શ્રીઅભિનંદનસ્વામીની શ્યામ પાષાણની અતિપ્રાચીન પ્રતિમા ૧ ફૂટ ઊંચી છે. પ્રભુની પલાંઠીમાં શિલ્પીએ કમળની સુંદર પાંખડીઓ કોતરેલી છે.

(૫) ઉત્તર દિશાની દેવકુલિકામાં શ્રીશાંતિનાથ પ્રભુની પદ્માસનસ્થ સુંદર જિનમૂર્તિ ૧ ફૂટ ઊંચી છે. શ્યામ પાષાણની આ પ્રતિમાની બેઠકમાં કમળની સુંદર છ પાંખડીઓ કોતરેલી છે. પાંખડીઓની નીચે મધ્યમાં ધર્મચક્ર અને તેની બંને બાજુએ ઉર્ધ્વમુખી હરણયુગલની આકૃતિઓ છે. હરણની બાજુમાં એકેક સિંહની આકૃતિ છે. પ્રભુની બંને પડખે ચામરધર પરિચારક ઊભેલા છે. પ્રભુની ગરદનની પાછળ ભામંડલ અને મસ્તક ઉપર ત્રણ છત્રો કોતરેલાં છે. છત્રની બંને બાજુએ હાથમાં ફૂળમાળા સાથે બે ગંધર્વો અંતરિક્ષમાંથી અવતરણ કરતા હોય એવી આકૃતિઓ બતાવી છે. ડાબી તરફના ગંધર્વની આકૃતિ નાશ પામેલી છે. પ્રભુની નાસિકા પણ ખંડિત થયેલી છે.

(૬) દક્ષિણ દિશાની દેવકુલિકામાં શ્રીઋષભદેવની શ્યામ પાષાણની પદ્માસનસ્થ જિનમૂર્તિ ૧ ફૂટ ઊંચી બિરાજમાન છે. પ્રતિમાની પાછળના ભાગમાં સ્તૂપના કઠેરાની આકૃતિ કોતરેલી છે. પલાંઠીને નીચે મધ્યમાં ધર્મચક્ર અને બંને બાજુએ બળદની આકૃતિઓ છે, ધર્મચક્રની જમણી તરફ બે હાથ જોડીને બેઠેલી એક આકૃતિ કોતરેલી છે. આ આકૃતિ ઘણું કરીને મૂર્તિ ભરાવનાર ભક્ત શ્રાવકની હશે એવું અનુમાન છે.

આ પ્રમાણે છ કળામય મૂર્તિઓ લગભગ આઠમા-નવમા સૈકામાં બનેલી હોવી જોઈએ, જે આ પર્વત પરના શ્વેતાંબર મંદિરમાં જ વિદ્યમાન છે; એ જ આ સ્થાનની પ્રાચીનતાનો પુરાવો છે

અહીં ઇંટોથી બનાવેલા પ્રાચીન જિનાલયનું ખંડિયેર ઊભું છે.

## ૪. સ્વર્ણગિરિ:

ઉદયગિરિની પાસેથી સુવર્ણગિરિ નામક પહાડ પર જવાય છે. પહાડનો ચડાવ લાંબો છતાં સરળ છે, તળેટીમાં ચમધારાના ગરમ પાણીના કુંડ છે, ત્યાંથી પહાડ પર લગભગ ૧॥ માઈલ દૂર ચાલવું પડે છે.

સં. ૧૬૫૭માં શ્રીજયકીર્તિએ કરેલા વર્ણન મુજબ અહીં ૬, સં. ૧૬૬૪માં શ્રીજયવિજયે ૫ જિનાલયોમાં ૨૦ બિંબો, સં. ૧૭૫૦માં કવિ સૌભાગ્યવિજયે ૧૬ જિનાલયો હોવાની નોંધ લીધી છે.

હાલમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું પૂર્વાભિમુખ શ્વેતાંબરીય મંદિર છે. મંદિરમાં મૂળનાયકની સપરિકર શ્યામવર્ણી પ્રતિમાની બેઠકમાં નીચે બંને છેડા ઉપર પ્રતિમા ભરાવનાર દંપતી ચૈત્યવંદનની મુદ્રામાં અવસ્થિત બતાવ્યાં છે, મધ્યમાં બે સિંહોની વચ્ચે વૃષભ લાંછન કોરેલું છે. પ્રભુના બંને પડખે બે ચામરધારીઓ અને તેના ઉપર પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ અંકિત છે, પરિકરમાં બંને તરફ ગજારૂઢ વ્યક્તિઓ હાથમાં કળશ રાખીને પ્રભુને અભિષેક કરાવી રહી હોય એવી આકૃતિઓ કોરેલી છે, આ પ્રતિમા ઉપર સં. ૧૫૦૪નો લેખ આ પ્રકારે ઉત્કીર્ણ છે:—

"संवत् १५०४ [वर्षे] फागण सुदि ९ दिने महतियाण[वंशी]से काल्हगोत्रे सं० देव(?)राजपुत्र सं० वीसराजपुत्र सं० सिंघराजेन ।

भार्या सं० माणिकदेपुत्र सं० रणमल (३) धर्मदास (४) श्रीसुर(५)तरगच्छे (६) स्वकुटुंबेन श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीजिनवर्द्धनसूरिपट्टे श्रीजिनचंद्र(७)सूरिपट्टे श्रीजिनसागरसूरीणां निदेसना(देशाद्) वाचनाचार्यशुभशीलगणिभिः ॥ "

આ મંદિરમાં ઉપર્યુક્ત શ્રીઋષભદેવની પ્રતિમા અને બે ચરણપાદુકાઓ વિદ્યમાન છે.

**મણિયાર મઠ :**

મંદિરની પાસે ઊતરવાના રસ્તે 'કાળશિલા' નામનું વિશાળ ચટ્ટાણ આવે છે જેનું વર્ણન 'ચૂલ દુકખંધસુત્ત'માં આવે છે, ત્યાં હુએનત્સાંગે તપશ્ચર્યા કરતા કેટલાયે નિર્ગ્રંથોને નિહાળ્યા હતા. આ ઉપરથી લાગે છે કે સાતમા સૈકા સુધી નિર્ગ્રંથ મુનિઓ અહીં તપશ્ચર્યા કરવા માટે આવ્યા કરતા હતા.

પહાડથી ઊતરતાં ભયાનક જંગલનો માર્ગ વટાવી એક નાની નદીની સામે વૈભારગિરિ અને તેની જમણી બાજુએ મણિયાર મઠનું સ્થાન આવે છે.

જૈન સાહિત્યમાં રાજગૃહના ઋદ્ધિસંપન્ન શ્રેષ્ઠી શાલિભદ્રની અનર્ગલ સંપત્તિનો ખ્યાલ આપતી કથા એવી છે કે, શાલિભદ્રના પિતા દેવલોકમાંથી પોતાના પુત્ર અને બત્રીશ પુત્રવધૂઓ માટે રત્નકંબલ અને બીજી દૈવી અલંકારોથી ભરેલી તેત્રીશ પેટીઓ રોજ મોકલતા. એ અલંકારો એક દિવસ ભોગવ્યા પછી નિર્માલ્યરૂપે કૂવામાં ફેંકી દેવાતા હતા. તે 'નિર્માલ્ય કૂઈ' નામે ઓળખાતા એ સ્થળને આજે મણિયાર મઠ રૂપે બતાવવામાં આવે છે; જે મઠ એક મોટી ઈમારત રૂપે જોવાય છે. મણિયાર–મણિકાર એટલે ઝવેરી, જે મણિ આદિ અલંકારોની વિશેષતાથી એ સ્થળ એ રૂપે ઓળખાતું હતું. અહીંથી શાલિભદ્રની પ્રાચીન પાદુકાઓ મળી આવી હતી. એ પાદુકાઓ આજે પટણા મ્યુઝિયમમાં હોવાનું કહેવાય છે.

'મહાભારત'માં ઉલ્લિખિત 'મણિનાગ' સ્થળ આ સ્થાનનું સૂચક હોય એમ જણાય છે.[1] બૌદ્ધકાળમાં આ સ્થળ મણિનાથ નામક યોગીના કબજામાં હતું. સત્તરમી સદીના કવિ શ્રીવિજયસાગર અને શ્રીશીલવિજયજી આ કૂવા ઉપર ઘૂમટ હોવાનો ઉલ્લેખ કરે છે. શ્રીવિજયસાગરના કથન મુજબ આ સ્થળ હાંસાપુર નામથી ઓળખાતા સ્થળમાં હતું.

આજકાલ આ સ્થાન પુરાતત્ત્વખાતાના અધિકારમાં સુરક્ષિત છે. પુરાતત્ત્વખાતા તરફથી અહીં કરવામાં આવેલા ખોદકામમાંથી એક જૈન મંદિર મળી આવ્યાનો અને તેમાં શ્રીશાલિભદ્રના નામોલ્લેખવાળી પ્રતિમા, જેના ઉપર –'......**राजगृहे नागस्य शालिभद्रकस्य**......' એવો લેખ વિદ્યમાન હોવાનો ઉલ્લેખ સને ૧૯૦૫–૬ ના 'આર્કયોલોજિકલ સર્વે રિપોર્ટ્સ્' પૃ૦ ૧૦૩ માં પ્રસિદ્ધ થયેલો છે પરંતુ એ મૂર્તિનો આજે પત્તો નથી.[2]

ઉપર્યુક્ત લેખમાં નિર્દિષ્ટ '**नागस्य**' શબ્દનો સંબંધ સંભવતઃ મણિનાગ સાથે સંબંધ ધરાવે છે એવું અનુસંધાન કરી શકાય. એ મૂર્તિ મળી શકી હોત તો બૌદ્ધોએ અપનાવેલા આ સ્થાનની પ્રાચીનતર પવિત્રતાનો ઘટસ્ફોટ થાત. છતાં આ અભિલેખ એ દિશામાં વાસ્તવિક રહસ્ય પ્રગટ તો કરે જ છે.

**સોન ગુફા :**

વૈભારગિરિ પર જતાં રસ્તામાં 'મણિયાર મઠ'ની સામે 'સોનગુફા' નામક ગુફા છે. આ ગુફા 'સપ્તધારા'ના કુંડોથી લગભગ ૧ માઈલ દૂર આવેલી છે. ગુફાની લંબાઈ ૩૪ ફીટ અને પહોળાઈ ૧૭ ફીટ છે; જ્યારે પ્રવેશદ્વારની ઊંચાઈ ૬॥ ફીટ છે. ગુફામાં પગથિયાં વગેરે નથી. વાસ્તવિક રીતે આ જૈન ગુફા છે. ગુફામાં પેસતાં જ શ્યામ પાષાણની કાયોત્સર્ગસ્થ ચોમુખી જિનપ્રતિમાઓ છે; જે શ્રીઋષભદેવ, શ્રીઅજિતનાથ, શ્રીસંભવનાથ અને શ્રીઅભિનંદનસ્વામીની છે. આ ચારે પ્રતિમાઓ એક જ છૂટા પથ્થર પરની ચારે બાજુએ કાયોત્સર્ગસ્થરૂપે કોતરેલી છે અને દરેકની નીચે ધર્મચક્ર છે; તેમજ એ ધર્મચક્રની બંને બાજુએ અનુક્રમે બળદ, હાથી, ઘોડો અને વાંદરો આ પ્રમાણેનાં ચિહ્નો–લાંછનો છે, જે તે તે તીર્થંકરનું નામ સૂચન કરે છે.

---

૧. 'મહાભારત, , સભાપર્વ, ૨૨ અધ્યાય, શ્લો. ૯

૨ 'ઓસવાલ નવયુવક' વર્ષ : ૮, અંક : ૩ માં શ્રીપૂરણચંદજી નાહર : 'રાજગૃહ ઔર નાલંદા' શીર્ષક લેખ.

ગુફાની અંદરની ભીંતોમાં નાના નાના ઘણા લેખો કોતરેલા છે પરંતુ ઘસાઈ લગભગ ઘસાઈ ગયેલા હોવાથી વાંચી શકાતા નથી. આગ દરવાજામાં પેસતાં જ બહારની બાજુએ જમણી તરફની ભીંત ઉપર બે લીટીનો એક લેખ કોતરેલો આ પ્રકારે વાંચવામાં આવ્યો છે:—

" निर्वाणलाभाय तपस्वियोग्ये शुभगुहेर्हत्प्र[ति]माप्रतिष्ठे । आचार्यरत्नं मुनिवैरदेवः विमुक्तयेकारयद् दीर्घतेजाः ॥ "

આ ગુફાને જનરલ કનિંગહામે 'સપ્તપર્ણી હોલ'ના નામે ઓળખી હતી, જેમાં ગૌતમ બુદ્ધના નિર્વાણ બાદ મહાકાશ્યપના પ્રમુખપણા હેઠળ બૌદ્ધધર્મના ધાર્મિક ગ્રંથો વગેરે એકઠા કરવા માટે બૌદ્ધ ભિક્ષુઓની પરિષદ બોલાવવામાં આવી હતી. મિ. બેગલરે એ મતથી જુદા પડીને આ ગુફાને ગૌતમ બુદ્ધ અને આનંદના મિલન-સ્થળ તરીકે ઓળખાવી હતી.

પરંતુ ઉપરની બે લીટીનો લેખ આ બંને વિદ્વાનોના મતને ખોટો ઠરાવે છે અને સાબિતી આપે છે કે, આ ગુફાનો સંબંધ બૌદ્ધધર્મ સાથે બિલકુલ નથી; પરંતુ જૈનધર્મની સાથે જ છે. કારણ કે શિલાલેખનો સ્પષ્ટ પુરાવો છે કે વૈરદેવ નામના જૈન મુનિએ આ ગુફામાંની જૈન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી. વળી, 'અર્હત્' અને 'મુનિ' એ બંને શબ્દો જૈનધર્મના દ્યોતક છે, કારણ કે બૌદ્ધધર્મના સાધુઓ માટે 'ભિક્ષુ' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

આ ગુફા ઈસ્વીસનના પહેલા અથવા બીજા સૈકાની છે. વળી, આ ગુફાની બરાબર જોડે જ ઉપરના છતના ભાગથી નાશ પામેલી બીજી જૈન ગુફા છે, જેની ભીંતો પર કોતરેલી પાંચ પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ એ વાતની સાક્ષી આપે છે

## ૫. વૈભારગિરિ :

વૈભારગિરિ ઉપર ચડવાના બે માર્ગો છે. એક તો સોનભંડાર પાસે થઈને અને બીજો બ્રહ્મકુંડની ઉપરથી છે બીજા કરતાં પહેલો માર્ગ કઠણ છે; રસ્તો સારો છે. પહાડની પાછળ શ્રેણિક રાજાનો ભંડાર—સોનભંડાર તથા રોહિણિયા ચોરની ગુફા છે. આ પહાડ અનેક દૃષ્ટિએ વિશિષ્ટ ગણાય છે. ગરમ પાણીના બ્રહ્મકુંડ અને બીજા કુંડ આ પહાડની તળેટીમાં છે. ભગવાન મહાવીરના ૧૧ ગણધરો આ ગિરિ ઉપર નિર્વાણ પામ્યા હતા. 'જ્ઞાતાસૂત્ર'માં વર્ણિત નંદ મણિયારની વાવ, વીર પોષાળ, જરાસંધનો કિલ્લો, શ્રેણિકનો ભંડાર, પાલી લિપિનો શિલાલેખ વગેરે ઐતિહાસિક સ્થળો આ ગિરિ ઉપર છે.

શ્રીજિનપ્રભસૂરિએ રચેલા 'વિવિધતીર્થકલ્પ'માં 'વૈભારગિરિકલ્પ', જે સં. ૧૩૬૪ માં તેમણે રચ્યો છે, તેમાં આ ગિરિનું વર્ણન કરેલું છે. એ પછી સં. ૧૫૬૫ માં શ્રીહંસસોમ આ ગિરિ ઉપર ૨૪, સં. ૧૬૬૪ માં શ્રીજયવિજયજી ૨૫, સં. ૧૭૫૦ માં શ્રીસૌભાગ્યવિજયજી ૫૨ જિનાલયો હોવાનું કહે છે. આ યાત્રી કવિઓ પૈકી શ્રીહંસસોમ પોતાની 'તીર્થમાળા'માં આ ગિરિ વિશે સુંદર વર્ણન કરતાં કહે છે:—

> "રાજગૃહ પુર નયણે દીઠ, તતખિણ હીઅડઈ અમી પઈઠઉં, પૂરવ પુણ્ય સંભાર;
> ચઉદ કુંડ ઉન્હવાઈ જલ ભરીઆ, અંગ પખાલી પાજઈ ચઢીઆં, પહુતી ગિરિ વૈભાર.
> તે ઉપરી ચોવીશ પ્રાસાદ, દેવલોકસ્યું મંડઈ વાદ, દેહરી ઝાકઝમાલ;
> મૂળનાયક મુનિસુવ્રતસ્વામી, હરિસઉ ભવિઆ આણંદ પામી, પૂજા રચઈ સુવિસાળ.
> સઘળે દેહુરે સાતસઈ દેવ, સુર નર કિન્નર સારઈ સેવ, આગલિ મોટઉ શૃંગ;
> અરધા કોસ તે ઊંચી સુણીઈ, ઈગ્યારઈ ગણધર તિહાં ઘુણીઈ, વાંદીજઈ ધરી રંગ.
> રોહણીયાની ગુફા જવ દીઠી, પુસ્તક વાત હુઈ જવ મીઠી, અઠોતેરસેં બાર;
> જાત્રા કરી સારિયા સવિ કામ, આગલિ ધન્ના શાલિભદ્ર કામ, કાઉસગ્ગીયા બહુ સાર."

આજે આ ગિરિ ઉપર ૪ જિનમંદિરો મોજુદ છે.

૬. ગિરિ ઉપર ચઢતાં જ એક પૂર્વાભિમુખ 'હિમવસ'માં દેરાસરમાં શ્રીશાંતિનાથ તથા શ્રીનેમિનાથ ભગવાનની શ્યામ પાષાણ નિર્મિત પાદુકા જોડ છે.

(૧) આ દેરાસરથી આગળ જતાં જમણા હાથે એક દિગંબર જૈન મંદિર છે. મંદિરમાં મૂળનાયકના સ્થાને પાષાણની પ્રાચીન ચોવીશી છે. ગભારામાં ડાબી બાજુના ગોખલામાં શ્યામ પાષાણની ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીરસ્વામીની ગુપ્તેન્દ્રિય પ્રતિમા છે. આ પ્રતિમાની નીચે લેખમાં આ પ્રકારે અક્ષરો કોતરેલા છે:—

" श्रीवर्द्धमानदेवः । श्रीपुनह धनदेव..........श्रीकः ॥ "

(૨) ઉપર્યુક્ત મૂર્તિની બાજુમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની શ્યામ પાષાણ નિર્મિત ગુપ્તેન્દ્રિય પ્રતિમા છે.

(૩) ઉપર્યુક્ત મૂર્તિની સામે જ શ્રીમહાવીરસ્વામીની ગુપ્તેન્દ્રિય પ્રતિમા નાસિકાથી ખંડિત થયેલી છે. આ મૂર્તિની પલાંઠી નીચે ધર્મચક્રના સ્થાને સિંહની આકૃતિ અને તેની બંને બાજુએ પણ એકેક સિંહ કોતરેલા છે. યક્ષ–યક્ષિણી જે સ્થળે કોતરવામાં આવે છે તે સ્થળે ધર્મચક્ર દર્શાવ્યું છે.

(૪) ગભારાની બહાર શ્યામ પાષાણની સરસ્વતીની અતિસુંદર મૂર્તિ મુખના ભાગમાં ખંડિત થયેલી છે.

૨. ઉપર્યુક્ત દિગંબર મંદિરથી આગળ જતાં એક ઘૂમટબંધી દેરાસરમાં શ્રીઋષભદેવ, શ્રીનેમિનાથ, શ્રીશાંતિનાથ અને શ્રીપાર્શ્વનાથની ભૂરા પાષાણની અને બાકીની ત્રણ શ્યામ પાષાણની પાદુકાઓ છે.

૩. ઉપર્યુક્ત દેરાસરથી આગળ અને સૌથી છેલ્લું પર્વતની ટોચ ઉપર મૂળનાયક શ્રીમુનિસુવ્રતસ્વામીનું ઘૂમટબંધી મંદિર છે. આ મંદિરમાં ૨ પાષાણની પ્રતિમાઓ છે અને ૧૧ ગણધરોની ચરણપાદુકાઓ તથા એક દાદાજીની પાદુકા મળીને કુલ ૧૨ પગલાં જોડી છે.

આ મંદિરની બાજુમાં જ ભારત સરકારના પુરાતન સંશોધનખાતાએ ખોદકામ કરાવેલું, તેમાંથી ગુપ્તકાલીન ઈંટોનું મંદિર અને કેટલીક પ્રાચીન જિનપ્રતિમાઓ મળી આવી છે; જેમાંની કેટલીક મૂર્તિઓ તો મૂર્તિવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ મહત્ત્વની છે. આ મૂર્તિઓ પૈકી કેટલીક મૂર્તિઓનું વર્ણન આ પ્રકારે છે:—

૧. ગોખલામાં કાળા પથ્થરમાં કોતરેલી એક વૃક્ષની આકૃતિની મધ્યમાં પદ્માસનસ્થ જિનમૂર્તિ કોતરેલી છે. વૃક્ષના થડમાં બે હાથવાળો યક્ષરાજ તથા બે હાથવાળી યક્ષિણી અંબિકાદેવીની મૂર્તિ કોતરેલી છે. યક્ષિણીના જમણા હાથમાં ફૂલ તથા ડાબા હાથમાં પકડેલું બાળક ખોળામાં બેસાડેલું છે.

૨. શ્રીમહાવીરસ્વામીની પ્રતિમા અધૂરી ઘડેલી છે.

૩. શ્રીપાર્શ્વનાથની પદ્માસનસ્થ પ્રતિમા છે, જેના મસ્તક ઉપર નાગરાજ ધરણેન્દ્રે સાત ફણાઓ વિકુર્વી છે. આ પ્રતિમાને એટલા જ માપના ઈંટના ગોખલામાં રાખેલી છે.

૪. શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાની બંને બાજુએ નાગરાજનાં ગૂંચળાં કોતરેલાં છે.

૫. એક કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા છે.

૬. એક સુંદર રીતે ઘડેલી પ્રતિમા છે, જેમના મુખનો ભાગ નાશ પામેલો છે અને છાતીના પાષાણનો કેટલોક ભાગ ખરવઈ ગયો છે. આ પ્રતિમાના બંને પગના તળિયામાં શિલ્પીએ ચક્રનાં ચિહ્નો કોતરેલાં છે.

૭. લગભગ નવમા–દશમા સૈકાની દેવનાગરી લિપિમાં કોતરેલા લેખવાળી શ્રીમહાવીરસ્વામી ભગવાનની પ્રતિમા છે.

મધ્યના મંદિરનાં શિલ્પો :

૮. મૂળનાયક શ્રીમહાવીર ભગવાનની સુંદર પ્રતિમા છે. તેમની નીચે પલાંઠીના મધ્યમાં ધર્મચક્ર કોતરેલું છે. તેની બાજુમાં બાળક સાથે માતા સૂતેલાં છે; જે એમ માનવાને કારણ આપે છે કે, પ્રભુના જન્મકલ્યાણકની સ્થાપના આ પ્રતિમામાં દર્શાવવામાં આવી હશે. પ્રભુની પાછળ સ્તૂપના કેશરાની આકૃતિ છે. મૂર્તિવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ આ મૂર્તિ ખાસ નોંધપાત્ર છે.

૯. ઉપર્યુક્ત પ્રતિમાની જમણી બાજુએ શ્રીઋષભદેવ ભગવાનની જટાજૂટ વાળી પ્રતિમા છે. પલાંઠીની નીચે મધ્યમાં ધર્મચક્ર અને તેની બંને બાજુએ એકેક બળદની આકૃતિઓ છે.

૧૦. મૂળનાયકની સાથે એક અર્ધ ખંડિત શિલ્પ છે. તેની પલાંઠીની નીચે બે હાથ જોડીને બેઠેલી એક સ્ત્રી તથા ચાર હાથવાળી યક્ષિણીની આકૃતિ કોતરેલી છે. બંને બાજુએ એકેક વૃષભની આકૃતિ પણ છે, જે આ શિલ્પ ભગવાન ઋષભદેવનું હોવાની ખાતરી કરાવે છે. આ શિલ્પની નીચે આ પ્રકારે લેખ છે:—"देवधर्मोयं वीराकस्य ॥"

નીચેના ભોંયરાનાં શિલ્પો :

૧૧. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની સુંદર મૂર્તિ ઉત્થિત પદ્માસનસ્થ છે; પરંતુ આ મૂર્તિના મુખનો મોટો ભાગ નાશ પામ્યો છે મૂર્તિની પલાંઠીની મધ્યમાં લાંછનની જગાએ ઊંચો હાથ રાખીને ઊભેલા વાસુદેવ શ્રીકૃષ્ણની આકૃતિ જણાય છે. કેમકે કૃષ્ણની પાસે જ વાસુદેવનું ચિહ્નચક્ર પણ કોતરેલું છે. તેમની બંને બાજુએ એકેક શંખની આકૃતિ છે. બંને શંખની બાજુમાં એકેક સિંહ કોતરેલો છે. આ મૂર્તિ નીચે પ્રાચીન લિપિનો લેખ છે પણ તદ્દન ઘસાઈ ગયેલો છે. મૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓને આ મૂર્તિ નવી માહિતીઓ આપે છે.

૧૨–૧૩. બે ગોખલાઓમાં કાયોત્સર્ગસ્થ એકેક પ્રતિમા બિરાજમાન છે.

૧૪. એક કાયોત્સર્ગસ્થ જિનમૂર્તિ છે.

૧૫. શ્રીપાર્શ્વનાથ ભગવાનની પદ્માસનસ્થ એક મૂર્તિ છે.

૧૬. શ્રીઋષભદેવ પ્રભુની નાની પદ્માસનસ્થ જિનમૂર્તિ છે.

અહીંના ખંડિયેરની ઇંટોનું સાદું બાંધકામ આપણને પ્રાચીન સમયના જિનમંદિરની રચનાનો અકાટ્ય પુરાવો આપે છે કે પ્રાચીન સમયનાં મંદિરો તદ્દન સાદાં અને વીતરાગભાવ ઉપજાવે તેવાં બાંધવામાં આવતાં.

૪. એક શિખરબંધી જિનાલયમાં ધન્ના–શાલિભદ્રની મૂર્તિઓ વિદ્યમાન છે. આ મૂર્તિ નીચે આ પ્રકારે લેખ કોતરેલો છે:–

"(१) ॥ सं० १५२४ वर्षे आषाढ सुदि १३ श्रीजि(२)नचंद्रसूरीणामादेशेन श्रीकमलसं(३)यमोपाध्यायैः धन्नासालिभद्रर मूर्तिः (४) ध० सा० ॥"

આ સિવાય બીજી વિસ્તારથી હકીકત શ્રીયુત ભંવરલાલજી નાહટા કૃત 'રાજગૃહ' નામક પુસ્તકમાં આલેખેલી છે.

★

## ૨૫૫. હસ્તિનાપુર

(કોઠા નંબર : ૪૨૭૫)

ઉત્તરપ્રદેશના મેરઠ શહેરથી ૨૨ માઈલ દૂર હસ્તિનાપુર નામે ગામ છે પરંતુ અતિપ્રાચીન કાળમાં આ એક વિશાળ નગર હતું, જેના ઉલ્લેખો જૈન, વૈદિક અને બ્રાહ્મણ ગ્રંથોમાંથી મળી આવે છે.

જૈન ગ્રંથો અનુસાર આર્ય સંસ્કૃતિના ઉષ:કાળમાં થયેલા પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ ભગવાનના મોટા પુત્ર ભરત ચક્રવર્તી નામે થયા, જેમના નામથી આ આર્યાવર્ત 'ભારત' નામે પ્રસિદ્ધિ પામ્યો; તેમ શ્રીઋષભદેવના ૨૧મા પુત્ર હસ્તિકુમારના નામે હસ્તિનાપુર નગર વસાવવામાં આવ્યું. બૌદ્ધોની જાતક કથાઓમાં કુરુદેશની રાજધાનીનું નગર ઇંદ્રપ્રસ્થ (દિલ્હી) હતું, જે યમુનાના કિનારે વસેલું હતું એમ જણાવ્યું છે, જ્યારે જૈન ગ્રંથો અનુસાર જણાય છે કે, કુરુ જનપદની રાજધાનીનું શહેર આ હસ્તિનાપુર હતું.

જૈનાચાર્ય શ્રીનંદિષેણે બનાવેલા 'અજિતશાંતિ' નામક સ્તવનમાં 'कुरुजणवय-हत्थिणाउर' આદિમાં આ

નગરીની સમૃદ્ધિનું ગૌરવભર્યું આલેખન કરેલું છે. આમાં ગયપુર, ગજપુર, નાગાહ્વય, નાગસાહ્વય, નાગપુર, હત્થિણઉર, હત્થિણાઉર, હત્થિણાપુર, હસ્તિનીપુર, હસ્તિનપુર, હસ્તિનાપુર આદિ નામો ઉલ્લેખાયાં છે. ગજ, નાગ અને હસ્તિ એ બધાં હાથીવાચી નામો ઉપરથી હસ્તિનાપુરનાં નામો કલ્પાયેલાં છે.

ભગવાન ઋષભદેવે અયોધ્યામાં દીક્ષા લઈ અહિંસા, સત્ય અને ત્યાગનો સંદેશો ઘેર ઘેર પહોંચાડવા ત્યાંથી દેશ, નગર અને ગામે ગામ પાદવિહાર કર્યો. ફરતા ફરતા તેઓ હસ્તિનાપુરમાં આવ્યા ત્યારે તેમને વર્ષીતપ હતું. અક્ષય તૃતીયાના દિવસે શ્રીશ્રેયાંસકુમારે પૂર્ણ ભક્તિથી તેમને શેરડીનો રસ વહોરાવી વર્ષીતપનું પારણું કરાવ્યું હતું. એ દિવસથી 'અક્ષયતૃતીયા'નું પર્વ અસ્તિત્વમાં આવ્યું. આજે પણ દાનની જે પ્રથા જૈનોમાં ચાલુ રહેલી છે તે આ શ્રેયાંસકુમારથી ચાલુ કરવામાં આવી એમ મનાય છે. એ ઘટનાના સ્મરણરૂપે શ્રીશ્રેયાંસકુમારે અહીં એક માણિક્યમય સ્તૂપ બંધાવી, તેમાં શ્રીઋષભદેવ ભગવાનની ચરણપાદુકા પધરાવી હતી, એ પ્રાચીન સમયથી વર્ષીતપનું પારણું કરવા હજારો યાત્રીઓ અહીં આવતા અને આ તીર્થભૂમિનાં દર્શન કરી કૃતાર્થતા અનુભવતા. જૈનધર્મના કેંદ્રધામની આ ઘટનાનાં સ્મરણીય અમી જૈનોના હૃદયમાં આજે પણ સુકાયાં નથી.

એ પછી તો ઘણા તીર્થંકરો આ ભૂમિમાં વિહાર કરી જનતાને જૈનધર્મના ઉપદેશથી સંસ્કારી બનાવતા રહ્યા. જૈન પરંપરા કહે છે કે, પ્રાચીનકાળે ભારતમાં જે ૧૨ ચક્રવર્તી રાજાઓ થયા છે, તેમાંના ૬ ચક્રવર્તી રાજાઓની રાજધાની આ નગરમાં જ હતી. ૧. શ્રીસનત્કુમાર, ૨. શ્રીશાંતિનાથ, ૩. શ્રીકુંથુનાથ, ૪. શ્રીઅરનાથ, ૫. શ્રીભૂમ, અને ૬. શ્રીમહાપદ્મ. આ છ પૈકી બીજા, ત્રીજા અને ચોથા નંબરના ચક્રવર્તીઓ તીર્થંકર થયા છે.

પાંચમા સૈકા લગભગમાં રચાયેલા 'વસુદેવહિંડી' નામના ગ્રંથમાં ઉલ્લેખ છે કે—"કુરુજનપદ (બ્રહ્મસ્થલ)માં હસ્તિનાપુરના રાજા વિશ્વસેન હતા. આ વિશ્વસેન સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથ ભગવાનના પિતા હતા; જેઓ ઐતિહાસકાળ પહેલાં થઈ ગયા.

સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથ, સત્તરમા શ્રીકુંથુનાથ, અને અઢારમા શ્રીઅરનાથ ભગવાનનાં ચાર–ચાર કલ્યાણકોની ઘટના આ નગરમાં બની હતી, ઓગણીસમા શ્રીમલ્લિનાથ ભગવાન આ નગરમાં પધાર્યા હતા, જેમણે ૬ રાજાઓને પ્રતિબોધ કરી જૈનધર્મી બનાવ્યા હતા, અને વીસમા શ્રીમુનિસુવ્રતસ્વામીએ આ ભૂમિમાં સંચરી સાત કરોડ સોનામહોરના ધણી ગંગદત્ત શેઠ અને કાર્તિકસ્વામીને સંયમનો માર્ગ ગ્રહણ કરાવ્યો હતો તેવીસમા શ્રીપાર્શ્વનાથ ભગવાન અહીં પધાર્યા હતા અને ચોવીસમા શ્રીમહાવીરસ્વામી પણ એ તીર્થંકરોના પગલે ચાલી આ નગરમાં આવ્યા ત્યારે પોટ્ટિલ અને શિવરાજને દીક્ષા આપી હતી.[1]

'રામાયણ'કાળના પરશુરામ અહીં થયા હતા, અને 'મહાભારત'કાળમાં પાંડવોની રાજધાનીનું આ નગર હતું. એ સમયે આ નગર વિશાળ હતું એમાં શક નથી પણ કૌરવ–પાંડવોની લડાઈનું એ ભોગ બનતાં વેરાન થયું. એ પછી આ નગર વસ્યું અને ઉજ્જડ બન્યું એવી હકીકતો સાંપડે છે.[2]

ચૌદમા સૈકાના યાત્રી શ્રીજિનપ્રભસૂરિએ આ તીર્થ વિશે 'વિવિધતીર્થકલ્પ'માં નોંધ્યું છે કે, 'હસ્તિનાપુર ભાગીરથીના તીરે આવેલું છે અને એ નદીકિનારે શ્રીશાંતિનાથ, શ્રીકુંથુનાથ, શ્રીઅરનાથ શ્રીમલ્લિનાથ અને અંબાદેવીનાં એમ ૫ સુંદર મંદિરો ઊભાં છે.[3] લગભગ એ જ સમયમાં પેથડ મંત્રીએ જુદા જુદા સ્થળે બંધાવેલાં ૮૪ જિનમંદિરો પૈકી એક જૈનમંદિર અહીં પણ બંધાવ્યું હતું.[4]

સત્તરમા સૈકાના યાત્રી શ્રીવિજયસાગરે આ ભૂમિમાં વિહાર કર્યો ત્યારે અહીં ૫ સ્તૂપો અને ૫ મૂર્તિઓ હોવાનો ઉલ્લેખ આ રીતે કર્યો છે:—

---

૧. "જ્ઞાતાધર્મકથા."

૨. "Sjt Amarchand–"Hastinapur." Jain Cultural Socity, Banaras.

૩. "વિવિધતીર્થકલ્પ" પૃ૦ ૬૪.

૪. ગુર્વાવલી, શ્લોક ?

"પંચ નમું થૂભ ભાવના, પંચ નમું જિનમૂર્તિ"[૫]

સં. ૧૬૨૭માં શ્રીજિનચંદ્રસૂરિ અહીં આવ્યા ત્યારે અહીંના ૪ સ્તૂપોનો પોતાના 'વિહારપત્ર'માં આ પ્રકારે ઉલ્લેખ કરે છેઃ—"સં૦ ૧૬૨૭ મહિમ શાં૦ કું૦ અ૦ મ૦ થૂભ।"[૬]

અઢારમા સૈકામાં અહીં આવેલા શ્રીસૌભાગ્યવિજયજી અહીં ૩ થૂભ હોવાની વાત લખે છે.[૭]

આજે હસ્તિનાપુર ગંગા કિનારે નથી, પરંતુ કેટલાંક ઝરણાંઓથી બનેલી 'બૂઢી ગંગા'એ હસ્તિનાપુરની નજીક એક દ્વીપ જેવો આકાર બનાવી દીધો છે. આ બૂઢીગંગાનો સંગમ, તેનાથી ૭ માઈલ દૂર આવેલા ગઢમુક્તેશ્વરની પાસે વર્તમાન ગંગામાં થાય છે. એમ પણ મનાય છે કે, ગઢમુક્તેશ્વર પ્રાચીન સમયમાં હસ્તિનાપુરનો એક ભાગ હતો. આજે હસ્તિનાપુરનો કેટલોયે ભાગ ગંગાએ પોતામાં સમાવી લઈ ખાદર બનાવી દીધું છે.[૮]

અહીં જૈનોની વસ્તી નથી. શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરને ફરતી એક ધર્મશાળા છે અને બીજી ધર્મશાળા તેની પાસે જ છે.

શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર શિખરબંધી છે. મૂળનાયકની પ્રતિમા શ્રીશાંતિચંદ્ર ઉપાધ્યાયે પ્રતિષ્ઠિત કરેલી છે. મૂળનાયકના મંદિરની જુદી જુદી દેરીઓમાં શ્રીશાંતિનાથ અને ડાબી બાજુએ શ્રીઅરનાથ ભગવાનની પ્રતિમાઓ છે. મંદિરમાં પાષાણની કુલ ૬ અને ધાતુની ૮ મૂર્તિઓ છે. સં. ૧૯૭૦ લગભગમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર કલકત્તા-નિવાસી શેઠ પ્રતાપચંદ પારસાન ઝવેરીએ કરાવ્યો છે.

અહીંથી લગભગ ૧ માઈલ દૂરની એક ટેકરી ઉપર ૨ દેરીઓ છે. તે પૈકી એકમાં શ્રીશાંતિનાથ, શ્રીકુંથુનાથ અને શ્રીઅરનાથ ભગવાનનાં ૪ કલ્યાણકોને સૂચવતી ૩ ચરણપાદુકાઓ એકીસાથે સ્થાપન કરેલી છે. બીજી દેરીમાં શ્રીઋષભદેવ ભગવાનની પાદુકા જોડી છે. પાસે એક નાની દેરી છે, જેની મધ્યમાં સાથિયાની નિશાની છે તે જગાએ શ્રીમલ્લિનાથ ભગવાનનું સમવસરણ રચાયું હતું એવી માન્યતા છે. એના સ્મરણરૂપે શ્રીમલ્લિનાથ ભગવાનની પાદુકા-જોડી વિદ્યમાન છે. આ પાંચે પાદુકાઓ પ્રાચીન છે

હાલના શ્વેતાંબરીય જૈનમંદિરની પાસે એક ટેકરો છે તે શ્વેતાંબરોના કબજામાં છે. એ ટેકરા ઉપર જૂનાં ખંડેરો અને મકાનોની દીવાલો વિદ્યમાન છે. આ સ્થળેથી જૂનાં મંદિરો અને મૂર્તિઓ મળી આવવાની સંભાવના છે.

અહીંના 'અલ્ટાખેડા' નામના ટીલા–ટેકરાનું ખોદકામ કરતાં પ્રાચીન કાળનાં ઘણાં અવશેષો મળી આવ્યાં છે. અહીંની સામગ્રીમાં પ્રાચીનકાળનાં ખંડિયેરો, જૈન પ્રતિમાઓ, સિક્કાઓ અને માટીના પાત્રના નમૂનાઓનો સમાવેશ થાય છે પણ એના ઉપર પૂરતો પ્રકાશ પાડવામાં આવ્યો નથી. પુરાતત્ત્વવિદોનું માનવું છે કે, ભારતમાં અંધકારયુગથી ઓળખાતા સમય ઉપર આછો પ્રકાશ નાખતી આ સામગ્રી છે. એનું બરાબર સંશોધનપૂર્વક અનુસંધાન કરવામાં આવે તો જૈન અનુશ્રુતિઓને પૂરતો ટેકો મળી રહે.

શ્રીઋષભદેવની પ્રાચીન પાદુકા અને જૂનાં જૈન દેવળો વગેરે જે અહીંથી મળી આવ્યું છે એ જોતાં વિદ્વાનો કહે છે કે, પ્રાચીનકાળથી આ પવિત્ર ભૂમિ સાથે જૈનોનો સંબંધ હતો અને સમયે સમયે અનેક આચાર્યો અહીં આવ્યા હતા, એની સાબિતી પણ એમાંથી પૂરતી મળી રહે એમ છે.



૫. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ"
૬. "યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરિ"—શ્રીઅગરચંદજી નાહટા, પૃ૦ ૫૩.
૭. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" પૃ૦ ૪૫.
૮. "હસ્તિનાપુર"—શ્રીવિજયેન્દ્રસૂરિ.

# ૨૫૬. અયોધ્યા

( કોઠા નંબર : ૪૪૮૫ )

અયોધ્યા સ્ટેશનથી ૧ માઈલ દૂર અયોધ્યા શહેર સરયૂ અને ઘાઘરા નદીના કિનારે વસેલું છે. ચૌદમી શતાબ્દીમાં થયેલા શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં પ્રાચીનકાળમાં અયોધ્યામાં બનેલી કેટલીક ઘટનાઓને નોંધતાં તેનાં પ્રાચીન આઠ નામો જણાવે છે. એ મુજબ ઇક્ષ્વાકુભૂમિ, કોશલ, કોશલા, વિનીતા, અયોધ્યા, અવધ્યા, રામપુરી અને સાકેતપુરી એવાં એનાં નામો હોવાનું જણાય છે.

પુરાણકાળમાં કોશલ એક સમૃદ્ધ જનપદ તરીકે ખ્યાતિ પામેલો દેશ હતો. એ જનપદના દક્ષિણ કોશલની રાજધાનીનું નગર અયોધ્યા હતું. અતિપ્રાચીનકાળમાં ઇક્ષ્વાકુભૂમિથી ઓળખાતી આ નગરીનો સંબંધ જૈનો સાથે બહુ જૂનો હતો; એવું પ્રાચીન ગ્રંથોના ઉલ્લેખોથી જણાય છે. એ ઉલ્લેખો મુજબ વિમલવાહન આદિ સાત કુલકરો આ ભૂમિમાં થયા હતા. છેલ્લા કુલકર નાભિરાજના સમયમાં સમાજની સ્થિતિ તદ્દન જુદા પ્રકારની હતી, એ સમયે સ્ત્રી-પુરુષોનાં યુગ્મો સાથે જ જન્મતાં, એકબીજાને પરણતાં અને નિર્વાણની અનંત શાંતિ પણ સાથે જ અનુભવતાં. દુઃખ કે સંતાપ આજના જેવા નહોતા. એમના સમયમાં પ્રથમ વરસાદ વરસવા લાગ્યો. વૃક્ષ અને વેલ પોતાની મેળે ઊગવા માંડયાં.

એવા સમયે નાભિરાજના પુત્ર ઋષભદેવનો અહીં જન્મ થયો. નાભિ કુલકરની સૂચનાથી લોકોએ તેમને રાજા બનાવ્યા. તેમના રાજ્યાભિષેક સમયે યુગલિકોએ પડિયામાં પાણી ભરી લાવી રાજા ઋષભદેવના અંગુઠે અભિષેક કર્યો. આ વિનયથી આ નગરીનું નામ 'વિનીતા' પડયું. શ્રીઋષભદેવે પોતાના અનુભવજ્ઞાનથી લોકોને સંસારયાત્રાની રીત શીખવી. નીતિના પાયારૂપે પોતાના ઘેરથી જ તેમણે લગ્ન અને ગૃહજીવનની સ્થાપના કરી બતાવી. તદનુસાર જોડકા ભાઈ-બેનોને પરણવાની ચાલી આવતી રૂઢિમાં તેમણે ફેરફાર કરી નવો ચીલો પાડયો. પોતાના પુત્ર ભરત સાથે બીજા પુત્ર બાહુબલિની જોડિયા બેન સુંદરીનો અને બાહુબલિ સાથે ભરતની જોડિયા બેન બ્રાહ્મીને પરણાવી. પરિણામે મનુષ્યોમાં વિષમતા આવી. નાત-જાત ઊભી થઈ. તેમજ ધન-સંપત્તિનું સર્જન થયું. બળ અને હક્કની જરૂરિયાતનો જન્મ થયો. આ માટે શ્રીઋષભદેવે વ્યવસ્થા કરી. કૃષિ, શિલ્પ, લિપિ અને વિદ્યાની શાખા-પ્રશાખાઓ વિકસાવી. ઋષભદેવની પુત્રી બ્રાહ્મીના નામ ઉપરથી બ્રાહ્મીલિપિ અસ્તિત્વમાં આવી.

આ રીતે જ્ઞાન અને સંસ્કારનો સૌ પહેલો પ્રકાશ આ ભૂમિમાંથી સર્વત્ર પ્રસર્યો. શ્રીઋષભદેવે અહીં જ દીક્ષા લઈ શ્રમણસંસ્કારનું જ્ઞાન વિસ્તાર્યું હતું. આ રીતભાતથી અહીંના નિવાસીઓ ઘણા સંસ્કારી ગણાતા. આ જ કારણે આ નગર આદિતીર્થ અને આદિનગર તરીકે ખ્યાતિ પામ્યું.

વળી અહીંથી ઉત્તરદિશામાં બાર યોજન દૂર આવેલા અષ્ટાપદ પર્વત ઉપર ભગવાન આદીશ્વરનું નિર્વાણ થયું હતું. એ નિર્વાણ ભૂમિમાં ભરત ચક્રવર્તીએ 'સિંહનિષદ્યા' નામનું ઊંચું અને વિશાળ જિનમંદિર બંધાવ્યું હતું. અયોધ્યા નિવાસીઓ આ અષ્ટાપદની નજીકની ભૂમિમાં ક્રીડા કરતા હતા. એક ઉલ્લેખથી જણાય છે કે, અયોધ્યામાં જીવંતસ્વામીની પ્રતિમા હતી. આ રીતે પણ આ નગરની આદિતીર્થ તરીકેની નામના સાર્થક હતી.

શ્રીઆદિનાથની માફક બીજા તીર્થંકર શ્રીઅજિતનાથ, ચોથા તીર્થંકર શ્રીઅભિનંદનસ્વામી, પાંચમા તીર્થંકર શ્રીસુમતિનાથ, ચૌદમા તીર્થંકર શ્રીઅનંતનાથ અને ભગવાન મહાવીરસ્વામીના નવમા ગણધર શ્રીઅચલભ્રાતા વગેરેના જન્મથી પણ આ ભૂમિ પવિત્ર બની હતી.

શ્રીરામચંદ્રના સમયે આ નગરી અયોધ્યા નામે ખ્યાતિ પામી. 'રામાયણ'ની અયોધ્યાથી કયો માનવી અજાણ હશે ? 'રામાયણ'ના વર્ણન મુજબ સરયૂનદીના કિનારે આવેલી આ નગરી ધન-ધાન્યથી પરિપૂર્ણ હતી. અહીંના માર્ગો સુંદર હતા. અનેક શિલ્પીઓ અને દેશ-વિદેશના વેપારીઓ અહીં વસતા હતા. અહીંના લોકો પરાક્રમી, સમૃદ્ધ, ધર્માત્મા અને દીર્ઘાયુ હતા. તેમને અનેક પુત્ર-પૌત્રો હતા.

પાણીના પૂરથી ડૂબી જતી અયોધ્યાને સતી સીતાએ પોતાના શિયળના પ્રભાવથી બચાવી લીધી હતી. અહીં થયેલા હરિશ્ચંદ્ર રાજાએ પોતાનું વચન પાળવા કાશીમાં ચંડાલને ત્યાં સેવા બજાવી હતી.

ચંદ્રાવતંસ રાજા પણ આ અયોધ્યાનો જ હતો. એના વિશે કહેવાય છે કે તેણે એક દિવસે રાતમાં અભિગ્રહ કર્યો કે, " આ સળગતા દીવાનું તેલ પૂરું થાય અને [illegible] હોલવાય ત્યાં સુધી પરમાત્માનું ધ્યાન કરીશ." એવા નિર્ણયથી તેણે કાઉસગ્ગ મુદ્રામાં પરમાત્માનું ધ્યાન આરંભ્યું. થોડીવારે તેમનો એક સેવક ત્યાં આવ્યો અને સળગતા દીવાનું દીવેલ ત્રણેક કલાક પછી ખૂટવાની અણી ઉપર જોઈને, રખેને દીવો હોલવાઈ જાય અને રાજાને અંધારામાં રહેવું પડે એ ભયે એણે દીવામાં તેલ પૂર્યું. આમ એણે સવાર પડે ત્યાં સુધી દીવામાં દીવેલ ખૂટતાં પૂર્યે રાખ્યું. રાજાએ પોતાનો અભિગ્રહ સાચવી રાખી આખી રાત ઊભા ઊભા ધ્યાનમાં પૂરી કરી પણ એમણે સેવક ઉપર જરાયે રોષ ન કર્યો.

આ ઘટનાઓમાંથી આ નગરીની પવિત્રતા, મહત્તા અને લોકસંસ્કારનો વાસ્તવિક ખ્યાલ આવે છે. આ પુરાણ-કાળની કથાઓ પછી ઇતિહાસકાળમાં પણ આ ભૂમિમાં હિંદુઓ અને જૈનોની કથાઓ તાણાવાણાની જેમ સંકળાઈ ગયેલી છે, જેમાંથી ઉકેલ કાઢવો મુશ્કેલ થઈ પડે છે. છતાં ભગવાન મહાવીરસ્વામી અને બુદ્ધના સમયે આ નગરી 'સાકેતપુરી' નામે ઓળખાતી હતી. ભગવાન મહાવીરે અને બુદ્ધે આ ભૂમિમાં વિહાર કર્યો હતો. ભગવાન મહાવીરે સાકેતથી આગળ વિહાર કરીને સુભૂમિભાગના ઉદ્યાનમાં જૈન શ્રમણોના વિહારની મર્યાદાઓ નક્કી કરી આપી હતી. અહીં જ તેમણે કોટિવર્ષના રાજવી ચિલાતને દીક્ષા આપી હતી.

ત્રીજા સૈકામાં થયેલા શ્રીપાદલિપ્તસૂરિનો જન્મ આ નગરમાં થયો હતો.

આજે તો આ નગરી હિંદુતીર્થનું ગૌરવ પામી રહી છે. અહીં ઘણાં હિંદુમંદિરો અને કુંડો જોવાય છે. નદીકિનારે તો મંદિરોની હારમાળા જ ઊભી કરેલી છે. હનુમાન ગાદી, કનકભવન, રત્નસિંહાસન, સીતાજીની રસોઈ વગેરે હિંદુઓનાં સ્થળો અહીં વિદ્યમાન છે પરંતુ આ રચનાઓ પાછલા કાળની છે એમાં શંકા નથી અને આ સ્થળો જોઈને તપ–ત્યાગની ભાવના સ્ફુરી આવતી નથી.

તપ અને ત્યાગની ભાવના તીર્થંકરોનાં ચરિત્રોમાંથી મળી આવે છે તેવી જ પ્રેરણા તેમના ઊભા કરેલાં સ્મારકો-માંથી પણ સ્ફુર્યા કરે છે. આ ભૂમિ શ્રીઋષભદેવ ભગવાનનાં ૩ અને શ્રીઅજિતનાથ, શ્રીઅભિનંદન, શ્રીસુમતિનાથ અને શ્રીઅનંતનાથનાં ચાર ચાર કલ્યાણકોથી પવિત્ર થયેલી છે. એ ભૂમિમાં કેટલાંયે જૈન મંદિરો અવશ્ય હોવાં જોઈએ. એ વિશે શ્રીજિનપ્રભસૂરિ 'વિવિધતીર્થકલ્પ'માં ઉલ્લેખે છે કે, બારમા–તેરમા સૈકામાં શ્રીદેવેન્દ્રસૂરિ અયોધ્યામાંના જિનમંદિરમાંથી પ્રાચીન અને પ્રભાવક એવી ચાર મૂર્તિઓ લઈને સેરિસા તીર્થની સ્થાપના માટે જતા હતા ત્યાં માર્ગમાં 'ધારાસેનક' (કદાચ માળવાનું 'ધાર' હોય)માં એક પ્રતિમા મૂકીને બાકીની ત્રણ પ્રતિમાઓ સેરિસા લઈ ગયા હતા. સંભવ છે કે, બારમા તેરમા સૈકામાં અહીં જૈનોની વસ્તી ઘટી જતાં અને યાત્રાળુઓની અવરજવરના અભાવે અહીંની મૂર્તિઓને લઈ જવામાં આવી હોય.

આમ છતાં શ્રીજિનપ્રભસૂરિના સમયમાં એટલે સં. ૧૩૭૦માં અહીં ઘાઘરા અને સરયૂ નદીના સંગમ ઉપર 'સ્વર્ગદ્વાર' હોવાનો તેમણે ઉલ્લેખ કર્યો છે. એ પવિત્ર સ્થાનમાં આવેલા જિનમંદિરમાં રત્નોના બનાવેલા ગોખલામાં ચક્રેશ્વરી અને ગોમુખની પ્રતિમાઓ હતી. વળી, ત્યાં શ્રીનાભિરાજાનું મંદિર અને પાર્શ્વવાટિકા હતાં એ સિવાય સીતાકુંડ, સહસ્રધાર નામનું સ્થાન, કિલ્લામાં મત્તગજેન્દ્ર નામના યક્ષ અને ગોપતાર વગેરે લૌકિક તીર્થો હતાં એમ 'વિવિધ-તીર્થકલ્પ'માં જણાવ્યું છે.

હાલના શહેરમાં કટરા મહોલ્લામાં નદીકિનારે શ્વેતાંબર જૈનોનું તીર્થધામ આવેલું છે. કોટની મધ્યમાં શ્રીઅજિતનાથ ભગવાનનું દેવાલય નવા સ્વાંગમાં શિખર અને ભૂમિગૃહથી શોભી રહ્યું છે. સામે જ સમવસરણ આકારની દેરીમાં ચોમુખજી બિરાજમાન છે, જૂના પરની દેરીઓમાંથી પાદુકા અને બિંબો લાવી અહીં તેમજ મૂળ મંદિરમાં પધરાવ્યાં છે. સમવસરણની આઠ બાજુઓમાં ચાર–ચાર, પાંચ–પાંચ જોડી પગલાં આલેખ્યાં છે, જે ચારે ભગવાનનાં મળીને ૧૯ કલ્યા-ણકોના સ્મરણની સ્થાપનારૂપે છે. ભોંયરામાં શ્રીઅનંતનાથ ભગવાન વગેરેની આઠ પાદુકાઓ છે. દેરાસરની જૂની પ્રતિમાઓ પૈકી એક પ્રતિમા ઉપર સં. ૧૬૭૧ની સાલનો લેખ આ પ્રકારે કોતરેલો છે—

" ॥ श्रीसंवत् १६७१ वर्षे वैशाख सुदि ३ शनौ रोहिणीनक्षत्रे आगरावास्तव्य[illegible](स) [illegible] [illegible] [illegible] (से)

सा० राजपाल भार्या राजश्री तत्पुत्र सं० ऋषभदास भार्या भा० रेषश्री तत्पुत्रसंघाधिप सं० कुंरपाल सं० सोनपालाभ्यां तत्पुत सं० संघराज सं० रूपचंद सं० चतुर्भुज सं० धनपालादिपुत्रैः श्रीअंचलगच्छे पूज्यश्रीधर्ममूर्तिसूरि तत्पट्टे पूज्यकल्याणसागरसूरीणामुपदेशेन विद्यमानश्रीवीरजिनबिंबं प्रतिष्ठापितं ॥ श्रीरस्तु ॥"

આ તીર્થમાં સં૦ ૧૬૭૧ ના ઉપરોક્ત લેખ સિવાય ચરણપાદુકાઓ ઉપર સં. ૧૮૭૭ની સાલના લેખો છે. વળી, દેરાસરમાં બે પ્રાચીન-લગભગ દશમા સૈકાની શ્યામપાષાણની બૌદ્ધ પ્રતિમાઓ જિનમૂર્તિ તરીકે પૂજાય છે. આ પ્રતિમાઓમાં વસ્ત્રાલંકારો પણ કોતરેલા છે અને '**ये धर्मा हेतुप्रभवा**' વાળો બૌદ્ધ પ્રતિમાઓ ઉપર આલેખાતો લેખ પણ મૂર્તિના મસ્તકના ફરતા ભાગમાં કોતરેલો છે આ સિવાય હાલમાં જ આરસનું એક મોટું સમવસરણ તૈયાર કરાવવામાં આવેલું છે.

અહીં વિશાળ જૈન ધર્મશાળા છે. તેમાં બધી સગવડ રહે છે. જૈનોની વસ્તી બિલકુલ નથી.

**પ્રયાગ: અલ્લાહાબાદ**

આજે જે શહેર અલ્લાહાબાદ નામે ઓળખાય છે તે મધ્યકાળમાં પ્રયાગ નામે પ્રસિદ્ધ હતું પરંતુ બહુ પ્રાચીન કાળમાં એટલે ભગવાન ઋષભદેવના સમયમાં આ પ્રયાગ અયોધ્યાનો જ એક ભાગ હતો. જૈનોના પ્રાચીન સૂત્રગ્રંથો મુજબ: આ ભાગ 'પુરિમતાલપાડા' નામે ઓળખાતો હતો. ભગવાન ઋષભદેવને આ સ્થળે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું. આજના કિલ્લામાં અક્ષયવટ નામે મોટો વડલો છે, તેની નીચે ભગવાન આદીશ્વરના કેવળજ્ઞાન કલ્યાણકનું સ્મરણ કરાવતી પ્રાચીન પાદુકાઓ સ્થાપન કરેલી હતી અને એથી આ સ્થળને જૈનોના પવિત્ર તીર્થસ્થળોમાં ગણાવેલું છે. શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં જે ૮૪ મહાતીર્થો ગણાવ્યાં છે તેમાં '**पुरिमताले श्रीआदिनाथः ।**' એમ કહીને આ તીર્થને નોંધ્યું છે.

ભગવાન મહાવીરસ્વામી આ પુરિમતાલપાડાના શકટમુખ ઉદ્યાનમાં ધ્યાનાવસ્થિત રહ્યા હતા. એ સમયે અહીં મહાબલ નામે રાજા રાજ્ય કરતો હતો. વગ્ગુર નામના શ્રાવકે ભગવાનની પૂજા અહીં કરી હતી. અહીંના અમોઘદર્શી ઉદ્યાનમાં ભગવાન મહાવીરનું સમવસરણ થયું હતું અને વિજય ચોર સેનાપતિના પુત્ર અભગ્નસેનના પૂર્વભવનું વર્ણન તેમણે કર્યું હતું. એ પછી પુષ્પચૂલા નામની સાધ્વીને અને અર્ણિકાપુત્ર આચાર્યને અહીં કેવળજ્ઞાન થયું હતું. શ્રીજિનપ્રભસૂરિ કહે છે કે, એ અર્ણિકાપુત્રનું અહીં નિર્વાણ થતાં એમનો દેહ શૂળીમાં પરોવાયો હતો અને દેવોએ તેમજ લોકોએ મહોત્સવ કરી આ સ્થળનું માહાત્મ્ય વધારી દીધું હતું.

પ્રાચીન તીર્થમાળાના કથન મુજબ: અહીં વડલા નીચે જે શ્રીઆદીશ્વર ભગવાનની પ્રાચીન પાદુકાઓ હતી, તેની પં. હંસસોમે સં. ૧૫૫૬ માં યાત્રા કરી હતી. તે પછી સં. ૧૬૪૮ માં રાય કલ્યાણ નામના શૈવ વણિકે ઉત્થાપીને ત્યાં શિવલિંગની સ્થાપના કરી દીધી. તે પછી ઔરંગઝેબે એ શિવલિંગનો નાશ કર્યો હતો.[1]

એ ઉત્થાપેલી પાદુકા અને બે જિનમૂર્તિઓ વડલા નીચેના એક ભાગમાં આજે પણ પડી છે, જેને લોકો હિંદુદેવ માનીને પૂજે છે. ચૌદમા સૈકામાં અહીં શ્રીશીતળનાથ ભગવાનનું મંદિર હતું એમ શ્રીજિનપ્રભસૂરિ પોતાના 'વિવિધ-તીર્થકલ્પ'માં નોંધે છે.

અહીં એક શ્વેતાંબર મંદિર તૈયાર થયેલું છે પરંતુ પ્રતિષ્ઠા ન થવાથી ખાલી પડ્યું છે. દિગંબર જૈનોનાં મંદિર, ધર્મશાળા અને તેમની વસ્તી સિવાય અહીં શ્વેતાંબર જૈનની વસ્તી કે ધર્મશાળા નથી.

મધ્યકાળમાં પ્રયાગ નામે ઓળખાતા સ્થળનું મનોહર વર્ણન 'રામાયણ' અને 'મહાભારત'માં કરેલું છે. ભારદ્વાજ મુનિનો આશ્રમ અહીં હતો અને મય નામના ચતુર શિલ્પીએ પાંડવોનો નાશ કરવા લાક્ષાગૃહની અહીં રચના કરી હતી. અહીં ગંગા, યમુના અને (ગુપ્ત) સરસ્વતી નામની ત્રણ નદીઓનો સંગમ થતો હોવાથી એને 'ત્રિવેણીસંગમ' કહે

1. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" પૃષ્ઠ ૭૬.

છે. મહાકવિ કાલિદાસે આ ત્રિવેણીનું રોચક વર્ણન આપ્યું છે. નદીનું મહાત્મ્ય માનનારા હિંદુઓએ આ 'ત્રિવેણી-સંગમ'ને તીર્થરૂપ ગણી ઘણાં દેવળોની રચના કરેલી છે. એથી આજે આ હિંદુ તીર્થધામ તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે.

સમ્રાટ અશોકના સમયે અહીં બૌદ્ધ સંસ્કૃતિએ પગપેસારો કર્યો હતો એની ખાતરી આપતો અશોકસ્તંભ (ઈ. સ. પૂર્વે ૨૬૯ થી ઈ. સ. પૂર્વે ૨૩૨) અહીંના કિલ્લામાં મોજુદ છે, એ જ સ્તંભ ઉપર સમ્રાટ સમુદ્રગુપ્ત (ઈ. સ. ૩૩૫ થી ૩૮૦)ના સમયનો અને સત્તરમી સદીમાં થયેલા બાદશાહ જહાંગીરના રાજ્યાભિષેક સમયના લેખો પણ તેમાં કોતરેલા છે.

સમ્રાટ અકબરે અહીં ઈ. સ. ૧૫૭૫ માં કિલ્લો બંધાવી આ શહેરને આબાદ કર્યું ત્યારથી આનું નામ અલ્લાહાબાદ પ્રસિદ્ધ થયું. એ પછી આ શહેર મુસલમાનોની ધાર્મિક પ્રવૃત્તિનું સ્થળ બન્યું હતું.

આ રીતે આ નગરમાં શ્રમણ, વૈદિક અને મુસ્લિમ સંસ્કૃતિઓનો સંગમ થયાની હકીકત જણાય છે. જાણે એ સંસ્કૃતિઓના સંગમની યાદ આપવા માટે જ કુદરતે આ ભૂમિમાં ત્રિવેણીસંગમની રચના કરી હોય એવી કલ્પના થઈ આવે છે.

પ્રયાગના પ્રદર્શનાગાર (મ્યુઝિયમ)માં અનેક પ્રાચીન જૈન સ્થાપત્યો છે, જેનો પરિચય મુનિરાજ શ્રીકાંતિસાગરજી-એ 'જ્ઞાનોદય' માસિકમાં કરાવ્યો છે.

**અષ્ટાપદઃ**

અષ્ટાપદ તીર્થ ક્યાં આવ્યું તેનો આજે પત્તો નથી પરંતુ જૈનશાસ્ત્રોમાં આ તીર્થનો મહિમા ખૂબ બતાવ્યો છે. પ્રાચીન એવી 'આચારાંગ–નિર્યુક્તિ'માં ભારતનાં તીર્થોમાં એની પહેલી ગણના કરેલી છે:

"अट्ठावय उज्जिते, गयग्गपए अ धम्मचक्के य । पासरहावत्तनगं, चमरुप्पायं च वंदामि ॥"

આ ગાથામાં જણાવેલાં તીર્થો પૈકી ઉજ્જિંત–ગિરનાર સિવાયનાં બધાં તીર્થો આજે વિચ્છેદ પામ્યાં છે. શ્રીજિન-પ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં આ તીર્થ વિશે પ્રાચીન ગ્રંથોના આધારે કેટલીક માહિતી આપી છે, એનાથી જ આપણે આ તીર્થનો ટૂંકમાં પરિચય મેળવી લઈએ.

કવિ કહે છે કે, અયોધ્યા નગરીથી ૧૨ યોજન દૂર 'કૈલાસ' નામે જે પર્વત છે, તે જ 'અષ્ટાપદ'ના બીજા નામથી ઓળખાય છે. એ પર્વત આઠ યોજન ઊંચો અને સફેદ શિલાઓથી 'ધવલગિરિ' નામે પણ પ્રસિદ્ધ છે. આ ધવલગિરિનાં શિખરોનું દર્શન અયોધ્યાના સીમાડે આવેલાં વૃક્ષો ઉપર ચડીને જોઈએ તો થાય છે. એ આખોયે પ્રદેશ ઝરણાં, ઝાડી અને સરોવરોથી ભરપુર છે. પંખીઓ સિવાય કોઈ માનવ-પ્રાણીનો ત્યાં સંચાર નથી એ પર્વતની નજીકમાં જ માનસરોવર આવેલું છે.

જૈન કથા પ્રમાણે શ્રીઋષભદેવ ભગવાન અને તેમના બાહુબલિ વગેરે ૯૯ પુત્રો સાથે મળીને કુલ ૧૦૮ મનુષ્યોએ એક જ સમયે આ પર્વતમાં નિર્વાણ પ્રાપ્ત કર્યું હતું. એ નિર્વાણસ્થળે ત્રણ સ્તૂપોની રચના એ સમયે ત્યાં થઈ હતી. ભરત ચક્રવર્તીએ સિંહનિષદ્યા નામનો જિનપ્રાસાદ અહીં બંધાવ્યો હતો. આ મંદિર વિશાળ, ભવ્ય અને રમણીય હતું. કહે છે કે એ મંદિરની રક્ષા માટે સગર ચક્રવર્તીના ૬૦ હજાર પુત્રોએ અષ્ટાપદની આસપાસ ખાઈ ખોદીને ગંગાનો પ્રવાહ તેમાં વાળ્યો હતો. એ ખાઈ એવડી મોટી બની કે સાધારણ મનુષ્ય ત્યાં જઈ શકતો નહિ અને તેથી એ તીર્થ સહુને અગમ્ય બન્યું.

અષ્ટાપદ તીર્થ ઉપર ભરત ચક્રવર્તી વગેરે અનેક મુનિરાજો નિર્વાણ પામ્યા હતા. આથી આ તીર્થનો મહિમા ખૂબ વધ્યો, ભગવાન મહાવીરે સ્વયં આ તીર્થની મહત્તા ગાતાં પર્ષદામાં જાહેર કર્યું કે જે માણસ લબ્ધિવડે આ તીર્થની યાત્રા કરે તો એ જ ભવે મોક્ષ પામે છે.

આટલા વર્ણન ઉપરથી પણ અષ્ટાપદની મહત્તાનો ખ્યાલ આવે છે. ભગવાન મહાવીરસ્વામીના સમયે પણ લોકમાં આ તીર્થ અગમ્ય હતું એમ ઉપર્યુક્ત હકીકતથી જણાય છે.

જૈન શાસ્ત્રોમાં આ તીર્થનો મહિમા ખૂબ ગવાતો જોઈને ભક્તોએ 'અષ્ટાપદાવતાર' નામનાં તીર્થોની રચના કરેલી છે. 'કુવલયમાલા'ની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે, જાલોરના સુવર્ણગિરિ ઉપર 'અષ્ટાપદ'નું ચૈત્ય હતું. જે આજે ચૌમુખના મંદિર તરીકે રૂપાંતરિત થયેલું મનાય છે. ગિરનાર, શત્રુંજય, આબુ, રાણકપુર વગેરે તીર્થોમાં અષ્ટાપદની રચનાઓ કરેલી છે. સુલતાનગંજ પાસેની ગંગા નદીના મધ્ય ભાગમાં એક અષ્ટાપદાવતારની રચના કરવામાં આવી હતી પરંતુ દુર્ભાગ્યે એ તીર્થ પણ આજે તો જૈનેતરોના કબજામાં છે.

આટલા વર્ણન સિવાય અષ્ટાપદ તીર્થને જોવા–જાણવાનું આપણી પાસે કંઈ જ સાધન નથી. ગ્રંથો એવી માહિતી પણ આપે છે કે, બદ્રી પાર્શ્વનાથ, કેદાર પાર્શ્વનાથ, વિમળનાથ, માનસરોવર આદિ તીર્થો હિમાલયનાં શિખરોમાં હતાં. એ તીર્થો પણ આજે તો અગમ્ય છે.

**કોશાંબી :**

જૈન સૂત્રોમાં કોશાંબીનો ઉલ્લેખ મળે છે એ મુજબ છઠ્ઠા તીર્થંકર શ્રીપદ્મપ્રભસ્વામીનાં ૪ કલ્યાણકોની આ ભૂમિ મનાય છે. 'આવશ્યકસૂત્ર'માં નોંધ છે કે, કોશાંબી યમુનાના કાંઠે હતી.

ગંગા નદીએ જ્યારે હસ્તિનાપુરનો નાશ કર્યો ત્યારે રાજા પરીક્ષિતના ઉત્તરાધિકારીઓએ કોશાંબીને પોતાની રાજધાની બનાવી હતી. વત્સદેશની મુખ્ય નગરી બનવાનું એને સૌભાગ્ય વર્યું હતું.

ભગવાન મહાવીરસ્વામી અહીં અનેકવાર પધાર્યા હતા. તેમની પ્રથમ શિષ્યા ચંદનબાળાને ભગવાને અહીં દીક્ષા આપી હતી. રાણી મૃગાવતીએ પણ અહીં ભગવાન પાસે દીક્ષા લીધી હતી. એ દીક્ષા અગાઉ અહીં એક વિચિત્ર ઘટના બની ચૂકી હતી.

ભગવાન મહાવીરના સમયે અહીંનો રાજા શતાનીક હતો. તેને મૃગાવતી નામની રાણી હતી. એના સૌંદર્યનાં વખાણ સાંભળી ઉજ્જૈનીના રાજવી ચંડપ્રદ્યોતે તેને મેળવવા માટે કોશાંબી ઉપર ચડાઈ કરી. શતાનીકનું અતિસારથી મૃત્યુ થતાં શીલવતી મૃગાવતીને યુક્તિ વાપર્યા વિના છૂટકો ન રહ્યો. ચંડપ્રદ્યોતને મૂર્ખ બનાવવા મૃગાવતીએ જે કહેણ મોકલ્યું એ મુજબ ચંડપ્રદ્યોતે ઉજ્જૈનીનો કિલ્લો પડાવી નાખી કોશાંબીનો કિલ્લો બંધાવી આપ્યો. એ પછી મૃગાવતીએ પોતાના પુત્ર ઉદયનને રાજગાદી ઉપર બેસાડી ભગવાન પાસે દીક્ષા લીધી હતી.

એ પછી ચંડપ્રદ્યોત ઉદયનને ઉજ્જૈની લઈ ગયો. ગંધર્વવિદ્યામાં કુશળ ઉદયનને ચંડપ્રદ્યોતની પુત્રી વાસવદત્તાને સંગીત શીખવવાનું કામ સોંપવામાં આવ્યું. ઉદયનને પોતાના વેરનો બદલો લેવાની તક મળી જતાં વાસવદત્તાને ઉજ્જૈનીમાંથી ભરબજારે તે ઉપાડી જઈ કોશાંબી લઈ ગયો ત્યારે જ ચંડપ્રદ્યોતના હાથ હેઠે પડયા.

શ્રીઆર્ય સુહસ્તિસૂરિ અને આર્ય મહાગિરિ આ નગરમાં પધાર્યા હતા.

ચીનીયાત્રી ફાહિયાનના સમયમાં આ નગર ધ્વસ્ત હાલતમાં હતું

શ્રીહેમચંદ્રાચાર્યે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' (પર્વ : ૧૦, સર્ગ : ૧૧, શ્લોક : ૨૫૮)માં જણાવ્યું છે કે, ઉજ્જૈનીથી કોશાંબી ૧૦૦ યોજન દૂર છે.

ચૌદમી સદીમાં કોશાંબીની સ્થિતિનો ખ્યાલ આપતાં શ્રીજિનપ્રભસૂરિ પોતાના 'વિવિધતીર્થકલ્પ'માં નોંધ આપે છે એ મુજબ: અહીં પ્રાચીન કિલ્લો (ચંડપ્રદ્યોતે બંધાવી આપેલો) વિદ્યમાન છે. આ નગરી યમુનાના કિનારે વસેલી છે. અહીં કેસુડાંની ગીચ ઝાડી અને બગીચાઓ ઘણા છે. આ નગરી પાસે ધનવૃષ્ટિ થયેલી તે 'વસુહાર' નામનું ગામ છે, ભગવાન મહાવીરસ્વામીના અભિગ્રહના પારણાના (જેઠ સુદિ ૧૦ના) દિવસે અહીંના લોકોમાં ધર્મક્રિયા વિશેષ પ્રમાણમાં થાય છે. અહીંના મંદિરમાં મનોહર જિનમૂર્તિઓ છે શ્રીપદ્મપ્રભ ભગવાનના મંદિરમાં ભગવાન મહાવીરને પારણું કરાવતા પ્રસંગની ચંદનબાળાની આબેહૂબ મૂર્તિ પણ વિરાજમાન છે.'[1]

---

૧. 'जत्थ य पसमणपद्दोसेए पारणकरावणसंजायसंविधपडिमा चंदणबालासुत्ती दीसइ'—विविधतीर्थकल्प, पृ० २३, पंक्ति २४.

લગભગ ૧૧ મા સૈકા અને તે પછી અહીં આવેલા યાત્રીઓએ કોશાંબીના તીર્થની સ્થિતિનો ખ્યાલ પોતપોતાની રચિત તીર્થમાળાઓમાં આપ્યો છે એ મુજબ: સં. ૧૫૫૬ લગભગમાં પં. હંસસોમ અહીં આવ્યા ત્યારે અહીંના મંદિરમાં ૧૪ જિનમૂર્તિઓ હતી. સં. ૧૬૬૧ લગભગમાં શ્રીવિજયસાગર[3] અને સં. ૧૬૬૪ લગભગમાં શ્રીજયવિજય ગણિ[4] આવ્યા ત્યારે અહીં ૨ જિનાલયો વિદ્યમાન હતાં એમ જણાવ્યું છે. પરંતુ સં ૧૭૪૭ લગભગમાં આવેલા પં. સૌભાગ્યવિજયજીએ અહીં માત્ર ૧ જીર્ણ જિનાલય હોવાનું જણાવ્યું છે.[5]

આ નોંધ ઉપરથી જણાય છે કે, અઢારમા સૈકાના ઉત્તરાર્ધ સુધીમાં અહીંનાં બે દેવળો પૈકીનું જે એક બચી રહ્યું હતું તે પણ જીર્ણ થાની ચૂક્યું હતું.

ઉપર્યુક્ત યાત્રીઓએ કોશાંબીના માર્ગનો વિહારક્રમ આપ્યો છે એ પણ અહીં નોંધવા જેવો છે: એમાંથી આપણને પ્રાચીન કોશાંબી ક્યાં આવી તેનો પત્તો મળી શકે એમ છે.

સં. ૧૬૬૧ માં તીર્થમાળાની રચના કરનાર પં. વિજયસાગરે પોતાનો વિહારક્રમ આ રીતે નોંધ્યો છે:– આગરાથી યમુનાની પાર ૨ જિનમંદિરો છે. ત્યાંથી ૧૨ કોસ દૂર પીરોજાબાદમાં શ્રીમુનિસુવ્રતસ્વામીનું મંદિર છે. ત્યાંથી ૧૫૦ કોસ દૂર સાહિજાદાપુરમાં જિનમંદિર છે. ત્યાંથી ૩ ગાઉ દૂર મઉ ગામમાં ૧ જૂનું દેરાસર છે. અહીં ચંદનબાલાને કેવળજ્ઞાન ઉપજ્યું હતું. ત્યાંથી ૯ કોસ દૂર યમુનાના તીરે કોશાંબી નગરી છે. ત્યાં ૨ જિનમંદિર અને ખમણાવસહી છે.[6]

સં. ૧૬૬૪માં તીર્થમાળાની રચના કરનાર પં. શ્રીજયવિજયજી પોતાનો વિહારક્રમ આ રીતે આપે છે:– શોરીપુરથી ૧૧૫ કોસ દૂર સાહિજાદપુરમાં ૫ જિનમંદિર છે. ત્યાંથી ૩ કોસ દૂર આવેલા મઉ ગામમાં ભગવાન મહાવીરનું મંદિર છે. ત્યાંથી ૫ કોસ દૂર કોશાંબી નગરી છે. ત્યાં ૨ જિનમંદિર, શ્રીપદ્મપ્રભસ્વામીનાં પગલાં, અને ચંદનબાળાએ ભગવાનને બાકુલા વહોરાવ્યાં એની યાદમાં રચાયેલો બાકુલાવિહાર છે. બંને મંદિરમાં કુલ ૧૪ જિનબિંબો છે. પાસે ધન્ના–શાલિભદ્રનું સરોવર છે.

પં. સૌભાગ્યવિજયજી સં. ૧૭૭૬ માં આગરાથી વિહાર કરી યમુનાની પાર તપાગચ્છીય પોષાળમાં આવ્યા ત્યાં દેરાસરોને વંદન કરી પીરોજાબાદ, ત્યાંથી દક્ષિણમાં ૧ ગાઉ દૂર ચંદવાડીમાં આવ્યા અને ચંદ્રપ્રભુની સ્ફટિક મૂર્તિનાં દર્શન કરી પાછા પીરોજાબાદ આવ્યા. ત્યાંથી ૬ કોસ દૂર આવેલા સકુરાબાદમાં શ્રાવકના ધવલપાસાદો હતા, ત્યાંથી કોરટા, જિહાંનાબાદ, કડા, મણિકપુર, દાસનગર, અને સાહિજાદાપુર આવ્યા ત્યારે ત્યાં શ્રાવકો હતા. આ ગામમાં જે પોષાળ હતી તેની કોઈ કુમતીએ મસીદ બનાવી દીધી હતી આ સાહિજાદાપુરથી ૩ કોસ દૂર મઉઆ ગામ છે. અહીં ૨ જૂનાં જિનમંદિરો હતાં, જ્યાં મૃગાવતી અને ચંદનબાલાને કેવળજ્ઞાન ઉપજ્યું હતું. અહીંથી ૯ કોસ દૂર કોશાંબી નગરી આવેલી છે. અહીં જીર્ણ થઇ ગયેલું જિનમંદિર અને ચંદનબાળાની પ્રતિમા છે[7]

અત્યારે અલ્લાહાબાદ જિલ્લામાં માન જહાનપુર તહેસીલમાં યમુના નદીના ડાબા કિનારે આવેલા જહાનપુરથી દક્ષિણમાં ૧૨ માઈલ દૂર અને અલ્લાહાબાદથી દક્ષિણ–પશ્ચિમમાં ૩૧ માઈલ દૂર કોસમ ઇનામ અને કોસમ ખીરાજ નામનાં ૨ ગામડાં છે તે જ પ્રાચીન કોશાંબીનાં અવશેષો છે. આ ભૂમિને આજે 'કોસંબપાળી' કહે છે. અહીંથી ૪ માઈલ દૂર પભોસાનું ગામ અને પહાડ છે.

કોશાંબીના ખંડિયેરમાંથી એક પ્રાચીન આયાગપટ્ટ મળી આવ્યો હતો, જે અલ્લાહાબાદના ઇતિહાસજ્ઞ ડૉ વામનદાસ બસુને ત્યાંની સંગ્રહશાળામાં કેટલાંક પુરાણાં અવશેષોમાંથી જાણવા મળ્યો છે, તેના ઉપર આ પ્રકારે લેખ વાંચવામાં આવ્યો છે:—

---

૨. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ:" પૃષ્ઠ ૧૪.

૩. એજન: પૃષ્ઠ: ૨–૩.

૪. એજન: પૃષ્ઠ: ૨૩–૨૪.

૫. એજન: પૃષ્ઠ: ૭૫.

૬. એજન: પૃષ્ઠ: ૨–૩.

૭. એજન: પૃષ્ઠ: ૭૪–૭૫.

" सिद्धम् राञो शिवमित्रस्य संवछरे १०,२००००००००००००० स माहकिय........थविरस बलदासस निवर्तन सः........ सिवनंदिस अंतेवासिस.........शिवपालितान आयपटो थापयति अरहतपूजाये ॥ "

—સિદ્ધ, રાજા શિવમિત્રના રાજ્યના ૧૨ મા વર્ષે સ્થવિર બલદાસના ઉપદેશથી....શિવનંદિના શિષ્ય....શિવપાલિતનો....આર્યપટ્ટ અરહંતોની પૂજા માટે સ્થાપન કર્યો.

અહીં કોઈ શ્રાવકની વસ્તી કે મંદિર નથી માત્ર ક્ષેત્ર સ્પર્શના કરવાની રહે છે.

આ ભૂમિમાંથી કેટલીયે પ્રાચીન વસ્તુઓ મળી આવે છે. અહીંથી કેટલાક સિક્કા મળ્યા છે, તેના ઉપર વત્સ—વાછરડાનું ચિહ્ન જોવાય છે. આ ચિહ્ન વત્સ દેશનો સંકેત કરે છે.

### તુંગિયસંનિવેશ :

ઉપર્યુક્ત કોશાંબીની આસપાસ તુંગિયસંનિવેશ હતું. ભગવાન મહાવીરના દશમા ગણધર શ્રીમેતાર્યનો અહીં જન્મ થયો હતો. આજનું માંગીતુંગી ગામ પ્રાચીન તુંગિયસંનિવેશ હોવું જોઈએ એવું અનુમાન છે.

### નંદિગ્રામ :

કોશાંબી અને વૈશાલીની વચ્ચે નંદીગ્રામ હતું. ભગવાન મહાવીર વૈશાલીથી સૂસુમાર, ભોગપુર થઈને આ ગામમાં પધાર્યા હતા. અહીંથી મેંઢિય ગામ થઈને ભગવાન કોશાંબીમાં વિચર્યા હતા. આજે અયોધ્યામાં ફૈઝાબાદથી દક્ષિણ તરફ ૮–૯ માઈલ ઉપર આવેલા ભરતકુંડની પાસે નંદગામ છે, તે જ પ્રાચીન નંદિગ્રામ હોય એમ જણાય છે.

### ગયા :

ફલ્ગુ નદીના કિનારે આવેલું ગયા મોટું શહેર છે. ફલ્ગુમાં પાણી નથી હોતું. કહે છે કે સીતાના શાપથી એ ભોંયમાં રહે છે. તેમાં ત્રણ ચાર હાથ જમીન ખોદીએ ત્યારે પાણી જોવાય છે. હિંદુઓનું આ તીર્થધામ છે. હિંદુઓ પિતૃઓનું શ્રાદ્ધ કરવા આ તીર્થમાં આવે છે. જૈનો શ્રાદ્ધમાં માનતા નથી.

આ ગંગાથી ૭ માઈલ દૂર બૌદ્ધોના તીર્થસ્થળ તરીકે જાણીતું 'બોધિગયા'નું સ્થાન છે. જૂના વખતમાં આને ઉરુવેલા કહેતા હતા. ભગવાન બુદ્ધે અહીં સાધના કરી નવા તત્ત્વમાર્ગની શોધ કરી હતી. એ માર્ગ તે ઉપશમ, પ્રજ્ઞા, સંબોધ અને નિર્વાણ આપનારો મધ્યમમાર્ગ હતો. આ જ માર્ગ આર્ય અષ્ટાંગિક માર્ગ તરીકે પ્રસિદ્ધિ પામ્યો હતો. એ સાધનાના સ્મરણરૂપે અહીં બુદ્ધ ભગવાનનું વિશાળ મંદિર બનેલું છે. પાસે 'ચંક્રમણ ભૂમિ' છે અને નજીકમાં કમળોથી છવાયેલું તળાવ અને બૌદ્ધ સાધુઓનો મઠ છે.

શ્રીઅહીશચંદ્ર વંદોપાધ્યાય આ તીર્થ વિશે પ્રકાશ પાડતાં લખે છે કે, ગયા–બોધિવૃક્ષ બુદ્ધની ધ્યાનસાધના પૂર્વે પણ પવિત્ર સ્થળ માનવામાં આવતું હતું પરંતુ એના તરફ ઉપેક્ષા કરવામાં આવી છે. વસ્તુત: જૈન ગ્રંથોનાં વિવરણો, જે આધુનિક અન્વેષકોને પ્રામાણ્ય નહોતાં તે કંઈક અંશે આ ઉપેક્ષા માટે ઉત્તરદાયી છે.[1]

'આર્ક્યોલોજીકલ સર્વે ઑફ ઈંડિયા' પૃષ્ઠ: ૩ માં નોંધ છે કે—'આ મૂર્તિની ડાબી બાજુએ એક બે હાથની ઊભી (કાયોત્સર્ગસ્થ) નાની મૂર્તિ છે. તેની નીચે ઘોડાનું લાંછન છે, તેથી આ મૂર્તિ જૈનોના ત્રીજા તીર્થંકર સંભવનાથની હોય એમ જણાય છે.' આ મંદિર બ્રહ્મજૂની પહાડીના શિખર ઉપર આવેલું છે.

### પચાર પહાડી :

રફીગંજથી દક્ષિણ પૂર્વ ૨ માઈલ દૂર પચાર પહાડી આવેલી છે. એ પહાડી પર દક્ષિણ દિશામાં એક ગુફા છે. એ ગુફામાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ તેમજ બીજી મૂર્તિઓ છે.[2]

---

૧. " જૈન ભારતી " માસિક, વર્ષ: ૧૨. અંક: ૨. માં " રાજગૃહમેં પ્રાચીન જૈન સામગ્રી " શીર્ષક લેખ.

૨. " બંગાલ, બિહાર, ઉડિસા પ્રાંતકે જૈન સ્મારક " પૃ૦ ૩૩.

ભદ્દિલપુર :

દશમા તીર્થંકર ભગવાન શીતળનાથનાં ૪ કલ્યાણકોથી પવિત્ર બનેલું ભદ્દિલપુર ભગવાન મહાવીરના સમયે મલય-દેશની રાજધાનીનું નગર હતું. જૈન સૂત્રોમાં આ નગરના ઘણા ઉલ્લેખો મળી આવે છે, 'આવશ્યક સૂત્ર'થી જણાય છે કે, ભગવાન મહાવીરસ્વામીએ છદ્મસ્થાવસ્થામાં એક ચતુર્માસ આ નગરમાં વીતાવ્યું હતું.

સં. ૧૭૫૦માં પં. શ્રીસૌભાગ્યવિજયજીએ રચેલી 'તીર્થમાળા'માં આ તીર્થ ક્યાં આવ્યું એ વિશે આ પ્રકારે જણાવ્યું છે:—

"તિહાંથી સોલે કોસે જાંણીએ રે, ભદ્દિલપુર છે, હતારા પ્રસિદ્ધ રે,
વિષમ મારગ છે વનખંડે કરી રે, સાથે પંથદિખાઉ લિદ્ધ રે. ૬
આવ્યા ભદ્દિલપુર ઉલટ ધરી રે, ગિરિ ચઢિયા દિન પૂજે ભાય રે;
રાજાનો આદેશ લેઈ કરી રે, ફરસ્યા પારસનાથના પાય રે. ૭
સસફણામણી મૂરતિ પાસની રે, એક ગુફામાં એકમલ્લ રે;
નિપટ સરોવર કમલ ફુલે ભર્યો રે, નિર્મલ પાણી તાસ અવલ્લ રે. ૮
પૂજીને તે ગિરિથી ઊતરી રે, આવ્યા ગાંમ હતારે જેથ રે;
જનમ થયો શીતલ જિનરાયનો રે, ચાર કલ્યાણક હુઆ એથ રે. ૯

આ અવતરણ ઉપરથી અઢારમા સૈકામાં ભદ્દિલપુર કેવી સ્થિતિમાં હતું તેનો ખ્યાલ આવે છે. કવિના કથન મુજબ: ગયાથી ૧૬ કોસ દૂર હતારા ગામ જ પ્રાચીન ભદ્દિલપુર છે એ હતારા પાસેના પહાડ ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. પાસેની એક ગુફામાં એકલમલ શ્રીપાર્શ્વનાથની સસફણાવાળી મૂર્તિ છે. તેની પાસે કમલ પુષ્પથી ભરેલું નિર્મળ સરોવર છે; એ પછી જ્યાં શીતલનાથ ભગવાનનાં ૪ કલ્યાણકો થયાં એવા હતારા ગામમાં તેઓ આવ્યા.

આજે પટણાથી લગભગ ૧૦૦ માઈલ અને ગયાથી નૈઋત્ય દક્ષિણ દિશામાં ૨૮ માઇલ દૂર ગયા જિલ્લાનું હટવરિયા ગામ છે અને ત્યાંથી ૪–૫ માઈલ દૂર દંતારા નામનું ગામ છે. આ ગામો ભદ્દિલપુરનાં અવશેષો છે. દંતારાની પાસે જ કોલવા નામનો પહાડ આવેલો છે.

આ પહાડના ચડાવ ઉપર વિવિધ પ્રકારની વનસ્પતિ અને ગીચ ઝાડી વચ્ચે આવેલા મેદાનમાં 'આકાશલોચન' નામે એક તળાવ છે. આ તળાવ પાસે જ એક પાતાળપાણી કુંડ છે, તેની પાસે જ એક શ્વેતાંબર જૈન મંદિર ખાલી ઊભું છે. તેમાં મૂર્તિઓ નથી.

અત્યારે આ તીર્થભૂમિ ઉપર ઊભા રહીને એ પ્રાચીન કાળના તીર્થના ગૌરવનું સ્મરણ માત્ર કરવાનું રહે છે.

★

## ૨૫૭. બિહાર

(કોઠા નંબર : ૪૩૪૦-૪૩૪૧)

પ્રાચીન કાળના ઉદ્દંડપુરનું નામ પાછળથી બિહાર અને તે પછી બિહારશરીફ નામે જાણીતું થયું. પ્રાચીન સમયના ઉદ્દંડપુરનો ઉલ્લેખ જૈન સૂત્રોમાં અને 'મહાભારત' વગેરે ગ્રંથોમાં કરેલો છે. પાલકાલીન એક બૌદ્ધ મૂર્તિ ઉપર ઉદ્દંડપુરનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. એમ પણ કહેવાય છે કે, અહીં ઘણા દંડી સાધુઓ નિવાસ કરતા હતા તેથી આ નગર દંડપુર નામે પણ ઓળખાતું હતું.

જૈન સૂત્રોથી જણાય છે કે, ગોશાલકે આ ઉદ્દંડપુરના ચંદ્રાવતરણ ચૈત્યમાં એણેયકનું શરીર છોડી મલ્લરામના શરીરમાં પ્રવેશ કરવાનો ભગવાન મહાવીર સામે દાવો કર્યો હતો. એ પછી સમ્રાટ અશોકે ધર્મપ્રચાર અર્થે અહીંથી જ દૂર–સુદૂર દેશોમાં ઉપદેશકો મોકલ્યા હતા. લગભગ ચોથી અને પાંચમી શતાબ્દીમાં આ સ્થળ સમૃદ્ધ હતું. અહીંનું કળાકૌશલ ખૂબ વખણાતું હતું. એ પછી આ નગરનો નાશ થયો હતો.

પાલવંશના પ્રથમ રાજવી ગોપાલે (ઈ. સ.૮૧૫-૯૦) આ સ્થળને ફરી વસાવી મગધનું પાટનગર બનાવ્યું.[1] તેણે અહીં એક બૌદ્ધવિહાર બંધાવ્યો જેના કારણે આ નગર અને આખોયે પ્રાંત બિહાર નામે પ્રસિદ્ધિ પામ્યો. સમય જતાં ઉદંડપુર નામ લોકોની સ્મૃતિમાંથી ભુંસાઈ ગયું. લગભગ ૧૧-૧૨ મી સદીમાં થયેલા 'નૈષધ મહાકાવ્ય'ના રચયિતા શ્રીહર્ષ કવિએ આ વિહારના શ્રાવકોની અનુપમ ભક્તિને ઉપમાનદ્વારા સૂચિત કર્યું છે.[2] આનું કારણ એ સમજાય છે કે, બિહારમાં અને તેની નજીકમાં જ આવેલા તુંગીયા નગરમાં જૈન સાધુઓ અને ગૃહસ્થોની વસ્તી વિપુલ હતી એટલું જ નહિ તેઓ સમૃદ્ધ અને સત્તાસંપન્ન હોય એમ પણ પ્રાચીન વર્ણનોથી જણાઈ આવે છે તુંગીયા વિશે આગળ કહેવામાં આવશે; પરંતુ ૧૮મી સદીના તીર્થયાત્રી કવિઓએ તો બિહારને જ તુંગીયા નગર તરીકે ઓળખાવ્યું છે.[3]

સં. ૧૨૫૬માં બખ્ત્યારના પુત્ર મહમ્મદે અહીંના રાજા ગોવિંદપાલને મારી આ નગરનો ભંગ કર્યો હતો.

યુગપ્રધાનાચાર્ય પટ્ટાવલીથી જણાય છે કે, વાચનાચાર્ય શ્રીરાજશેખરસૂરિ પોતાની શિષ્યમંડળી સાથે ઉદ્દંડવિહાર અથવા વિહારમાં સં. ૧૩૫૨ માં આવ્યા હતા. એ સમયે મહત્તિયાણ જાતિના જૈનો અહીં અધિક સંખ્યામાં હતા, તેમણે પોતાનું સ્વતંત્ર જૈન મંદિર અહીં બંધાવ્યું હતું, જે આજે પણ મથિયાન મહોલ્લામાં જીર્ણ દશામાં વિદ્યમાન છે. પ્રતિમાલેખોથી જણાય છે કે, ૧૭-૧૮મી સદીમાં મહત્તિયાણ જૈનોની અહીં પ્રધાનતા હતી અને તેઓ સંપન્ન હતા.

સં. ૧૫૬૯માં અહીં મખ્દૂમશાહની કબર બનતાં આ નગરને બિહારશરીફ નામ આપવામાં આવ્યું. બિહારનાં ખંડિયેરો આજે પણ આ શહેરના વાયવ્યખૂણામાં આવેલા પહાડ પર વિદ્યમાન છે.

આજે અહીં ૧૦૦ જૈન શ્વેતાંબર શ્રાવકોની વસ્તી છે. બિહારશરીફ રેલ્વે સ્ટેશન નજીક ૧ જૈનધર્મશાળા, ૧ ઉપાશ્રય અને કુલ ૨ જૈન મંદિરો વિદ્યમાન છે.

૧. લાલબાગમાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયક ઉપર સં. ૧૯૧૦નો લેખ છે. આ મંદિરમાં ૧ શ્રીઆદિનાથની અને ૧ બુદ્ધ જેવી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન પ્રતિમાઓ છે. પાષાણની કુલ ૧૧ અને ધાતુની ૧ પ્રતિમા છે.

૨. મથિયાન મહોલ્લામાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું શિખરબંધી મંદિર જીર્ણદશામાં ઉભેલું છે. તેમાં પાષાણની ૭ અને ધાતુની ૧ પ્રતિમા છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂરત છે.

**તુંગીયા :**

'ભગવતીસૂત્ર'થી જણાય છે કે, ભગવાન મહાવીર જ્યારે રાજગૃહના ઉદ્યાનમાં બિરાજતા હતા ત્યારે કાલિયપુત્ર આદિ ૫૦૦ પાર્શ્વસંતાનીય સ્થવિરો તુંગીયાના પુષ્પવૃત્તિક ચૈત્યમાં આવ્યા હતા. એ સમયે રાજગૃહના શ્રાવકો ધર્મશ્રવણ નિમિત્તે અહીં આવ્યા હતા અને તેમની સાથે ધર્મચર્ચા કરી હતી. એ વાતની ખબર ગૌતમ ગણધરને જ્યારે તેઓ ભિક્ષા નિમિત્તે ફરવા નીકળ્યા ત્યારે જ પડી હતી. એ સમયે તુંગીયાના જૈન ગૃહસ્થો સમૃદ્ધ અને સત્તાસંપન્ન હોય એમ જણાય છે. ભગવાન મહાવીરના મેતાર્ય નામના ગણધર આ તુંગિયાના નિવાસી હતા. 'કલ્પસૂત્ર'માં આવતા તુંગિક નામે જૈન શ્રમણોના ગણના ઉલ્લેખથી જણાય છે કે, આ નગર જૈન શ્રમણોનું કેંદ્ર રહ્યું હશે અને એ જોઈ પાસેના ઉદ્દંડપુરમાં બૌદ્ધોએ પોતાનો અડ્ડો જમાવ્યો હશે. ૧૮મી સદીના યાત્રીઓએ બિહારને જ તુંગીયા બતાવ્યું છે,[3] વસ્તુત: બિહારથી ૪ માઈલ દૂર તુંગી નામનું નાનું ગામ અત્યારે વિદ્યમાન છે તે જ પ્રાચીન તુંગીયાનું અવશેષ હોય એમ જણાય છે.



૧. Nandolal Dey: The Geographical Dictirionay of Ancient and Mediaeval India.

૨. 'નૈષધ મહાકાવ્ય': સર્ગ: ૧, શ્લોકઃ ૭૧.

૩. 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ' પૃ૦

# ૨૫૮. પટણા

( કોઠા નંબર : ૪૩૪૨-૪૩૪૫ )

આજે આપણે જેને પટણાના નામે ઓળખીએ છીએ તેનું પુરાણું નામ પાટલીપુત્ર હતું. મગધદેશની રાજધાનીનું આ નગર કૂણિક–અજાતશત્રુના પુત્ર ઉદાયીએ વસાવ્યું હતું એમ જૈન અનુશ્રુતિઓથી જણાય છે. 'વાયુપુરાણ'[1] આ હકીકતને ટેકો આપતાં કહે છે કે ઉદાયીએ પોતાના રાજકાળના ચોથા વર્ષે પાટલીપુત્ર વસાવ્યું. ઇતિહાસજ્ઞોની માન્યતા મુજબ વિ. સં. પૂર્વે ૪૪૪ માં ઉદાયી ગાદીએ આવ્યો હતો એટલે તેની આસપાસના સમયમાં પાટલીપુત્રની સ્થાપના કરવામાં આવી એમ માની શકાય. એક હકીકતે પાટલીવૃક્ષના નિમિત્તથી[2] અને બીજી હકીકતે બૌદ્ધ ગ્રંથ 'મહાવગ્ગ'ના કથન મુજબ અજાતશત્રુએ સુનિદ્ધ અને વસ્સકાર નામના પ્રધાન મંત્રીઓ દ્વારા ઇ. સ. પૂર્વે ૪૮૦ માં પટણા વસાવ્યું અથવા કિલ્લો બંધાવ્યો.[3] ઉદાયી રાજાની રાણીનું નામ પાટલી હતું એના કારણે નગરનું નામ પાટલીપુત્ર પડ્યું. અહીં કુસુમ વિશેષ પ્રમાણમાં થતાં હોવાથી તેનું નામ કુસુમપુર પણ હતું. એ સિવાય પુષ્પપુર અને પુષ્પભદ્રને નામે પણ આ નગર ઓળખાતું હતું.

આ નગરના વિસ્તાર માટે ઐતિહાસિક વિદ્વાનોના ભિન્ન ભિન્ન મતો છે પરંતુ આ નગરને ૬૪ દરવાજા હતા, કિલ્લાને ૫૭૦ બુરજ હતાં, એ કિલ્લાની આસપાસ ૩૦ હાથ ઊંડી અને ૬૦૦ હાથ પહોળી ખાઈ હતી વગેરે હકીકતમાં સૌ એકમત છે.

રાજા ઉદયન ભગવાન મહાવીરના પંથનો પરમ અનુયાયી હતો. તેણે પાટલીપુત્ર વસાવ્યું ત્યારે ગજશાળા, અશ્વશાળા, રાજમહેલ, ઓષધશાળા, પૌષધશાળા, સત્રશાળા અને નગરની મધ્યમાં શ્રીનેમિનાથ ભગવાનનું વિશાળ ચૈત્ય વગેરે બંધાવ્યાં હતાં, એમ 'વિવિધતીર્થકલ્પ'ના ઉલ્લેખથી જણાય છે[4] પ્રાચીન એવા 'આવશ્યક નિર્યુક્તિ' ગ્રંથમાં જણાવ્યું છે કે, ઉદયને પાટલીપુત્રમાં સુંદર ચૈત્ય બંધાવ્યું હતું.[5]

સને ૧૮૧૨ માં પાટલીપુત્રની પાસેથી ૨ મૂર્તિઓ મળી આવી હતી, જે કલકત્તાના ઇંડિયન મ્યુઝિયમમાં ભારહુત ગેલેરીમાં સુરક્ષિત છે. એ બંને પર ડૉ. કાશીપ્રસાદ જાયસવાલે આ પ્રકારે લેખો વાંચ્યા હતા :—

(૧) "भगो अचो छोणिधि से।"—પૃથ્વીના સ્વામી અજ.

(૨) "सपखते वट्टि सम्राट वर्तिनन्दि।"

શ્રીજાયસવાલનું અનુમાન છે કે, પહેલી પ્રતિમા મહારાજ ઉદયનની હોવી જોઈએ, કેમકે અજ એનું બીજું નામ હતું. 'પટ્ટાવલી સમુચ્ચય'માંથી ઉદયનનાં અજય, ઉદાસી, ઉદાયી એવાં નામો મળે છે. એમના અનુમાનને સમર્થન કરતો અજય નામનો અપભ્રંશ હોય કે પર્યાયવાચી અજ નામ હોઈ શકે.

ઇ. સ. પૂર્વે ૪૪૬ માં મુનિવેષધારી વિનયરત્નના હાથે ઉદયનનું મૃત્યુ થયું તેની સાથે જ શિશુનાગવંશનો પણ અંત આવ્યો.

ઉદયન પછી નંદો પાટલીપુત્રની ગાદીએ આવ્યા. વિંસેંટ સ્મિથના કથન મુજબ નંદ રાજાઓ બ્રાહ્મણના દ્વેષી અને જૈનધર્મના પ્રેમી હતા. વસ્તુતઃ નંદોના સમયમાં જૈનધર્મનો ખૂબ વિકાસ થયો હતો. આ નંદરાજાઓ પૈકી એક રાજવી

---

૧. "उदायी भविता तस्मात्, त्रयस्त्रिंशत्समा नृपः। स वै पुरवरं रम्यं, पृथिव्यां कुसुमाह्वयम् ॥
गंगाया दक्षिणे कूले, चतुर्थेऽब्दे करिष्यति।"—વાયુપુરાણ ઉત્તરખંડ, અ. ૩૭, પૃ. ૧૭૫.

૨. "पाटलाद्रुः पवित्रोऽयं, महामुनिकरोटिभूः। एकावतारोऽस्य मूलजीवश्चेति विशेषतः ॥"

૩. રાજા ઉદયન પરમ જૈન હતો એટલા જ કારણે બૌદ્ધોએ તેનું નામ ન આપતાં અજાતશત્રુનું નામ આપ્યું છે. વસ્તુતઃ અજાતશત્રુએ તો ચંપાનગરી વસાવી હતી, એ સંબંધી ઉલ્લેખ અમે 'ચંપાપુરી'ના વર્ણનમાં કર્યો છે.

૪. 'વિવિધતીર્થકલ્પ' પૃ. ૬૮

૫. "[illegible] एस पाडलिपुत्तस्स उप्पत्ति ॥"

કલિંગનો વિજય કરી, કલિંગની જિનમૂર્તિ લઈ આવ્યો હતો, જે પાછળથી ખારવેલે મગધનો વિજય કરીને એ મૂર્તિ પાછી મેળવી હતી, એવી હકીકત હાથીગુફાનો ખારવેલનો શિલાલેખ આપે છે. વળી, છેલ્લા નંદ સુધી બધા અમાત્યો જૈન હોવાનું ઇતિહાસ પણ સમર્થન કરે છે.

શ્રીયશોભદ્રસૂરિ જેઓ પાટલીપુત્રમાં જન્મ્યા હતા તેઓ નંદિવર્ધનના સમયમાં થયા હતા. શ્રીયશોભદ્રસૂરિ પછી શ્રીસંભૂત્તિવિજય અને શ્રીભદ્રબાહુસ્વામી જૈન શ્રમણસંઘના નેતા બન્યા હતા. શ્રીસ્થૂલિભદ્રસૂરિ, જેઓ શકટાલ મંત્રીના પુત્ર હતા, તેમણે શ્રીસંભૂતિવિજય પાસે દીક્ષા લઈ આર્ય શ્રીભદ્રબાહુસ્વામી પાસે પૂર્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હતો. એ જ શ્રીસ્થૂલિભદ્રસૂરિએ આપત્તિકાળમાં મગધમાં રહીને જૈન સાહિત્યની અપૂર્વ સેવા કરી હતી. એમના સમયમાં મગધમાં પડેલા બારવર્ષી દુકાળના કારણે જૈન આગમોની કંઠસ્થ રાખવામાં આવતી પરંપરા વિચ્છિન્ન થઈ ગઈ હતી, આથી આર્ય શ્રીસ્થૂલિભદ્રસૂરિ, જેઓ એ પ્રદેશમાં એક માત્ર વિશિષ્ટ શ્રુતધર હતા, તેમણે જૈન શ્રમણસંઘને એકઠો કરી આગમોની વાચના એકત્રિત કરી અને ૧૧ અંગોને સુવ્યવસ્થિત કર્યાં હતાં. આ વાચના જૈન સાહિત્યમાં પહેલી 'પાટલીપુત્ર વાચના' તરીકે પ્રસિદ્ધ છે.[૬] આ આ કારણે નગરને 'વિદ્યાતીર્થ' તરીકે ઓળખવી શકાય.

શ્રીસ્થૂલિભદ્રસૂરિ ઈ. સ. પૂર્વે ૩૧૧ માં પાટલીપુત્રમાં સ્વર્ગસ્થ થયા એ પહેલાં આ વાચના થઈ હતી. આજે પણ એમનું સ્મારક ગુલબજાર બાગ ( પટણા ) સ્ટેશનની સામે કમલદ્રહ ( કમલદ્રહ )માં અરક્ષિત અવસ્થામાં મોજુદ છે.

કમલદીહમાં જે જૈનમંદિર આવેલું છે તેને હુએનત્સાંગે 'Heretics' નામથી નોંધ્યું છે. આ મંદિર શ્રીસ્થૂલિભદ્રના સ્મરણાર્થે બાંધવામાં આવેલું. શ્રીસ્થૂલિભદ્ર ભગવાન મહાવીરની સાતમી પાટે ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીમાં થયા હતા. તેમના પિતા શકટાલ નંદ રાજાના મંત્રી હતા. આર્ય સ્થૂલિભદ્ર અહીં સ્વર્ગસ્થ થયા હતા. એ સ્થળ આજે પાટલીગ્રામ પાસેના કમલદીહથી ૦।। માઈલના અંતરે પૂર્વ દિશામાં છે, જ્યાં ભગવાન બુદ્ધે આર્ય સ્થૂલિભદ્રના સ્મારક–ચૈત્ય આગળ ઊભા રહીને ઉપદેશ આપ્યો હતો.

નંદ રાજાઓમાંના એક રાજાએ પાંચ સ્તૂપો બનાવી તેની નીચે પોતાની અઢળક લક્ષ્મી દાટી હતી; એમ 'તિત્થોગાલીપયન્ના'થી જણાય છે.

એ પછી મૌર્યકાળમાં સમ્રાટ સંપ્રતિના પ્રબોધક આર્ય સુહસ્તિસૂરિ અહીં પધાર્યા હતા અને અનેક મનુષ્યોને જૈનધર્મથી વાસિત કર્યા હતા. આર્ય સુહસ્તિસૂરિ પાટલિપુત્રથી વિહાર કરીને ઉજ્જૈન, વિદિશા આદિમાં રહેલી જીવંતસ્વામી પ્રતિમાંના દર્શનાર્થે ગયા હતા.

વિક્રમની પહેલી શતાબ્દી લગભગમાં આર્ય વજ્રસ્વામી અહીં આવ્યા ત્યારે એમના રૂપ–લાવણ્યને જોઈ પાટલીપુત્રના ધનાઢ્ય શ્રેષ્ઠીની પુત્રી રુક્મણીએ એમની સાથે લગ્ન કરવાની માગણી કરી હતી, પરંતુ આર્ય વજ્રસ્વામીએ એને પ્રબોધિત કરી જૈનધર્મની દીક્ષા આપી હતી. લગભગ એ જ સમયમાં આર્ય રક્ષિતસૂરિ, જેમણે નાનપણમાં અહીં રહીને ૧૪ વિદ્યાઓનું ગંભીર અધ્યયન કર્યું હતું, અને દીક્ષા લીધા પછી પણ અહીં આવ્યા હતા, તેમણે જૈન સાહિત્યને ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ એ ચાર અનુયોગોમાં વિભક્ત કર્યું હતું.

વિક્રમની પહેલીથી લઈને ત્રીજી શતાબ્દીના વચગાળામાં થયેલા વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ મહારાજે પાટલીપુત્રમાં રહીને જ જૈનોમાં સંસ્કૃતભાષાના આદિ ગ્રંથ 'તત્ત્વાર્થસૂત્ર'ની રચના કરી હતી.

એ પછી ૨–૩ સૈકામાં થયેલા અયોધ્યાનિવાસી શ્રીપાદલિપ્તસૂરિ પાટલીપુત્રમાં આવ્યા અને તેના રાજા મુરુંડના માથાનો રોગ દૂર કર્યો હતો[૭] અને તેને જૈનધર્મી બનાવ્યો હતો.

અવાંતર પ્રમાણોથી જાણી શકાય છે કે, ગુપ્તોના સમય સુધી આ નગર જૈનોની દૃષ્ટિએ ઉન્નત હોવું જોઈએ.

---

૬. ' जाओ अ तम्मि समए, दुक्कालो दोवरस य वरिसाणि । सव्वो साहुसमुहो, गओ जलहितीरम्मि ॥
तदुवरमे सो पुणरवि पाडलिपुत्ते समागओ विहिणा । संघेणं सुयविसया, चिंता किं कस्स अत्थेति ॥
जं जस्स आसि पासे, उद्देसज्झयणमाइ संघडिउं । तं सव्वं एक्कारसं, अंगाइं तहेव ठवियाइ ॥ "—ઉપદેશપદ.

૭. " जह जह पएसिणिं जाणुयम्मि पालित्तउ भमाडेइ । तह तह से सिरवियणा पणस्सई मुरुंडरायस्स ॥ "

ઈ. સ. ની ૭ મી સદીમાં ભારતમાં આવેલા ચીનીયાત્રી હુએનત્સાંગે પાટલીપુત્રમાં શ્રીસ્થૂલિભદ્રના નિર્વાણસ્થળનો અને કમલદહમાં પાખંડીઓના રહેઠાણ-સ્થાન ઉપાશ્રયનો નિર્દેશ કર્યો છે. એટલે એ સમય સુધી અહીં જૈનોની જાહોજલાલી રહી હશે. એ પછી ૮–૯ મી શતાબ્દીમાં પાટલીપુત્ર ઘસાતું ઘસાતું નાના ગામડામાં પરિવર્તિત થઈ ગયું હશે.

એ પછી પાટલીપુત્રની સ્થિતિ જાણવાને કશું સાધન નથી. લગભગ ૧૭ મી શતાબ્દીમાં આગરાનિવાસી શેઠ કુંરપાલ અને સોનપાલ નામના બે ભાઈઓ સમેતશિખરનો સંઘ લઈને તીર્થયાત્રા કરતા કરતા અહીં આવ્યા હતા, ત્યારે ખંડેલવાલ શેઠ મયાણુએ શ્રીસંઘને આદર આપી જમાડયો હતો. એ સમયે પટણામાં મહત્તિયાણ જાતિના જૈનો વસતા હતા અને અહીં શ્રીઋષભદેવ તથા પાર્શ્વનાથ ભગવાનનાં ૨ જૈન મંદિર હતાં એમ જણાય છે[૮] અહીંના જૈન-મંદિરોમાં બે-ચાર મોટી પ્રતિમાઓ ઉપર એમના શિલાલેખો મોજુદ છે એ ઉપરથી જણાય છે કે, તેમણે અહીં કેટલીક મૂર્તિઓની સ્થાપના કરાવી હતી.

અઢારમી સદીમાં બાદશાહ જહાંગીરના કૃપાપાત્ર ઝવેરી જગતશેઠ હીરાનંદ શાહ પટણામાં જ રહેતા હતા. તેમણે એક જૈનમંદિર અને શ્રીજિનદત્તસૂરિની દાદાવાડીનું સ્થાન બનાવ્યું હતું. એમના નામથી પ્રસિદ્ધિ પામેલી 'હીરાનંદશાહની ગલી' અહીં આજે પણ મોજુદ છે. દિલ્હીમાં પણ હીરાનંદશાહના નામની 'હીરાનંદ ગલી' જાણીતી છે.

ડૉ. સ્પૂનરને કુમહાર (પ્રાચીન પાટલીપુત્ર)નું ખોદકામ કરતાં મૌર્યકાલીન સપાટીથી કેટલાયે ફૂટ નીચે લાકડાના ૭ ચબૂતરા મળી આવ્યા હતા. દરેકની લંબાઈ ૩૦ ફીટ, પહોળાઈ ૫ × ૪ ફીટ અને ઊંચાઈ ૪½ ફીટ હતી પરંતુ આ ચબૂતરાઓ શા માટેના હતા તેનો પત્તો લગાવી શકાયો નથી. સંભવ છે કે, આ ચબૂતરાઓ નંદોએ બનાવેલા જૈન સ્તૂપો સાથે સંબંધ ધરાવતા હોય.

નંદોએ બનાવેલા સ્તૂપોનું સમર્થન 'તિત્થોગાલીપયન્ના'થી મળે છે, તેનો સાર એ છે કે, પાટલીપુત્રમાં ચતુર્મુખ અથવા કલ્કી નામના એક લાલચી રાજાએ નંદોએ બનાવેલા પાંચ સ્તૂપો, જેની નીચે ધન દાટેલું હતું, તે લેવા માટે સ્તૂપો અને નગરના એક ભાગને ખોદાવી નાખ્યો હતો. જૈન તેમજ જૈનેતર સાધુઓ પાસેથી કર વસૂલ કરવા તે અત્યાચાર કરતો. એ કારણે ઘણા સાધુઓ પાટલીપુત્ર છોડીને ચાલ્યા ગયા. એ રાજાના સમયમાં ૧૭ રાત-દિવસ સુધી નિરંતર વર્ષા થતી રહી જેથી આખુંયે પાટલીપુત્ર એ વર્ષામાં ડૂબી ગયું બહુ જ થોડા માણસો બચી શકયા તેમાં રાજા કલ્કી અને પાડિવત (સંભવતઃ શ્રીપાદલિપ્તસૂરિ) નામના જૈનાચાર્ય પણ બચી ગયા હતા. પછીથી એ રાજાએ સુંદર નગર વસાવ્યું અને પાડિવત જૈનાચાર્ય વગેરે પાસેથી ષષ્ઠમાંશ કર વસૂલ કરવા ઉગ્રપણે અત્યાચારો કર્યા. એ પછી ઇંદ્રે આવીને એ રાજાનો નાશ કર્યો અને ચતુર્મુખના સ્થાને તેના પુત્ર દત્તને ગાદીએ બેસાડયો એવી અનુશ્રુતિ છે. આ કલ્કી રાજાનો સમય વિક્રમની બીજી શતાબ્દી હોવાનું એક અનુશ્રુતિથી જણાય છે.[૯]

હુએનત્સાંગે પોતાના પ્રવાસવર્ણનમાં એવી જ વાત નોંધી છે કે, નંદરાજાએ પાંચ સ્તૂપો બંધાવીને તેની નીચે પાંચ નિધિઓ અને સાત રત્નો દાટ્યાં હતાં એને એક અબોદ્ધ રાજાએ ખોદાવી નાખતાં ભારે ભૂકંપ થયો, સૂર્ય વાદળાંથી ઘેરાઈ ગયો અને એ પછી એ સ્તૂપોને કોઈ અડકી શકયું નહીં[૧૦]

ડૉ૦ સ્પૂનરને કુમહારના ખોદકામમાંથી મૌર્યસ્તર અને રાખોડીવાળા સ્તરની વચ્ચે કોરી માટીનું સ્તર મળી આવ્યું છે, જે અનુશ્રુતિઓમાં નોંધાયેલા પાટલીપુત્રમાં આવેલા ભીષણ પૂરનું સમર્થન કરે છે. આ રીતે જૈન અનુશ્રુતિઓને પુરાતત્ત્વથી પણ ટેકો મળી રહે છે.[૧૧]

ફાહિયાનના સમયમાં જે નગર ૨૪ માઈલના અને હુએનત્સંગના સમયમાં ૧૧ માઈલના ઘેરાવાવાળું હતું તે આજે સામાન્ય શહેરમાં બદલાઈ ગયું છે. આજનું પટણા એના પ્રાચીન સ્થળ પર નથી. કહેવાય છે કે, નદીઓના

---

૮. જયકીર્તિ કૃત "સમ્મેતશિખર રાસ"

૯. 'દીપોત્સવ કલ્પ'

૧૦. Watters: Huen Tsang, Vol. II, P. 96–98.

૧૧. 'પ્રેમી અભિનંદન ગ્રંથ'માં 'કુછ જૈન અનુશ્રુતિયાં ઔર પુરાતત્ત્વ' શીર્ષક ડૉ. મોતીચંદનો લેખ. પૃ૦ ૨૩૯–૨૪૯.

૩૧

પ્રચંડ મોજાંઓએ એની પ્રાચીન સમૃદ્ધિ ભરખી લીધી છે. આજે સોનભદ્રા અને સરયૂ અહીં ગંગાને મળે છે. એ સંગમ સ્થળ ઉપર પટણાનું સ્થાન છે. અહીં ૬૫ જૈનોની વસ્તી, ૧ જૈનધર્મશાળા અને ૪ જૈનમંદિરો છે.

અહીંનાં ૪ જૈનમંદિરો પૈકી ૩ મંદિરો પટનાસીટી સ્ટેશનથી ૧ માઈલ દૂર આવેલી બાડકી ગલી નામના મહોલ્લામાં એક જ કંપાઉંડમાં આવેલાં છે. આ કંપાઉંડમાં જ સાધુઓનો ઉપાશ્રય અને શ્રાવકો માટે એક ધર્મશાળા છે

૧. શ્રીવિશાલજિનના શિખરબંધી જિનાલયમાં ૫ પાષાણની અને ૧૧ ધાતુની પ્રતિમાઓ છે. મૂળનાયક શ્રીવિશાલજિનની મૂર્તિ ઉપર સં. ૧૬૭૧ નો લેખ આ પ્રકારે છે:—

" संवत् १६७१ श्रीआगरावास्तव्य ओसवालज्ञातीय लोढागोत्रे शोणीवंसे सं० ऋषभदासभार्या रेषश्री सत्पुत्र संघपति सं० श्रीकुंरपाल सं० सोनपालसंघाधिपैः सुत सं० संघराज सं० रूपचंद चतुर्भुज सं० धनपालादियुतैः श्रीमदंचलगच्छे पूज्यश्री ५ श्रीधर्ममूर्तिसूरि पट्टे श्रीकल्याणसागरसूरीणामुपदेशेन विद्यमानश्रीविशालजिनबिंबं प्रति[ष्ठितं] ॥ "

મેડા ઉપર શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ ઉપર પણ આવો જ લેખ મોજુદ છે. આ મંદિરમાં ૧ સ્ફટિકની મૂર્તિ છે.

૨. શ્રીવિશાલજિનના મંદિરની પાસે જ મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી દેરાસર આવેલું છે. આમાં પાષાણની ૧ અને ધાતુની ૯ પ્રતિમાઓ છે.

૩. ઉપર્યુક્ત મંદિરની જોડે જ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘાબાબંધી મંદિર આવેલું છે. આ મંદિરમાં પાષાણની ૧૬ અને ધાતુની ૩ પ્રતિમાઓ છે. પાષાણની ૧૬ પ્રતિમાઓ પૈકી ૩ પ્રતિમાઓ લગભગ ૧૦મા સૈકાની છે, જેનું વર્ણન આ પ્રકારે છે:—

(૧) શ્યામ પાષાણની સસફણાવાળી જે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા તરીકે ઓળખાય છે, તેના ઉપર બૌદ્ધકળાનો સ્પષ્ટ પ્રભાવ જોવાય છે. આ મૂર્તિમાં શરીર ઉપર પડેલું વસ્ત્ર હાથને ઢાંકી રહ્યું છે, જિનેશ્વરની આવી સવસ્ત્ર મૂર્તિ બીજે ક્યાંઈ જોવામાં આવતી નથી તેમજ મૂર્તિશાસ્ત્રમાં તેનું કોઈ વર્ણન મળતું નથી. એટલે આ મૂર્તિ જિનમૂર્તિ હોવા વિશે શંકા થાય છે પરંતુ જૈનોના લાક્ષણિક ચિહ્નરૂપે પ્રતિમાની નીચેના ભાગમાં બને બાજુએ ત્રિફણાયુક્ત ધરણેન્દ્ર અને પદ્માવતીની મૂર્તિઓ અંકિત છે. ગુપ્તોના અંતિમ સમયમાં આ મૂર્તિ બની હોય એવી એની રચનાપદ્ધતિ લાગે છે. મૂર્તિ ઉપર 'ये धर्मा हेतुप्रभवा०' વાળો શ્લોક કોતરેલો છે, એટલે આ મૂર્તિમાં જૈન અને બૌદ્ધ લક્ષણોનો મેળ સાધવાનો શિલ્પીએ પ્રયત્ન કર્યો હોય એમ જણાય છે. આ મૂર્તિ એના સ્વરૂપમાં અદ્વિતીય કહી શકાય.

(૨) ચોથા તીર્થંકર શ્રીઅભિનંદનસ્વામીના નામથી ઓળખાતી મૂર્તિ પણ પાષાણની છે. આ મૂર્તિ પણ વસ્ત્રાભૂષણ સહિત અને 'ये धर्मा हेतुप्रभवा०' વાળા શ્લોકથી અંકિત છે, આથી આ મૂર્તિ જૈન હોવા વિશે શંકા રહે છે.

(૩) પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ ભગવાનની શ્યામ પાષાણની પ્રતિમાના બંને ખભા ઉપર સુંદર કેશવાળી જોવાય છે. વળી, નીચેના ભાગમાં ધર્મચક્ર અને વૃષભનું લંછન હોવાથી નિઃસંશય આ મૂર્તિ જૈનોની છે. પ્રતિમાની બંને બાજુએ ઇંદ્ર અને ઇંદ્રાણી ચામર લઈને ઊભા રહેલાં બતાવ્યાં છે, ઉપરના ભાગમાં દેવતાઓ પુષ્પમાળા લઈને અંતરિક્ષમાંથી આવતા બતાવ્યા છે, તેની ઉપરના ભાગમાં વાદ્યોની આકૃતિઓને જાણે અદૃશ્ય હાથો વગાડી રહ્યા હોય એવો દેખાવ રજૂ કર્યો છે. વળી, કલ્પવૃક્ષની પાંખડીઓ પણ આમાં ઉત્કીર્ણિત છે. આ પ્રતિમાનું શિલ્પ અત્યંત મનોહર છે. આ પ્રકારની લાક્ષણિકતા મગધ કલાકારોની જ વિશેષતા ગણાય છે.

અહીંના એક શ્વેતાંબર મંદિરના અગ્રભાગમાં એક લાંબી કાષ્ઠપટ્ટિકા ઉપર શ્રીનેમિનાથ ભગવાની ભાવપૂર્ણ પ્રભાવોત્પાદક વરયાત્રા ઉત્કીર્ણિત છે, આમાંથી બિહારીઓની તત્કાલીન વેષભૂષા આદિનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૪. પટણાસીટી સ્ટેશનની નજીકમાં આવેલા ગુલઝારબાગમાં ખીલેલાં સુંદર કમળોથી ભરેલું વિશાળ સરોવર છે, તેની મધ્યમાં થઈને જવાનો રસ્તો છે અને મધ્યમાં શેઠ સુદર્શનને માટે તૈયાર કરેલી શૂળીના બદલે સિંહાસન બની ગયું હતું[૧૨] તે જગાએ એક પાદુકાજોડ છે એના ઉપર ફરતો આ પ્રકારે લેખ છે:—

૧૨. સુદર્શન શેઠની પવિત્ર ઘટના આ નગરમાં બની હતી એના સ્મરણરૂપે આ સ્થાપના છે. સુદર્શન શેઠ ઉપર રાણીએ ખોટું આળ

"[illegible] श्रीवि(जे)विजयदेवसूरीश्वरस्य इमे पादुके संप्रतिष्ठ(ष्ठि)ते सकलसंघेन शुभसंवत्सरे ॥"

આ પાદુકાની નજીકમાં જ એક ઊંચા ચોતરા ઉપર એક બીજી દેરી છે. ત્યાં થોડાં પગથિયાં ચઢીને જવાય છે. દેરીમાં શ્રીવિજયપ્રભસૂરિની સફેદ આરસની એક પાદુકાજોડ છે, તેના ઉપર સં. ૧૮૪૯ના ભાદરવા સુદિ ૧૧નો લેખ છે. દેરીમાં પેસતાં બારશાખમાં સં. ૧૮૮૮ ના માગશર સુદિ ૫ ને સોમવારનો લેખ વિદ્યમાન છે. આ નવી સ્થાપના જૂના સ્થાન ઉપર થયેલી છે.

શહેરના મંદિરથી ૧ માઈલ દૂર શ્રીહીરવિજયસૂરિ દાદાનો બગીચો છે, તેમાં સુંદર ધર્મશાળા બનાવેલી છે. ત્રણસો વર્ષ પહેલાં અહીં શ્રીહીરવિજયસૂરિનો સ્તૂપ અને ચરણપાદુકાઓ મોજુદ હતી એવી નોંધ 'તીર્થમાળા'ઓ કરે છે, આજે એ સ્થાપનાઓ અહીં જોવાતી નથી.

પટણામાં શ્રીયુત રાધાકૃષ્ણજી જાલાનનો પ્રાચીન કલાસંગ્રહ દર્શનીય છે, તેમાં જૈન કળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ મોજુદ છે. તેમાં ૫ અષ્ટધાતુની અને ૪ પાષાણની પ્રતિમાઓ છે, ધાતુની એક શ્રીપાર્શ્વનાથની પ્રતિમા ઉપર સં૦ ૧૨૬૧નો લેખ છે, જ્યારે બીજી મૂર્તિઓ ૧૬-૧૭મા સૈકાની છે. ઓરિસાથી પ્રાપ્ત થયેલા એક કાષ્ઠમંદિરનો અવશેષ અહીં મોજુદ છે, જેમાં ૧૪ સ્વપ્નો અને કળશ વગેરેની જૈન લાક્ષણિક આકૃતિઓ નજરે પડે છે. આ અવશેષ લગભગ ૧૪ મી શતાબ્દીનો હોય એમ જણાય છે, બીજી વસ્તુઓમાં સચિત્ર હસ્તલિખિત પોથીઓ વગેરે સુંદર નમૂનાઓ છે. વળી, દ્વારકામાંથી મળી આવેલો એક આરસનો જૈન સ્તૂપ પણ આ સંગ્રહમાં વિદ્યમાન છે.

પટનાના પ્રદર્શનાગાર ( મ્યુઝિયમ )માં કેટલીક પાષાણની તથા ધાતુઓની પ્રતિમાઓ છે. જૈન મૂર્તિવિધાન શાસ્ત્રની દૃષ્ટિએ મહત્ત્વની અને વૈવિધ્યભરી છે, તેમાંની કેટલીક મૂર્તિઓનો પરિચય અહીં આપવામાં આવે છે:—

(૧) પટણાની પાસે આવેલા પ્રાચીન પાટલીપુત્ર લોહાનીપુર નામક સ્થાનમાં ખોદકામ કરતાં કેટલીક જૈન મૂર્તિઓ મળી આવી છે. તેમાંની એક મૂર્તિ હાથ અને મસ્તકથી ખંડિત થયેલી છે. આ મૂર્તિ ઉપર ઘુંટાઈ ( પોલીશ ) કરેલું હોવાથી એ સુંદર અને ચમકદાર લાગે છે, આજે આરસપાષાણ પર જેવી ઘુંટાઇ કરવામાં આવે છે તેવી જ ઘુંટાઈ આમાં કરેલી છે. આવી ઘુંટાઈ કરવાની પ્રથા અશોકના સમયમાં હતી વળી, મૂર્તિમાં વપરાયેલો પથ્થર અશોકકાલીન સ્તંભોને બરાબર મળતો આવે છે, એ એની ખાસ વિશેષતા છે. સ્વ. ડૉ. કે. એન. દીક્ષિતના મતે ભારતના જુદા જુદા સ્થળોએ ખોદકામ કરતાં મળી આવેલી મૂર્તિઓમાં આ મૂર્તિ સૌથી પ્રાચીન છે. આથી આ મૂર્તિ ઈ. સ. પૂર્વે ૩૦૦ લગભગની મૌર્યકાલીન હોવી જોઈએ. ડૉ. જાયસવાલ પણ એ મૂર્તિઓનો આ જ સમય બતાવતાં જણાવે છે કે, કળાની દૃષ્ટિએ આ મૂર્તિ અત્યંત સુંદર છે, જે મળી આવેલી જૈન મૂર્તિઓમાં અથવા ભારતમાં સમસ્ત જ્ઞાત પાષાણ મૂર્તિઓમાં સૌથી પ્રાચીન છે. તેમનો મત છે કે, આ મૂર્તિ હડપ્પાથી પ્રાપ્ત કાયોત્સર્ગસ્થ મૂર્તિખંડ સાથે ઘણુંખરું મળતી આવે છે.[13]

(૨) બીજી એક મૂર્તિ ઉપર્યુક્ત સ્થાનેથી મળી આવી છે તે નાની અને ખડ્ગાસનસ્થ છે. એ મૂર્તિ પણ ખંડિત થયેલી છે અને ઉપર્યુક્ત સમયની ગણવામાં આવી છે.

(૩) માનભૂમ જિલ્લાના પલામૂ નામક સ્થાનથી ત્રણેક મૂર્તિઓ મળી આવેલી છે, તેમાં A. N. ૩ વાળી મૂર્તિ જેને શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિ બતાવી છે, તે વસ્તુતઃ શ્રીઋષભદેવની જણાય છે, કેમકે આ મૂર્તિના ખભા ઉપર કેશવાળી આલેખી છે. શ્યામ પાષાણની આ મૂર્તિની ઊંચાઈ ૭॥ ઈંચ છે. આનાં બધાં અંગ-પ્રત્યંગ અખંડિત છે પરંતુ મૂર્તિ અત્યંત જીર્ણ થઈ ગયેલી છે, તેની નીચે લેખ છે પણ તે એટલો બધો ઘસાઈ ગયેલો છે કે વાંચી શકાતો નથી. વિદ્વાનોએ આ મૂર્તિ ૧૦મા સૈકાની હોવાનું જણાવ્યું છે.

(૪) A. N. ૭૨૮ પલામૂ નામક સ્થાનની આ બીજી મૂર્તિ બદામી વર્ણની ૫-૬ ઈંચ ઊંચી છે. કાનની બૂટી [illegible]

ચડાવતાં રાજાએ તેમને હાથીએ ચડાવવાનું ફરમાન કર્યું હતું પરંતુ શેઠના શિયલના પ્રભાવથી સૌના આશ્ચર્ય વચ્ચે એ શૂળી સિંહાસનમાં બદલાઈ ગઈ અને આળ ચડાવનારના હાથ હેઠા પડતાં તેમનો મહિમા લોકમાં ગાજતો થયો એવી કથા છે. જો કે કેટલાક કવિઓ આ ઘટના [illegible] બનાઈ [illegible] છે. પરંતુ આ સ્થાન એ જ [illegible]ના [illegible]રૂપે [illegible] અને [illegible] [illegible] રહ્યું છે.

[13]. The Jain Antiquary, 1937, P. 17, 18.

ખંડિત હોવા છતાં મનોહર દેખાય છે. આ મૂર્તિની નીચે કોઈ ચિહ્ન નથી છતાં અધિકારીઓએ તેને શ્રીઅભિનંદનસ્વામીની મૂર્તિ બતાવી છે. વિદ્વાનોએ આનો સમય ૯મી શતાબ્દી બતાવ્યો છે.

(૫) પભોસા નામક સ્થાનની આ ત્રીજી જિનમૂર્તિ પદ્માસનસ્થ છે. તેનો સમય ૬ઠ્ઠી શતાબ્દી નક્કી કરવામાં આવ્યો છે.

(૬) શહાબાદ જિલ્લાના ચૌસા નામક સ્થળમાં ખોદકામ કરતાં ઘણી મૂર્તિઓ મળી આવેલી છે. એ પૈકી એક ચંદ્રપ્રભજિનની મૂર્તિ છે; કેમકે તેની નીચે ચંદ્રનું લંછન સ્પષ્ટ બતાવેલું છે. આ મૂર્તિનો રંગ શ્યામ છે અને ઊંચાઈમાં લગભગ ૬ ઇંચની છે. લગભગ ૧૦ મા સૈકાની આ મૂર્તિ બતાવવામાં આવી છે.

(૭) ઉપર્યુક્ત સ્થાનથી બીજી એક ખંડિત મૂર્તિ મળી છે તે શ્રીઆદીશ્વર ભગવાનની છે; કેમકે તેની નીચે વૃષભનું ચિહ્ન નથી પરંતુ ખભા ઉપર વાળની લટોની સ્પષ્ટ આકૃતિ જોવાય છે. કેશવિન્યાસ આદિ શિલ્પ લક્ષણો જોતાં આના ઉપર ગંધારકળાની સ્પષ્ટ છાપ હોય એમ જણાય છે. આ મૂર્તિ લગભગ ૮ મી શતાબ્દીની હોવાનું વિદ્વાનોએ નક્કી કર્યું છે.

(૮) ઉપર્યુક્ત સ્થાનથી ૩ પદ્માસનસ્થ શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિઓ મળી આવી છે, જેમાંની ૨ મૂર્તિઓ ૪ ઇંચની અને ખંડિત બનેલી છે. એક મૂર્તિ ૭–૮ ઇંચની છે. લગભગ ૮ મી શતાબ્દીની આ મૂર્તિઓ હોવાનું વિશેષજ્ઞોએ નિર્ધારિત કર્યું છે.

(૯) ઉપર્યુક્ત સ્થાનથી ૪ મૂર્તિઓ શ્રીનેમિનાથ અને શ્રીઆદિનાથની મળી છે. તેનો સમય ૧૦ મી શતાબ્દી જણાવાયો છે.

(૧૦) ઉપર્યુક્ત સ્થાનથી મળી આવેલી મોટે ભાગે પદ્માસનસ્થ ૧૫–૧૬ જિનમૂર્તિઓ A. N. ૬૫૧૬–૬૫૩૨ છે. તે કયા કયા તીર્થંકરોની છે એનો નિર્ણય કરવો કઠણ છે. આ બધી મૂર્તિઓ ૧૦–૧૧મી શતાબ્દીની બતાવવામાં આવી છે.

(૧૧) ઓરિસ્સાના ઉદયગિરિ પર્વતમાંથી મળી આવેલી A. N. ૬૪૯૧ની શ્યામ પાષાણની એક પદ્માસનસ્થ જિનમૂર્તિ ૫ ફીટ ઊંચી છે. આ પ્રતિમા જૈન તીર્થંકર–મૂર્તિ હોવા છતાં અધિકારીઓએ તેના ઉપર બુદ્ધ મૂર્તિનું લેબલ લગાવેલું છે એ આશ્ચર્યકારક છે.

(૧૨) A. N. ૧૦૪૫૩ ધાતુની એક પદ્માસનસ્થ સુંદર જિનમૂર્તિ ૮॥ ઇંચની છે. આ મૂર્તિનાં બધાં અંગો બરાબર છે પણ જમીનમાં વધુ સમય રહેવાથી ખરબચડી થઈ છે અને કાળી પડી ગયેલી છે. ધાતુની આ બનાવટથી જણાય છે કે, ઈ. સ. ની ૧૧મી શતાબ્દીમાં આ મૂર્તિ બનેલી હોવી જોઈએ.

(૧૩) તીર્થંકરની એક ચરણપાદુકા ૧॥ ફૂટ ઊંચા પથ્થરમાં અંકિત છે. તેની નીચે એક મોટો લેખ કોરેલો છે. આ લેખ ઘસાયેલો હોવા છતાં ખૂબ પ્રયત્નથી વાંચતાં તેમાં સં. ૧૧૮૩ની સાલ જણાય છે.

(૧૪) પદ્માવતી દેવીની સુંદર મૂર્તિ પાષાણમાં બનાવેલી છે. તેનો સમય લગભગ ૧૧મી શતાબ્દી માનવામાં આવે છે.

(૧૫) યક્ષની બે મૂર્તિઓ પૈકી એક ખંડિત અને બીજી અખંડિત છે. આ બંને મૂર્તિઓ ૧૦મા સૈકાની બતાવવામાં આવી છે.

(૧૬) ચૌસાના ખોદકામમાંથી ધાતુનું બનાવેલું એક કલ્પવૃક્ષ મળી આવ્યું છે, જેની શાખાઓ તૂટેલી હોવા છતાં કલામય અને સુંદર દેખાય છે.

(૧૭) ધાતુનું બનાવેલું એક ધર્મચક્ર ૮મી શતાબ્દીમાં બનેલું હોવાનું વિદ્વાનોનું મંતવ્ય છે.

આ સિવાય મથુરાના કંકાલી ટીલામાંથી પ્રાપ્ત થયેલા આયાગપટ્ટો અને બીજા કેટલાક શિલ્પોના નમૂના અને આકૃતિઓ અહીં વિદ્યમાન છે, તેના વર્ણનને અહીં અવકાશ નથી.

**[illegible]ની ગુફા:—**

ચાલીસ ગામ રેલ્વે સ્ટેશનથી દક્ષિણ અને પશ્ચિમ દિશાથી ૧૨ માઈલના અંતરે એક પ્રાચીન ધ્વસ્ત નગરનાં અવશેષો પડેલાં છે. ત્યાંથી ૧॥ માઈલ દૂર આવેલા પહાડમાં 'પીતલખોરા' અથવા 'પીતલખોટા'ની ગુફાઓ આવેલી છે. પશ્ચિમના ઘાટોમાં નાગાર્જુનની કોટડી, સીતાની નાની અને શ્રીનગર ચાવડી નામની ગુફાઓ વિદ્યમાન છે. તેમાં નાગાર્જુન નામની ત્રીજી જૈન ગુફામાં તીર્થંકરની ઊભી મૂર્તિઓ અને બીજાં જૈન શિલ્પો મોજુદ છે. આ શિલ્પો ઈલોરાની ગુફાઓનાં શિલ્પો સાથે મળતાં આવે છે. ગુફાનું સ્થાપત્ય પણ ઈલોરાની ગુફા જેવું છે. આથી આનો સમય નવમો સૈકો હશે એવું અનુમાન નીકળે છે.[1]

**શ્રાવસ્તી :—**

ભગવાન મહાવીર અને બુદ્ધના સમયે ઉત્તર ભારતમાં કોશલ, મગધ, વત્સ, વૃજી અને અવંતી—આ પાંચ મહાશક્તિશાળી સામ્રાજ્યોમાં જેની ગણના હતી એ કોશલ દેશની રાજધાનીનું નગર શ્રાવસ્તી હતું. **कोसलाणं पुरं रम्मं** એ વાક્યથી આ નગરીની રમણીયતા પ્રગટ થાય છે અને **सब्बं अत्थि** એટલે મનુષ્યોના જે કંઈ ઉપભોગ–પરિભોગનાં સાધનો હોય તે બધાં અહીં છે એ અન્વર્થસૂચક નામથી આ નગરીની સમૃદ્ધિ કેવી હશે એનો ખ્યાલ આવે છે. જૈનોના 'અજિતશાંતિસ્તવન'માં '**सावत्थिपुरवत्थिवं च०**' ગાથાથી આ નગરીના ઐશ્વર્યનું સૂચન મળે છે.

આ નગરી અચીરાવતી નદીના કિનારે હતી અને સાકેત( અયોધ્યા )થી ૭ યોજન દૂર હતી. તેનું બીજું નામ કુણાલનગરી હતું. આ નામમાં સમ્રાટ સંપ્રતિના પિતાના નામનો નિર્દેશ હોય એમ જણાય છે.

પ્રાચીન ગ્રંથો નિર્દેશ કરે છે કે, જેને ચંદ્રિકાપુરી કહેતા એ જ આ શ્રાવસ્તી નગરી હતી. અહીંની નદીમાં બહુ ઓછું પાણી રહેતું હતું. તેનો ઘણો પ્રદેશ શુષ્ક રહેતો. જૈન સાધુઓ આ નદીને પાર કરી ભિક્ષાર્થે જતા આવતા. અચિરાવતીમાં પૂર આવવાથી લોકોને ઘણું નુકસાન થતું. એક વખત તો આ નગરીના સુપ્રસિદ્ધ ધનાઢ્ય શ્રેષ્ઠી અનાથપિંડકનો અર્ધો માલ–ખજાનો નદીના પૂરમાં તણાઈ ગયો હતો. જૈન અનુશ્રુતિઓમાં પણ આ પૂરનો ઉલ્લેખ કરેલો છે.

અહીં ત્રીજા તીર્થંકર સંભવનાથ ભગવાનનો જન્મ થયો હતો. તેમનાં દીક્ષા અને કેવળજ્ઞાન આદિ ૪ કલ્યાણકો આ ભૂમિમાં થયેલાં હોવાથી આ નગરી પવિત્ર ગણાતી હતી. શ્રીશાંતિનાથ ભગવાન વગેરે તીર્થંકરો આ ભૂમિમાં પધાર્યા હતા. કપિલ કેવલી અહીંથી સ્વયંબુદ્ધ બનીને મોક્ષે પધાર્યા હતા. ભગવાન મહાવીરસ્વામીએ અહીં ચતુર્માસ કર્યું હતું અને એક કરતાં વધારે વખત અહીં પધાર્યા હતા. તેમણે અહીં અનેક ભવ્ય મનુષ્યોને દીક્ષા આપી હતી અને અનેક ધનાઢ્ય તેમજ વિદ્વાન શિષ્યોને પોતાના શ્રમણોપાસક બનાવ્યા હતા. આ શ્રાવસ્તીના કોષ્ઠક ઉદ્યાનમાં ગોશાલકે સુનક્ષત્ર અને સર્વાનુભૂતિ મુનિઓને તેજોલેશ્યાથી મારી નાખ્યા હતા. ભગવાન મહાવીર ઉપર પણ તેણે તેજોલેશ્યા છોડી હતી. ગોશાલક અને તેનો અનન્ય ઉપાસક અયંપુલ, હાલાહલ કુંભારણ અહીંના નિવાસીઓ હતા. ભગવાન પાર્શ્વનાથના સંતાનીય કેશીકુમાર અને ભગવાન મહાવીરના ગણધર ગૌતમસ્વામીનો મેળાપ આ સ્થળે થયો હતો. ભગવાન મહાવીરનો ભાણેજ અને જમાઈ નામે જમાલી અહીંનો વતની હતો. તેણે ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધા પછી અહીંના કોષ્ઠક ઉદ્યાનમાં રહીને ભગવાન મહાવીરથી વિરુદ્ધ 'બહુરત' સિદ્ધાન્તની પ્રરૂપણા કરી હતી, તેથી જૈન શાસ્ત્રોમાં તેને ભગવાનના પ્રથમ નિહ્નવ તરીકે ઓળખાવ્યો છે.

આ નગરનો પ્રસેનજિન રાજા જૈનધર્મી હતો. તેણે જેતવનમાં રહેલા બુદ્ધ ભગવાન પાસે જઈને જ્ઞાતપુત્ર મહાવીર આદિના યશનું વર્ણન કરી તથાગત–બુદ્ધને ઉંમરમાં નાના અને નવા સાધુ તરીકે ઓળખાવ્યા હતા. આ પ્રસેનજિત રાજાનો અમાત્ય મિગર અથવા મૃગધર નિર્ગ્રંથોનો એકનિષ્ઠ ઉપાસક હતો એવું બૌદ્ધગ્રંથોથી પણ જાણવા મળે છે.

ભગવાન મહાવીરના સમકાલીન ગૌતમ બુદ્ધ મહાઋદ્ધિશાળી શેઠી અનાથપિંડકના આમંત્રણથી શ્રાવસ્તી પધાર્યા હતા અને રાજકુમાર જેતના ઉદ્યાનને બુદ્ધ ભગવાનનું નિવાસસ્થળ બનાવવા માટે અનાથપિંડકે ખરીદ કરી લીધું હતું. બૌદ્ધ ગ્રંથોમાં જેતવનના બુદ્ધવિહારનું ભવ્ય વર્ણન મળે છે. જુદા જુદા ગ્રંથોમાં શ્રાવસ્તી અને જેતવનનું જે ચિત્રણ

[1] Cave Temples of India, chapter. II.

વર્ણન આવે છે તેની મહાપંડિત રાહુલ સાંકૃત્યાયને સંકલના કરીને પોતાના 'પુરાતત્ત્વનિબંધાવલી'માં ઐતિહાસિક દૃષ્ટિએ વિશદ વર્ણન આપ્યું છે. તેમાંથી જૈન અને બૌદ્ધોના સંઘર્ષની હકીકતો પણ જાણવા મળે છે અને શ્રાવસ્તીનો વિસ્તાર, તેના ચાર દરવાજા, રાજકારામ, અનાથપિંડકનું ઘર, વિશાખાનું ઘર, રાજમહેલ, કચેરી, મહાવીથી, ગંડમ્બવૃક્ષ, પંચશિખકગેહ, પ્રાસાદવાટક, સડકો, દાણ લેવાની ચોકીઓ તેમજ જેતવન અને તેમાં આવેલો બુદ્ધવિહાર અને જૈનોના તીર્થિકારામ વગેરે સ્થળો ક્યાં હોવાં જોઈએ એનો નિર્ણય માનચિત્ર સાથે કરી બતાવ્યો છે.

એ વર્ણનમાંથી જણાય છે કે, અહીં ભગવાન મહાવીરનો તીર્થિકારામ બનેલો હતો અને એ બંધાતાં ભગવાન બુદ્ધે વિરોધ કર્યો હતો. વળી, અહીં જૈનોનો ખૂબ મોટો મલ્લિકારામ પણ હતો, તેમાં પોટ્ટપાદ સમયપ્રવાદક પરિવ્રાજક ૩૦૦૦ પરિવ્રાજકોની મોટી પરિષદ સાથે નિવાસ કરતા હતા. આ પોટ્ટપાદ સંભવતઃ ભગવાન મહાવીરના હાથે દીક્ષિત થયેલા પુટ્ટિલાચાર્ય હોય એમ લાગે છે.

'બૃહત્કલ્પસૂત્ર'થી જાણવા મળે છે કે, કોશલા(શ્રાવસ્તી)માં જીવંતસ્વામીની પ્રતિમા હતી અને તેની જૈન તીર્થ તરીકે ખ્યાતિ હતી.

આ બધી હકીકતોને ધ્યાનમાં લેતાં જણાય છે કે, એક કાળે શ્રાવસ્તીમાં જૈનધર્મનો વાવટો જળહળતો હતો. શ્રાવસ્તીમાં જૈનોની બહુલતા અને નગરીની શ્રેષ્ઠતાનું પ્રમાણ આ શ્લોક પૂરું પાડે છે:—

"सुश्रावकाढ्या श्रावस्ती, विद्यते भुवि विश्रुता । नगरी यत्पुरः स्वर्गिनगरी न गरीयसी ॥"

એ પછી ભગવાન બુદ્ધે આ નગરીમાં પોતાનો પ્રભાવ પાથરવા માંડ્યો એવું અનુમાન જૈન અને બૌદ્ધ ગ્રંથોને જોતાં નીકળે છે.

આ નગરીની પડતી ક્યારથી થવા માંડી એનો ચોક્કસ સમય જાણી શકાયો નથી પરંતુ પાંચમી શતાબ્દીના ભારતપ્રવાસી ચીનીયાત્રી ફાહિયાને આ નગરીને જે હાલતમાં નિહાળી હતી તેનું જે વર્ણન તે આપે છે એનો સાર એ છે કે, અહીં પ્રસેનજિત નામે રાજા હતો. બૌદ્ધો અને જૈનો વચ્ચે શાસ્ત્રાર્થ થયો હતો. શાસ્ત્રાર્થના સ્થાને ઊંચો બુદ્ધવિહાર હતો. એ બુદ્ધવિહારની છાયા પાસે આવેલા એક નાના જૈન મંદિર ઉપર પડતી હતી તેથી તે 'છાયાગત' નામથી ઓળખાતું હતું. ધર્મશાળા અને યતિઓના આશ્રમો અહીં હતા, જેમાં સાધુઓના સંઘ રહેતા હતા.

સાતમી શતાબ્દીના ચીનીપ્રવાસી હુએનત્સંગે આ નગરને વેરાન સ્થિતિમાં જોયું હતું. આ સ્થળને તે 'જેતવન મોનેસ્ટ્રી' તરીકે પોતાના વિવરણમાં નોંધે છે.

એ પછી આ નગર સ્વરૂપે વસ્યું જેનું નામ 'ચંદ્રિકાપુરી' પડ્યું હતું; એવું અહીંના ખોદકામમાંથી મળી આવેલા શિલાલેખોથી જણાય છે. એ લેખોમાંથી ઈ. સ. ૯૦૦ માં મોરધ્વજ–મયૂરધ્વજ, ઈ. સ. ૯૨૫ માં હંસધ્વજ, ઈ. સ. ૯૫૦ માં મકરધ્વજ, ઈ. સ. ૯૭૫ માં સુધાનધ્વજ, ઈ. સ. ૧૦૦૦ મા સુહરીધ્વજ નામના રાજાઓ અહીં રાજ્ય કરી ગયાનું જણાય છે. ડૉ. બેનેટ આ રાજવંશને જૈન હોવાનું જણાવે છે.[1]

આ નગરને 'સહેતમહેત' એવું નામ ક્યારે મળ્યું એ જાણવામાં નથી. લોકો જેતવનના ખંડિયેરોને 'સહેત' અને શ્રાવસ્તીનાં ખંડિયેરોને 'મહેત' એવા નામથી ઓળખતા હતા. ચૌદમા સૈકામાં રચાયેલા 'વિવિધતીર્થકલ્પ'માં શ્રીજિનપ્રભસૂરિએ એમના સમયમાં આ નગરની સ્થિતિ કેવી હતી એનું વર્ણન કર્યું છે, એનો સાર આ છે:–પ્રાચીન કાળની શ્રાવસ્તી આજે 'મહિઠ'ના નામે ઓળખાય છે. આજે પણ ગીચ ઝાડીવાળું અને મૂર્તિઓ, દેવકુલિકાઓ તેમજ વિશાળ કિલ્લાથી ઘેરાયેલું મંદિર શોભી રહ્યું છે. તેની પાસે જ મોટી શાખાઓ અને પાંદડાંઓની ઘટાથી ભરપૂર લાલ રંગનું અશોક વૃક્ષ ઊભું છે.

"આ મંદિરના દરવાજા માણિભદ્ર યક્ષના પ્રભાવથી સૂર્ય આથમતાં બંધ થતા અને સવારમાં સૂર્યના ઉદય થતાં પોતાની મેળે ઊઘડી જતા.

૧. W. C. Bennet–Note connected with Sahetmahet–Indian Antiquary. Vol. 2.

"પરંતુ કલિકાલના પ્રભાવથી એક સમયે બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજીના મલિક હબ્બસ નામના અમલદારે બહરાઈચ-બુદ્ધ આદિત્ય ( અયોધ્યા ? ) નગરથી આવીને ઉપર્યુક્ત મંદિરના ગઢની દીવાલો, તેના દરવાજા અને કેટલીક પ્રતિમાઓ તોડી નાખી. અહીં દરસાલ મેળો ભરાય છે. મેળાના દિવસે એક ચિત્તો અહીં આવીને બેસે છે અને ભગવાનની આરતી ઊતર્યા પછી પોતાના સ્થાને ચાલ્યો જાય છે. તે કોઈને ઉપદ્રવ કરતો નથી. આ પ્રદેશમાં ડાંગરની એટલી બધી જાતો પાકે છે કે, તેનો એકેક દાણો ભેગો કરવામાં આવે તો એક ઘડો ભરાઈ જાય."

અઢારમા સૈકાના યાત્રી પં. શ્રીવિજયસાગર કહે છે:—

"કેમ્બુ કરિયાબાદથી; દોઈ દિસિં કોસ ત્રીસ; સાવત્થી સંભારીઈ, શંભવ જન્મ જગીસ."

શ્રાવસ્તી અયોધ્યાથી ૩૦ માઈલના અંતરે છે અને પં. શ્રીસૌભાગ્યવિજયે સં. ૧૭૫૦ રચેલી 'તીર્થમાળા'માં કહ્યું છે:—

"જીહો સાવત્થીને કહે, જીહો હવણાં તિહાંના લોક; જીહો નામે કેના ગામડો, જીહો વનગહ્વર છે થોક."

આ ઉપરથી શ્રાવસ્તી નગરી એ અત્યારનું કેના ( અકોના ) નામનું ગામડું છે પરંતુ આ અકોના એ તો ઉપર્યુક્ત 'સહેતમહેત'થી પાંચ માઈલ દૂર આવેલું છે.

સહેતમહેતની જગાએ ખોદકામ કરતાં કેટલીયે પ્રાચીન વસ્તુઓ હાથ લાગી છે એનો અહેવાલ ડૉ. ફોગલે સને ૧૯૦૭-૮ માં પ્રગટ કર્યો છે તેમાંથી જણાય છે કે, વર્તમાન 'મહેત'નો વિસ્તાર ૧૭૨૫૦ ફીટના ઘેરાવામાં છે, જે શ્રાવસ્તીની પુરાણી સીમાને એથી વધારીને સૂચિત કરતો નથી.

સને ૧૮૭૫-૮૫ સુધીમાં અહીં સરકારે છૂટુંછવાયું ખોદકામ કરાવ્યું હતું તેના આધારે ડૉ. હોએ અહીં ટેમરીંડ નામના દરવાજાની પાસે, જ્યાં મહેતનો કિલ્લો પશ્ચિમ ભાગમાં આવેલો છે તેની નજીકમાં એક જૈન મંદિરનાં ખંડિયેર તેમને હાથ લાગ્યાં. તેમણે એ મંદિરને જૈનોના સોભાનાથના મંદિરના નામે ઓળખાવ્યું છે પરંતુ ખરી રીતે એનું નામ સંભવનાથનું મંદિર છે.

આ મંદિર ૬૦×૫૦ ફીટ લંબ-ચોરસ ચોગાનમાં આવેલું છે. તેનો કેટલોક ભાગ ઊભો છે. ઘુમટ આકારનું શિખર પડેલી હાલતમાં છે. મંદિરમાં જવા માટે પહોળાં પગથિયાંની હાર ગોળાકારે છે. તેની લંબાઈ ૨૩॥ ફીટ અને પહોળાઈ ૨૨ ફીટ ૪ ઇંચની છે.

આ મંદિરના નીચેનું તળિયું બહારની બાજુએ તપાસતાં હાલના મંદિરથી પુરાતન સમયનું લાગે છે એટલે જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવેલો હોય એમ જણાય છે. આ મંદિરની ભીંતના ઉત્તર-પશ્ચિમ અને દક્ષિણ-પશ્ચિમમાં બે લંબ-ચોરસ ઓરડાઓનો પત્તો લાગ્યો છે, કેટલાંક શિલ્પકામો અખંડ મળી આવ્યાં છે. કેટલાંક પરિકરો અને ૧૧ જિનમૂર્તિઓ મળી આવી છે, તે પૈકી ૨ મૂર્તિઓ ઈ. સ. પૂર્વના સમયની છે અને બીજી મૂર્તિઓ પૈકી છ મૂર્તિઓમાંથી સં. ૧૧૧૨ ની મૂર્તિ કયા તીર્થંકરની છે તે ઓળખી શકાઈ નથી. સં. ૧૧૨૪ ની શ્રીઋષભદેવની, સં. ૧૧૨૫ ની શ્રીનેમિનાથની સં. ૧૧૩૩ ની શ્રીવિમલનાથની, સં. ૧૧૭૬ ની શ્રીસુમતિનાથની અને સં. ૧૧૮૨ ની શ્રીવિમલનાથની મૂર્તિઓ છે. એટલે ૧૨ મી શતાબ્દીમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે એવું આ શિલાલેખોથી અનુમાન થાય છે.

ઈ. સ. પૂર્વના સમયની શ્રીઋષભદેવ ભગવાનની મૂર્તિ શિલ્પકળાની દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવી છે. રેતિયા પીળા પથ્થરમાં કોરેલી આ મૂર્તિ પદ્માસનસ્થ ધ્યાન મુદ્રાએ બેઠેલી પરિકરસહિત છે. ૨ ફીટ ૬॥ ઇંચની આ મૂર્તિ અખંડિત છે. મૂર્તિના મસ્તકે સીધી લીટી જેવા હારવાળા વાળ છે. બંને ખભા ઉપર વાળનો ગુચ્છો લટકે છે. કાનનો આકાર મોટો છે. મૂર્તિના પદ્માસનના ભાગમાં બંને બાજુએ બે સિંહો અને વચ્ચે ધર્મચક્ર કોતરેલું છે. પરિકરમાં જમણી બાજુએ હાથમાં કુસુમયુક્ત એક સેવકની આકૃતિ છે. જ્યારે ડાબી બાજુએ નમસ્કાર કરતા દેવની આકૃતિ બતાવી છે. એ સિવાય મૂર્તિના ઉપરના ભાગમાં દેવ વગાડતી એક આકૃતિ સૂતેલી અવસ્થામાં દર્શાવી છે. મૂર્તિની બંને બાજુએ ચામરધારી વાજિંત્ર લઈને ઊભા છે. આસનનો બાકીનો ભાગ ચાર હરોળમાં નાના આકારે ધ્યાનમુદ્રામાં સ્થિત ૨૩ તીર્થંકરોની મૂર્તિવાળો છે. ત્રીજી હરોળમાં આગળ કમળમાં ગોઠવેલા બે હાથીઓની આકૃતિ છે અને તેના ઉપર બંને બાજુએ બેઠેલા હોય એવી આકૃતિઓ કોરેલી છે. આ હાથીઓ મધ્યમાં આવેલી આકૃતિઓના અભિષેક કરતા હોય એમ જણાય છે.

બીજી એક તીર્થંકર મૂર્તિ ઈ. સ. પૂર્વેની પદ્માસનસ્થ છે. તેમાં બંને બાજુએ થઈને ૨૩ તીર્થંકરોની મૂર્તિઓ કોરેલી છે. પલાંઠી નીચે પદ્માસનમાં બંને બાજુએ ૨ સિંહો અને વચ્ચે ધર્મચક્ર છે. આ મૂર્તિનો ડાબો હાથ ખંડિત છે. આ બધી મૂર્તિઓ હાલ લખનૌ મ્યુઝિયમમાં રાખવામાં આવેલી છે.

**શ્વેતાંબી :**

શ્રાવસ્તીથી પૂર્વોત્તરમાં શ્વેતાંબી નગરી આવેલી હતી બૌદ્ધ સૂત્રોથી જણાય છે. કે શ્રાવસ્તીથી કપિલવસ્તુ જતાં વચ્ચે શ્વેતાંબિકા નગરી આવતી હતી. કેકય દેશની રાજધાનીનું આ નગર હતું. ભગવાન મહાવીરના સમયે અહીં પ્રદેશી નામે રાજા હતો. એ નાસ્તિક હતો પરંતુ પાર્શ્વનાથ સંતાનીય કેશીકુમાર શ્રમણે તેને આસ્તિક બનાવી જૈનધર્મનો ઉપાસક બનાવ્યો હતો. ભગવાન મહાવીર જ્યારે શ્વેતાંબીમાં આવ્યા ત્યારે પ્રદેશીએ તેમની પૂજા કરી મહિમા વધાર્યો હતો.

પં. કલ્યાણવિજયજી જણાવે છે કે, આધુનિક ઉત્તરપશ્ચિમે બિહારના મોતીહારી શહેરથી પૂર્વમાં લગભગ ૩૫ માઈલ દૂર રહેલી સીતામઢી એ જ શ્વેતાંબિકાનો અપભ્રંશ છે. જૈન અને બૌદ્ધ લેખો અનુસાર દિશા પણ બંધબેસતી છે; અને ઉત્તરમાં પહાડી પ્રદેશ પણ નિકટમાં છે, જે કેકય દેશનો અનાર્ય પ્રદેશ હતો.[1]



## ૨૫૯. ભાગલપુર

( કોઠા નંબર : ૪૩૪૬ )

ભાગલપુર એ જ નામના જિલ્લાનું મોટું શહેર ગંગાકાંઠે આવેલું છે. સુજાગંજ, નાથનગર, ચંપાનાળા અને મસૂરગંજ વગેરે ભાગો મળીને આ ભાગલપુર શહેર બનેલું છે. રેલ્વેનું જંક્શન છે. અહીં ૬૦ જૈનોની વસ્તી છે.

સ્ટેશન નજીક રા. બ. ધનપતસિંહજીએ મોટી ધર્મશાળા બંધાવેલી છે. તેની સાથે જ તેમણે શ્રીવાસુપૂજ્ય ભગવાનનું શિખરબંધી મંદિર વિ. સં. ૧૯૩૬માં બંધાવ્યું છે. એ સંબંધી લેખ એમાં વિદ્યમાન છે.[2] મૂળનાયકની ડાબી બાજુએ શ્રીમલ્લિનાથ અને જમણી બાજુએ શ્રીનમિનાથ ભગવાનની મૂર્તિઓ છે. મંદિરમાં પાષાણની કુલ ૯ અને ધાતુની ૧ મૂર્તિ છે. એ સિવાય સ્ફટિકની અને સંગેમૂસાની ૧ મૂર્તિ છે. શ્રીવાસુપૂજ્ય, શ્રીમલ્લિનાથ અને શ્રીનમિનાથ ભગવાનની ચરણપાદુકાઓ છે. ત્રણે પાદુકાઓ ઉપર લેખ છે. તેમાં શ્રીવાસુપૂજ્ય ભગવાનની પાદુકા શ્રીધનપતસિંહજીએ સ્થાપન કર્યાનો લેખ છે.[3] જ્યારે મલ્લિનાથ અને નમિનાથની પાદુકાઓ શ્યામવર્ણા કસોટીના પથ્થરની પ્રાચીન છે. આ બંને પાદુકાઓ મિથિલામાં ઉક્ત બંને પ્રભુનાં ત્યાં થયેલાં કલ્યાણકોની સ્મૃતિમાં સ્થાપન કરેલી હતી પરંતુ ત્યાં જૈન વસ્તી ન હોવાથી તીર્થનો વિચ્છેદ થતાં આ બંને પાદુકાઓ ત્યાંથી લાવીને અહીં પધરાવવામાં આવી છે, તેના ઉપર આ પ્રમાણે લેખ પણ છે, જે જીર્ણોદ્ધાર સમયનો જણાય છેઃ—

" सम्वद् बाणर्विनागेन्द्रे राधशुक्लादशी भृगौ । मल्लिनम्योः पदं जीर्णमुद्धृतं खरतरेण [च ॥]
श्रीजिनहर्षनिदेशी वा[चक] भाग्यधिरगणिः किल । माल्हुगोत्रस्य प्रप्णेन्द्रोर्वित्तमुद्दिश्य काप्यकृत ॥ २ ॥ युग्मम् ॥
सं० १८७५ मिति वैशाख १० शुक्रे मिथिलानगर्य्यां श्रीमल्लिजिनन्यासः ॥ '

મંદિરની બહારની ઘૂમટીમાં શ્રીસ્થૂલિભદ્રસ્વામીની ચરણપાદુકાઓ પધરાવેલી છે.

**મિથિલા :**

પ્રાચીન ગ્રંથોથી જણાય છે કે, ભગવાન મલ્લિનાથ અને ભગવાન નમિનાથની જન્મભૂમિ મિથિલા હતી. જનક રાજાની પુત્રી સતી સીતાનું આ જન્મસ્થળ હતું. એક સમયે વિદેહ દેશની રાજધાનીનું આ નગર હતું. જો કે ભગવાન મહાવીરના સમયે વિદેહની રાજધાની વૈશાલી નગર હતું છતાં મિથિલા એક સમૃદ્ધ નગર હોય એવો પ્રભાવ તત્કાલીન

---

1. 'ભગવાન મહાવીર,' પૃ૦ ૩૯૧–૯૨.
2. "જૈન લેખસંગ્રહ" ભા. ૨ લેખાંક: ૧૬૪.
3. એજન: ભા. ૨, લેખાંક: ૧૬૫

વર્ણનો આપે છે ભગવાન મહાવીરના સમયે મિથિલાનો રાજા જનક હતો એમ જૈન ગ્રંથો નોંધે છે; આથી એમ માની શકાય કે જનકવંશીય કોઈ ક્ષત્રિય રાજાનો એ સમયે મિથિલા ઉપર અધિકાર હતો.

ભગવાન મહાવીરસ્વામીએ અહીં ૭ ચતુર્માસ નિર્ગમ્યાં હતાં. તેમના આઠમા ગણધર અકંપિતસ્વામીનો જન્મ અહીં થયો હતો. શ્રીઆર્યમહાગિરિ અહીં પધાર્યા હતા. ચોથા નિહ્નવની સ્થાપના આ નગરમાં જ થઈ હતી. મિથિલાના નામે પ્રાચીન જૈન શ્રમણોની એક શાખા 'મૈથિલિયા' નામે પણ પ્રસિદ્ધ બની હતી.

એક સમયે ભારતીય પ્રાચીન વિદ્યાનું આ કેંદ્ર હતું. ઈ. સ. ની નવમી સદીમાં થયેલા મહાવિદ્વાન મંડનમિશ્ર આ મિથિલામાં જ રહેતા હતા. તેમની પત્ની ભારતીદેવીએ શંકરાચાર્ય જેવા પ્રગલ્ભ વિદ્વાનને શાસ્ત્રાર્થમાં પરાજિત કર્યા હતા. પ્રસિદ્ધ નૈયાયિક વાચસ્પતિમિશ્રની આ જન્મભૂમિ હતી અને મૈથિલ કવિ વિદ્યાપતિ અહીંના રાજદરબારમાં રહેતા હતા.

ચૌદમા સૈકામાં થયેલા શ્રીજિનપ્રભસૂરિ પોતાના 'વિવિધતીર્થકલ્પ'માં મિથિલાનું વર્ણન આપે છે, તેનો સાર એ છે કે–" ભારતના પૂર્વદેશમાં આવેલા પ્રાચીન વિદેહદેશને આજે ( ચૌદમા સૈકામાં ) તીરહુત દેશ કહેવામાં આવે છે. આખાયે પ્રદેશ રસાળ છે. આ દેશના લોકો સંસ્કૃત ભાષાના વિશારદો હોય છે. આ તીરહુતમાં આવેલી મિથિલા નગરીને લોકો 'જગઈ' નામે ઓળખે છે. તેની પાસે જ જનક રાજાના ભાઈ કનકે વસાવેલું 'કનકપુર' ગામ છે. જગઈ નગર પાસે બાણગંગા અને ગંડકી નદીનો સંગમ થયેલો છે. આ નગરમાં 'શાકુલ્લા કુંડ' નામે ઓળખાતા સ્થળે મોટું વટવૃક્ષ છે, જ્યાં રામે સીતાનું પાણિગ્રહણ કર્યું હતું. અહીં પાતાલલિંગાદિ અનેક તીર્થો છે. વળી, શ્રીમલ્લિનાથ ભગવાનના ચૈત્યમાં વૈરોટ્યાદેવી અને કુબેર યક્ષની મૂર્તિઓ છે તેમજ શ્રીનમિનાથ ભગવાનના મંદિરમાં ગાંધારી દેવી અને ભ્રૂકુટી નામના યક્ષની મૂર્તિઓ છે."

આ વર્ણન ઉપરથી જણાય છે કે, ચૌદમા સૈકામાં 'જગઈ' નામે ઓળખાતા નગરમાં શ્રીમલ્લિનાથ અને શ્રીનમિનાથ ભગવાનનાં બે જૈન મંદિરો હતાં પરંતુ આ જગઈ ગામ ક્યાં આવ્યું તેનો પત્તો નથી.

સીતામઢીથી પશ્ચિમમાં લગભગ ૭ માઇલ દૂર જગદીશપુર નામનું એક ગામ છે. સંભવ છે કે, શ્રીજિનપ્રભસૂરિ જેને 'જગઈ' કહે છે તે જ આ જગદીશપુર હોય. આ કલ્પના વાસ્તવિક હોય તો પ્રાચીનકાળની મિથિલા અને ચૌદમા સૈકાનું જગઈ આજનું જગદીશપુર માની શકાય. આજે અહીં કોઈ જૈનમંદિર કે તેનું ખંડિયેર પણ વિદ્યમાન નથી.

સત્તરમા સૈકાના યાત્રી પં. શ્રીવિજયસાગર 'તીર્થમાળા'માં બતાવે છે કે–'હાજીપુરથી ઉત્તરમાં ૪૦ કોસ દૂર મિથિલા છે, તેને જ સીતાનું પિયર સ્થાન કહે છે,'[૪] અઢારમા સૈકાના યાત્રી પં. શ્રીસૌભાગ્યવિજયજી આ સ્થાન પટણાથી ઉત્તરમાં ૫૦ કોશ ઉપર આવેલું સીતામઢી નામે બતાવે છે અને ઉમેરે છે કે, અહીં શ્રીમલ્લિનાથ અને શ્રીનમિનાથ ભગવાનનાં પગલાં છે. વળી, અહીંથી ૧૪ કોસ દૂર જનકપુરી નામે સ્થળ છે તે જ સીતાનું પિયર હતું એમ જણાવે છે. આ પ્રદેશમાં જૈનોનો પ્રવેશ નથી થતો એમ પણ નોંધે છે.[૫]

આજે સીતામઢી નામે ગામ મુજફ્ફરપુર જિલ્લાના દરભંગા જંકશનથી વાયવ્યખૂણામાં ૪૨ માઈલ દૂર છે. તેની પાસે 'મુહિલા' નામક સ્થાન છે તેને જ પ્રાચીન મિથિલાનો અપભ્રંશ કેટલાક વિદ્વાનો જણાવે છે.

શ્રીજગદીશચંદ્ર જૈન 'ભારતકે પ્રાચીન જૈન તીર્થ' ( પૃ. ૨૮ )માં નોંધે છે કે, નેપાલની સીમા ઉપર જનકપુરને પ્રાચીન મિથિલા માનવામાં આવે છે.' આ જનકપુર ગામ સીતામઢીથી ૩૦ માઈલ અને જનકપુરરોડ સ્ટેશનથી ૨૪ માઈલ દૂર છે.

વસ્તુતઃ જૈનોનું તીર્થ મિથિલા ક્યાં આવ્યું તેનો હજી સુધી નિર્ણય થયો નથી. આજે આ તીર્થ વિચ્છેદ પામ્યું છે.

---

૪. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ," પૃ૦ ૧૧.

૫. એજન પૃ૦ ૬૩.

**વૈશાલી :**

જૈન ગ્રંથોથી જણાય છે કે, વૈશાલી વિદેહ દેશની રાજધાનીનું નગર હતું. ગંડકી નદીના તીરે એ વસેલું હતું. ભગવાન મહાવીરના સમયે ગણતંત્રનું આ મુખ્ય નગર હતું. અહીંના ક્ષત્રિય લોકો લિચ્છવી કહેવાતા. અહીં, અનેક મહાલિકાઓ, ઉદ્યાનો અને પુષ્કરણીઓ હતી. વૈશાલીના ગણતંત્રનો મુખિયો રાજા ચેટક સમર્થ અને પ્રભાવશાળી રાજવી હતો. કાશી–કોશલ આદિ ૧૮ રાજાઓમાં એ મુખ્ય હતો. લિચ્છવીઓમાં જબરો સંપ હતો. એ જ કારણે વૈશાલી સામે કોઈ ઊંચું માથું કરી શકતો નહિ.

ચેટક રાજાની બહેન ત્રિશલા સિદ્ધાર્થ રાજાને પરણી હતી. ત્રિશલા રાણી નંદિવર્ધન અને ભગવાન મહાવીરની માતા હતી.

કૂણિકે વૈશાલીને હાથ કરવા ચડાઈ કરી અને કેટલાંયે વર્ષો સુધી તેને ઘેરો ઘાલી રાખ્યો. એ લડાઈમાં ચેટકનો આખરે પરાજય થયો. કૂણિકે વૈશાલીને ખેદાનમેદાન બનાવી દીધી. હુએનસંગે વૈશાલીને વેરાન અવસ્થામાં જ નિહાળી હતી.

આજકાલ મુજફ્ફરપુર જિલ્લામાં આવેલા બસાઢ ગામને પ્રાચીન વૈશાલીનું સ્થાન માનવામાં આવે છે. અહીંના ખોદકામમાંથી ઘણી વસ્તુઓ હાથ લાગી છે.

કેટલાક આધુનિક સંશોધક વિદ્વાનો વૈશાલી (બસાઢ)ની પાસે આવેલા વસુકુંડમાં ભગવાન મહાવીરનો જન્મ થયો હોવાનું બતાવે છે. એ વિશે 'લછવાડ' (૨૬૬, પૃ. ૪૯૨)માં અમે ચર્ચા કરી છે.

**આમલકપ્પા :**

બૌદ્ધગ્રંથો બુલ્લિય રાજ્યની રાજધાની અલકપ્પા બતાવે છે તે જ જૈન ગ્રંથોમાં નોંધાયેલી આમલકપ્પા હોવી જોઈએ. ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીર અહીં વિચર્યા હતા. ભગવાન મહાવીરસ્વામી આમલકપ્પાની બહાર આવેલા અંબસાલ ચૈત્યમાં સમોસર્યા હતા.

**નેપાલ :**

જૈન ગ્રંથોથી જણાય છે કે, પાટલીપુત્રમાં જ્યારે દુકાળ પડ્યો ત્યારે આર્ય ભદ્રબાહુ અને આર્ય સ્થૂલભદ્ર આદિ જૈન શ્રમણો નેપાલની ભૂમિમાં વિહરતા હતા.

નેપાલનો દક્ષિણ પ્રદેશ પહેલાં ઉત્તરવિદેહ નામે ઓળખાતો હતો.



## ૨૬૦. નાથનગર

( કોઠા નંબર : ૪૩૪૭ )

નાથનગર સ્ટેશનનું ગામ છે. સ્ટેશનની નજીક મોટા જાગીરદાર બાબુ સુખસંપતરાયજીના વિશાળ બગીચામાં તેમની હવેલી છે અને શ્રીવાસુપૂજ્ય ભગવાનનું સુંદર મંદિર આવેલું છે. વિ. સં. ૧૯૬૪માં બંધાવેલું છે. તેમાં પાષાણની ૧ અને ધાતુની ૭ મૂર્તિઓ છે. મંદિરમાં કાચનું મીનાકારી કામ જોવાલાયક છે. મંદિર મેડા ઉપર છે અને નીચે ઉપાશ્રય છે.



## ૨૬૧. ચંપાપુરી

( કોઠા નંબર : ૪૩૪૮-૪૩૫૩ )

ભાગલપુર સ્ટેશનથી ૩ માઈલ અને નાથનગર સ્ટેશનથી ૪ માઈલ દૂર ચંપાપુરી નામે સૌથી પ્રાચીન તીર્થધામ છે, આજે આ ગામ 'ચંપાનાળા' નામે ઓળખાય છે.

ભગવાન મહાવીરના સમયે ચંપાપુરી અંગદેશની રાજધાનીનું નગર હતું, અંગદેશ મગધની પૂર્વ દિશામાં હતો અને મગધને અધીન હતો. એથી જ શાસ્ત્રોમાં અંગ અને મગધનો એકસાથે નિર્દેશ કરેલો છે.

જૈન સૂત્રગ્રંથોથી જણાય છે કે, મહારાજા શ્રેણિકના મરણ પછી તેના પુત્ર કૂણિકને રાજગૃહમાં રહેવાનું પસંદ ન પડ્યું, આથી તેણે ચંપકનાં સુંદર વૃક્ષો જોઈ એ સ્થળે ચંપાનગરી વસાવી, ચંપાનું બીજું નામ માલિની હતું. 'મહાભારત'માં પણ આ ચંપાનો ઉલ્લેખ કરેલો છે. વસ્તુતઃ એક જૂની ચંપા તો હતી જ, તેનો કૌશાંબીના રાજા શતાનીકે નાશ કર્યો તે પછી કૂણિકે નવી ચંપા વસાવી.

રાજા કૂણિક પોતાની રાણીઓ સાથે ભગવાન મહાવીરના દર્શન માટે જવા નીકળ્યો એ સમયની ચંપાનું ઋદ્ધિપૂર્ણ વર્ણન 'ઔપપાતિક સૂત્ર'માં આપેલું છે. એનો સાર એ છે કે—" ચંપા અત્યંત સમૃદ્ધિશાલી નગરી હતી, એ નગરીને ચારે કોર મોટો કિલ્લો હતો. ગોપુર, અટારી, કાંગરા અને તોરણોથી એ કિલ્લો શોભાયમાન હતો. કિલ્લાની પાસે જબરી ઊંડી ખાઈ હતી, આજુબાજુ પ્રદેશ રસાલ હતો. શ્રીમંતો, વિદ્વાનો અને કળાકારોની આ ભૂમિ હતી. મોટી હવેલીઓ અને મંદિરોથી આ નગર અલંકૃત હતું. વેપારનું મુખ્ય કેન્દ્ર હતું. અહીંના વેપારીઓ અહિચ્છત્રા, મિથિલા, સુવર્ણભૂમિ આદિ દૂર દૂર સ્થાનો સુધી જતા આવતા, અહીં સુંદર સડકો બનેલી હતી અનેક વાહનોથી આ નગર પ્રવૃત્તિમય લાગતું હતું.

" આ નગરીમાં પૂર્ણભદ્ર યક્ષનું એક પ્રાચીન ચૈત્ય હતું ત્યાં ભગવાન મહાવીરનું સમવસરણ થયું હતું. આ ચૈત્ય ધ્વજ, છત્ર અને ઘંટડીઓથી મંડિત હતું; વેદિકાથી સુશોભિત હતું. અહીંની ભૂમિ છાણથી લીંપેલી હતી, તેમાં ગોશીર્ષ ચંદનના થાપા મારેલા હતા. તેમાં ચંદન કળશો રાખેલા હતા. દ્વાર પર તોરણ બાંધેલાં હતાં. તેમાં સુગંધિત માળાઓ લટકતી હતી રંગ-બેરંગી સુગંધી પુષ્પો અહીં વીખરાયેલાં રહેતાં. ધૂપની સુગંધથી આખુંયે વાતાવરણ મહેકતું હતું. નટ, નર્તક, ગાયક, વાદક વગેરેનું આ નિવાસસ્થળ હતું. "

બૌદ્ધસૂત્રોથી જણાય છે કે, અહીં ગર્ગરા નામે સુંદર પુષ્કરણી હતી, એના કિનારે સુંદર ચંપક વૃક્ષો હતાં. એમાં શ્વેતવર્ણી સુગંધિત પુષ્પો ખીલેલાં રહેતાં.

આ ચંપાનગરી કૂણિકે વસાવી હતી. તેણે રાજગૃહની સઘળી સંપત્તિ અહીં ખડકી દીધી હતી પરંતુ જૂની ચંપા પણ તેની પાસે જ હતી. એ સ્થળે ભગવાન વાસુપૂજ્યસ્વામીનાં પાંચ કલ્યાણકો થયાં હતાં. પાંચ કલ્યાણકો એક જ સ્થળે બન્યાં હોય એવાં સ્થળ બહુ ઓછાં હોય છે. તેથી આ નગરીનો તીર્થ તરીકેનો મહિમા વધી જાય છે. ભગવાન મહાવીરે આ પૃષ્ઠચંપાની ભૂમિને પોતાના ચરણકમળથી કેટલીયે વખત પવિત્ર બનાવી હતી શ્રીગૌતમસ્વામીના શિષ્યો સાલ અને મહાસાલ મહાત્માઓને આ નગરમાં જ કેવળજ્ઞાન ઉપજ્યું હતું. ભગવાન મહાવીરના કુબેરસમા કોટિપતિ ભક્ત શ્રાવક કામદેવનું આ નિવાસસ્થાન હતું. સુદર્શન શેઠ, મહારાજા શ્રીપાલ, કુમારનંદી સુવર્ણકાર અને પ્રાતઃસ્મરણીયા ચંદનબાળાની આ જન્મભૂમિ હતી. ચૌદપૂર્વી શય્યંભવસૂરિને પોતાના પુત્ર મનક મુનિને માટે 'દશવૈકાલિક-સૂત્ર'ની રચના કરવાની પ્રેરણા આ ભૂમિમાંથી જ મળી હતી.

હુએનસંગે ચંપાની નોંધ આપી છે. સમ્રાટ સમુદ્રગુપ્તે આ નગરનો વિસ્તાર વધાર્યો હતો; એમ ઇતિહાસથી જણાય છે. પરંતુ આ સ્વર્ગીય નગરી ઉપર કાળનું મોજું ક્યારે ફરી વળ્યું એ જાણવામાં આવતું નથી. ધીમે ધીમે એ ક્ષીણ થતાં આજના નાના ગામડામાં પરિવર્તન પામી છે.

'વિવિધતીર્થકલ્પ'થી જણાય છે કે, અહીં કરણ રાજાએ 'શૃંગારચતુરિકા' જેવાં સ્થળો બંધાવ્યાં હતાં તે આજે પણ જોવાય છે. એટલે ચૌદમા સૈકા પહેલાં આ નગરી પતનશીલ અવસ્થામાં હતી એમ માની શકાય.

અહીંના વિશાળ મેદાનમાં કોટથી ઘેરાયેલાં ૨ શિખરબંધી મંદિરો વિદ્યમાન છે. મૂળનાયક શ્રીવાસુપૂજ્ય ભગવાનના દેરાસરમાં ૪ પાષાણની અને ૧૩ ધાતુની મૂર્તિઓ છે, સં. ૧૮૫૬માં આ મંદિરનો ઉદ્ધાર થયેલો છે. મૂળનાયક ઉપર સં. ૧૮૫૬નો લેખ છે. બીજું નિર્વાણકલ્યાણકનું મંદિર પણ શિખરબંધી છે, જેમાં ૬ પાષાણની અને ૫ ધાતુની મૂર્તિઓ વિદ્યમાન છે, એ સિવાય ધાબાબંધી ૪ દેરાસરો છે, જેમાં ચ્યવન કલ્યાણકના દેરાસરમાં ધાતુની ૧

પ્રતિમા છે અને બાકીનાં જન્મકલ્યાણક, દીક્ષાકલ્યાણક અને કેવલકલ્યાણકનાં દેરાસરોમાં પાષાણની એકેક પ્રતિમા બિરાજમાન છે. આ મંદિરોમાં અને ચંપાપુરીમાં ઓગણીસમા સૈકા પહેલાંનું કોઈ અવશેષ જોવા મળતું નથી. સં. ૧૮૫૬ પહેલાંનો કોઈ પ્રાચીન શિલાલેખ પણ નથી.

**મંદારગિરિ :**

ભાગલપુર સ્ટેશનથી બી. એમ. બ્રાંચ રેલ્વે રસ્તે ૨૫ માઈલ દૂર 'મંદારહિલ' નામનું સ્ટેશન છે. ગામનું નામ બાંસી છે. સ્ટેશનથી ૨ માઈલ દૂર મંદારગિરિ નામે નાનો પહાડ છે.

ચંપાપુરીના વિસ્તારમાં ગણાતા આ પહાડ ઉપર શ્રીવાસુપૂજ્ય ભગવાનનું નિર્વાણ કલ્યાણક થયું હતું: નિર્વાણ કલ્યાણકની સ્થાપનારૂપે અહીં ૨ જિનાલયો વિદ્યમાન છે, જેમાં ચરણપાદુકાઓ પધરાવેલી છે.

અઢારમા સૈકાના શ્વેતાંબર મુનિ શ્રીસૌભાગ્યવિજયજી આ તીર્થની યાત્રાએ આવ્યા ત્યારે આ તીર્થની સ્થિતિ કેવી હતી તેની નોંધ આ રીતે આપે છે:—

"ચંપાથી દક્ષિણ સાર રે, ગિરિ મધુદા નામ મંદાર રે; કોશ સોલ કહે તે ઠાંમિ રે, તિહાં મુક્તિ વાસુપૂજ્યસ્વામી રે.
પ્રતિમા પગલાં કહિવાય રે, પણિ યાત્રા થોડા જાય રે; એહવી વાંણી વિખ્યાત રે, કહે લોક તે દેશી વાત રે.
એ તીરથ ભૂમિ નિહારે."

આ અવતરણથી જણાય છે કે, અઢારમી સદી સુધી આ તીર્થ શ્વેતાંબરોમાં જાણીતું હતું પરંતુ લોકોની અવરજવર ઓછી હોવાથી દિગંબરોએ એ સ્થિતિનો લાભ લઈ પોતાની માન્યતા મુજબની રચના કરી દીધી છે. હવે દિગંબરોએ આ પહાડ ખરીદી લેવાની પેરવી કર્યાનું પણ સંભળાય છે.



## ૨૬૨. બાલુચર

(કોઠા નંબર : ૪૩૫૪-૪૩૫૭)

કલકત્તાથી ઈ. બી. રેલ્વેના સાલહા સ્ટેશનથી રેલ્વેદ્વારા જીયાગંજ સ્ટેશને ઉતરાય છે. આ સ્ટેશનથી ૧ માઈલ દૂર બાલુચર નામનું મોટું ગામ ગંગાનદીના કિનારે વસેલું છે. તેના સામા કાંઠે અજીમગંજ છે. એક બીજા સ્થળે હોડીદ્વારા જઈ શકાય છે.

અહીં જૈનોનાં ૫૦ ઘરોમાં ૩૦૦ માણસોની વસ્તી છે. મોટા મોટા જાગીરદાર શ્રીમંતો અહીં વસે છે. એમની શ્રીમંताईની સાર્થકતા તો અહીંનાં જૈન મંદિરોની રચનામાં જણાઈ આવે છે. ગામમાં ૧ ઉપાશ્રય, ૧ જૈનધર્મશાળા અને ૪ જૈનમંદિરો વિદ્યમાન છે.

૧. મહારાજા બહાદુરસિંહજીની કોઠીમાં શ્રીકેશરિયાજી ભગવાનનું ઘર દેરાસર છે. રાય ધનપતસિંહજીએ આ દેરાસર બંધાવેલું છે. તેમાં પાષાણની ૧ અને ધાતુની ૨ પ્રતિમાઓ છે. અહીં પુસ્તકભંડાર પણ છે.

૨. ઓસવાલપટ્ટીમાં શ્રીસંભવનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૯૮૧ માં શ્રીસંઘે બંધાવેલું છે. તેમાં પાષાણની ૩ અને ધાતુની ૧૬ મૂર્તિઓ છે, તેમજ સોનાના ૩ સિદ્ધચક્રો છે.

૩. ઓસવાલપટ્ટીમાં શ્રીવિમલનાથ ભગવાનનું શિખરબંધી મંદિર બે માળનું છે. સં. ૧૯૪૯ માં રાય લક્ષ્મીપતિસિંહજીએ બંધાવ્યું છે. ઉપરના માળમાં ચૌમુખજી છે, આમાં પાષાણની કુલ ૭ અને ધાતુની ૪ મૂર્તિઓ છે. ૪ આરસની ગુરુમૂર્તિઓ પણ છે.

૪. ઓસવાલપટ્ટીમાં શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં. ૧૮૪૫ માં શ્રીસંઘે બંધાવેલું છે. તેમાં પાષાણની ૯ અને ધાતુની ૧૧ પ્રતિમાઓ છે. ૨ ગુરુમૂર્તિઓ પણ વિદ્યમાન છે.



## ૨૬૩. કટગોલા—નરસિંહપુર

(કોઠા નંબર : ૪૩૫૮)

જીયાગંજ સ્ટેશનથી ૨ માઈલ અને મહિમાપુરથી ૦।। માઈલ દૂર નરસિંહપુર અથવા કટગોલા નામે મુર્શીદાબાદનું પરું છે. આ વિસ્તાર રાય બાબુ લક્ષ્મીપતિસિંહજીના તાબે છે.

બાબુ લક્ષ્મીપતિસિંહજીના બે માઈલના વિસ્તારવાળા ઉદ્યાનમાં જૈન મંદિર આવેલું છે. ઉદ્યાનમાં પ્રવેશ કરતાં અશ્વારૂઢ વિશાળકાય બાવલાં જોવાય છે. ઉદ્યાનમાં વાવડી, તળાવ, હોજ અને લતામંડપોથી શણગારેલી વિવિધતાનું મનોરમ દર્શન થાય છે. બાબુ શેઠના રાજશાહી ઠાઠથી ઝગમગતા ઉન્નત બંગલાઓ તેમાં શોભી રહ્યા છે.

આ ઉદ્યાનમાં જ શ્રીઆદિનાથ ભગવાનનું ત્રણ શિખરવાળું ભવ્ય મંદિર દેવવિમાન જેવું શોભે છે. સં. ૧૯૩૩ માં રાય બાબુ લક્ષ્મીપતિસિંહજીએ માતા મહેતાબકુંવરબાની પ્રેરણાથી આ મંદિર બંધાવ્યું છે. આમાં પાષાણની ૭, ધાતુની ૧૦, સ્ફટિકની ૩ અને ૨ ગુરુમૂર્તિઓ વિરાજમાન છે. એક અલગ ઘૂમટીમાં શ્રીજિનદત્તસૂરિ અને શ્રીજિન-કુશળસૂરિની પાદુકાઓ પ્રતિષ્ઠિત છે.

અહીં હવે અસલની જાહોજલાલી વરતાતી નથી. જાણે ઉન્હા નિઃશ્વાસ નાખતી નીરવ શાંતિ આ વિસ્તારને ઘેરી વળી હોય એમ જોવાય છે.

★

## ૨૬૪. મહિમાપુર

(કોઠા નંબર : ૪૩૫૯–૪૩૬૦)

નરસિંહપુરથી ૦।। માઈલ દૂર મહિમાપુર નામે મુર્શીદાબાદનું પરું છે. એક સમયે એની જાહોજલાલી અપૂર્વ હતી. બંગાળના બેતાજ બાદશાહ ગણાતા જગતશેઠના નામની અહીં હાક વાગતી હતી. એમની અઢળક લક્ષ્મી અને બુદ્ધિવૈભવના આકર્ષણથી રાજા–મહારાજાઓ, શ્રીમંત–શ્રાવકો, પરદેશી–સોદાગરો અને ગરીબ–યાચકોની એમને ત્યાં હમેશાં ભીડ જામેલી રહેતી. એમના ગુણાનુવાદથી અહીંનું વાતાવરણ ભર્યું ભર્યું લાગતું. કોઈ પણ માનવી એમના બારણેથી નિરાશ થઈને પાછો ફરતો નહિ; એવી એમની નામના હતી. અઢારમી સદીના ઉત્તરાર્ધમાં થયેલા નિહાલ નામના યતિએ રચેલી 'બંગાલ–દેશકી ગઝલ'માં જગતશેઠના સમયનું આબેહૂબ ચિત્ર ઉપસી આવતું જોવાય છે. તેઓ કહે છે:—

"મહિમાપુર મહાઆબાદ, જિહાં જિનધરમકા વરસાદ; જિહાં જગતશેઠજી શેઠ, આવે ખલક જાકી ભેટ,
દીજે દાંન જાકે દ્વાર, જાચિક કરે જૈજૈકાર."

એમણે બંગાલના રાજકારણમાં જેવો ભાગ લીધો હતો, તેવો ફાળો સમાજ અને ધર્મમાં પણ આપ્યો હતો. એમની ઉદાત્ત ધર્મભાવના અને સંસ્કારના પ્રતીકસમું અહીં બંધાવેલું જિનમંદિર એમને વરેલી લક્ષ્મીની સાર્થકતા ઉચ્ચારી રહ્યું છે.

૧. જાણે એમના ધાર્મિક અભિલાષનું આગવું વ્યક્તિત્વ દાખવતું હોય એવું આ મંદિર આખુંયે કસોટીના પથ્થરનું બનાવેલું છે. કઠણ એવા કસોટીના પથ્થરમાં કોરણીની નાજુકતાથી આ મંદિર સોહામણું દીસે છે. આ દેશ કે પરદેશમાં કસોટીનું મંદિર ક્યાંય બન્યું હોય એવું જાણવામાં નથી. આથી એમ કહી શકાય કે આના મૌલિક કલ્પનાના સ્વામીએ ધાર્મિક ઇતિહાસમાં આ મંદિરદ્વારા પોતાની શ્રદ્ધાના અજોડ કીર્તિસ્મારક ઉપર કળશ ચડાવ્યો છે.

જાણે કુદરતને સહન થયું ન હોય એમ ગંગાના પૂરમાં એનું સૌંદર્ય ધરબાઈ ગયું ને કાળની ઉપેક્ષાથી એનું તેજ ઝંખવાઈ ગયું. પરંતુ જગતશેઠ ફતેહચંદજીએ સં. ૧૯૭૫ માં આ મંદિરનો ઉદ્ધાર કરાવી ફરી એને દેદીપ્યમાન બનાવ્યું છે. શિખરબંધી આ મંદિરમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે. આમાં પાષાણની કુલ ૪, ધાતુની ૧૦ અને સ્ફટિકની ૧ પ્રતિમા છે.

૨. અહીં કીરતબાગમાં શ્રીશામળિયા પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. સં. ૧૮૩૦માં ઓસવાલે બંધાવેલું છે. આ મંદિરમાં કસોટીની પ્રતિમા છે તે મૂર્તિ જગતશેઠના મંદિરમાંથી લાવીને અહીં પધરાવવામાં આવ્યાનું કહેવાય છે. મંદિરમાં કાચનો ગભારો સુંદર છે. અહીં દાદાવાડીનું સ્થાન પણ છે.

**મુર્શીદાબાદ:-**

નરસિંહપુરથી ૨ માઈલ દૂર સીધી સડકે મુર્શીદાબાદ નામે શહેર છે. આ વિસ્તાર પ્રાચીન કાળના લાઢ પ્રદેશની સૂચના આપી રહ્યો છે, એ લાઢ દેશનું મુખ્ય નગર કોટિવર્ષ હતું. અત્યારના મુર્શીદાબાદના માર્ગે એક તરફ ગંગાનો પ્રવાહ વાડીએ સાથ આપતો એ માઈલના વિસ્તારમાં પથરાયેલો છે એ નદી કિનારે રાજશાહી મહેલો પોતાની આત્મકથાનું કરુણ ગીત સંભળાવતા ઊભા છે.

લગભગ ૧૮મા સૈકાની શરૂઆતમાં મુર્શીદકુલીખાંએ આ શહેર વસાવ્યું હતું અને બંગાલ પ્રાંતની રાજધાનીનું મુખ્ય મથક બનાવ્યું હતું. લોકો આને મક્ષુદાબાદ નામે પણ ઓળખતા હતા. મુર્શીદકુલીખાં પછી તેનો જમાઈ શુજાખાન, જેને ઈતિહાસમાં શુજા-ઉદ્-દોલાના નામે ઓળખવામાં આવે છે, તેણે ઈ. સ. ૧૭૨૬ થી ૧૭૩૯ સુધી અહીં રાજ્ય કર્યું. એના સમયમાં થયેલા નિહાલ નામના જૈન યતિએ 'બંગાલદેશકી ગઝલ'માં એ રાજવી વિશે અને તત્કાલીન આબાદી વિશે સુરેખ ચિત્ર દોરેલું જાણવા મળે છે. શુજાખાનની રાજનીતિની પ્રશંસા કરતાં કવિ કહે છે:-"નવાબના રાજ્યમાં લોકો ખૂબ સુખી હતા દુ:ખિયાનો એ વિસામો હતો, હિંદુ અને મુસલમાન બધી પ્રજા એનાથી સંતુષ્ટ હતી, અને નવાબના આયુષ્ય, પરિવાર અને સમૃદ્ધિની આબાદી વધતી રહે એવા દિલના આશીર્વાદથી પ્રજા એને નવાજતી" એક મુસ્લિમ નવાબના વિષયમાં જૈન યતિનું આ કથન પ્રામાણિક હોવા વિશે ભાગ્યે જ શંકા કરી શકાય. એ શહેરની આબાદી વિશે તેઓ કહે છે:

"અહીં મોટી મોટી હવેલીઓ બનેલી છે. મંદિરો, મસ્જિદો અને ધર્મશાળાઓ અનેક છે, અને કેટલાયે કટલા છે. તેમાં કોટ અને ટંકશાળ છે. અહીંના બજારોમાં દેશ-પરદેશના શાહ-સોદાગરોની ભીડ જામેલી રહે છે, દુનિયાની દરેક ચીજ અહીંના બજારોમાં જોવાય છે.

"જગતશેઠ માણેકચંદજીનું વિશ્રામધામ પણ ભવ્ય અને રમણીય છે. તેમાં મંદિર, મહેલ અને તળાવ બનેલાં છે. રાવ કે રંક સૌને માટે આ સ્થળ દર્શનીય છે."

ઈતિહાસથી જાણવા મળે છે કે, જગતશેઠ સાથે અહીંના નવાબોનો ગાઢો સંબંધ હતો તેમની લક્ષ્મી અને બુદ્ધિના સહકારથી નવાબે પોતાના રાજ્યનો વિકાસ થોડા સમયમાં જ સાધ્યો હતો. એ સમયે 'કોટિધ્વજ કોઈ સહસ'ના કથન દ્વારા જણાય છે કે, અહીં હજાર જેટલા કરોડપતિઓ વસતા હતા. એ સમયે આ શહેરની સમૃદ્ધિ એના મધ્યાહ્નની ઝાંખી કરાવતી હતી.

પરંતુ શુજાખાન પછી અહીંના રાજકારણે પલટો ખાધો. પછી આવેલા શાસકોએ જગતશેઠ અને બીજા શ્રીમંતોનો સાથ તરછોડ્યો અને અહીંનું રાજકારણ અંગ્રેજોની બાગલાનીતિને ભોગ બન્યું ત્યારે આ શહેર તેમજ રાજ્યનો નમતા પહોરનો સૂર્ય ધીમે ધીમે આથમી ચૂક્યો. બંગાળ સદા માટે ગુલામીની બેડીઓમાં જકડાઈ ગયું.

પં. શ્રીસૌભાગ્યવિજયજી (સં. ૧૭૫૦ માં) આ નગર વિશે ખ્યાલ આપતાં કહે છે:—

"મક્ષુદાબાદ મઝાર, શ્રાવક સઘલા સુખકાર; સુંદર સુગુણજ્યોજી ઓસવંશ સિરદાર, દાની ખડગવંસ ઉદાર હો. સુ૦ ૨
મક્ષુદાબાદથી આવ્યા, કાસમ બજારેં આવ્યા હો; સું૦ ભાગીરથી તિહાં ગંગા વહે, પશ્ચિમ દિશિ મન રંગા હો. સુ૦ ૪
તિહાં જિણહર એક વિશાલ, વંદ્યા પ્રભુ ચરણ રસાલ હો; સુ૦ ૫"

આ ઉપરથી પણ જણાય છે કે, અઢારમા સૈકામાં અહીં કાસમબજારમાં જૈન મંદિર વિદ્યમાન હતું પરંતુ મુર્શીદાબાદની ધનાઢ્ય વસ્તી અજિમગંજ, બાલુચર અને બીજા સ્થળોમાં ચાલી ગઈ, પરિણામે અહીં કોઈ જૈન ભાઈ ન રહેવાથી અહીંના મંદિરને ઉઠાવી લેવું પડ્યું એમ કહેવાય છે.

મુર્શીદાબાદની પંચતીર્થીમાં મુર્શીદાબાદ, નરસિંહપુર (કટગોલા), મહિમાપુર, બાલુચર અને અજિમગંજ લેખવામાં આવતાં હતાં. આમાંથી હવે મુર્શીદાબાદને છોડી ચાર સ્થળે મંદિરો વિદ્યમાન છે.

★

# ૨૬૫. અજિમગંજ

(કોઠા નંબર : ૪૩૬૧–૪૩૭૦)

અજિમગંજ અને બાલુચરને જુદાં પાડતી ભાગીરથી નદી બંને પ્રદેશો વચ્ચે આડો દેહ નાખી પડેલી જોવાય એક બીજા નગરમાં હોડીદ્વારા જઈ શકાય છે. અજિમગંજ રેલ્વેનું સ્ટેશન પણ છે.

મુર્શીદાબાદના પતન પછી એની સમૃદ્ધિના અવશેષો અજિમગંજમાં જળવાયેલાં જોવાય છે; કેમકે ત્યાંના શ્રી અજિમગંજ અને બાલુચર આદિ પ્રદેશોમાં આવી વસી ગયા, ત્યારથી આ નગરો ધીમે ધીમે જન–ધનથી સંપન્ન બની ગય

અહીં ૮૦૦ જૈનોની વસ્તી છે. મોટે ભાગે સુખી અને સંપન્ન છે. આગરાથી લઈને કલકત્તા સુધીના પ્રદે જૈન શ્વેતાંબર ભાઈઓની વિશેષ વસ્તી અજિમગંજ અને બાલુચરમાં જ જોવા મળે છે. અહીં કેટલાક જૈન શ્રી જાગીરદારો પૈકી રા. બ. ધનપતસિંહજી, રા. બ. સીતાપચંદજી નાહર, સિંઘી કુટુંબ, નવલખાવાળા આદિ ધનાઢ ઐશ્વર્યથી આ નગરની શોભા વધી ગયેલી છે. આ જાગીરદાર બાબુઓની આલીશાન અટ્ટાલિકાઓ અને બાગ–બ જોતાં કોઈ વૈભવી નગરીનો ખ્યાલ આવી જાય છે. આ વૈભવ સાથે બાબુઓની ધર્મભાવના અને સાધર્મિક ભક્તિ અનેરી હોય છે. કોઈ પણ સાધર્મીની ભક્તિ માટે તેઓ સ્વયં ખડે પગે રહેતાં સંકોચાતા નથી અહીંના જૈનમં અને તેમાં સ્થાપન કરેલી અમૂલ્ય જિનપ્રતિમાઓ એ બાબુઓની ધાર્મિક ભાવનાની પ્રતીતિ કરાવી રહ્યાં છે આસપાસનાં મોટાં તીર્થસ્થળોમાં તેમણે કરાવેલાં નવાં મંદિરો, જીર્ણોદ્ધારો અને ધર્મશાળાઓ એની સાક્ષી આપી રહ

બાબુ નિર્મળકુમારસિંહજી નવલખાએ પોતાની હકુમતના પ્રદેશમાં ખોદકામ કરાવતાં તેમને જે પ્રાચીન કળા–ક ગરીની વસ્તુઓ જડી આવેલી તેનું સંગ્રહસ્થાન પોતાના બગીચામાં બનાવ્યું છે તે દર્શનીય છે.

અહીં ૪ ઉપાશ્રય, ૨ જૈન ધર્મશાળાઓ અને ૧૦ જિનમંદિરો શોભી રહ્યાં છે.

૧. મહાજનપટ્ટીમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીગુલાબબાઈએ બંધાવેલું છે. આમાં પાષાણ અને ધાતુની ૨ પ્રતિમાઓ છે. નવપદજીમાં પંચ પરમેષ્ઠીની પ્રતિમાઓ સ્ફટિકની છે.

૨. મહાજનપટ્ટીમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું શિખરબંધી મંદિર મુહણોત કુટુંબે બંધાવેલું છે. તેમાં પાષાણની અને ધાતુની ૪૨ પ્રતિમાઓ છે.

૩. મહાજનપટ્ટીમાં શ્રીનેમિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે સં. ૧૯૪૩માં બંધાવેલું છે. આમાં સ્ફટિ ૧ અને શનિ રત્નની ૨ પ્રતિમાઓ છે તેમજ ૪ ગુરુમૂર્તિઓ વિદ્યમાન છે.

૪. મહાજનપટ્ટીમાં શ્રીસુમતિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર રા. બ. સીતાપચંદજી નાહરે બંધાવેલું છે. પાષાણની ૭, ધાતુની ૨૮, સ્ફટિકની ૩ અને ૪ ગુરુમૂર્તિઓ છે.

૫. મહાજનપટ્ટીમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર બાબુ ગણપતસિંહજી દુગડે સં. ૧૯૪૦ ભગમાં બંધાવ્યું છે.

૬. મહાજનપટ્ટીમાં શ્રીપદ્મપ્રભસ્વામીનું શિખરબંધી મંદિર યતિ શ્રીવિજયચંદજીએ બંધાવ્યું છે. આમાં પાષા ૧૦, ધાતુની ૭ મૂર્તિઓ તેમજ ૧ ગુરુમૂર્તિ છે.

૭. રેલ્વેના પાટાની બાજુમાં શ્રીસંભવનાથ ભગવાનનું શિખરબંધી મંદિર રા. બ. બાબુ ધનપતસિંહજીએ સં. ૧૯૩ બંધાવેલું છે. આ મંદિર ઘણુંખરું વિશાળ અને રમણીય છે. આમાં અષ્ટાપદ અને સમેતશિખર આદિની રચના કરેલી છે. દાદાજીની છત્રી પણ છે. મંદિરમાં પાષાણની કુલ ૮૯, ધાતુની ૧૬૪, સ્ફટિકની ૪, ચાંદીની ૬, રત્નની ૧૨, અને સંગેમરમરની ૧ મૂર્તિઓ છે.

૮. રામબાગમાં શ્રીશામળિયા પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે. તેમાં પાષાણની ૩૩ ધાતુની ૧૮ પ્રતિમાઓ છે. પાકા કુંડ છે અને બગીચામાં દાદાજીની છત્રી છે.

૯. રાજવાડીમાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું ઘર-દેરાસર શ્રીવિજયસિંહજી દૂધેડિયાએ બંધાવેલું છે. આમાં ધાતુની ૧, સંગેયશબની ૧ પ્રતિમાઓ છે. તેમજ સ્ફટિકની ૪ પાદુકાઓ છે.

૧૦. સ્ટેશનની સામે શ્રીશાંતિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર શેઠ હરખચંદજી ગોલેચ્છાએ બંધાવેલું છે. તેમાં ધાતુની ૧, પાનાની ૧, સંગેયશબની ૧ અને બ્લ્યુકુલની ૧ પ્રતિમાઓ છે.



## ૨૬૬. લછવાડ—ક્ષત્રિયકુંડ

( કોઠા નંબર : ૪૩૭૧-૪૩૭૪ )

ભગવાન મહાવીરનું જન્મસ્થાન ક્ષત્રિયકુંડ ક્યાં આવ્યું એ વિશે વિદ્વાનોમાં ખૂબ મતભેદ પ્રવર્તે છે. શોધખોળના પરિણામે વિદ્વાનોએ મુજફ્ફરપુર જિલ્લામાં આવેલું 'બસાડપટ્ટી' એ જ વૈશાલી છે અને તેની પાસે 'વસુકુંડ' નામે ગામ છે એ જ 'બ્રાહ્મણગ્રામ' છે એવું નક્કી કર્યું છે. એ સંશોધકોની દલીલો તરફ દૃષ્ટિપાત કરી લઈએ.

બસાડના ધ્વંસાવશેષોને પ્રાચીન વૈશાલી હોવાનો સંકેત કરનાર સંશોધકોમાં સેંટમાર્ટિન અને જનરલ કનિંઘહામ બંને મોખરે છે. તે પછી સને ૧૯૦૩-૪માં ડૉ. બ્લોશ અને સને ૧૯૧૩-૧૪માં ડૉ. સ્પૂનરની દેખરેખ તળે બસાડનું ખોદકામ થયું, એના પરિણામે કનિંઘહામ હિંમતપૂર્વક કહે છે કે-"ભગ્નદશામાં પડેલો બસાડનો કિલ્લો નામ, ક્ષેત્રફળ અને સ્થાનહ્રાસ એટલી અચોટ રીતે પ્રાચીન વિશાલા નગરીની ખાતરી આપે છે કે હવે શંકા રહી નથી. આ નામના ગામ સાથે અને તેની જ પાસે આવેલા 'બસુકુંડ' ને પ્રાયઃ ક્ષત્રિયકુંડ સાથે આપણે સ્થાનનિર્ણય માટે મૂકી શકીએ."

ડૉ. હોર્નલે વગેરે વિદ્વાનો આ મતને અનુસર્યા છે અને આ નિર્ણયોને આધારે શ્રીવિજયેન્દ્રસૂરિએ 'વૈશાલી' નામની પુસ્તિકા પ્રગટ કરી છે. પં. શ્રીકલ્યાણવિજયજી પણ એ જ મતનું અનુસરણ કરતાં જણાવે છે કે-"સૂત્રોમાં મહાવીરના માટે "**विदेहे विदेहदिन्ने विदेहजच्चे विदेहसूमाले तीसं वासाइं विदेहंसि कट्टु**" ઈત્યાદિ જે વર્ણન મળે છે એનાથી એ સ્વતઃ સિદ્ધ થાય છે કે, મહાવીર વિદેહ દેશમાં અવતર્યા અને ત્યાં જ તેમનું સંવર્ધન થયું હતું. જો કે ટીકાકારોએ આ શબ્દોનો અર્થ જુદા પ્રકારે જ લગાવ્યો છે, પરંતુ શબ્દોમાં પ્રથમ ઉપસ્થિત "વિદેહ, વિદેહદત્ત, વિદેહ-જાત્ય, વિદેહસુકુમાલ; તીસ વર્ષ વિદેહમાં પૂરા કરીને"-આ અર્થવાળા શબ્દો પર વિચાર કરવાથી એ જ ધ્વનિત થાય છે કે, ભગવાન મહાવીર વિદેહ જાતિના લોકોમાં ઉત્તમ અને સુકુમાળ હતા. એક સ્થળે તો મહાવીરને 'વૈશાલિક' પણ લખ્યા છે. એથી જણાય છે કે તેમનું જન્મસ્થાન ક્ષત્રિય-કુંડપુર વૈશાલીનો જ એક વિભાગ રહ્યો હશે."[1]

શ્રીવિજયેન્દ્રસૂરિ 'વૈશાલી'માં જણાવે છે તેનો સાર એ છે કે-"લછવાડની નજીક ભગવાન મહાવીરની જન્મભૂમિ માનવામાં કેટલાયે દોષો ઉપસ્થિત થાય છે. લછવાડનો પ્રદેશ હાલ મુંગેર જિલ્લામાં છે. 'મહાભારત'કારે આ દેશને 'મોદગિરિ' નામે ઉલ્લેખ્યો છે, જે પાછળથી અંગદેશમાં ભેળવી દેવાયો હતો. અર્થાત્ વિદેહદેશથી આ સ્થળ ભિન્ન છે. વળી, આ સ્થળમાં પહાડી છે, જ્યારે પ્રાચીન ગ્રંથોમાં ક્ષત્રિયકુંડ સાથે પહાડનું ક્યાંઈ વર્ણન મળતું નથી. એ સિવાય શાસ્ત્રમાં વૈશાલી અને ક્ષત્રિયકુંડ પાસે ગંડકી વહી રહ્યાનું વર્ણન છે, જ્યારે આ સ્થળે એક વહેતું નાળું છે. તે ગંડકી નદી નથી. પ્રાચીન વર્ણન અનુસાર ક્ષત્રિયકુંડ વૈશાલીની પાસે છે જ્યારે આ પ્રદેશ દૂર છે પ્રાચીન સાહિત્યમાં ક્ષત્રિય-કુંડ વિદેહ દેશમાં હોવાનો ઉલ્લેખ છે અને વિદેહ દેશ ગંગાની ઉત્તરે છે, જ્યારે આ પ્રદેશ ગંગાની દક્ષિણે છે.[2]

આ બધી દલીલોનું સંશોધન કરીને મુનિ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)એ ક્ષત્રિયકુંડની સ્થાપના ભગવાનના લછવાડ પાસે જ નિર્ણીત કરી બતાવી છે, તેઓ 'ક્ષત્રિયકુંડ' નામક પુસ્તકની પ્રસ્તાવનામાં ઉલ્લેખે છે કે—

"મારે સખેદ લખવું પડે છે કે આ લેખકોમાંથી કોઈ ક્ષત્રિયકુંડ ગયા જ નથી, તેઓએ માત્ર દૂર બેઠા બેઠા

૧. "ભગવાન મહાવીર" પ્રસ્તાવના: પૃ૦ ૨૫-૨૬.
૨. 'વૈશાલી'—શ્રીવિજયેન્દ્રસૂરિજી

પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારોના આધારે જ આ કલ્પનાઓના કિલ્લા ઊભા કર્યા છે. તેઓના આ નિર્ણયની વિરુદ્ધમાં આપણને ઘણી દલીલો અને સૂત્રપાઠો મળે છે, જેના આધારે આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે આજનું ક્ષત્રિયકુંડ એ જ ભગવાન શ્રીમહાવીરની જન્મભૂમિનું સાચું ક્ષત્રિયકુંડ છે."

તેઓ ઉપર્યુક્ત વિદ્વાનોની દલીલોના સાધાર જવાબ આપતાં અંતે તારવણીમાં ઉલ્લેખે છે તે જ જોઈ લઈએ: "વેસાડ પાસેનું વસુકુંડ તે આર્ય દેશમાં છે, વિદેહ રાજ્યમાં છે, ગંગાની ઉત્તરે છે, સમતલ ભૂમિમાં છે, તે વૈશાલીનું ઉપનગર હતું. તેની પાસે વૈશાલી, ગંડકી નદી, વાણિજ્યગ્રામ, દ્વતિપલાશ ચૈત્ય અને કોલ્લાગ સંનિવેશ હતાં. આજે વેસાડ, બનિયા અને કોલવા ગામ છે, તેની અને કોલવાની વચ્ચે કર્માર ગામ, નદીનો જળમાર્ગ અને સ્થળમાર્ગ હોવા જોઈએ તે નથી, માત્ર સ્થળમાર્ગ છે, તેની પાસે કામનછપરાગાછી છે, જે ઊલટી દિશામાં છે, વૈશાલી અને ક્ષત્રિયકુંડ પાસે પાસે હોવાનો પુરાવો મળતો નથી, એટલે તે દૂર દૂર હતાં, આજે પણ દૂર દૂર છે. કુંડપુરમાંથી વસુકુંડ શબ્દ બની શકે નહિ. કુંડપુર, બ્રાહ્મણકુંડ, ક્ષત્રિયકુંડ અને પાવાપુરી અહીંથી દૂર દૂર હતાં અને આજે પણ દૂર દૂર છે. સિદ્ધાર્થ રાજા અહીં થયા ન હતા કેમકે મગધરાજ કૂણિકે વૈશાલી અને તેનાં પરાંનો નાશ કરી ત્યાં પોતાની સત્તા સ્થાપી, ત્યારે નંદિવર્ધન વૈશાલીથી દૂર ક્ષત્રિયકુંડમાં રાજ્ય કરતા હતા. માતા ત્રિશલા વિદેહનાં હતાં, તેથી ભગવાન 'વૈદેહિદત્ત' કહેવાયા. ભગવાન વૈશાલી વિભાગમાં વિશેષ વિચર્યા છે તેથી 'વૈશાલિક' પણ કહેવાયા છે. સિદ્ધાર્થ રાજા અને નંદિવર્ધન રાજા અહીં (વિદેહમાં) થયા નથી તેમ ભગવાન પણ અહીં જન્મ્યા નથી."[૩]

તેઓ લછવાડ પાસેના ક્ષત્રિયકુંડની સ્થાપના કરતાં ઉમેરે છે કે– "લછવાડ પાસેનું ક્ષત્રિયકુંડ તે આર્યદેશોમાં છે, વિદેહ દેશમાં નથી. ગંગા અને મોદગિરિ પ્રદેશની દક્ષિણે પહાડી ઘાટી ઉપર છે. તે વૈશાલીનું ઉપનગર નહીં પણ સ્વતંત્ર રાજધાનીનું શહેર હતું. તેની પાસે 'જ્ઞાતખંડવન' હતું, 'બહુશાલ ચૈત્ય' હતું, બ્રાહ્મણકુંડ જોડિયું ગામ હતું. ઊભા પ્રવાહવાળી નદી હતી. તેની પાસે સાહણા, કર્માર, કેલ્લાગ, મોરા, વસુપટ્ટી ગામો છે, બહવાર નદી છે, જળ–સ્થળ માર્ગ છે મોરાક પાસે વડ નદી છે. સિદ્ધાર્થ રાજા, ત્રિશલા રાણી, નંદિવર્ધન રાજા, ભગવાન મહાવીર અને જમાલી વગેરે અહીં થયા છે. ભગવાન મહાવીર અહીં વિચર્યા છે પણ ચોમાસુ કર્યું નથી. અહીંથી પાવાપુરી પાસે પડે છે, પણ વેસાડ પટ્ટી, ગંડકી નદી અને વાણિજ્યગ્રામ ઘણાં દૂર છે."[૪]

મુનિરાજ શ્રીદર્શનવિજયજીએ આપેલી સાધાર હકીકતો ભગવાન મહાવીરનું જન્મસ્થળ લછવાડ પાસેના ક્ષત્રિયકુંડમાં હોવાનું પ્રામાણિક ઠરાવે છે.

**લછવાડ :**

લખીસરાઈથી ૧૮ માઈલ દૂર લછવાડ નામે ગામ છે. નવાદા અને કુંડલપુરથી પણ મોટર માર્ગે લછવાડ આવી શકાય છે, આ માર્ગો વીરપ્રભુનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને નિર્વાણ કલ્યાણકો આસપાસના પ્રદેશમાં અરસપરસ સંકળાયેલાં હોવાનું સૂચન કરે છે.

પૂર્વે લિચ્છવી રાજાઓની રાજધાની અહીં હોય અને એ કારણે લછવાડ નામ પ્રચારમાં આવ્યું હોય એ બનવાજોગ છે. લછવાડમાં વિશાળ ધર્મશાળા અને મૂળનાયક શ્રીમહાવીર પ્રભુનું શિખરબંધી મંદિર રા. બ. ધનપતસિંહજીએ સં. ૧૯૩૧માં બંધાવેલું છે આમાં પાષાણની એક માત્ર અને ધાતુની ૩ પ્રતિમાઓ છે.

ભગવાન મહાવીરનું જન્મસ્થાન લછવાડ ગામની બાજુમાં પહાડની પાછળની ઝાળીમાં આવેલું છે. અહીં નજીકમાં ક્ષત્રિયકુંડ નામે ગામ પણ છે પરંતુ તે પહાડી પ્રદેશની વિકટતા અને જવા–આવવાની પ્રતિકૂળતાથી ક્ષત્રિયકુંડની વહીવટી અને પેઢી લછવાડમાં રાખેલી છે, ક્ષત્રિયકુંડ 'જન્મસ્થાન'ના બીજા નામથી અહીંના વતનીઓમાં પણ પ્રસિદ્ધ છે.

લછવાડથી પહાડ તરફ જવાનો માર્ગ ઝાડીઓ કાંટાથી ભરપૂર છે. માર્ગમાં એકની એક નદીને ફરી ફરીને ઓળંગવી પડે છે, જેનું પાણી મીઠું અને પાચક છે.

૩. 'ક્ષત્રિયકુંડ'–શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) પૃ. ૬૩.
૪. 'ક્ષત્રિયકુંડ'–શ્રીદર્શનવિજયજી ત્રિપુટી.

ક્ષત્રિયકુંડ પહાડ કુંડઘાટની આગળી પહાડી ચઢાણ્યા પછી આવે છે. નદીમાં કુંડ મળી [illegible] [illegible]

આમથી તળેટી ૨–૩ માઈલ દૂર છે. તળેટીમાં કલ્યાણકભૂમિના સ્થાને બે નાજુક મંદિરો વિદ્યમાન છે. ૧ ચ્યવન મંદિર અને ૨ દીક્ષા મંદિર કહેવાય છે. બંનેમાં પાષાણની એકેક મૂર્તિ છે. દીક્ષા મંદિરના મૂળનાયક ઉપર સં. ૧૫૦૯ નો લેખ છે.

તળેટીથી પહાડનો ચઢાવ શરૂ થાય છે, ચડવાનો માર્ગ વિકટ અને કઠણ છે. ૨ માઈલ ચડ્યા પછી શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર આવે છે. આ શિખરબંધી મંદિરમાં મૂળનાયકની એક માત્ર પાષાણની પ્રતિમા છે, અને ધાતુની ૨ મૂર્તિઓ છે. આમાં નાના મેરુપર્વતની રચના પણ કરેલી છે.

અહીં પહાડોના ભરચક જૂથ વચ્ચે વનરાજિથી લચી પડતું એક વિશાળ વન છે, જે 'જ્ઞાનવનખંડ' ઉદ્યાનના નામથી શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. અહીં ભગવાન મહાવીરસ્વામીએ દીક્ષા લીધી હતી. ભગવાનના વંશનું નામ 'જ્ઞાતૃવંશ' હતું એ ઉપરથી આનું નામ પણ 'જ્ઞાતવનખંડ' ઉદ્યાન પડ્યું હોય એ બનવાજોગ છે. ભગવાનનાં ચ્યવન, જન્મ અને દીક્ષા એમ ત્રણ કલ્યાણકો આ પહાડમાં થયાં હતાં. 'આમલકીક્રીડા' પ્રસંગની સાક્ષીરૂપે આમલીનાં ઝાડ પણ અહીં ઘણાં છે. આ ઉપરાંત કુમારગ્રામ, માહણકુંડગ્રામ, મોરાક વગેરે પ્રભુના સમયનાં પ્રસિદ્ધ સ્થાનોનાં અવશેષો પણ વિદ્યમાન છે.

આ બધા પ્રત્યક્ષ પુરાવાઓ આ સ્થળને ક્ષત્રિયકુંડ માનવામાં ઉપર્યુક્ત શાસ્ત્રીય પાઠોને પણ સમર્થન આપી રહ્યા છે.

★

## ૨૬૭. કાકંદી

( કોઠા નંબર : ૪૩૭૫ )

લખીસરાઈથી કાકંદી ૧૩ માઈલ દૂર આવેલી છે. અહીં થઈને લછવાડ જવાય છે. આ રસ્તે સીકંદરા અને જમુઈથી મોટરો જાય છે. માટે કાકંદી અને લછવાડ જનારે સ્થળની ચોખવટ કરીને કામ લેવું. કાકંદીનો માર્ગ વિકટ છે.

કાકંદીમાં શ્રીસુવિધિનાથ ભગવાનનાં ૪ કલ્યાણકો થયાં હતાં, આ કાકંદીને ધન્નાની નગરી પણ કહેવામાં આવે છે, એ ધન્ના તે ધન્ના–શાલિભદ્ર શેઠ નહિ પણ બીજા જ હોવા જોઈએ. ધન્ના નામના તપસ્વી મુનિ અહીં થયા હોય એવી કથા પણ સંભળાય છે. આથી વધુ ઇતિહાસ આ તીર્થ વિશે જાણવામાં નથી.

કોઈ કોઈ તો માને છે કે, અસલની કાકંદી તો નોનખાર સ્ટેશનથી લગભગ ૨ માઈલ દૂર આવેલું ખુખુંદા ગામ છે તે જ હોવી જોઈએ. એ સ્થળે શ્રીસુવિધિનાથ ભગવાનની જન્મભૂમિ હશે. આજની કાકંદી તો ધન્ના અણગારની કાકંદી તરીકે પ્રસિદ્ધ છે આ વિશે વિશેષ સંશોધન કરવામાં આવે તો જ નવો પ્રકાશ મળે.

કાકંદીમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી સુંદર મંદિર વિદ્યમાન છે. તેમાં પાષાણની એક માત્ર પ્રતિમા છે અને શ્રીસુવિધિનાથ ભગવાનની પાદુકા જોડી ૧ છે. મૂળનાયકની હજી પ્રતિષ્ઠા થયેલી નથી, તેથી પ્રતિમાને બાજુ પર મૂકી રાખેલી છે. દેરાસર જીર્ણ છે, તેને સુધરાવવાની જરૂરત છે.

યાત્રાળુઓ માટે અહીં એક સુંદર ધર્મશાળા છે.

ક્ષત્રિયકુંડ, કાકંદી, ચંપાપુરી અને સમેતશિખર તીર્થોનો વહીવટ [illegible] રહેવાસી બાબુ [illegible] દૂગડ કરે છે.

★

## ૨૬૮. કુમારડી

( કોઠા નંબર : ૪૩૯૮ )

મહુવા સ્ટેશનથી ૧॥ માઈલ દૂર કુમારડી નામે ગામ છે. આ ગામ પ્રાચીન કાળના કોઈ નગરનો ખ્યાલ કરાવે છે; કેમકે અત્યારના આ ગામની આસપાસ જૂનાં ખંડિયેરો અને પ્રાચીન મૂર્તિઓ મળી આવે છે. આ ભૂમિમાંથી કેટલીયે જિનમૂર્તિઓ પ્રાપ્ત થાય છે.

અહીં ૬૪ શ્રાવકોની વસ્તી છે. બજારમાં શ્રીઆદિનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર સં. ૨૦૦૦ માં શ્રી જૈનધર્મ પ્રચારક સભાએ બંધાવેલું છે. આ મંદિરમાં ધાતુની ૩ પ્રતિમાઓ છે.

આ પ્રદેશમાં સરાકોની વસ્તી છે. આ સરાક જાતિમાં આદિદેવ, ધર્મદેવ, શાંતિદેવ, અનંતદેવ ગૌતમ વગેરે જૈનનામો જોવામાં આવે છે તેઓ કુલદેવતા તરીકે શ્રીપાર્શ્વનાથને માને છે. તેઓ આજે પણ કોઈ જીવની હિંસા કરતા નથી. તેમનામાં ત્યાગનો મહિમા ખૂબ મનાય છે. આ જાતિના આવા સંસ્કારો જૈનધર્મી હોવાનું સાબિત કરે છે. વસ્તુતઃ ભગવાન પાર્શ્વનાથ અને મહાવીરના ઉપાસક શ્રાવકો સાધુઓની અવરજવરના અભાવે આજે પોતાના વાસ્તવિક ધર્મને ભૂલી જઈ છેવટે સરાકરૂપે બની રહ્યા છે. સરાક એ શ્રાવક શબ્દનો જ અપભ્રંશ છે. ઇતિહાસવિદો પણ હવે કબૂલ કરી છે કે, આ સરાકોની રહેણીકરણીમાં જૈનત્વની નિશાનીઓ મોજુદ છે. આ જાતિને ધાર્મિક સંસ્કારો આપવા અને પોતાના પ્રાચીન ધર્મનું વાસ્તવિક ભાન કરાવવા જૈનધર્મ પ્રચારક સમિતિ વર્ષોથી કામ કરી રહી છે.



## ૨૬૯. કલકત્તા

( કોઠા નંબર : ૪૩૮૮-૪૩૯૩ )

ભારતનાં મુખ્ય નગરોમાં કલકત્તા એક મોટું પ્રસિદ્ધ અને પુરાતન નગર છે. એક સમયે એ ભારતનું પાટનગર હતું. આજે એ પશ્ચિમ બંગાળનું પાટનગર છે. હુગલી નદીના કિનારે વસેલું હોવાથી ભારતનાં મુખ્ય બંદરોમાં એની નામના છે. વેપાર અને ઉદ્યોગનું મોટું મથક છે. અહીં દર્શનીય સ્થળો ઘણાં છે તેમાં જૈન મંદિરો પણ ગણાય છે. વિદેશીઓ પણ અહીંનાં મંદિરોની મુલાકાત લે છે. જૈનો માટે તો અહીંનાં મંદિરો દર્શનીય અને યાત્રાયોગ્ય મનાય છે.

અહીં ૫૦૦૦ જૈનોની વસ્તી છે. ૧ ઉપાશ્રય અને જૈન યાત્રીઓને ઊતરવા માટે અહીં ૪ જૈન ધર્મશાળાઓ વિદ્યમાન છે. (૧) બડાબજારમાં શામબાઈ લેન નં. ૩ માં શેઠ ફૂલચંદ મુકિમની જૈનધર્મશાળા, (૨) કનીંગ સ્ટ્રીટ નં. ૬૬ માં તપાગચ્છીય ઉપાશ્રય પણ ધર્મશાળા તરીકે વપરાય છે, (૩) અપર સરક્યુલરરોડ ઉપર શેઠ ધનસુખલાલ જેઠમલની જૈનધર્મશાળા અને (૪) રાય બદ્રીદાસરોડ નં. ૪૪ ઉપર દાદાવાડીમાં ધર્મશાળા છે.

અહીં મુખ્ય ૬ જૈન મંદિરો છે, બીજાં ઘરદેરાસરોની આમાં ગણતરી કરી નથી.

૧. બડાબજારમાં આવેલી તુલાપટ્ટીમાં બે માળનું શિખરબંધી વિશાળ અને ભવ્ય મંદિર છે. તેમાં નીચેના ભાગમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમા બિરાજમાન છે. મંદિરનો સભામંડપ વિશાળ છે.

આમાં જૈન કથાનકોના વિવિધ પ્રસંગો પર પ્રકાશ આપનારાં કેટલાંક ચિત્રો લાકડાની ફ્રેમમાં જડીને દીવાલ પર લગાડેલાં છે. ૨॥-૩ ફીટનું માપ જણાય છે. જો કે આ ચિત્રો પ્રાચીન નથી, લગભગ ૧૦૦ વર્ષની અંદર જ બનાવેલાં જણાય છે. એક જ કલમે દોરાયેલાં આ ચિત્રોમાં રાજપૂત કલમ સ્પષ્ટ પ્રતીત થાય છે. ચિત્રો નવીન હોવા છતાં કલાકારે પોતાના રેખાકૌશલથી સજીવતા આણી છે અને રંગોની અનુકૂલતાથી એમાં ભવ્યતાની છાપ અંકિત કરી છે.

ઉપરના ભાગમાં ભમતીની દેરીમાં મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પ્રતિમા છે. સ્ફટિકની ૩ મૂર્તિઓ અને ગોખલાઓમાં બીજી મૂર્તિઓ બિરાજમાન છે એ સિવાય અષ્ટાપદની દેરી છે. વળી સમવસરણ, શ્રીનેમિનાથ ભગવાનની વરઘોડો, ઇંદ્રાદિ દેવો અને નવપદજી તેમજ વીશસ્થાનક યંત્રો વગેરે વિદ્યમાન છે.

આમાં પાષાણની કુલ ૨૩ અને ધાતુની ૧૧૫ મૂર્તિઓ છે. સિવાય ૧ સંગેમરમરની, ૪ સ્ફટિકની, ૧ પાનાની મૂર્તિ છે તેમજ ૪ ગુરુમૂર્તિઓ પણ છે.

આ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૮૭૧ માં શ્રીજિનહર્ષસૂરિએ કરેલી છે, એ સંબંધી લેખ ભેરુંજીના ઉપરના ભાગની દીવાલમાં છે તે આ પ્રકારે છે:—

"श्री ॥ सम्वत् चंद्रमुनिसिद्धमेदिनी । १८७१ । प्रतिष्ठितं शाके रसवह्निमुनिशशि । १७३९ । संवत्ये प्रवर्त्तमाने माघमासे ......ष्टीतिथौ बुधवासरे श्रीशांतिनाथजिनेंद्राणां प्रासादोयम् । श्रीकलकत्तानगरवास्तव्यश्रीसमस्तसंघेन कारितः प्रतिष्ठितः श्रीखरतरगच्छेश-भट्टारक श्रीजिनहर्षसूरिभिः । श्रीरस्तु ॥"

૨. ધરમતલા સ્ટ્રીટ—ઈંડિયન મીરર સ્ટ્રીટ નં. ૪૮ ના કુમાર હોલમાં રા. બ. શ્રીસીતાપચંદજી નાહરનું સુંદર ઘર-દેરાસર છે. આરસની ઘુમટીમાં મૂળનાયક શ્રીઆદીશ્વર પ્રભુની મનોહર મૂર્તિ બિરાજમાન છે. ધાતુની ૬ અને સ્ફટિકની ૩ મૂર્તિઓ અહીં વિદ્યમાન છે.

અહીં બાબુ પૂરણચંદજી નાહરની સાહિત્યઉપાસનાના પ્રતીકસમું વિશાળ પુસ્તકાલય છે જૂના લેખો, તાડપત્રીઓ, ચિત્રપટો, જૂના સિક્કાઓ, પુરાતન ચિત્રકળાના નમૂનાઓ, ખંડિત પ્રાચીન મૂર્તિઓ અને અવશેષો, પ્રાચીન શાસ્ત્રો વગેરે વિપુલ સંખ્યામાં સંગ્રહેલાં છે. આ સંગ્રહ પુરાતત્ત્વના અભ્યાસીઓને ભારતના ઇતિહાસની સંકલનામાં મદદગાર થાય એવો છે. આમાં આજે દુર્લભ એવા મુદ્રિતગ્રંથો પણ સંઘરેલા છે. ખરેખર, જૈનો ગૌરવ લઈ શકે એવી નાહરની આ વિદ્યાસંપત્તિનો ખજાનો દર્શનીય છે. લગભગ સાતેક વર્ષ અગાઉ ઉપર્યુક્ત મુદ્રિત ગ્રંથોનો મોટો ભાગ મુંબઈના ભારતીય વિદ્યાભવનમાં લઈ જવામાં આવ્યો છે.

શ્રીનાહરના સંગ્રહમાં પ્રાચીન ધાતુમૂર્તિઓ છે, જેની રચના વિશે આ પ્રકારે જાણવા મળે છે:—

(૧) સ્વ૦ બાબુ પૂરણચંદજી નાહરને ભારતના વાયવ્ય પ્રાંતમાંથી અગિયારમા સૈકાની એક ધાતુમૂર્તિ મળી આવેલી. તેની મધ્યમાં પદ્માસનસ્થ મૂર્તિની આસપાસ કાયોત્સર્ગસ્થ બે જિનમૂર્તિઓ ઊભેલી છે. સિંહાસન નીચે વચ્ચે પ્રાસાદદેવી અને તેની બે બાજુએ સિંહની આકૃતિઓ છે. તેની નીચે નવ ગ્રહો અને તેની નીચે વૃષભયુગલ છે. આથી મૂળ મૂર્તિ આદીશ્વર ભગવાનની હોવાનું જણાય છે. કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમાઓની નીચે એક તરફ યક્ષ અને બીજી તરફ યક્ષિણીનાં સ્વરૂપો દર્શાવ્યાં છે. ભગવાનના મસ્તક ઉપર આકાશમાર્ગથી અવતરણ કરતી દેવ–દેવીઓની અસ્પષ્ટ–ઘસાયેલી આકૃતિઓ છે. મૂર્તિની પાછળ આ પ્રકારે લેખ કોરેલો છે:—

"पजकपुत अंबदेवेन ॥ सं० १०७७ ॥"

(૨) સ્વ. બાબુ પૂરણચંદજી નાહરને ઉદયપુર પાસે આવેલા ગામ સમીનાખેડામાંથી લગભગ ૮ મી શતાબ્દીની એક ધાતુમૂર્તિ પ્રાપ્ત થયેલી, જે દાક્ષિણાત્ય શૈલીની છે. મધ્યમાં રહેલી મૂર્તિ અર્ધપદ્માસનસ્થ છે. અર્ધપદ્માસનસ્થ જિનમૂર્તિઓ પ્રાચીન હોય છે અને બહુ ઓછી જોવામાં આવે છે. આ મૂર્તિના ઉપર ત્રણ છત્રો આલેખ્યાં છે. મધ્યની મૂર્તિની આસપાસ બે કાયોત્સર્ગસ્થ જિનમૂર્તિઓ છે. મૂળ મૂર્તિની પાછળ બંને બાજુએ ઇંદ્રોનાં સ્વરૂપ આલેખ્યાં છે, કાયોત્સર્ગસ્થ જિનમૂર્તિઓની નીચે એક તરફ યક્ષ અને બીજી તરફ યક્ષિણીની મૂર્તિ છે, તેના ઉપર કર્ણાટકી લિપિમાં આ પ્રકારે લેખ છે:—

"श्रीजीनवल्लभन सज्जन भजीयवय मद्दिसिद प्रतीम श्रीजीनवल्लभन सज्जन चेटियमय मद्दिसिद प्रतिमे"

—શ્રીજિનવલ્લભની સજ્જન ભજીયવય–ચેટિયમયની વિનતિ–કહેવાથી.[2]

---

૧. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.' ચિત્ર પરિચય : પૃ. ૮૭, ચિત્ર માટે જુઓ પાનઃ ૩, અને 'જૈન લેખસંગ્રહ' ભા. ૨ લેખાંક : ૧૦૦૧.

૨. એજન : ચિત્ર પરિચય પૃ૦ ૯૦. ચિત્ર માટે જુઓ એ ગ્રંથનું પાન : ૧૬૦

(૩) સ્વ. બાબુ પૂરણચંદજીને એક ધાતુમૂર્તિ ગુજરાતમાંથી મળી આવેલી, તેના ઉપર આ પ્રકારે લેખ છે:—

"प्रह्लादसत्कसेवकः श्रिया वे सुनस्तु पुन्नकश्राद्धः सीलगलसूरिसत्कचंद्रकुले कारयामास संवतु १०७२ ॥"[૪]

૩. બડા બજારની કેનીંગ સ્ટ્રીટ નં. ૯૬ માં તપાગચ્છીય જૈન ઉપાશ્રયના ત્રીજા માળે નાનું છતાં રમણીય નવીન મંદિર છે. તેમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન બિરાજમાન છે. એ સિવાય શ્રીઆદિનાથ અને શ્રીશાંતિનાથ ભગવાનની પ્રતિમાઓ પ્રાચીન છે. પાષાણની ૩ અને ધાતુની ૧૧ પ્રતિમાઓ અહીં છે. બીજે માળે ઉપાશ્રય છે અને તેમાં પુસ્તકોનો સારો સંગ્રહ છે.

૪. શામબજારના માણેકતલામાં શ્રીચંદ્રપ્રભસ્વામીનું શિખરબંધી મંદિર છે. ગર્ભદ્વારની બાજુમાં તેમજ ઉપર દેવ-દેવીઓ અને યક્ષોનાં સુંદર ચિત્રો શોભી રહ્યાં છે. શેઠ ગણેશીલાલ કપૂરચંદજીએ સં. ૧૯૫૨ માં આ મંદિર બંધાવ્યું છે. મૂળનાયકની મૂર્તિ ઉપર એ સાલમાં પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે. અહીં દાદાજીનાં પગલાંની દેરી પણ છે. આમાં પાષાણની કુલ ૪ અને ધાતુની ૩ મૂર્તિઓ છે.

૫. શામબજારના માણેકતલામાં આવેલા બગીચામાં શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર છે. આમાં દાદાજીનાં પગલાંની ઘૂમટી છે. શ્વેત આરસના સુંદર મંદિરમાં શ્રીજિનકુશળસૂરિ અને શ્રીજિનદત્તસૂરિની ચરણપાદુકાઓ છે. મંદિરમાં ૧ ગુરુમૂર્તિ છે, જે શ્રીસ્થૂલિભદ્રસ્વામીની મનાય છે. સં. ૧૯૨૪ માં શેઠ સુખલાલજી ઝવેરીએ આ મંદિર બંધાવ્યું છે. આમાં પાષાણની કુલ ૧૮ અને ધાતુની ૬ મૂર્તિઓ છે

૬. શામબજારના માણેકતલામાં રાયબહાદુર બાબુ બદ્રીદાસનું સુંદર કાચનું મંદિર શિખરબંધી છે. માતા ખુશાલકુંવરીની પ્રેરણાથી બાબુ બદ્રીદાસે જ્યારે આ મંદિરનો પાયો નાખ્યો ત્યારે આવું સુંદર કળામય મંદિર બંધાવવા જેટલી એમની પાસે સંપત્તિ નહોતી પરંતુ પાયો નાખ્યા પછી એમની ભાવનાને ભાગ્યયોગે સાથ આપ્યો. અઢળક સંપત્તિ મળતાં તેમણે આવું અદ્‌ભુત કારીગરીવાળું મંદિર ઊભું કર્યું અને આગરાના મંદિરના ભોંયરામાંથી દૈવયોગે પ્રાભાવિક મૂર્તિ મળી આવતાં સં. ૧૯૨૩ માં આ મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી.

મંદિરની આસપાસ સુંદર બગીચો છે. તેમાં મંદિરની સામે રાય બદ્રીદાસજીની મૂર્તિ ભક્તિભાવથી હાથ જોડીને બેઠેલી છે. તેની પાછળ નાનું તળાવ અને હોજ છે, હોજના ખૂણા ઉપર આરસની ૮ પૂતળીઓ બેસાડી દરેકને એકેક માંગલિક ચિહ્ન હાથમાં આપી અષ્ટમંગલની ભાવનાનું જીવંતચિત્ર ખડું કર્યું હોય એમ લાગે છે. બાજુમાં ગુરુમંદિર અને બાબુશેઠને રહેવાનો બંગલો છે.

મંદિરમાં પ્રવેશતાં ડાબા હાથે આવેલા ગોખલામાં પાનાની ૧ અને સ્ફટિકની ૨ મૂર્તિઓ બિરાજમાન છે. બીજી તરફ ગણધરોનાં પગલાંની સ્થાપના છે. ઉપરની છતમાં જૈન કથાઓના જુદા જુદા પ્રસંગો આલેખ્યા છે. વચ્ચે લટકતું સુંદર ઝુમ્મર મંદિરની ભવ્યતામાં વધારો કરે છે બાજોઠ આદિ સાધનો પણ આરસનાં બનાવેલાં છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીશીતળનાથ ભગવાનની આરસની મૂર્તિ એક છે અને બીજી એક ધાતુમૂર્તિ છે.

એકંદરે આ મંદિરની અંદરની પચરંગી કાચની મીનાકારી સ્થાપત્યરચના, આરસનો વિશાળ ચોક, બહારના બાગની પૂતળીઓ, ફરશબંધી તળાવ અને લીલીછમ વાડીને જ્યારે વીજળીના પ્રકાશમાં જોઈએ ત્યારે કોઈ દેવવિમાનનો ભાસ થઈ આવે. દુનિયાના કળામર્મજ્ઞોએ આ મંદિરને 'Beauty of Bangal'–'બંગાળનું સૌંદર્ય'ના વિશેષણથી ઓળખાવ્યું છે. આ મંદિરની જાતના એના પ્રકારમાં સર્વોત્તમ મનાય છે. ગમે તેવા પ્રવાસીઓ આ મંદિરની મુલાકાતે આવે છે ને તેની મુક્તકંઠે પ્રશંસા કરે છે. શેઠ બદ્રીદાસની ભાવના આમાં સાકાર બનેલી જોઈ શકાય છે. શ્રદ્ધાભર્યું સમર્પણ કેવું હોય એનો આ મંદિર નમૂનો છે.

શ્રીયુત ચક્રધર નામના એક વિદ્વાને આ મંદિરની મહત્તા આંકતો હિંદી ભાષામાં લેખ લખ્યો છે તેનો સાર ભાગ અહીં આપીએ છીએ જેથી આ મંદિરને જેમણે જોયું નથી તેમને તેની રચના અને શોભાનો ખ્યાલ આવે:

૪. 'જૈન લેખસંગ્રહ' ભા. ૨. લેખાંક : ૧૦૦૨.

"મંદિરનું અર્ધગોળાકાર શિખર બહુ દૂરથી નજરે પડે છે. મંદિરનું ક્ષેત્રફળ તો બહુ નથી તોપણ એનું સ્થાપત્ય અને ચિત્રકળાકૌશલ અત્યંત પ્રશંસનીય છે.

"મંદિરની સજાવટ પણ પ્રેક્ષકને મંત્રમુગ્ધ કરે છે. મંદિરમાં પરોવેલા કાચના નાના ટુકડાઓ જાણે હીરા, મણિ, માણેક હોય એવી ભ્રાંતિ ઉપજાવે છે. નાના આકારવાળા આ મંદિરમાં કળા જાણે ખીચોખીચ ભરી છે. જ્યારે વીજળી બત્તીઓ પ્રકાશે કે સૂર્યનાં કિરણો એ કાચ ઉપર પડે છે ત્યારે જાણે અસંખ્ય દીવાઓ એક સાથે પ્રકાશતા હોય એવો દેખાવ લાગે છે.

"મંદિરના ચોકમાં પણ અદ્ભુત શિલ્પકળાનું ચાતુર્ય ભર્યું છે. ઠેકઠેકાણે ઊભી કરેલી અપ્સરાઓના લચકતા અંગમરોડ ચિત્તાકર્ષક છે. પ્રેક્ષકની જ્યાં એકવાર પણ દૃષ્ટિ પડે છે, ત્યાં જ તે ચોંટી રહે છે, બીજે જોવાનું મન થતું નથી. સીડી પાસેના હાથી પણ ઐરાવત જેવા લાગે છે. આ મંદિરને અમરાવતી માની અહીં ભૂલથી તો નહીં આવી બેઠ્યા હોય!

"આરસનાં અનેકવિધ પૂતળાં મંદિરની મનોરંજકતામાં ઉમેરો કરે છે. મંદિરની સામેના તળાવથી મંદિરની શોભા અનેરી વધી જાય છે. સાંજે જ્યારે વીજળીની દીપમાળાથી મંદિર ઝળહળી ઊઠે છે ત્યારે એનું જે પ્રતિબિંબ પાણીમાં પડે છે તે ઉપરથી જાણે બીજું જ મંદિર પાણીમાં ખડું થતું હોય એમ લાગે છે અને જ્યારે એ જ પાણી હિલોળે ચઢે છે ત્યારે પાણીની સપાટી ઉપર મંદિર તરતું હોય એવી મનોહર ભ્રમણા જન્મે છે. ગુપ્તકાળ પછી શિલ્પકળા ઊતરતી જતી હોવાનું કહેવાય છે પણ આ મંદિર જોતાં ગુપ્તકાળ પછી શિલ્પકળાએ અમુક દરજ્જે ઉન્નતિ કર્યાનું અનુમાન કાઢવું પડે છે."

આ મુખ્ય મંદિરો સિવાય કેટલાંક ઘર-દેરાસરો પણ અહીં છે: (૧) પાન બગાન પોલિસ હોસ્પીટલ રોડ ઉપર નં. ૧૨ વાળા શેઠ લાલચંદ મોતીચંદના મકાનમાં નાનું ઘરદેરાસર છે, તેમાં પાર્શ્વનાથ ભગવાનની ધાતુમૂર્તિ અને એક સ્ફટિકની મૂર્તિ છે. (૨) બાંસતલા સ્ટ્રીટમાં બાબુ હીરાલાલ પન્નાલાલના મકાનમાં શ્રીકેશરિયાજી ભગવાનની ધાતુ-પ્રતિમાવાળું ઘરદેરાસર છે. (૩) બરતલા સ્ટ્રીટના છેડા ઉપર નં. ૪૮ માં શેઠ ચુનીબાબુના મકાનમાં શ્રીકેસરિયાજીનું ઘરદેરાસર છે. (૪) હેરિસન રોડના નાકા ઉપર શેઠ જીવણલાલ પ્રતાપચંદનું ઘરદેરાસર ત્રીજે માળે છે. તેમાં શ્રીશાંતિનાથ ભગવાનની ધાતુમૂર્તિ છે.

અહીં જૈનોની રથયાત્રાનો વરઘોડો કાર્તિક પૂર્ણિમાએ તુલાપટ્ટીના મોટા મંદિરથી ચડે છે અને આખા નગરમાં ફરતો ફરતો છેવટે કાર્તિક વદિ ૨ ના દિવસે મોટા મંદિરે પાછો આવે છે. આ વરઘોડાને જોવા માટે દૂરદૂરથી માણસો આવે છે. કવિવર નાનાલાલે કથન કર્યું છે કે—"જૈન વરઘોડો એટલે કલાસુંદરતા અને ધાર્મિકતાનું જાણે નગરઘૂમતું પ્રદર્શન"—એ હકીકત આ વરઘોડાને જોઈને વધુ ચરિતાર્થ થતી જણાઈ આવે છે.

બરદ્વાન :

કલકત્તાના રેલ્વેમાર્ગે બરદ્વાન મોટું સ્ટેશન છે. દામોદર નદીના કિનારે વસેલું આ મોટું શહેર છે. અહીં આજે કોઈ જૈનની વસ્તી કે જૈન મંદિર નથી; પરંતુ પ્રાચીન લેખકોએ જે અસ્થિગ્રામને વર્ધમાન તરીકે ઓળખાવ્યું છે તે આ બરદ્વાનનો અપભ્રંશ હોઈ શકે.

ભગવાન મહાવીરસ્વામીએ અસ્થિકગ્રામના શૂલપાણિ યક્ષના ચૈત્યમાં રહીને વર્ષાચાતુર્માસ્ય ગાળ્યું હતું. એ સમયે ધ્યાનઅવસ્થામાં ભગવાનને એ યક્ષે ઉપદ્રવ કરી ભારે કષ્ટ આપ્યું હતું પરંતુ ભગવાન તેમના ધ્યાનમાંથી ચલિત ન થવાથી આ યક્ષ ભારે પ્રભાવિત થયો હતો. આખરે ભગવાને તેને પ્રતિબોધ કર્યો હતો.

ભગવાને જે સ્થળે ચતુર્માસ ગાળ્યું હશે એ સ્થળે તેમના અનુયાયીઓ ઘણા હશે અને તેમના ઉપદેશથી બીજાઓ પ્રભાવિત થયા હશે. ભગવાને પવિત્ર કરેલા આ સ્થળને તીર્થરૂપ ગણી લોકોએ મંદિર આદિની રચનાઓ પણ કરી હશે પરંતુ આ શહેરમાં આજે તો જૈનોનું નામનિશાન પણ નથી. પં. શ્રીકલ્યાણવિજયજી સ્વયં આ બરદ્વાન-વર્ધમાનને અસ્થિગ્રામ બતાવતાં શંકાશીલ બને છે. તેઓ કહે છે:—

"સૂત્રપાંચુ ગણ ઠાંગ, જય કહેલા અસ્થિગ્રામ હોઈ; અબ વર્ધમાન વિખ્યાતા, જાણે એ કેવલી વાતાં હોઈ."

એટલે આ બરદ્વાન અસ્થિકગ્રામ હોવા વિશે કોઈ પુરાવો નથી.

વસ્તુત: 'આવશ્યકસૂત્ર' અનુસાર અસ્થિગ્રામ વિદેહમાં હતું. તેની પાસે વેગવતી નામે નદી હતી. ભગવાન મોરાક સંનિવેશથી અસ્થિગ્રામ આવ્યા અને ત્યાંથી મોરાક થઈ વિશાલા તરફ વિચર્યા હતા. એટલે આગલની તીર્થભૂમિનો આજે વિચ્છેદ થયો છે એમ માનવું રહ્યું.

## તિલૂડી :

બાંકુડા જિલ્લાના વાયવ્ય ખૂણામાં બાંકુડાથી લગભગ ૩૫ માઈલ દૂર તિલૂડી નામે ગામ છે. તેની ચારે બાજુએ નાની મોટી પહાડીઓ આવેલી છે. તિલૂડીથી ૨ માઈલ દૂર બિહારીનાથ પહાડ છે.

આ પહાડની પાસેથી જે પુરાતાત્ત્વિક સામગ્રી મળી આવે છે એ વિશે શ્રીનાગેન્દ્ર મુખોપાધ્યાય જણાવે છે: "પહાડની પાસે ઉદયપુર–ભરતપુર નામે ગામ છે. અહીં કેટલેય સ્થળે દેવમૂર્તિઓ નજરે પડે છે. ભરતપુરના પાદરમાં ઝાડ નીચે રહેલી મૂર્તિને લોકો 'મહાવીર હનુમાન' તરીકે ઓળખે છે. શિલાલેખવાળી પથ્થરની પાટ પાસેના એક પાષાણુ પટ્ટમાં પણ એવી જ એક મૂર્તિ ખોદાયેલી છે. શિલાલેખમાં '*वीरस्तम्भमिदं*' એવા અક્ષરો ઉત્કીર્ણ થયેલા વંચાય છે.

"તિલૂડી ગામના મધ્યની મૂર્તિઓમાં જે નાની અને સારી મૂર્તિઓ છે તે મહાવીર તથા પાર્શ્વનાથની હોવાનું માની શકાય છે. આ સિવાયની બીજી મૂર્તિઓ કોની, કયા દેવોની છે ને બરાબર જાણી શકાયું નથી.

"શિલાલેખ નં. ૨માં લીટીની પહેલાંના બે અક્ષરો અસ્પષ્ટ છે. ત્યાર પછી "...*मानस्य वीरस्तम्भमिदं*" અક્ષરો છે. આથી પહેલા બે અક્ષરો '*जिन*' હોવાનો સંભવ છે. આ અનુમાન સાચું હોય તો આ પટ્ટ "જિનમાન વર્ધમાનના નિમિત્તે કોઈ ક્ષત્રિયે કરાવેલ સ્મૃતિસ્તંભનો અંશવિશેષ" મનાય.

તિલૂડીની મૂર્તિઓની લાઈનમાં પાંચ મૂર્તિઓના ફોટા પાડેલા છે. જે 'પ્રવાસી' (૧૩૪૦, ચૈત્ર, ભાગ; ૩૩, ખંડ: ૨, અંક: ૬, પૃ૦ ૮૧૦ થી ૮૧૨)માં ડાબી બાજુથી મૂર્તિઓનો ક્રમ આ પ્રમાણે છે; ૧–૨. તીર્થંકરની ઊભી મૂર્તિઓના ભગ્નાવશેષો, ૩. તીર્થંકરની બેઠી જિનમૂર્તિ, ૪. એક ઊભી જિનમૂર્તિ, અને ૫. કુબેર યક્ષની ઊભી મૂર્તિ. છેલ્લી મૂર્તિ ઘણી સુંદર છે.

## પહાડપુર :

બંગા અહીંની ઉત્તરમાં આવેલા મિથિલાના પૂર્વભાગથી લઈને કામરૂપના પશ્ચિમ સીમાડા સુધીનો પ્રદેશ પ્રાચીનકાળે એક પ્રકારનો ભુક્તિખંડ હતો, જે પૌંડ્રવર્ધનભુક્તિ નામે ઓળખાતો હતો. એ ખંડમાં વરેંદ્રમંડલ નામે પ્રદેશ હતો. કાળ અને આક્રમણના પ્રભાવે એ પ્રદેશ ઉજ્જડ બન્યો છતાં જુદા જુદા સ્થાનોમાં માટીના અનેક સ્તૂપો વીખરાયેલા પડ્યા છે. એ સ્તૂપોમાં પડેલી સામગ્રી તેની પ્રાચીન સંસ્કૃતિનો ખ્યાલ આપી રહી છે. એ સ્તૂપો પૈકી એક વિશિષ્ટ સ્તૂપ વિશે નોંધ લઈએ.

વરેંદ્રમંડલમાં પહાડપુર નામે સ્થાન છે; જે અત્યારે રાજશાહી જિલ્લામાં ઈ. બી. રેલ્વે લાઈનમાં જમાલગંજ સ્ટેશનથી ૩ માઈલ દૂર છે. એ સ્થળે એક પહાડ જેવો સ્તૂપ ૮૦ ફીટ ઊંચો છે. બંગાળમાં આટલો ઊંચો બીજો કોઈ સ્તૂપ મળી આવ્યો નથી. આ સ્તૂપના પહાડના આકારથી જ એ સ્થળનું નામ પહાડપુર પડેલું છે જ્યારે એનું મૂળ નામ તો ભૂલાઈ ગયું છે.

વિશાળ મેદાનની વચ્ચે આવેલા આ સ્તૂપની ચારે બાજુએ ફેલાયેલી તૂટી–ફૂટી દીવાલો છે અને પ્રાચીન તોરણ-દ્વારની નિશાનીઓ બાકી રહી છે.

એક સ્તૂપના નૈઋત્યખૂણામાં એક ગામડિયાએ પોતાના ઉપયોગ માટે ઈંટો લઈ જવા ખોદકામ કર્યું. તેમાં

પથ્થરના એક સ્તંભનો શિરોભાગ હાથ લાગ્યો, જેના ઉપર અક્ષરો ખોદેલા હતા. એ અક્ષરો પ્રાચીન બંગાળી લિપિમાં સંસ્કૃત ભાષામાં હતા. એ લેખને વિદ્વાનોએ આ પ્રકારે વાંચી બતાવ્યો છે:—

" रत्नत्रयी प्रमोदेना(न) सत्त्वानां हितकाम्यया । श्रीदशबलगर्भेण स्तूपोयं कारितो वरः ॥ "

શ્રીદશબલ નામના મનુષ્યે ત્રણ રત્નની તુષ્ટિ વડે સમગ્ર પ્રાણીઓના હિત માટે આ મોટો સ્તૂપ કરાવ્યો.

એ પછી પહાડપુરના સ્તૂપનું ખોદકામ કરતાં ડૉ. રાખાલદાસ બેનરજીએ ઘણી નવી હકીકતો પ્રકાશમાં મૂકી હતી.

મૂળ સ્તૂપની ઉત્તરમાં એક મોટો સ્તંભવાળો કોઠો મળ્યો, જેમાંથી એક સુંદર અને કળામય કુબેર યક્ષની મૂર્તિ મળી આવી. વળી, એક શિલાલેખવાળો સ્તંભ મળી આવ્યો. પરંતુ એ શિલાલેખનો પૂરો પાઠ પ્રગટ થયો નથી. છતાં જોન માર્શલે આ શિલાલેખ કનોજના પ્રતિહારવંશીય પ્રથમ મહેન્દ્રપાલદેવના સમયનો હોવાનું જાહેર કર્યું છે, જેનો રાજકાળ ઈ. સ. ૮૯૦ મનાય છે. આથી પહાડપુરનો આ બૌદ્ધ-સ્તૂપ, જે સોમપુરીય મહાવિહાર નામે ખ્યાતિ પામ્યો હતો તેનો રચનાકાળ ઈ. સ. ની ૭–૮ મી શતાબ્દી હોવાનું નક્કી કરી શકાય.

એ પછી આ પહાડપુર સ્તૂપના મધ્ય ભાગમાંથી એક તામ્રપત્ર મળી આવ્યું છે. શ્રીયુત કાશીનાથ દીક્ષિતે એ તામ્રશાસનનો પાઠોદ્ધાર કરી, તે ગુપ્ત સં. ૧૫૯ એટલે ઈ. સ ૪૭૮નું હોવાનું જાહેર કર્યું. એ તામ્રશાસનમાં જણાવ્યું છે તેનો અર્થ આ છે:–" વટગોહલી ગામના એક બ્રાહ્મણ દંપતીએ નિર્ગ્રંથવિહાર (જૈન મંદિર)ની પૂજાની સામગ્રી અને નિર્વાહ માટે અમુક ભૂમિદાન કર્યું. "

આ અને બીજી સામગ્રી ઉપરથી એમ માનવાને કારણ છે કે, પ્રથમ જૈનોએ આ સ્થાન ઉપર જૈનવિહાર–જૈન મંદિર બંધાવ્યું અને તે પછી એ જ સ્થળે બૌદ્ધોએ પોતાનો સ્તૂપ ખડો કર્યો અને તે પછી બ્રાહ્મણોએ આ સ્થાન ઉપર પોતાનું મંદિર બંધાવ્યું હોવાનું મળી આવેલી મૂર્તિઓ ઉપરથી જણાય છે.[1]



## ૨૭૦. ગવાલપાડા

(કોઠા નંબર : ૪૩૯૪)

આસામ પ્રાંતમાં આવેલું ગવાલપાડા નામનું પ્રસિદ્ધ શહેર બ્રહ્મપુત્રા નદીના કિનારે વસેલું છે. અગાઉ આ ગવાલપાડા જિલ્લાના નામે ઓળખાતું હતું. અત્યારે ધોબડી જિલ્લામાં આ શહેર આવેલું છે. ધોબડી અને ગોહત્તીથી સ્ટીમર અથવા મોટર દ્વારા અહીં આવી શકાય છે. બારાઈગાંવ સ્ટેશનથી ૩૨ માઈલ દૂર આ શહેર વસેલું છે.

વ્યાપારનું મુખ્ય કેંદ્ર હોવાથી કેટલાક જૈનો લગભગ ૧૫૦ વર્ષથી અહીં આવીને વસી ગયા છે. પ્રસિદ્ધ સાહિત્ય-પ્રેમી શેઠ અગરચંદજી નાહટાની દુકાન લગભગ ૧૦૦ વર્ષથી અહીં ચાલુ છે, અગાઉ અહીં જૈનોની સારી વસ્તી હતી ત્યારે સરકારી હુકમથી અહીંની મહાજન પટ્ટીમાં કોઈ ગોવધ કરી શકતું નહિ. તેમજ માંસ–માછલી લઈને પણ જઈ શકાતું નહિ. એ હુકમનો ભંગ કરનાર કાયદેસર શિક્ષાપાત્ર ગણાતો. આ હકીકતો અહીંના સરકારી કાગળોમાંથી જાણવા મળે છે.

આજે અહીં ૧૫ જૈનોની વસ્તી છે અને ૧ ઘૂમટબંધી શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે. સને ૧૮૮૬ની એક નોંધથી જણાય છે કે, આ મંદિરમાં મૂળનાયક શ્રીચંદ્રપ્રભ ભગવાન હતા. તે પછી શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ સ્થાપન કરવામાં આવી. મંદિરમાં ૧ પાષાણ મૂર્તિ અને ૫ ધાતુમૂર્તિઓ વિદ્યમાન છે.

---

૧. વિસ્તાર માટે જુઓ: 'ભારતવર્ષ', વર્ષ: ૨૧, ખંડ: ૨, અંક: ૩, ઑગસ્ટ, પૃ૦ ૧૫૦ ફાલ્ગુન, ૧૩૪૦, પૃ૦ ૩૯૯–૪૦૧માં શ્રીક્ષિતીશચંદ્ર સરકારનો લેખ, મોડર્ન રિવ્યુ, ઇ. સ. ૧૯૩૧.

સં. ૧૯૫૪માં અહીં ભારે ભૂકંપ થયો ત્યારે લોકો જીવ લઈને નાઠા હતા, એ સમયે આ મંદિરને ખૂબ નુકસાન પહોંચ્યું હતું, પરંતુ મૂળનાયકની પ્રતિમા બરાબર સ્થિર હતી.[1] સં. ૧૯૫૮માં તેની ફરીથી પ્રતિષ્ઠા કરવામાં આવેલી છે.

## સૂર્યપહાડ:

ગવાલપાડાથી સૂર્યપહાડ[2] ૧૪ માઈલ દૂર છે. આ પ્રદેશ હબુજા સોમેશ્વર પરગણામાં આવેલો છે. જંગલનો ખાડા–ટેકરાનો રસ્તો પસાર કર્યા પછી દૂબાપાડા નદીને નાવથી પાર કરવી પડે છે. સૂર્યપહાડ બહુ મોટો અને કેટલાયે માઈલોમાં પથરાયેલો છે, તેના ઉપર જંગલી જાતિઓ વસે છે. આ પહાડ ઉપર હિંદુઓનાં કેટલાંક સ્થાનો બનેલાં છે પરંતુ અહીંની ૧ પ્રાચીન ગુફામાં પ્રવેશ કરતાં તીર્થંકરની કાયોત્સર્ગસ્થ મૂર્તિઓ કોરેલી જોવામાં આવે છે.

ગુફામાં જમણી બાજુની જિનપ્રતિમા ૪ ફીટ ઊંચી અને ૧॥ ફૂટ પહોળી છે, તેની જમણી બાજુએ ઉપરના ભાગમાં ૬ અને નીચેના ભાગમાં ૪ અક્ષરો કોતરેલા છે, પ્રતિમા નીચે પદ્મનું ચિહ્ન હોવાથી છઠ્ઠા તીર્થંકર શ્રીપદ્મપ્રભ ભગવાનની આ મૂર્તિ જણાય છે. ડાબી તરફની બીજી મૂર્તિ ૨॥ ફીટ ઊંચી અને ૧ ફૂટ પહોળી છે, તેની નીચે વૃષભ લંછન અંકિત હોવાથી પ્રથમ તીર્થંકર શ્રીઆદીશ્વર ભગવાનની મૂર્તિ લાગે છે. આ મૂર્તિની પાછળ ભામંડલ વિદ્યમાન છે, એ મૂર્તિની ડાબી બાજુએ ૪ અક્ષરો કોતરેલા છે.

આ લેખોના અક્ષરોની લિપિ લગભગ ૧૦૦૦ વર્ષની પ્રાચીન હોય એમ શ્રીભંવરમલજી નાહટા નોંધે છે, આ પહાડ પર બીજી કેટલીયે મૂર્તિઓ જ્યાં ત્યાં પડેલી જોવાય છે.

આ રીતે ગવાલપાડા જિલ્લાના પંચરત્ન, પાતાલપુરી, જોગીગુફા, ટૂંકેશ્વરી આદિ પહાડો ઉપર પણ કેટલીયે મૂર્તિઓ અને ખંડિયેરો પડેલાં છે. એ પહાડોમાં તપાસ કરવામાં આવે તો જૈન અવશેષો મળી આવે અને આ પ્રદેશ સુધી ફેલાયેલા જૈનધર્મનાં ચિહ્નોનો ઇતિહાસ જાણવા મળી શકે.



# ઓરિસા

## ભુવનેશ્વર :

કલકત્તાથી મદ્રાસ જતી બી. એન. રેલ્વેમાં ભુવનેશ્વર સ્ટેશન છે. ભુવનેશ્વરનો વિસ્તાર ચાર–પાંચ કોશ પ્રમાણ છે. ભુવનેશ્વરના અગ્નિખૂણામાં ચાર–પાંચ માઈલ દૂર ધવલી પહાડ છે, ત્યારે બીજી દિશા એટલે વાયવ્ય તરફ એટલા જ અંતરે ખંડગિરિ અને ઉદયગિરિના પહાડો છે, જેમાં સમ્રાટ ખારવેલનો હાથીગુફાવાળો પ્રસિદ્ધ શિલાલેખ છે. આ બંને સ્થાનોમાં ઈ. સ. પૂર્વે બીજી અને ત્રીજી શતાબ્દીનાં સંસ્મરણો અંકાયેલાં મોજુદ છે. એ બંને પુરાતન પ્રસિદ્ધ ધામોની વચ્ચે ભુવનેશ્વરનું લિંગરાજ મંદિર આવેલું છે.

ભુવનેશ્વરમાંથી પુરાતન કોઈ વસ્તુ મળી આવી નથી, અને જે મળે છે તે ઈ. સ. ની નવમી શતાબ્દી પહેલાંની નથી. ધવલી પહાડ અને ઉદયગિરિ–ખંડગિરિમાંથી મળી આવેલી પુરાતન ઐતિહાસિક સામગ્રીના સમયની વસ્તુઓ હજી અહીં શોધવામાં આવી નથી; પરંતુ એ એક હકીકત છે કે, એ સમયે પણ આ સ્થળ એટલું જ પ્રસિદ્ધ હોવું જોઈએ.

---

૧. આ મૂર્તિની ચમત્કારિક ઘટના વિશે શ્રી. અગરચંદજી નાહટા 'ઓશવાલ નવયુવક' સને ૧૯૩૮ના જુલાઈ અંકમાં વાત નોંધે છે તેનો સાર એ છે કે–ધરતીકંપ પછી અહીંના જૈનોએ મૂળનાયકની આ નાની પ્રતિમાને બદલે મોટી પ્રતિમા સ્થાપન કરવાનો વિચાર કર્યો અને એ માટે શેઠ શંકરદાનજી નાહટાને મૂર્તિ મેળવવાનું કામ સોંપવામાં આવ્યું. એ માટે મેડતા અને બિકાનેરથી મૂર્તિ લાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો પરંતુ શેઠ શંકરદાનજી નાહટાને અને બિકાનેરના શ્રીપૂજને સ્વપ્નમાં એ પ્રાચીન મૂર્તિ ચમત્કારી હોવાથી ન બદલવા વિશેનું સ્વપ્ન આવ્યું, આથી એ પ્રાચીન મૂર્તિને જ ફરીથી સ્થાપન કરવામાં આવી.

શ્રીઅગરચંદજી નાહટાએ આસામનાં જૈનમંદિરોની હકીકત ઉપર્યુક્ત અંકમાં આપેલી છે. તેમાંથી આ મંદિર વિશેની હકીકત તારવી છે.

૨. 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ: ૮, અંક: ૧૨

ભુવનેશ્વરના મંદિર-સ્થાપત્ય સંબંધે વિચાર કરતાં શ્રીનિર્મળકુમાર બસુ કહે છે–"શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ રેખ મંદિર કે ભદ્ર મંદિરની કક્ષાનું આ મંદિર નથી. વિશેષ તપાસથી નક્કી થાય છે કે, વચમાં સ્થાપિત મહાકાય શિવલિંગ ઉપર ઢાંકવા માટે શિલ્પમર્યાદા તોડીને આ મંદિર બનાવવામાં આવ્યું છે; જે મંદિરનું નામ છે ભાસ્કરેશ્વર મંદિર. એનો રચનાકાળ ચોક્કસ નથી, છતાં ઐતિહાસિક દૃષ્ટિએ બીજાં મંદિરો કરતાં આ મંદિર વધારે કીમતી છે.

"ભાસ્કરેશ્વર મંદિરના મધ્યમાં ૯ ફીટ ઊંચું અને ગોરીપટ્ટ ઉપર ૪ ફીટ પહોળું શિવલિંગ છે, જેના ઉપરનો ભાગ ખંડિત થયો હોય એમ લાગે છે. આશ્ચર્ય તો એ છે કે, શિવલિંગ એક પથ્થરનું છે, જ્યારે ગોરીપટ્ટ જુદી જુદી જાતના પથ્થરનો છે. આ સિવાય ગોરીપટ્ટની લંબાઈ સાથે શિવલિંગની લંબાઈ પણ મેળ ખાતી નથી. આ માટે રાજા રાજેન્દ્રલાલ મિત્ર જણાવે છે કે, પ્રાચીન કાળમાં અહીં અશોકનો સ્તંભ હતો. કાળાંતરે તેને સ્થાને લિંગસ્થાપના થઈ છે. ત્યાર પછી તેની ઉપર મંદિર ઊભું કરવામાં આવ્યું છે.

"ઉપલબ્ધ શિરોભાગથી અનુમાન થાય છે કે, ભાસ્કરનો સ્તંભ ૨૯ થી ૩૩ ફીટ સુધી અત્યારે જમીનમાં ધરબાયેલો હોવો જોઈએ. તેમજ એ સમયે અત્યારના થરથી ૩૦ ફીટ જમીન હોવી જોઈએ. આ ઉપરથી નક્કી થાય છે કે, આ સ્થળમાં ઉપરના બદલે નીચેમાં વિશેષ શોધ કરવી જોઈએ, અને તેમ કરવાથી ઐતિહાસિક વિષયમાં ઇચ્છિત લાભ થશે.

"અમે આસપાસની જમીન તપાસવાનું કામ શરૂ કર્યું. નીચેના ભાગમાંથી જે વસ્તુઓ મળે છે તે ઉપરની વસ્તુઓ કરતાં વિશેષ પ્રાચીન હોય એમ અમારો ખ્યાલ હતો. પરિણામે એક નવો કૂવો ખોદતાં તે સ્થાનમાંથી ૨ મૂર્તિઓ મળી આવી જેમાંથી એક બૌદ્ધ પ્રતિમા અને બીજી જૈન તીર્થંકરની મૂર્તિ હતી. પાષાણ બંધનની ખોદેલ મૂર્તિઓની ગઠન-રચના, માથાની શિખા અને હાથની કૃતિ વગેરે ઉદયગિરિની રાણી ગુફાને મળતું આવે છે; એટલે તે સનયનું હોવાનો સંભવ છે."[1]

બંગાલી સંશોધકો ઘણી વખત જૈન અને બૌદ્ધને એક ગણી લઈ પુરાતત્ત્વની સામગ્રી વિશે વર્ણન આપે છે. આ ઉપરથી એમ જણાય છે કે, સોમપુર વિહારની માફક આ સ્થળમાં પ્રથમ જૈન અને બૌદ્ધ સંસ્કૃતિએ પોતાનો પ્રભાવ પાથર્યો હશે તે પછી શૈવ આધિપત્યમાં આ સ્થળે પોતાનું મંદિર બંધાવાયું હશે.

મુનિરાજ શ્રીન્યાયવિજયજી જણાવે છે કે, "મહાપ્રાભાવિક વજ્રસ્વામી ઉત્તર પ્રાંતમાં દુકાળ પડવાથી સંઘ સહિત અહીં (જગન્નાથપુરીમાં) પધાર્યા હતા. અહીંના બૌદ્ધધર્મી રાજાને ચમત્કાર બતાવી પ્રતિબોધીને જૈનધર્મી બનાવ્યો હતો. અહીં જીરાવાલા પાર્શ્વનાથનું સુંદર મંદિર હતું, પરંતુ શંકરાચાર્યજીના સમયે ત્યાંના રાજાએ બલાત્કારથી એ મંદિર પોતાના કબજે કર્યું. જો કે આજ પણ જગન્નાથપુરીમાં જૈન મૂર્તિ છે. ત્યાં દર બાર વર્ષે ખોળું નવું ચડે છે. જૈન તીર્થના સ્મરણરૂપે અહીં બ્રાહ્મણો પણ જાતિભેદ ગણતા નથી."[2]

શ્રીનિર્મળકુમાર બસુની ઉપર્યુક્ત ધારણાને મુનિરાજ શ્રીન્યાયવિજયજીની આ હકીકત પ્રમાણિત બનાવતાં મંદિરના પુરાતન ઇતિહાસ ઉપર આછો-ઘેરો પ્રકાશ પડે છે. આ વિશે વિદ્વાનો વધુ શોધ કરે એ જ ઇચ્છવાયોગ્ય છે.



## ઉદયગિરિ-ખંડગિરિ

ઓરિસામાં જૈનધર્મનું મહત્ત્વ શું હતું એ વિશે દુનિયાભરના ઐતિહાસિક વિદ્વાનોમાં પ્રસિદ્ધિ પામેલો ઉદયગિરિની હાથીગુફામાં આવેલો મહામેઘવાહન ચક્રવર્તી મહારાજા ખારવેલનો શિલાલેખ અગત્યની પ્રામાણિક વિગતો રજૂ કરે છે. આ શિલાલેખ કેવળ જૈનોની જ દૃષ્ટિએ નહિ પરંતુ ભારતની રાજકીય અને ઐતિહાસિક દૃષ્ટિએ અતિમૂલ્યવાન અને અદ્વિતીય છે. ઐતિહાસિક ઘટનાઓ અને ખારવેલના જીવનચરિતને અંકિત કરનારો ભારતવર્ષમાં આ સૌથી પહેલો શિલાલેખ છે.

---

૧. 'પ્રવાસી' : ૧૩૪૧ વૈશાખ, પૃષ્ઠ : ૩૫-૪૦; 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ : ૧૨, અંક : ૧૧, પૃષ્ઠ : ૩૨૦-૨૨.

૨. 'જૈન તીર્થનો ઇતિહાસ', પૃષ્ઠ : ૫૬૦.

ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં મહારાજા ખારવેલના શાસનકાળનાં ૧૩ વર્ષોની ઘટનાઓને આમાં લિપિબદ્ધ કરવામાં આવી છે. કલિંગનાં પડોશી રાજ્યો અને તત્કાલીન રાજવીઓનો પણ એ નિર્દેશ કરે છે.

ધાર્મિક દૃષ્ટિએ જોઈએ તો ભારતવર્ષના પ્રાચીન એવા બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ધર્મ પૈકી બ્રાહ્મણોના 'આદિત્ય-પુરાણ'માં કલિંગને અનાર્ય દેશ તરીકે ઓળખાવ્યો છે એટલું જ નહિ પણ તેમાં જવાથી બ્રાહ્મણો પતિત થાય છે એવો પણ નિર્દેશ કર્યો છે,[1] જ્યારે બૌદ્ધધર્મના પ્રચાર અર્થે અશોકે જે દેશોમાં ધર્મપ્રચારકો મોકલ્યા હતા તે દેશોમાં કલિંગનું નામ ઉલ્લેખવામાં આવ્યું નથી.

આ ઉપરથી એમ માનવાને કારણ છે કે, એક સમયે કલિંગમાં જૈનધર્મનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું જેના કારણે બ્રાહ્મણોએ એ દેશને અનાર્ય કહ્યો અને બૌદ્ધધર્મને ત્યાં સ્થાન મળે એમ જણાયું નહીં.

જૈન શાસ્ત્રોની દૃષ્ટિએ જે ૨૫॥ આર્ય દેશો ગણાવવામાં આવ્યા છે તેમાં કલિંગનો ઉલ્લેખ કરેલો છે. આ દેશમાં ભગવાન પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીએ વિહાર કરીને આ દેશને પવિત્ર બનાવ્યો હોવાનું સૂચન શાસ્ત્રો કરે છે; એટલું જ નહિ, કલિંગના કુમારીગિરિ અને કુમારગિરિને તીર્થભૂત ગણાવ્યાં છે. અશોકનો કલિંગવિજય એ કલિંગમાં જૈનધર્મના દૃઢ અને અધષ્ય કિલ્લાની સાખ પૂરે છે.

સમ્રાટ અશોકે બૌદ્ધધર્મને અંગીકાર કર્યો ત્યારે તેણે સામ્રાજ્યની પ્રબળ વિજિગીષાના મદમાં પરાક્રમી કલિંગ-વાસીઓનો નિર્દયપણે સામનો કર્યો. ઈતિહાસની વિગતો સૂચવે છે કે, કલિંગનું આ યુદ્ધ અતિત્રાસદાયક અને રોમાંચ-કારી હતું. એવા નિર્દય ઘમસાણમાં કલિંગવાસીએ દીનતા દાખવી નહોતી. સ્વદેશ, સ્વધર્મ અને સ્વમાનની રક્ષા ખાતર લાખો કલિંગવાસીઓએ એ યુદ્ધમાં સામે પગલે ચાલીને પોતાનાં દેહનાં બલિદાન દીધાં હતાં. તેમાં એક લાખ માણસો ખપી ગયા, એક લાખને પચાસ હજાર માનવીઓ બંદીવાન બન્યા અને યુદ્ધજનિત રોગ, ભૂખ અને લૂંટફાટથી જે નાશ પામ્યા તેની સંખ્યા એ કરતાંયે અધિક હતી. આટલા નરસંહાર પછી અશોક જીત્યો ખરો પરંતુ આ યુદ્ધ તેના જીવનમાં ભારે આઘાત પહોંચાડયો. એની જીત પાછળના આર્તનાદે તેના જીવનમાં અજબ પલટો આણ્યો. કલિંગનું યુદ્ધ એના જીવનનું છેલ્લું યુદ્ધ બની રહ્યું. એ પછી જાણે પ્રાયશ્ચિત માટે જ એણે ધર્મનો આશ્રય લીધો.

કલિંગ મગધને આધીન બન્યું પણ અશોકના મૃત્યુ પછી એ જીવંત પ્રજાએ માથું ઊંચું કર્યું અને મગધની ગુલામી તરછોડી દીધી. કલિંગ પાછું સ્વતંત્ર થયું અને અશોક પછી લગભગ ૧૦૦ વર્ષે એટલે ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં થયેલા ખારવેલ મહારાજાએ કલિંગને ફરીથી સમૃદ્ધિ બક્ષી, ભારતમાં ગણનાપાત્ર સામ્રાજ્ય બનાવ્યું. ખારવેલનો શિલાલેખ માહિતી આપે છે કે, ખારવેલે ભારતવર્ષના ઉત્તરાપથથી માંડીને દક્ષિણના પાંડયદેશ સુધીનો પ્રદેશ પોતાને આધીન કર્યો. ખારવેલ મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્ત કે અશોક કરતાં ઓછો પરાક્રમી નહોતો. ધર્મનિષ્ઠામાં તે મૌર્ય અશોક અને સંપ્રતિનો હરીફ હતો. તેણે પોતાના રાજ્યમાં જૈનધર્મને રાજધર્મ બનાવ્યો છતાં બીજા ધર્મો પ્રત્યે તે એટલો જ આદરભાવ રાખતો. એ સર્વ વિદ્યામાં પારંગત હતો. પ્રજાની સુખ-સગવડ માટે તેણે તળાવો ખોદાવ્યાં, જૂનાં મકાનોને સમરાવ્યાં, નવાં ઘરો બનાવ્યાં, ઘણાં દાન દીધાં, બંધ પડેલી નહેરોને તેણે ફરીથી ચાલુ કરાવી, ઉત્સવો કર્યા અને ધર્મસભાઓ ભરી. આ રીતે તે ઉદારમના, પ્રજાપ્રિય, વિદ્યાવ્યાસંગી, દેશવિજયી અને ધર્મવિજયી તરીકે ભારતવર્ષના ઈતિહાસમાં નામાંકિત રાજવી બની ગયો.

આમ હોવા છતાં આશ્ચર્યની વાત તો એ છે કે, આ શિલાલેખ સિવાય ખારવેલ જેવા પરાક્રમી અને સંસ્કારપ્રિય ચક્રવર્તી રાજવી વિશે જાણવાને જૈન કે અજૈન અનુશ્રુતિઓમાંથી કોઈ હકીકત ઉપલબ્ધ થતી નથી પરંતુ સંશોધક-શિરોમણિ શ્રીમાન્ પુણ્યવિજયજી મહારાજને થોડા સમય અગાઉ એક પ્રાચીન પટ્ટાવલી મળી આવી છે, જે પં. શ્રી. કલ્યાણચંદ્ર શ. ગાંધીના અનુવાદ સાથે પ્રગટ કરાવી છે તે આ વિશે સંતોષકારક વિગતો દર્શાવે છે. કલિંગમાં જૈનધર્મના ઈતિહાસ વિશે અગત્યની માહિતી આપવા સાથે સમ્રાટ ખારવેલના પૂર્વજો અને વંશજોનો ક્રમવાર ઈતિહાસ નોંધે છે એ ઈતિહાસથી ખારવેલના શિલાલેખની વિગતોને પણ બરાબર સમર્થન મળી રહે છે. એ પટ્ટાવલીની હકીકતો આપણે પ્રથમ જોઈ લઈએ

---

१. यथा—'अंग-वंग-कलिंगेषु, सौर-मागधिकेष्वपि ।' तथा— 'गत्वैतान् कामतो देशान्, कलिंगांश्च पतेद् द्विजः ॥"

શ્રીહિમવંત આચાર્યે 'સ્થવિરાવલી' નામક એક નાની પ્રાકૃત ભાષામાં રચેલી પટ્ટાવલીની કેટલીક વિગતો આપણા ઐતિહાસિક જ્ઞાનમાં વધારો જ નહિ પણ સુધારો કરે એવી છે.

ચતુર્દશપૂર્વી આર્ય ભદ્રબાહુસ્વામીના સ્વર્ગવાસ સંબંધે આ પટ્ટાવલી નોંધે છે:—

"थेरे णं अज्जभद्दबाहू वि चरमचउदसपुव्विणो सगडालपुत्तं अज्जथूलभद्दं णियपए ठावइत्ता वीराओ णं सयाहियसत्तरिवासेसु वइक्कंतेसु पक्खेणं भत्तेणं अपाणएणं कुमारगिरिम्मि कलिंगे पडिमं ठिओ सग्गं पत्तो ॥"

—અંતિમ ચતુર્દશપૂર્વી સ્થવિર આર્ય શ્રીભદ્રબાહુ પણ શકટાલ મંત્રીના પુત્ર શ્રીસ્થૂલભદ્રને પોતાની પાટે સ્થાપન કરીને શ્રીમહાવીરપ્રભુ પછી ૧૭૦ વર્ષ વ્યતીત થતાં પંદર દિવસનું નિર્જલ અનશન કરીને કલિંગ દેશના કુમારગિરિ નામક પર્વત ઉપર પ્રતિમા (ધ્યાન) ધારી બની સ્વર્ગવાસી થયા.

એ પછી આર્ય સ્થૂલભદ્ર, આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ વિશે વર્ણન છે. એ વર્ણનમાં જણાવ્યું છે કે— આર્ય સુહસ્તિએ કુમાર પર્વત પર આર્ય મહાગિરિની સ્તુતિ કરી હતી.

વળી, હાથીગુફાના લેખમાં '**चेतवसवधनस**' એવા ઉલ્લેખથી કેટલાક વિદ્વાનો ખારવેલને 'ચૈત્રવંશીય' માને છે ત્યારે કેટલાક તેમને 'ચેદીવંશ'ના રાજવી બતાવે છે પરંતુ પ્રસ્તુત પટ્ટાવલીકાર એ વિશે સ્પષ્ટ ખુલાસો આપે છે કે ખારવેલ '**ચૈત્રવંશ્ય**' કે 'ચેદીવંશ્ય' નહોતો પરંતુ 'ચેટવંશ્ય હતો; કેમકે એ વૈશાલીના પ્રસિદ્ધ રાજા ચેટકના પુત્ર કલિંગરાજ શોભનરાયની વંશપરંપરામાં ઊતરી આવ્યો હતો.

વળી, ખારવેલના શિલાલેખની સાથોસાથ ખંડગિરિ અને ઉદયગિરિમાં ઊભેલાં જે સ્થાપત્યો અને શિલ્પો ઈ. સ. પૂર્વે ચોથા અને પાંચમા સૈકાની સામ્યતા ધરાવે છે એટલું જ નહિ, નંદ મહારાજા કલિંગનો વિજય કરીને જે 'કલિંગ-જિનમૂર્તિ' લઈ ગયો હતો અને ખારવેલે મગધનો વિજય કરી જે મૂર્તિ પાછી મેળવી હતી, એ મૂર્તિના ભરાવનાર અને પ્રતિષ્ઠાપક તેમજ ગુફાઓના નિર્માણ સંબંધી પૂર્વ ઇતિહાસ વિશે આ પટ્ટાવલી મહત્ત્વની હકીકતો ઉપર પ્રકાશ પાડે છે. પટ્ટાવલીની નોંધ આ પ્રકારે છે:

મહારાજા બિંબિસારે (શ્રેણિકે) શ્રીપાર્શ્વનાથ ભગવાનના ચરણોથી અને સાધુ-સાધ્વીઓના નિવાસથી પવિત્ર થયેલા તીર્થસ્વરૂપ કલિંગના કુમારગિરિ અને કુમારીગિરિ (આજકાલનો ખંડગિરિ અને ઉદયગિરિ જે વિક્રમની ૧૦-૧૧ મી શતાબ્દી સુધી ક્રમશઃ કુમારગિરિ અને કુમારીગિરિ કહેવાતો હતો) નામના બંને પર્વતો ઉપર ભગવાન ઋષભદેવ તીર્થંકરનો અતિમનોહર પ્રાસાદ બંધાવ્યો હતો, અને તેમાં શ્રીઋષભદેવ પ્રભુની સુવર્ણમયી પ્રતિમા ગણધર શ્રીસુધર્મસ્વામી દ્વારા પ્રતિષ્ઠિત કરાવી હતી. એ સિવાય શ્રેણિકે એ પર્વત ઉપર ચતુર્માસમાં સાધુ-સાધ્વીઓને રહેવા યોગ્ય ગુફાઓ કોરાવી હતી; જેમાં અનેક સાધુ-સાધ્વીઓ જ્ઞાનોપાસના અને તપશ્ચર્યા આદિ ધર્મકૃત્યો કરતા હતા.

શ્રેણિકના પુત્ર કૂણિકે એ બન્ને પર્વતો ઉપર પોતાના નામે પાંચ ગુફાઓ કોરાવી હતી.

ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૬૦ વર્ષ વ્યતીત થતાં આઠમો નંદ રાજા થયો, જે અત્યંત લોભી હતો. તેણે પોતાના વિરોચક નામક મંત્રીની પ્રેરણાથી કલિંગનો નાશ કર્યો અને કુમારી પર્વત ઉપર શ્રેણિકે બંધાવેલા જિનમંદિરનો નાશ કરી ઋષભદેવ ભગવાનની સુવર્ણમયી પ્રતિમા પાટલીપુત્ર લઈ ગયો.

સમ્રાટ અશોકે (વીર નિર્વાણ પછી ૨૪૪ મા વર્ષે સ્વર્ગવાસ) કલિંગ પર જીત મેળવી તેને પોતાને આધીન બનાવ્યું હતું.

એ પછી સમ્રાટ ખારવેલ કલિંગ દેશનો અધિપતિ થયો; જેના શિલાલેખમાં '**चेतवसवधनस**'ના ઉલ્લેખથી વિદ્વાનોએ તેને ચૈત્રવંશીય કે ચેદીવંશી માન્યો છે, જેને આ થેરાવલીકાર સ્પષ્ટ રીતે ચેટવંશ્ય બતાવે છે, કેમકે ખારવેલ વૈશાલીના પ્રસિદ્ધ રાજવી ચેટકના પુત્ર કલિંગરાજ શોભનરાયની પરંપરામાં થયો હતો.

ચેટકના મરણ પછી તેનો પુત્ર શોભનરાય વૈશાલીથી નાસીને પોતાના શ્વસુર કલિંગાધિપતિ સુલોચન પાસે ગયો. સુલોચનને પુત્ર ન હોવાથી તે જમાઈને ગાદી આપી સ્વર્ગસ્થ થયો. શોભનરાયનો રાજ્યાભિષેક કલિંગના કનકપુરમાં

થયો હતો. શોભનરાય પરમ જૈન હતો અને તીર્થસ્વરૂપ કુમાર પર્વત પર યાત્રા કરીને ઉત્કૃષ્ટ શ્રાવક બન્યો હતો.

શોભનરાયની પાંચમી પેઢીએ ચંડરાય નામક રાજા થયો. તે વીરનિર્વાણ સં. ૧૪૯ માં કલિંગની ગાદીએ આવ્યો. એ ચંડરાયના સમયમાં પાટલીપુત્રમાં આઠમો નંદરાજા રાજ્ય કરતો હતો જે અગાઉ જણાવ્યા મુજબ કુમારી પર્વત ઉપર શ્રેણિકે બંધાવેલા જિનમંદિરનો નાશ કરી શ્રીઋષભદેવની સુવર્ણમયી પ્રતિમા લઈ ગયો, જે વિશે શિલાલેખ પણ સમર્થન કરે છે.

એ પછી શોભનરાયની આઠમી પેઢીએ ક્ષેમરાજ વીર નિ. સં. ૨૨૭ માં કલિંગમાં રાજા થયો. વીર નિ. સં. ૨૩૯ માં મગધપતિ અશોકે કલિંગ પર ચડાઈ કરી અને ત્યાંના ક્ષેમરાજ ઉપર પોતાની આણ વર્તાવી. વીર નિ. સં. ૨૭૫ માં ક્ષેમરાજનો પુત્ર વુડ્ઢરાજ કલિંગનો રાજા થયો. એ પરમ જૈન હતો. તેણે કુમારગિરિ અને કુમારીગિરિ ઉપર જૈન શ્રમણો માટે ૧૧ ગુફાઓ કોરાવી.

વીર નિ. સં. ૩૦૦ માં વુડ્ઢરાયનો પુત્ર ભિકખુરાય કલિંગનો શાસક બન્યો. તેનું વાહન મહામેઘ નામક હાથી હોવાથી તે મહામેઘવાહન નામે અને તેની રાજધાની સમુદ્ર કિનારે હોવાથી તે ખારવેલધિપતિ નામે પણ ખ્યાત થયો.

ભિક્ષુરાજ અતિશય પરાક્રમી અને પોતાની હાથી વગેરેની સેનાથી પૃથ્વીનો વિજેતા હતો. તેણે મગધના રાજવી પુષ્યમિત્રને હરાવી પોતાનો આજ્ઞાધીન બનાવ્યો હતો. પહેલાં જે નંદ રાજા શ્રીઋષભદેવની પ્રતિમા પાટલીપુત્ર લઈ ગયો હતો તે તેણે પાછી મેળવી કલિંગમાં લઈ આવ્યો હતો[1] અને કુમારગિરિ ઉપર શ્રેણિકે બંધાવેલા જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરાવી આર્ય સુહસ્તિસૂરિ અને તેમના શિષ્ય આર્ય સુપ્રતિબુદ્ધસૂરિના હાથે એ મૂર્તિની ફરી પ્રતિષ્ઠા કરાવી હતી.

દુષ્કાળના સમયમાં આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિસૂરિ પોતાના અનેક શિષ્યો સાથે શુદ્ધ આહાર ન મળતાં આ કુમારગિરિ તીર્થમાં અનશન કરી સ્વર્ગસ્થ થયા હતા. એ દુષ્કાળમાં જૈનોનું આગમ સાહિત્ય નષ્ટપ્રાય: બની રહ્યું છે એમ સમજીને ભિકખુરાયે જૈન સિદ્ધાંતોનો સંગ્રહ કરવા અને સમ્રાટ સંપ્રતિની માફક જૈનધર્મનો વિસ્તાર કરવા માટે શ્રમણસંઘને તીર્થસ્વરૂપ કુમારી પર્વત પર એકત્રિત કર્યો હતો. તેમાં આર્ય મહાગિરિની પરંપરાના બલિસ્સહ, બોધિલિંગ, દેવાચાર્ય, ધર્મસેનાચાર્ય, નક્ષત્રાચાર્ય આદિ બસો જિનકલ્પી શ્રમણો તેમજ આર્ય સુસ્થિત, આર્ય સુપ્રતિબુદ્ધ, ઉમાસ્વાતિ, શ્યામાચાર્ય આદિ ત્રણસો સ્થવિરકલ્પી શ્રમણો એકઠા થયા હતા. આર્યા પોઈણી આદિ ત્રણસો સાધ્વીઓ પણ આ સંમેલનમાં આવી હતી. ભિકખુરાય, સીવંદ, ચૂર્ણક, સેલક આદિ સાતસો શ્રમણોપાસકો અને ભિકખુરાયની પત્ની પૂર્ણમિત્રા વગેરે સાતસો શ્રાવિકાઓ પણ આ સભામાં ઉપસ્થિત હતી.

ભિકખુરાયે પોતાના પુત્ર, પૌત્રો અને રાણીઓના પરિવાર સાથે સભાને સંબોધીને જણાવ્યું કે—'હવે તમે બધા તીર્થંકરે પ્રરૂપેલા જૈનધર્મની ઉન્નતિ અને તેના વિસ્તાર માટે બધી શક્તિથી ઉદ્યમશીલ બનો.'

આથી ધર્મની ઉન્નતિ માટે શ્રમણો અને શ્રમણીઓ મગધ, મથુરા તેમજ બંગ દેશ તરફ નીકળી પડયાં.

એ પછી ભિકખુરાયે કુમારગિરિ અને કુમારીગિરિ પર્વતો ઉપર જિનપ્રતિમાઓથી શોભતી અનેક ગુફાઓ કોરાવી. જિનકલ્પને અનુસરનારા સાધુઓ કુમારગિરિ પર્વતની ગુફાઓમાં રહેતા હતા અને સ્થવિરકલ્પી સાધુઓ કુમારીપર્વતની ગુફાઓમાં રહેતા હતા.

આ બધી વ્યવસ્થા કર્યા પછી ભિકખુરાયે બલિસ્સહ, ઉમાસ્વાતિ, શ્યામાચાર્ય આદિ સ્થવિરોને જિનાગમોમાં મુકુટ સમાન દૃષ્ટિવાદનો સંગ્રહ કરવાને પ્રાર્થના કરી.

ભિકખુરાયની પ્રેરણાથી પૂર્વોક્ત સ્થવિર આચાર્યોએ બાકીના દૃષ્ટિવાદને શ્રમણ સમુદાય પાસેથી થોડોથોડો મેળવીને ભોજપત્ર, તાડપત્ર અને વલ્કલ પર લિપિબદ્ધ કરાવી, ભિકખુરાયનો મનોરથ પૂર્ણ કર્યો અને આ રીતે તે આર્ય સુધર્મસ્વામીએ રચેલી દ્વાદશાંગીનો સંરક્ષક બન્યો.

---

1. मगधं च राजानं बहु पडिहारेहिता पादे वंदापयति नंदराजनितस अगजिनस... गहरतनपडिहारेहि मगधे वसिठ नवरी ॥—શિલાલેખ પં. ૧૨

એ પ્રસંગે શ્યામાચાર્યે નિર્ગ્રંથ સાધુ–સાધ્વીઓના સુખબોધાર્થે ‘ પન્નાવણાસૂત્ર ’ની રચના કરી. સ્થવિર શ્રીઉમા-સ્વાતિએ એ જ હેતુથી નિર્યુક્તિ સહિત ‘ તત્ત્વાર્થસૂત્ર ’ની રચના કરી અને સ્થવિર આર્ય બલિસ્સહે ‘ વિદ્યાપ્રવાદ ’ પૂર્વમાંથી ‘ અંગવિદ્યા ’ આદિ શાસ્ત્રોની રચના કરી હતી.

આ પ્રકારે જિનશાસનની ઉન્નતિ કરનાર ભિક્ખુરાય અનેકવિધ ધર્મકાર્યો કરીને વીર નિ. સં. ૩૩૦ વીતતાં સ્વર્ગસ્થ થયો.

ભિકખુરાય પછી તેનો પુત્ર વક્રરાય કલિંગનો અધિપતિ થયો. વક્રરાય પણ જૈનધર્મનો અનુયાયી હતો. તે ધર્મા-રાધન કરી સમાધિપૂર્વક વીર નિ. સં. ૩૬૨ વર્ષ પછી સ્વર્ગવાસી થયો.

વક્રરાય પછી તેનો પુત્ર વિદુહરાય કલિંગ દેશનો અધિપતિ થયો. વિદુહરાય પણ એકાગ્રચિત્તે જૈનધર્મનું આરાધન કરી નિર્ગ્રંથ સમૂહથી પ્રશંસિત થયો અને વીર નિ. સં. ૩૯૫ પછી સ્વર્ગવાસી બન્યો.

હવે આપણે શિલાલેખની મહત્ત્વની વિગત ઉપર ધ્યાન આપીએ.

શિલાલેખનો આરંભ અરહંતો અને સિદ્ધોને જૈન પદ્ધતિ અનુસાર નમસ્કારપૂર્વક કરેલો છે. આ મૂળ શિલાલેખ છેવટે આપવામાં આવ્યો છે તેનો પ્રસંગોચિત સારાંશ નીચે મુજબ છે:

૧. શાસનકાળના પ્રથમ વર્ષમાં ખારવેલે ઝંઝાવાતથી નાશ પામેલાં રાજધાનીનાં દ્વારો, પ્રાકારો, તળાવો અને રાજકીય પ્રાસાદોનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

૨. શાસનના પાંચમા વર્ષે તેણે તનસુલિય માર્ગથી પ્રાચીન નહેર રાજધાની સુધી લંબાવી.

૩ શાસનના નવમા વર્ષે ૩૮ લાખ રૌપ્ય મુદ્રાઓના ખર્ચે ‘ મહાવિજય ’ નામક પ્રાસાદ બનાવ્યો. એ જ વર્ષે તેણે ‘ કિમિચ્છક ’ દાન આપી ‘ કલ્પદ્રુમ ’ની પૂજા કરી. ( જૈન શાસ્ત્રો અનુસાર આવી પૂજા ચક્રવર્તી સમ્રાટ જ કરી શકતો. )

૪. શાસનના બારમા વર્ષે મગધનો વિજય કરી નંદરાજા જે મૂર્તિ પાટલીપુત્ર લઈ ગયો હતો તે કલિંગ જિન-પ્રતિમા પાછી મેળવી. ( આ ઉલ્લેખથી સાબિત થાય છે કે, ઈ. સ. પૂર્વે ચોથા સૈકામાં જૈનોમાં મૂર્તિપૂજા પ્રચલિત હતી. )

૫. શાસનના તેરમા વર્ષે રાજ્યના વિસ્તારથી સંતોષ પામીને તેણે પોતાનું ધ્યાન ખાસ કરીને ધર્મ તરફ દોર્યું. શ્રાવકોને ઉચિત એવાં વ્રતો આદર્યાં અને જીવ–અજીવના ભેદવિજ્ઞાનનો અનુભવ કર્યો. શ્રમણોને રહેવા માટે ૧૧૭ ગુફાઓ કુમારી પર્વત ઉપર કરાવી.

૬. પંચોતેર લાખ રૂપિયાનો ખર્ચ કરી પોતાની રાણી માટે શ્રીકુમારી પર્વત પર દૂર દૂરથી પથ્થરો મંગાવી આશ્રયસ્થાન નિર્માણ કર્યું.

૭. મહારાજાના બિરૂદોમાં ક્ષેમરાજ, વૃદ્ધિરાજ, ભિક્ષુરાજ, ધર્મરાજ, રાજર્ષિવંશકુલવિનિર્ગત, મહારાજ આદિ પદોનો વ્યવહાર કરેલો છે.

આ શિલાલેખ અને ઉપર્યુક્ત પટ્ટાવલી ઉપરથી સ્પષ્ટ છે કે ઉદયગિરિ–ખંડગિરિની ગુફાઓ એ જૈનોનું તીર્થસ્થાન હતું. વળી, ખારવેલ જેવા જૈન રાજવીની પ્રજા પણ મોટે ભાગે જૈનધર્મ પાળનારી હોવી જોઈએ; એમ પણ જણાય છે. જૈન સાહિત્યમાં કલિંગ વિશે ખૂબ ઉલ્લેખો મળે છે પરંતુ આજે અહીં કોઈ જૈનની વસ્તી નથી. વસ્તુતઃ જૈન શ્રાવકો પોતાનો ધર્મ ભૂલી જઈ સરાક બનીને રહ્યા છે અને મોટા ભાગની જૈન પ્રજાએ સ્થળાંતર કર્યું હોય એમ જણાય છે.

ઉદયગિરિ અને ખંડગિરિ ઉપરની ૧૦–૧૧ મા સૈકાની કેટલીક ગુફાઓને બાદ કરતાં મોટા ભાગની ગુફાઓ ઈ. સ. ના પહેલા સૈકાથી અર્વાચીન નથી. કેટલીક તો ઈ. સ. પૂર્વે ચોથા–પાંચમા સૈકાની હોવાનું પણ પ્રતીત થાય છે, જેનું પટ્ટાવલીથી સમર્થન મળે છે. મોટા ભાગની ગુફાઓ સાદી છે પણ ઉદયગિરિની રાણીગુફાનું શિલ્પ ઉત્કૃષ્ટ છે.

ખંડગિરિ ઉપર એક સ્થળે ચોવીસે જૈન તીર્થંકરો અને તેમની શાસનદેવીઓની મૂર્તિઓ ઓટીમાં વિદ્યમાન છે. એ જ ટેકરી ઉપર બીજે સ્થળે પણ કેટલીક ગુપ્તેન્દ્રિય પ્રતિમાઓ છે જે ખડકો ઉપર અંદર કોતરી કાઢેલી જોવાય છે.

ઓરિસામાં વસતા સરાક જાતિના લોકો દર વર્ષે માઘ માસની સાતમના દિવસે ઉદયગિરિ અને ખંડગિરિની યાત્રાએ આવે છે અને પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ કરે છે.

બંને પર્વતો ઉપર થઈને કુલ ૩૦ જેટલી જૈન ગુફાઓ વિદ્યમાન છે; જેમાંની મુખ્ય ગુફાઓ જયવિજય ગુફા, રાણીગુફા, ગણેશગુફા, સ્વર્ગપુરી ગુફા, મંચપુરી ગુફા, અનંતગુફા, નવમુનિ ગુફા, વાઘગુફા એવાં સ્થાનિક નામોથી ઓળખાય છે. ભારતની જૈન ગુફાઓમાં આ ગુફાઓ સૌથી પ્રાચીન છે. આ ગુફાઓ પૈકી કેટલીકમાંથી જે શિલાલેખો મળી આવે છે, તે આ પ્રકારે છે:

૧. ઉદયગિરિની હાથીગુફામાં ખારવેલનો આ શિલાલેખ બે કટકે એટલે થોડાક ભાગ ગુફાની છતમાં અને થોડાક ભાગ દીવાલમાં આ પ્રકારે કોતરેલો છે:

"(१) नमो अरहंतानं नमो सवसिधानं वेरेन महाराजेन महामेघवाहनेन चेतराजवसवधनेन प्रसथसुभलखनेन चतुरंतलुठानगुनोपगतेन कलिंगाधिपतिना सिरिखारवेलेन (२) पंदरसवसानि सिरिकुमारसरीरवता कीडिना कुमारकीडका ततो लेखरूपगणनाववहारविधिविसारदेन (३) सवविजावदातेन नववसानि योवरजं पसासितं संपुणचतुविसतिवसो च दानवधमेन सेसयोवनाभिविजयवतिये (३) कलिंगराजवसपुरिसयुगे महाराजाभिसेचनं पापुनाति अभिसितमतो च पधमवसे वातविहतगोपुरपाकारनिवेसनं पटिसंखारयति कलिंगनगरिं खिबीर च सितलतडागपाडियो च बंधापयति सवुयानपति संठापनं च (४) कारयति । पनतीसाहि सतसहसेहि पकातियो रंजयति दुतिये च वसे अचितयिता सातकणि पछिमादिसं हयगजनररधबहुलं दंडं पठापयति कुसंबानं खतियं च सहायवता पतं मसिकनगरं (?) ततिये च पुन वसे (५) गंधववेदबुधो दंपनतगीतवादितसंदसनाहि उसवसमाजकारापनाहि च कीडापयति नगरीं इध चवुथे वसे विजाधराधिवासं अहतं पुवं कलिंगपुवराजनमंसितं..........धुमकूटस.......[पू]जित च निखित छत(६)भिंगारेहि तिरतनस पतयो सवरठिकभोजकेपादेवं दसयति पंचमे च दानि वसे नंदराजतिवससतं ओघाटितं तनसुलीयवाटा पनाडिं नगरं पवेस..........राजसेयसंदंसयतो सवकरावणं (७) अनुगहअनेकानि सतसहसानि विसजति पोरजानपदं सतमं च वसं पसासतो च..........सवोलुकुल........अठमे च वसे (८) घातापयिता राजगहनपं पीडापयति एतिनं च कमपदानपनादेनसंवत सेनवाहनं विपमुंचितु मधुरं अपयातो नवमे च [वसे ?]........पवरको (९) कपरुखो हयगजरधसह यत सवं घरावसथं........यसवागहनं च कारयितुं बमणानं जयि रदिसारं ददाति अरहत........(१०)........[निवा]सं महाविजयपासादं कारयति अठतिससतसहसेहि दसमे च वसे........भारधवसपठान........कारापयति........उथतानं च मनोरधानि उपलभता........(११)........ल पुवराजनिवेसितं पाथुडं गदंभनगले नकासयति जनपदभावनं च तेरस वससताक...दताभरदेहसंघातं बारसमं च व[सं]........हस........हि वितासयंतो उतरापधराजानो (१२)........मगधानं विपुलं भयं जनेतो हथिसगंगायं पाययति मगधं च राजानं बहु पटिसासिता पादे वंदापयति नंदराजनितस अगजिनस........गहरतन पडिहारेहि अंगमगध वसुं नयरि (१३)........विजाधरु लेखिलंबरानि सिहरानि निवेसयति सतवसदानपरिहारेन अभूतमकरियं च हथी नावानपरिहारेन अभूतमकरियं च हथी नावानपरिहारं........आहरापयति इधं सतस (१४)........सिनो वसिकरोति तेरसमे वसे सुपवतविजयिचको कुमारीपवते अरहतोप। [निकाले] याहिकायं निसिदियायं यपजके........काकेरिखिता (१५)........[सु] कतसमणो सुविहितानं च सवदिसानं [यानिनं] तापसा [नं ?]....संहतानं (?) अरहतनिषिदिया समीपे पभार वरकारुसमथ[ध]पतिहि अनेकयोजनाहि........(१६)........पटालके चेतके च वेडुरियगभे थंभे पतिठापयति पनंतरिय सठि वससते राजमुरिय काले वोछिने च चोयठअगसतिकुतरियं उपादयति खेमराजा स वधराजा स भिखुराजा ध[ना]मराजा पसंतो सनतो अनुभवतो [क]लाणानि (१७)........गुणविसेस कुसलो सवपासंडपूजको........ तानसंकारकारको अपतिहतचकिवाहनबलो चकधरो गुतचको पवतचको राजसिवंसकुलविनिगतो महाविजयो राजा खारवेलसिरि ॥"

૨-૩ મંચપુરી ગુફામાં બે શિલાલેખો આ પ્રકારે છે:—

(१) "वेरस महाराजस कलिंगाधिपतिनो महा........वाह....कुदेपसिरिनो लेणम् ॥"

(२) "कुमार वडुखस लेणम् ॥"

૪. સ્વર્ગપુરીની ગુફામાં ખારવેલની રાણીનો શિલાલેખ:—

"(१) अरहत पसादन[म्] कलिंगा[न]म् समणानम् लेणं कारितं राजिनो ल[ा]लाक [स](२) हथिस हंसपपोतस धु-[ ] ना कलिंगा च........ रवेलस। (३) अगमहीसीयाक लेणम्॥"

૫. છોટા ગુફામાંનો શિલાલેખ:—

अगिस (?)........स लेणम्॥

૬. ઉદયગિરિની સર્પગુફામાંનો શિલાલેખ:—

(१) "चूलकमस कोठा जेया च॥"

(२) "कम्मस हलखिण्य च पसादो॥"

૭. વાઘગુફામાંનો શિલાલેખ:—

"नगर अखदंस समूतिणो लेणम्॥"

૮. જંબેશ્વરની ગુફામાંનો શિલાલેખ:—

"महामदास बारियाय नाकियस लेणम्॥"

૯. હરિદાસની ગુફામાંનો શિલાલેખ:—

"चूलकम्मस पसावो कोथा जोय [ा] च॥"

૧૦. ખંડગિરિની તત્ત્વગુફા નં. ૧ માંનો શિલાલેખ:—

"पादमूलिकस कुसुमास लेणम्॥"

૧૧. અનંત ગુફામાંનો શિલાલેખ:—

"दोहदसमणानम् लेणम्॥"

૧૨. નવમુનિ ગુફામાંનો શિલાલેખ:—

"(१) ओं श्रीमद् उद्योतकेशरिदेवस्य प्रवर्धमाने विजयराज्ये संवत १८ (२) श्रीआर्यसंघप्रतिबद्धग्रहकुलविनिर्गतदेशीगण आचार्य श्रीकुलचन्द्र (३) भट्टारकस्य शिष्य शुभचन्द्रस्य॥"

૧૩. લલિતેંદુ અથવા સિંહદ્વાર નામે ઓળખાતી ગુફામાંનો શિલાલેખ:—

"(१) ओं श्रीउद्योतकेशरिविजयराज्य संवत ५ (२) श्रीकुमारपर्वतस्थाने जीर्णवापि जीर्णइशाण (३) उद्योतित तस्मिन् स्थाने चतुर्विंशति तीर्थ[ङ्]करस्थापित—प्रतिष्ठा[का]ले ह[रि]ओप जसनन्दिक (५) क्ना(?) ति (?) द्या (?) श्रीपार्श्वनाथस्य कर्मक्षयः॥"



| નંબર | ગામનું નામ. | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧૧૨ | દાહોદ | કાલીવાડા ગેટ પાસે | દાહોદ ૧ મા. દૂર | દાહોદ | ઘર | પાર્શ્વનાથજી | પાષાણ-ધાતુ ૫—૧૬ |
| ૩૧૧૩ | લીમડી | હોલી ચકલા | ,, ૧૪ મા. દૂર | લીમડી | શિખરબંધ | આદિનાથજી | ૨— ૪ |
| ૩૧૧૪ | ઝાલોદ | દલાજીવાળા બજારમાં | ,, ૨૧ મા. દૂર | ઝાલોદ | ઘુમટબંધ | ,, | ૪— ૨ |
| ૩૧૧૫ | અલીરાજપુર | બજારમાં | ,, ૪૫ મા. દૂર | અલીરાજપુર | શિખરબંધ | ,, | ૩૫— ૩ |
| ૩૧૧૬ | ,, | ,, | ,, | ,, | ઘર | મલ્લિનાથજી | ૩— |
| ૩૧૧૭ | લખમણી તીર્થ | જંગલમાં | ,, ૫૦ મા. દૂર | ,, | શિખરબંધ | પદ્મપ્રભુજી | ૧૦— ૨ |
| ૩૧૧૮ | નાનપુર | બજારમાં | ,, ૫૫ મા. દૂર | ,, | ,, | પાર્શ્વનાથજી | ૧૧— ૧ |
| ૩૧૧૯ | ખટાલી | ,, | ,, ૪૫ મા. દૂર | ,, | ,, | નેમિનાથજી | ૪— ૬ |
| ૩૧૨૦ | રંભાપુર | ,, | મેઘનગર ૩ મા. દૂર | રંભાપુર | ,, | કુંથુનાથજી | ૩— ૧ |
| ૩૧૨૧ | રંગપુર | જંગલમાં | ,, ૧૧ મા. દૂર | ઝાબુઆ | ,, | આદિનાથજી | ૬— ૨ |
| ૩૧૨૨ | ઝાબુઆ | બજારમાં | ,, | ,, | ,, | ,, | ૬૭—૪૩ |
| ૩૧૨૩ | રાણાપુર | ,, | ,, ૨૨ મા. દૂર | રાણાપુર | ,, | સુવિધિનાથજી | ૬— ૨ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | ઇમારતની સ્થિતિ | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૯૦૮ લગભગ | શેઠ ગીરધરલાલ હેમચંદ | ૧૫૪૫ | સારો | ૧૦૦ | ૧ | | બીજો માળ છે. |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | શેઠ વાલચંદ મોતીજી | | ,, | ૬૦૦ | | | |
| શ્રીસંઘ ૧૯૨૫ લગભગ | શેઠ વરધીચંદ ચુનીલાલ | | સાધારણ | ૫૦ | ૧ | | આ દેરાસરનો આગળનો ભાગ જીર્ણ છે. |
| શ્રીસંઘ ૧૮૭૫ લગભગ | શેઠ મયાચંદ તેજાજી | ૧૯૧૧ | સારી | ૧૦૦ | ૧ | ૧ | એક લાયબ્રેરી છે. |
| બાઇ હીરાબાઇ ૧૯૫૨ | ,, | ૧૯૫૨ | ,, | | | | |
| શ્રીસંઘ પ્ર. ૧૯૯૪ | શેઠ પનાલાલ લાલચંદ | ૧૯૦૩ | ,, | નથી | ૧ | ૧ | એક પ્રાચીન તીર્થ છે ખાસ. દર્શનીય છે. મૂળનાયકજીની |
| | | | | | | | મૂર્તિ પ્રાચીન છે–પ્લાસ્ટરની જરૂર છે. |
| કુકસી શ્રીસંઘ ૧૯૩૩ | સૌભાગ્યચંદજી હીરાચંદજી | ૧૯૩૩ | સાધારણ | ૫ | ૧ | ૧ | |
| શ્રીસંઘ ૧૯૩૦ લગભગ | પનાલાલજી રૂપચંદજી ચોધરી | ૧૯૫૦ | ,, | ૧૬ | | ૧ | આ દેરાસરનો શિખરનો ભાગ તુટેલો છે જેથી ગભા- |
| | | | | | | | રામાં પાણી પડે છે. |
| શેઠ ઉદાજી ગુલાબચંદજી ૧૯૪૦ | ભંડારી કસ્તુરચંદજી ભુરાજી | ૧૯૪૦ | ,, | ૭૫ | ૧ | | આ દેરાસરનો શિખરનો ભાગ જીર્ણ છે. નીરાડો પડેલ |
| | | | | | | | છે. પાણી પડે છે. |
| શ્રીસંઘ ૧૯૬૦ લગભગ | ગુલાબચંદ માણેકચંદ ઝાબુઆવાળા | ૧૯૫૨ | ખરાબ | નથી | | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૮૬૫ | ,, | ૧૮૬૫ | સાધારણ | ૨૫૦ | ૨ | ૧ | ધાતુ પ્રતિમાઓ પ્રાચીન છે. ભવ્ય દેરાસર છે. |
| શેઠ મગનીરામ રખબાજી ૧૯૮૦ લગભગ | શેઠ સાગરમલજી ચંપાલાલજી | ૧૯૬૧ | સારી | ૧૦૦ | ૧ | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | પાષાણ-ધાતુ |
| ૩૧૨૪ | રાણાપુર | બજારમાં | દાહોદ ૨૨ મા. દૂર | રાણાપુર | ઘર | આદિનાથજી | ૩— ૨ |
| ૩૧૨૫ | પારા | ,, | ,, | પારા | શિખરબંધ | ,, | ૩— ૧ |
| ૩૧૨૬ | ઓરી | ,, | ,, ૩૩ મા. દૂર | ,, | ,, | પાર્શ્વનાથજી | ૩— ૧ |
| ૩૧૨૭ | થાંદલા | ગોવિંદપુરા | ઉદેગઢ ૪ મા. દૂર | થાંદલા | ,, | આદિનાથજી | ૭— ૨ |
| ૩૧૨૮ | ,, | નયાપુરા | ,, | ,, | ,, | ,, | ૬— ૬ |
| ૩૧૨૯ | ,, | ગવલી બજાર | ,, | ,, | ઘર | મુનિસુવ્રતસ્વામી | ૨— ૪ |
| ૩૧૩૦ | કુશલગઢ | બજારમાં | ,, ૨૧ મા. દૂર | કુશલગઢ | શિખરબંધ | આદિનાથજી | ૩— ૫ |
| ૩૧૩૧ | રતલામ | કસ્ટમ ઓફીસની સામે ગુજરાતી મંદિર | રતલામ ૧।। મા. દૂર | રતલામ | ,, | અજીતનાથજી | ૨૧—૧૨ |
| ૩૧૩૨ | ,, | શેઠજીકા બજાર યતિ ખુબ-ચંદજીનું મંદિર | ,, | ,, | ઘર | ચંદ્રપ્રભુજી | ૧— ૨ |
| ૩૧૩૩ | ,, | મહેતાજીનો વાસ કબીર સાહેબનું મંદિર | ,, | ,, | શિખરબંધ | સુમતિનાથજી | ૧૫— ૬ |
| ૩૧૩૪ | ,, | થાવરીયા બજાર બાબા-સાહેબનું મંદિર | ,, | ,, | ,, | આદિનાથજી | ૮૮— ૯ |
| ૩૧૩૫ | ,, | થાવરીયા બજાર પુજ અમીરચંદજીનું મંદિર | ,, | ,, | ઘર | ચંદ્રપ્રભુજી | ૯— ૧ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૮૦૦ લગભગ | પન્નાલાલજી ઝવેરચંદજી | ૧૮૧૬ | સાધારણ | | | | |
| ,, | શેઠ મેઘાજી ઝવેરચંદ | | સારી | ૨૦૦ | ૧ | ૧ | |
| શ્રીસંઘ ૧૯૬૦ | શ્રી જૈન શ્વે. સંઘની પેઢી ગીસરામલજી શીવચંદજી | | ,, | ૪ | ૧ | ૧ | |
| શેઠ તારાચંદજી મૂળચંદજી છાજેડ ૧૮૧૫ લગભગ | અભુતમલ ઘાસીરામ પીયા | ૧૮૧૫ | ,, | ૪૦ | ૧ | | એક લાયબ્રેરી છે. |
| શ્રીસંઘ ૧૮૭૧ લગભગ | ,, | ૧૮૭૧ | ,, | | | | |
| શ્રીસંઘ ૧૩૦૮ | મગનલાલજી ચોરડીયા | ૧૩૦૮ | સાધારણ | નથી | | | આ દેરાસર શ્રી શાંતિનાથજી ભગવાનના દેરાસરના નામે ઓળખાય છે. |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | શેઠ મોતીલાલજી ખેમચંદજી કાવડીયા | ૧૮૫૨ | ,, | ૨૦૦ | | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | તેજરાજજી છોગાલાલજી ગાંધી | | સારી | ૧૨૦૦ | ૪ | ૧ | બે પુસ્તક ભંડારો છે. |
| શેઠ જોરાવરમલજી વર્ધમાનજી ૧૯૬૦ લગભગ | ચોથમલજી જોરાવરમલજી | ૧૯૦૧ | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૪૦ લગભગ | હીરાલાલ તેજકરણજી ગાંધી | ૧૭૦૮ | ,, | | | | વિજયાનંદ સૂરીશ્વરજી, ગૌતમસ્વામી તથા વીરવિજયજીની આરસની મૂર્તિ છે |
| યતિ બાબા સાહેબ ૧૮૭૫ લગભગ | રતલામ રાજ્ય તરફથી દીવાન બહાદુર શેઠ કેસરીસીંગજી કોટાવાળા | ૧૮૬૬ | ,, | | | | એક ગુરુમૂર્તિ છે. |
| યતિ અમીરચંદજી લગભગ ૧૮૫૦ | મહાત્મા કનૈયાલાલ કસ્તુરચંદ | | સાધારણ | | | | એક ગૌતમસ્વામીની ધાતુની મૂર્તિ છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફીસ. | બાંધણી | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૩૧૩૬ | રતલામ | થાવરીયા બજાર ગુમલીયાનું દેરાસર | રતલામ ૧॥ મા. દૂર | રતલામ | શિખરબંધ | પાર્શ્વનાથજી | પાષાણ—ધાતુ ૯— ૨ |
| ૩૧૩૭ | ,, | ઘાટી પર લાલચંદજીનું મંદિર | ,, | ,, | ,, | આદિનાથજી | ૧૩—૧૫ |
| ૩૧૩૮ | ,, | ઘાટી પર થાવરીયા બજાર | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૬૪—૧૦૭ |
| | | | | | | | |
| ૩૧૩૯ | ,, | ચૌમુખી પુલ મોતિલાલજીનું મંદિર | ,, ૨ મા. દૂર | ,, | ,, | મલ્લિનાથજી | ૨૨—૩૮ |
| ૩૧૪૦ | ,, | હનુમાન કુંડીની પાછળ | ,, | ,, | ઘર | આદિનાથજી | ૫— ૨ |
| | | | | | | | |
| ૩૧૪૧ | ,, | ત્રીપોલીયા ગેઈટ તંબાકુ બજાર | ,, | ,, | શિખરબંધ | ચંદ્રપ્રભુજી | ૪— ૩ |
| ૩૧૪૨ | ,, | ,, કોટવાલાની પેઢી | ,, | ,, | ઘર | આદિનાથજી | ૨— ૨ |
| ૩૧૪૩ | કરમદી | ગામ બહાર | ,, ૪ મા. દૂર | ,, | શિખરબંધ | ,, | ૪— ૦ |
| | | | | | | | |
| ૩૧૪૪ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧૮— ૯ |
| | | | | | | | |
| ૩૧૪૫ | બીબડોદ | ,, | રતલામ ૬ મા. દૂર | ,, | ,, | કેસરીયાનાથજી | ૩૮— ૩ |
| | | | | | | | |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપા-શ્રય | ધર્મ-શાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૮૯૨ | ધુળચંદજી જેરાજજી ગુગળીયા | ૧૯૬૫ | સાધારણ | | | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૮૫૦ લગભગ | કેસરીમલજી ચંપાલાલજી પાવેચા | ૧૯૦૧ | " | | | | આ દેરાસરનો ઘણોખરો ભાગ જીર્ણ છે |
| શ્રીસંઘ ૧૬૦૦ લગભગ | રતલામ રાજ્ય તરફથી દીવાન બહાદુર શેઠ કેસરી- | ૧૮૭૧ | સારી | | | | સં. ૧૯૧૫ની સાલની એક ધાતુ મૂર્તિ પ્રાચીન છે. |
| | સીંગજી કોટાવાળા | | | | | | |
| શ્રીસંઘ ૧૮૬૩ | " | ૧૬૫૨ | " | | | | |
| શ્રીસંઘ ૧૮૭૫ | " | | " | | | | આ દેરાસર કરમચંદજી યતિના દેરાસરના નામથી |
| | | | | | | | ઓળખાય છે. |
| દીવાન બહાદુર શેઠ કેસરીસીંગજી ૧૯૫૦ | " | | " | | | | એક સુખડની ગુરુમૂર્તિ છે. |
| " ૧૮૪૨ | " | ૧૫૦૯ | " | | | | એક પાનાની મૂર્તિ છે. ત્રીજે માળ છે. |
| શેઠ હરખાજી રીખવદાસ ૧૯૨૦ લગભગ | ચાંદમલજી મુનોત | ૧૯૪૪ | " | નથી | | ૧ | રતલામ શહેરની આસપાસની પંચતીર્થીમાંનુ એક તીર્થ છે. |
| | | | | | | | દર વર્ષે ચૈત્ર સુદ ૧૫નો મેળો ભરાય છે. |
| રતલામ શ્રીસંઘ ૧૮૯૯ | રતલામ શ્રીસંઘ | ૧૮૯૯ | સારી | | | | આ દેરાસરની બાજુમાં શત્રુંજયની રચના કરવામાં |
| | | | | | | | આવી છે. |
| શ્રીસંઘ ૧૩૦૦ લગભગ | મગનીરામ ભભુતસીંગજી કોટાવાળા | | " | નથી | | ૧ | આ એક તીર્થ છે. દર વર્ષે પોષ વદ અમાસનો મેળો |
| | | | | | | | ભરાય છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાઓની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧૪૬ | સગોદીયા | ગામની બહાર | રતલામ ૪ મા. દૂર | રતલામ | શિખરબંધ | આદિનાથજી | પાષાણ—ધાતુ ૭— ૩ |
| ૩૧૪૭ | નામલી | બજારમાં | નામલી ૦॥ મા. દૂર | નામલી | ,, | મહાવીરસ્વામી | ૨— ૪ |
| | | | | | | | |
| ૩૧૪૮ | સેમલીયાતીર્થ | ,, | ,, ૨ મા. દૂર | સેમલીયા | ,, | શાંતિનાથજી | ૫— ૫ |
| ૩૧૪૯ | બડોદા | ,, | ,, ૪ મા. દૂર | નામલી | ઘર | આદિનાથજી | ૨— |
| ૩૧૫૦ | ઉતનારા | ,, મોતીલાલજીનું જૂનું મંદિર | ,, ૬ મા. દૂર | ઢોદર | ઘૂમટબંધ | ચંદ્રપ્રભુજી | ૨— |
| ૩૧૫૧ | પલદુણા | બજારમાં | ,, ૩ મા. દૂર | નામલી | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૩— |
| ૩૧૫૨ | પંચેડ | ,, | ,, ૩ મા. દૂર | પંચેડ | ,, | સુમતિનાથ | ૩— ૩ |
| ૩૧૫૩ | પરસોદા | ,, | રતલામ ૫ મા. દૂર | રતલામ | ઘર | સુવિધિનાથજી | ૧— |
| ૩૧૫૪ | શીખેડી | ,, | નામલી ૪ મા. દૂર | નામલી | ,, | આદિનાથજી | ૩— |
| ૩૧૫૫ | પાલીઆ (હસન) | ,, | વડાયલા ૨ મા. દૂર | જાવરા | ,, | શાંતિનાથજી | ૧— |
| ૩૧૫૬ | સેલાણા | ,, | રતલામ ૧૦ મા. દૂર | સેલાણા | શિખરબંધ | મુનિસુવ્રત સ્વામી | ૫— ૯ |
| ૩૧૫૭ | ,, | ,, | ,, | ,, | ,, | આદિનાથજી | ૭— ૬ |
| ૩૧૫૮ | ધામણોદ | ,, | ,, ૬ મા. દૂર | ધામણોદ | ઘર | સુપાર્શ્વનાથજી | ૫— ૧ |
| ૩૧૫૯ | જાવરા | શુક્રવારીયા બજાર | જાવરા ૧ મા. દૂર | જાવરા | શિખરબંધ | આદિનાથજી | ૫— ૭ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| સેવક તારાચંદ ખેમરાજ ૧૯૦૬ | રૂપચંદ રીખવદાસ રતલામવાળા | ૧૯૦૬ | સારો | નથી | | ૧ | આ એક તીર્થ છે. બીબડોદ જતાં રસ્તામાં આવે છે. |
| શ્રીસંઘ ૧૮૦૦ લગભગ | સાગરમલજી લખમીચંદજી | ૧૯૨૭ | ,, | ૧૨ | | | મૂળ ગભારામાં એક શ્યામ પત્થરની આરસના મૂર્તિ |
| | | | | | | | પ્રાચીન છે. |
| શ્રીસંઘ ૧૫૩૩ | ભૈરવલાલજી ચાંદમલજી કાવડીયા | | ,, | ૬૦ | ૧ | ૧ | એક પુસ્તક ભંડાર છે. |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | કેસરીમલ હીરાચંદ | | ખરાબ | ૬ | | | જીર્ણ દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૯૯૯ | નાથાલાલ પનાલાલ | | સારી | ૩૦ | | | |
| પ્રેમાજી ભાગીરથજી લગભગ ૧૯૫૦ | કેસરીમલજી કસ્તુરમલજી ગાદીયા | ૧૯૬૪ | ,, | ૩૦ | ૧ | | રતલામની આસપાસની પંચ તીર્થીમાંનું એક ધામ છે. |
| શ્રીસંઘ ૧૮૫૦ લગભગ | કોઠારી લાલસીંગજી પનાલાલજી | ૧૮૭૧ | ,, | ૬૦ | | | |
| શ્રીસંઘ ૧૮૦૦ | જીવરાજજી ધાસીજી | | સાધારણ | ૧૦ | | | |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | સેવારામ મયાચંદજી | | ,, | ૩ | | | |
| શ્રીસંઘ ૧૮૭૫ લગભગ | પ્યારચંદ લખમીચંદજી | | ,, | ૧૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૮૭૧ | કોઠારી મોતીલાલજી ભાગીરથજી | ૧૮૭૧ | સારી | ૧૫૦ | ૧ | | એક લાયબ્રેરી છે. |
| શ્રીસંઘ ૧૮૫૦ લગભગ | રાજ્ય તરફથી તહેસીલદાર | ૧૯૦૯ | ,, | | | | આ દેરાસર યતિજીના દેરાસરના નામે ઓળખાય છે. |
| ,, | કેસરીમલજી હસ્તીમલજી | ૧૯૪૪ | ,, | ૫૦ | ૧ | | ૧ શ્યામ મૂર્તિ પ્રાચીન છે. |
| સતાવીસ ઘરવાળાઓનું ૧૯૦૧ | દીવાન બહાદુર શેઠ કેસરીસીંગજી કોટાવાલા | ૧૯૦૧ | ,, | | | | પ્રાચીન દેરાસર છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧૬૦ | જાવરા | પીપળી બજાર | જાવરા ૧ મા. દૂર | જાવરા | શિખરબંધ | આદિનાથજી | પાષાણ—ધાતુ ૪૨—૨૯ |
| ૩૧૬૧ | ,, | પુરામાં સરકારી મહેલાત પાસે | ,, | ,, | ઘર | પાર્શ્વનાથજી | ૫— ૨ |
| ૩૧૬૨ | ,, | ઝવેરીપેઠ | ,, | ,, | ,, | ,, | ૪— ૨ |
| ૩૧૬૩ | પીપલોદા | બજારમાં | ,, ૧૧ મા. દૂર | પીપલોદા | શિખરબંધ | આદિનાથજી | ૭— ૮ |
| ૩૧૬૪ | કમલાખેડા | ,, | ,, ૧૨ મા. દૂર | ,, | ઘર | ચંદ્રપ્રભુજી | ૨— |
| ૩૧૬૫ | પુન્યાખેડી | ,, | ,, ૧૮ મા. દૂર | ,, | ઘુમટબંધ | આદિનાથજી | ૪— ૧ |
| ૩૧૬૬ | નીનોર | ,, | ,, ૧૫ મા. દૂર | નીનોર | ઘર | ,, | ૨— ૧ |
| ૩૧૬૭ | સાલમગઢ | ,, | ,, ૨૨ મા. દૂર | ,, | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૬— ૧ |
| ૩૧૬૮ | જુની રાયપુર | ગામની ભાગોળે | ,, | ,, | ઘુમટબંધ | આદિનાથજી | ૪— ૨ |
| ૩૧૬૯ | સાખતલી | બજારમાં | ,, ૧૮ મા. દૂર | ,, | ઘર | ચંદ્રપ્રભુજી | ૩— ૧ |
| ૩૧૭૦ | સુખેડા | ,, | ,, ૧૦ મા. દૂર | સુખેડા | શિખરબંધ | ,, | ૫— ૯ |
| ૩૧૭૧ | ઉપરવાડા | ,, | ,, ૮ મા. દૂર | જાવરા | ઘર | આદિનાથજી | ૨— |
| ૩૧૭૨ | બોરખેડા | ,, | ,, ૭ મા. દૂર | ,, | ,, | સુમતિનાથજી | ૩ — ૨ |
| ૩૧૭૩ | રોજાણા | ,, | ,, ૨ મા. દૂર | ,, | શિખરબંધ | આદિનાથજી | ૩— ૩ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપા-શ્રય | ધર્મ-શાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| જગડુજી અમીચંદ અને શ્રીસંઘ ૧૯૫૦ લગભગ | દીવાન બહાદુર શેઠ કેસરીસીંગજી કોટાવાલા | ૧૯૫૫ | સારી | ૫૦૦ | ૩ | ૧ | એક લાયબ્રેરી છે. ગજેન્દ્રસૂરી અને કુશલસૂરીની ગુરુમૂર્તિ છે. કાચનું કામ સુંદર છે. |
| ગુલાબચંદજી ધારીવાલ ૧૮૪૪ | ,, | ૧૮૪૪ | ,, | | | | |
| મોતીલાલજી વસંતરામજી ૧૯૮૫ | મોતીલાલજી વસંતરામજી | | ,, | | | | |
| મોતીચંદજી લુણીયા સં. ૧૯૨૩ | કનૈયાલાલજી | ૧૯૨૩ | ,, | ૧૦૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૮૫ | ભવાનસીંગજી પન્નાલાલજી | ૧૯૨૩ | સાધારણ | ૫ | ૧ | | |
| પ્રેમચંદજી સવચંદજી લગભગ ૧૯૦૦ | ચાંદમલજી પ્રેમચંદજી | ૧૯૪૬ | સારી | ૨૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૭૦૦ લગભગ | નેમચંદજી કેદરજી મુણોત | ૧૮૯૦ | ,, | ૩૫ | | | એક પુસ્તક ભંડાર છે. |
| ગાંધી ઝવેરચંદ ૧૮૯૦ | ધુલજી અભેચંદજી પટવારી | | ,, | ૧૨૫ | | | |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | ધુલચંદજી કોઠારી | ૧૮૮૩ | સાધારણ | ૫ | | | |
| શ્રીસંઘ ૧૮૭૫ લગભગ | રેવાચંદ દુલીચંદ | | ,, | ૨૦ | | | |
| શ્રીસંઘ ૧૯૫૦ લગભગ | કનૈયાલાલ હજારીમલજી | ૧૫૪૫ | સારી | ૨૫૦ | ૧ | | ૧ પુસ્તક ભંડાર છે. |
| શ્રીસંઘ ૧૮૨૫ લગભગ | કેશરીમલ ટેકાજી | | સાધારણ | ૪૦ | | | |
| શ્રીસંઘ ૧૮૫૦ લગભગ | ભેરૂલાલજી | ૧૯૯૪ | સારી | ૫૦ | | | |
| શ્રીસંઘ ૧૯૭૦ | દેવચંદજી હેમરાજજી | | ,, | ૪૦ | ૧ | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧૭૪ | સરસી | બજારમાં | બડાયલા ૨ મા. દૂર | જાવરા | શિખરબંધ | ચંદ્રપ્રભુજી | પાષાણ—ધાતુ ૪— ૪ |
| ૩૧૭૫ | કેરવાસા | ,, | ,, | ,, | ઘર | આદિનાથજી | ૧— |
| ૩૧૭૬ | ખડાવદા | ,, | ખાચરોદ ૮ મા. દૂર | ખડાવદા | શિખરબંધ | ,, | ૪— ૯ |
| ૩૧૭૭ | લસુડિયા | ,, | જાવરા ૬ મા. દૂર | જાવરા | ઘુમટબંધ | ,, | ૩— ૪ |
| ૩૧૭૮ | બરડીઆ (લાલજી) | ,, | ,, ૧૦ મા. દૂર | ,, | શિખરબંધ | અજીતનાથજી | ૨— ૧ |
| ૩૧૭૯ | મામતખેડા | સોનારગલી | ,, ૪ મા. દૂર | ,, | ઘર | ચંદ્રપ્રભુજી | ૩— ૨ |
| ૩૧૮૦ | ઢોઢર | બજારમાં | ઢોઢર ૦॥ મા. દૂર | ઢોઢર | ,, | ,, | ૨— ૨ |
| ૩૧૮૧ | ચીકલાણા | ,, | ,, ૨ મા. દૂર | ,, | ,, | આદિનાથજી | ૩— ૧ |
| ૩૧૮૨ | કાલુખેડા | ,, | ,, ૪ મા. દૂર | કાલુખેડા | શિખરબંધ | ,, | ૩— ૩ |
| ૩૧૮૩ | રીઆમણ | ગામની ભાગોળે | ,, ૭ મા. દૂર | સુખેડા | ઘર | શાંતિનાથજી | — ૧ |
| ૩૧૮૪ | રીંગણોદ | બજારમાં | ,, ૬ મા. દૂર | રીંગણોદ | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૫— ૭ |
| ૩૧૮૫ | ,, | ગામની બહાર | ,, | ,, | શિખરબંધ | નેમિનાથજી | ૬— ૧ |
| ૨૧૮૬ | છોટીગુણદી (શંકર) | બજારમાં | ,, ૮ મા. દૂર | ,, | ઘુમટબંધ | શાંતિનાથજી | ૩— |
| ૩૧૮૭ | કચનારા | ,, | કચનારા ૧ મા. દૂર | નગરી | ઘર | આદિનાથજી | ૨— ૧ |
| ૩૧૮૮ | મંદસોર | બોજકોની ગલી | મંદસોર ૧૦ મા. દૂર | મંદસોર | શિખરબંધ | ,, | ૧૩— ૭ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૯૩૯ | સોભાગમલજી રામલાલજી | | સારો | ૬૦ | ૧ | | ૧ પુસ્તક ભંડાર છે, |
| શ્રીસંઘ ૧૮૭૫ લગભગ | ભેરુલાલજી જડાવચંદ | | સાધારણ | ૮ | | | |
| શેઠ તોડાજી હેમરાજજી ૧૯૦૦ લગભગ | નંદરામજી દોલતરામજી | ૧૭૬૭ | સારી | ૭૫ | ૧ | | એક ધાતુની નાની ગુરુમૂર્તિ છે. |
| જસરાજજી રખબાજી ૧૯૩૬ | સૌભાગ્યમલજી | ૧૯૩૬ | ,, | ૫ | ૧ | | એક પુસ્તકભંડાર છે. |
| શ્રીસંઘ ૧૮૭૫ લગભગ | કાલુરામજી દેવીચંદજી | ૧૯૬૮ | ,, | ૨૦ | ૧ | | ,, |
| શ્રીસંઘ ૧૯૨૫ લગભગ | જડાવચંદજી માંગુલાલજી | | સાધારણ | ૨૫ | | | |
| ,, | ચાંદમલજી સૌભાગ્યમલજી | ૧૮૯૨ | ,, | ૧૦ | | | |
| ,, | ઠાકોરસાહેબ રૂઘનાથસીંગજી | ૧૯૦૨ | ,, | ૫ | | | સં. ૧૩૨૭ ની ધાતુમૂર્તિ પ્રાચીન છે. |
| શ્રીસંઘ ૧૯૬૬ | મોદી કેસરીમલજી મયાચંદજી | ૧૯૩૬ | સારી | ૩૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૯૯ | જીતમલજી રામરતન ચૌધરી | | સાધારણ | ૬૦ | | | એક પુસ્તકભંડાર છે. |
| શ્રીસંઘ ૧૯૨૬ ? | શિવચંદજી યતિ | | ,, | ૧૨૫ | | ૨ | પ્રાચીન દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૯૭૨ | ઠાકોર સાહેબ રણજીતસિંહજી | | સારી | | | | |
| નંદરામજી ધમીરચંદજી ૧૯૪૦ લગભગ | રતનલાલ નંદરામ | | સાધારણ | ૨૦ | ૧ | | |
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | શ્રીસંઘ | ૧૯૪૮ | સારી | ૨૦ | ૧ | | એક લાયબ્રેરી છે. |
| શ્રીસંઘ ૧૯૩૭ | કુન્દનજી ફૂલચંદજી | ૧૯૩૭ | ,, | ૭૦૦ | ૨ ૪ | ૨+૨ | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન | પોસ્ટ ઓફિસ | બાંધણી | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧૮૯ | મંદસોર | ભોજકોની ગલી | મંદસોર ૧૦ મા. દૂર | મંદસોર | શિખરબંધ | પાર્શ્વનાથજી | પાષાણુ—ધાતુ ૧૧— ૮ |
| ૩૧૯૦ | ,, | કંસારાગલી ઘડિયાળી દરવાજા | ,, | ,, | ,, | આદિનાથજી | ૮—૧૧ |
| ૩૧૯૧ | ,, | ખલચીપુરા બજારમાં | ,, ૨ મા. દૂર | ,, | ઘુમટબંધ | પાર્શ્વનાથજી | ૫— ૩ |
| ૩૧૯૨ | ,, | સદરબજાર ખાનપુર | ,, ૧॥ મા. દૂર | ,, | ,, | ,, | ૮— |
| ૩૧૯૩ | ,, | ઝંકુપુરા ધનકુટાગલી | ,, ૧ મા. દૂર | ,, | ઘર | ,, | ૩ — ૪ |
| | | | | | | | |
| ૩૧૯૪ | ,, | ગણુપતિ ચોક | ,, | ,, | શિખરબંધ | અજીતનાથજી | ૧૧—૧૦ |
| ૩૧૯૫ | ,, | નયાપુરા બજારમાં | ,, ૦॥ મા. દૂર | ,, | ,, | આદિનાથજી | ૯—૧૨ |
| ૩૧૯૬ | દેવાસ (સીનિયર) | બડાબજારમાં | ઈંદોર ૨૨ મા. દૂર | દેવાસ (સીનિયર) | ઘુમટબંધ | સંખેશ્વર પાર્શ્વનાથજી | ૨૪—૧૨ |
| ૩૧૯૭ | દેવાસ (જુનિયર) | આનંદપુરા | ,, | ,, (જુનિયર) | ઘર | ચંદ્રપ્રભુજી | ૨— ૨ |
| ૩૧૯૮ | શીઆ | શીઆના પરામાં | મક્ષી ૧૬ મા. દૂર | દેવાસ | ,, | પાર્શ્વનાથજી | ૪— ૨ |
| ૩૧૯૯ | સાંવેર | આમરોડ પર કાંકરજગડાની પાસે | ઉજ્જૈન ૧૫ મા. દૂર | સાંવેર | શિખરબંધ | આદિનાથજી | ૪—૧૧ |
| ૩૨૦૦ | મક્ષિજી | હાટબજાર | મક્ષી ૧ મા. દૂર | મકસી | ,, | મક્ષી પાર્શ્વનાથજી | ૪૯— ૪ |
| ૩૨૦૧ | છોટીટાંક | બજારમાં | ,, ૧૨ મા. દૂર | છોટીટાંક | ધાબાબંધ | પાર્શ્વનાથજી | ૨— ૪ |
| ૩૨૦૨ | તરાના | ખેરાવ બજાર | સુમલાખેડા ૬ મા. દૂર | તરાના | ઘુમટબંધ | ,, | ૩— ૬ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૬૦૦ લગભગ | ચોથમલજી નહાર | સં. ના. ૧૮૭૨ | સાધારણ | | | | એક આચાર્ય નીતિસૂરીશ્વરજીની ગુરુમૂર્તિ છે. |
| પોરવાલ શ્રીસંઘ ૧૯૬૦ | ખેમરાજજી હીરાલાલ | | સારી | | | | |
| શ્રીસંઘ ૧૯૧૮ | કસ્તુરચંદજી ભગવાનદાસજી | ૧૯૧૮ | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૦૬ | ગુમાનજી નાનાલાલજી | ૧૯૦૬ | ,, | | | | એક રાજેન્દ્રસૂરીની ગુરુમૂર્તિ છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | નંદરામ હીંગડ | | ,, | | | | આ દેરાસર પદ્માવતીના દેરાસરના નામથી ઓળખાય |
| | | | | | | | છે. પદ્માવતીની પ્રાચીન પ્રતિમા છે. |
| શ્રીસંઘ ૧૮૫૦ લગભગ | મોતીલાલજી કેસરીમલજી | ૧૮૯૪ | ,, | | | | |
| શ્રીસંઘ ૧૮૯૩ | મોતીલાલજી ચંપાલાલજી ચૌધરી | ,, | ,, | | | | |
| શ્રીસંઘ ૧૬૮૩ | છોગાલાલ ચિરંજીલાલ | ૧૬૮૪ | ,, | ૨૦૦ | ૧ | ૧ | |
| નંદરામ પન્નાલાલ ૧૯૮૮ | હીરાલાલ નાગજીરામ | | ,, | | | | બીજે માળ છે. |
| શ્રીસંઘ ૧૬૦૦ લગભગ | ગુલાબચંદજી નથમલજી | | ,, | ૨૫ | | ૨ | |
| શ્રીસંઘ ૧૭૫૦ લગભગ | ગોપીરામજી સવાઈરામજી | | ,, | ૧૦૦ | ૧ | | સભામંડપમાં ચિત્રકામ ઘણું જ સુંદર છે. |
| શ્રીસંઘ | શેઠ આ. ક. ની પેઢી | | ,, | ૫૦ | | ૨ | તીર્થ છે બે પ્રતિમાઓ દસમા સૈકા પહેલાની છે. |
| શ્રીસંઘ ૧૮૫૦ લગભગ | પનાલાલજી રૂપચંદજી | | સાધારણ | ૬૦ | ૧ | | |
| ,, | રાજમલજી સીવેતમલજી તાતેડ | | સારી | ૪૦ | ૧ | | |

| નંબર | ગામનું નામ | ઠેકાણું. | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૨૦૩ | તાજપુર | ગામની આગોળે | તાજપુર ૧॥ મા. દૂર | તાજપુર | ઘર | ધર્મનાથજી | પાષાણુ-ધાતુ ૭—૩૪ |
| ૩૨૦૪ | શિવગઢ | બજારમાં | રતલામ ૧૨ મા. દૂર | શિવગઢ | ,, | શીતળનાથજી | ૧— ૧ |
| ૩૨૦૫ | ખવાસા | ,, | બામનિયા ૪ મા. દૂર | બામનિયા | શિખરબંધ | ધર્મનાથજી | ૩— ૨ |
| ૩૨૦૬ | પટલાવદ | કુંજગલી | ,, ૮ મા. દૂર | પટલાવદ | ,, | આદિનાથજી | ૪— ૧ |
| ૩૨૦૭ | ,, | ગણુપતિ મહોલ્લા | ,, | ,, | ,, | શાંતિનાથજી | ૩— ૧ |
| ૩૨૦૮ | કીશનગઢ (કરવડ) | બજારમાં | ,, ૬ મા. દૂર | કરવડ | ,, | વિમલનાથજી | ૩— ૧ |
| ૩૨૦૯ | સારંગી | ,, | બામનીઆ ૧૪ મા. દૂર | સારંગી | ઘર | આદિનાથજી | ૪— ૧ |
| ૩૨૧૦ | જકનાવદા | ,, | ,, ૨૨ મા. દૂર | જકનાવદા | શિખરબંધ | ,, | ૫— ૩ |
| ૩૨૧૧ | ઉમરકોટ | ,, | ,, ૨૪ મા. દૂર | ,, | ઘર | ,, | ૨— |
| ૩૨૧૨ | રાજગઢ | મોટું દેરાસર | મેઘનગર ૪૦ મા. દૂર | રાજગઢ | શિખરબંધ | મહાવીરસ્વામી | ૯૭—૫૧ |
| | | | | | | | |
| ૩૨૧૩ | ,, | બજારમાં | ,, | ,, | ,, | આદિનાથજી | ૨૭— ૩ |
| ૩૨૧૪ | ,, | ,, | ,, | ,, | ઘુમટબંધ | શીતળનાથજી | ૮— ૧ |
| ૩૨૧૫ | ,, | ગામબહાર | ,, | ,, | ,, | આદિનાથજી | ૫— ૬ |
| ૩૨૧૬ | ટાંડા | બજારમાં | ,, ૩૨ મા. દૂર | ટાંડા | શિખરબંધ | અજીતનાથજી | ૪— ૩ |

| બંધાવનારનું નામ તથા સંવત. | વહીવટદારનું નામ. | લેખનો સંવત. | દેરાસરની સ્થિતિ. | જૈનોની વસ્તી. | ઉપાશ્રય | ધર્મશાળા | વિશેષ નોંધ |
|---|---|---|---|---|---|---|---|
| શ્રીસંઘ ૧૮૦૦ લગભગ | કનૈયાલાલજી મગનીરામજી | | સાધારણ | ૨૦ | ૧ | ૧ | |
| શ્રીસંઘ ૧૯૩૦ લગભગ | હસ્તીમલજી ઘાસીરામજી સુરાણા | ૧૭૯૮ | સારી | ૬૦ | ૧ | | |
| શેઠ તેજમલજી નાથાલાલજી ૧૯૪૫ | શેઠ તેજમલજી નાનાલાલજી | ૧૯૫૨ | ,, | ૨૫ | ૧ | | |
| શ્રીસંઘ ૧૮૦૦ લગભગ | શેઠ ભેરાજી ધનરાજ | | ,, | ૬૦ | ૨ | | |
| શ્રીસંઘ ૧૯૨૦ લગભગ | સાગરમલજી કવરજી માલવી | | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | કાળુરામજી લાલચંદ દક | ૧૬૬૪ | ,, | ૨૦ | | | |
| શ્રીસંઘ ૧૯૭૦ | શેઠ જવાહરમલ રૂપચંદ | ૧૪૫૪ | સાધારણ | ૨૦ | | | |
| શ્રીસંઘ પ્ર. ૧૯૮૧ | શેઠ રિખવચંદ ખુબચંદ | ૧૯૪૦ | ,, | ૭૫ | | | જુનું દેરાસર છે. |
| શ્રીસંઘ ૧૯૦૦ લગભગ | શેઠ ગટુલાલજી દેવીચંદજી | | ,, | ૧૫ | | | |
| શ્રીસંઘ ૧૮૫૬ | ડુંગાજી ઝવેરચંદ | ૧૮૫૬ | સારી | ૧૦૦૦ | ૪ | ૨ | સં. ૧૧૨૮ ની સાલની નમિનાથ ભગવાનની મૂર્તિ પ્રાચીન છે. ૫૨ જિનાલય છે. |
| દોલતરામ ચુનીલાલ ખજાનચી ૧૯૬૦ | દોલતરામ ચુનીલાલ | ૧૯૬૧ | ,, | | | | એક ગુરુમૂર્તિ છે. અષ્ટાપદના નામથી ઓળખાય છે. |
| શ્રીસંઘ ૧૮૫૬ | ડુંગાજી ઝવેરચંદ | ૧૮૫૬ | ,, | | | | બે પુસ્તકભંડારો છે. |
| શ્રીસંઘ ૧૯૫૮ | શેઠ હુકમીચંદ હંસરાજ | ૧૫૧૪ | ,, | | | | |
| શ્રીસંઘ ૧૯૪૦ લગભગ | શેઠ પનાલાલ અંબાલાલ | | ,, | ૧૦૦ | ૧ | | એક ભમતી છે. |

| નંબર | ગામનું નામ | ઠેકાણું | રેલ્વે સ્ટેશન. | પોસ્ટ ઓફિસ. | બાંધણી. | મૂળનાયક | પ્રતિમાજીની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૩૨૧૭ | મોહનખેડા | જંગલમાં | મેઘનગર ૪૦ મા. દૂર | રાજગઢ | શિખરબંધ | આદિનાથજી | પાષાણ–ધાતુ ૧૨— ૧ |
| | | | | | | | |
| ૩૨૧૮ | બાગ | બજારમાં | દાહોદ ૭ મા. દૂર | બાગ | ,, | વિમલનાથજી | ૬— ૪ |
| ૩૨૧૯ | કુકસી | ઉદયગંજ | ,, ૭૦ મા. દૂર | કુકસી | ,, | શાંતિનાથજી | ૧૦૪—૪૦ |
| ૩૨૨૦ | ,, | ,, | ,, | ,, | ,, | સીમંધર સ્વામી | ૪— |
| ૩૨૨૧ | ,, | ,, | ,, | ,, | ,, | મહાવીરસ્વામી | ૬— ૧ |
| ૩૨૨૨ | ,, | નવાપુરા | ,, | ,, | ધાબાબંધ | શાંતિનાથજી | ૩— |
| ૩૨૨૩ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૩— |
| ૩૨૨૪ | ,, | ,, | ,, | ,, | શિખરબંધ | આદિનાથજી | ૩૮— ૮ |
| ૩૨૨૫ | તાલનપુર | જંગલમાં | ,, ૭૩ મા. દૂર | સુસારી | ,, | . | ૨૫— ૫ |
| | | | | | | | |
| ૩૨૨૬ | ,, | ,, | ,, | ,, | ,, | ગોડી પાર્શ્વનાથજી | ૧૪— ૧ |
| ૩૨૨૭ | સુસારી | બજારમાં | ,, ૭૨ મા. દૂર | ,, | ,, | શાંતિનાથજી | ૫— ૫ |
| ૩૨૨૮ | નીસરપુર | ,, | ,, ૮૦ મા. દૂર | નીસરપુર | ઘર | ,, | ૭— ૬ |
| ૩૨૨૯ | મનાવર | ,, | મહુ ૮૦ મા. દૂર | મનાવર | શિખરબંધ | પાર્શ્વનાથજી | ૬—૧૭ |

